લાખોં કી સંખ્યા મેં સાધુઓં મેં મુકદ્દમેબાજી ન હોતી, છોટે-છોટે ભૂમિખંડોં કે લિયે ઉનમેં લટ્ઠબાજી ન હોતી, એક-એક પૈસે કે લિયે ઉનમેં તકરાર ન હોતી.

જબ યહાં કે સાધુ ઘરેલૂ, છોટે-છોટે ઝગડોં કો ઇતના મહત્ત્વ દેતે હૈં, તબ વે સંસાર કી સમસ્ત રાજનૈતિક સમસ્યાઓં કે ખેલ ક્યા સમઝેંગે? ઇન સબ બાતોં પર ધ્યાન દેને સે ઐસા જાન પડતા હૈ કિ ભારતવર્ષ કે અધિકાંશ સાધુ ધર્મ કા ઢોંગ કરનેવાલે, કપટી, અનાચારી, ઉદ્દંડ આદિ વિશેષણોં સે વિભૂષિત કિયે જાને યોગ્ય હૈં.

હમ ઉનકી દંભમય ગર્વોક્તિયોં, ઉનકે કપટપૂર્ણ વ્યવહારોં ઔર ભારતવર્ષ કી દરિદ્ર જનતા પર ભારસ્વરૂપ ઉનકે નિકમ્મે જીવન સે તંગ આ ગયે હૈં. હમ બહુત દેખ ચુકે ઔર સુન ચૂકે, અબ હમારા યહી પ્રયત્ન હોના ચાહિયે કિ હમ ઉનકે નૃશંસ સંગઠનોં કા નાશ કરને કે લિયે ઉદ્યત હો જાવેં ઔર એકસ્વર હો કર જનતા સે યહ પ્રાર્થના કરેં કિ વહ ઇનકે પાલનપોષણ કા ભાર ગ્રહણ કર કે ઇન્હેં નિકમ્મા, આલસી ઔર અનાચારી બનાને કા ભીષણ પાપ અપને સિર પર ન લે.

હમ ભારતવર્ષ કે સાધુઓં કે વિરોધી નહીં. હમ દેખતે હૈં કિ વે કુમાર્ગ પર જા રહે હૈં, ઇસી લિયે હમેં યહ અપ્રિય-સત્ય કહના પડા. હમ ચાહતે હૈં કિ હમારે સાધુ અપની શ્રેષ્ઠતા કી રક્ષા કરેં. જો એક સમય હમ લોગોં કે શિર કે મુકુટ થે, વે આજ વૈસે નહીં રહે હૈં. ઉનકો ચાહિયે કિ સંસાર કો દિખલા દેં કિ વે જનતા કો ઠગને કે લિયે ગેરુઆ વસ્ત્ર નહીં ધારણ કિયે હૈં, વરન્ વે સચ્ચે સાધુ હૈં.

"વિવિધ ગ્રંથમાળા" ગ્રંથાંક ૨૪૧ થી ૨૪૪, વર્ષ ૨૧ મું-૧૯૮૭

# शुभसंग्रह-भाग सातमो

(ઉપયોગી ૧૨૯ લેખો)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશક, ભિક્ષુ-અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ-૨

પૃષ્ઠ ૬૩૬, પ્રત ૪૫૦૦, ચૈત્ર-૧૯૮૭
છૂટક મૂલ્ય ૨ાા, પો૦ જુદું

# प्रकाशकनुं निवेदन

વિવિધ ગ્રંથમાળાના સળંગ અંક ૨૪૧ થી ૨૪૪ અને એકવીસમા વર્ષ(૧૯૮૭)ના અંક ૧ થી ૪ તરીકે શુભ સંગ્રહનો આ સાતમો ભાગ નીકળે છે.

આગલા ભાગોની પેઠે આમાં પણ પ્રત્યેક લેખ સાથે તેના લેખકનું નામ તથા જેમાંથી તે લેખ લેવાયો હોય તે પત્રનું નામ બનતાં સુધી અપાયું છે. તે તે સર્વ લેખક, સંપાદક, અને પ્રકાશક સજ્જનોનો ઉપકાર માની કહેવાનું કે, લેખોમાં જે કાંઇ ઉપકારકતા હોય તેનું મૂળ કારણ વાંચનાર બંધુઓનું પુણ્ય અને પરમાત્મકૃપા હોઈ યશના અધિકારી તે તે લેખકો, સંપાદકો અને પ્રકાશકો છે.

આવા સંગ્રહોમાંની કોઇ ઔષધિ, બનાવટ અથવા બીજી બાબત માટે કોઇને કાંઇ લખવા પૂછવા જેવું જણાય તેમણે તે વિષે અત્ર તરફ નહિ લખતાં તેના લેખકનેજ લખવું પૂછવું; અને લેખકના ઠામઠેકાણા માટે તે લેખ પ્રથમ છપાયો હોય ત્યાં પૂછવું.

આ સંસ્થા તરફનાં આવાં તેમજ બીજાં પુસ્તકોમાંના દરેકે દરેક વિચાર સાથે આ સેવકને એકમત સમજવાનો નથી, તેમ સંમત કે અસંમત વિચારો વિષે લખાપઢી કે વાદવિવાદ પણ તે કરે તેમ નથી. અલ્પ મતિ પ્રમાણે એકંદરે હિતાવહ જણાય તે પ્રસિદ્ધ કરવું, એજ ધોરણ છે. વળી કોઇ બાબત કોઇને વધારે ગમવી, કોઇને ઓછી ગમવી અને કોઇને અડીક લાગવી, એ તે તે વાંચનાર સજ્જનોની સ્થિતિ, પ્રકૃતિ અને સમજણ ઉપર પણ આધાર રાખે છે.

જે સજ્જનોને આમાં અગત્યની ભૂલચૂક જણાય તેઓ તે યોગ્ય સુધારણા સાથે લખી મોકલશે, તો તે પાઠકોની જાણમાં યથામતિ લવાશે. ચૈત્ર વદી ૧૧-૧૯૮૭ ભિક્ષુ-અખંડાનંદ

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૨ | કાન | કૌન |
| ૧૬ | ૩૮ | કરડી, | કાબરી, |
| ૩૮ | ૧૦ | મંદિરનાનાં | મંદિરમાંનાં |
| ૩૮ | ૧૩ | ઈન સેયહ | ઈન સે |
| ૧૧૭ | ૪ | પછા | પાછા |
| ૧૧૮ | ૭ | તેનથી | તેનાથી |
| ૧૨૬ | ૨૫ | પેલેંડ | પોલેંડ |
| ૧૨૬ | ૩૪ | ક્ષ્ટાં | ક્ષ્ટોં |
| ૧૫૬ | ૭ | यदा यदा यदा | यदा यदा |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૭ | ૨૩ | રામાંચકારી | રોમાંચકારી |
| ૧૭૦ | ૨૭ | તરુલતા | તરુણતા |
| ૧૭૬ | ૩૬ | સંસાતાપદગ્ધ | સંસારતાપદગ્ધ |
| ૧૮૨ | ૨૧ | ૪—અહા ! | ૫—અહા ! |
| ૧૮૩ | ૫ | ગારાંગ | ગૌરાંગ |
| ૧૮૪ | ૧૪ | હ. | હૈ. |
| ૧૮૬ | ૮ | હિયહિ | પિયહિ |
| ૨૦૯ | ૩૨ | આર | ઔર |
| ૨૩૨ | ૧૪ | લિય | લિયે |
| ૨૩૯ | ૩૨—૩૩ | પરમહંત | પરમહંસ |
| ૨૬૦ | ૧૨ | પ્રાતદિન | પ્રતિદિન |
| ૨૬૮ | ૪ | મં | મૈં |
| ૨૬૮ | ૧૨ | ઇચ્છી | ઇચ્છા |
| ૨૭૧ | ૨૫ | ૈસે | કૈસે |
| ૨૭૪ | ૧૯ | આર | ઔર |
| ૨૮૦ | ૧૬ | **वेदप्रतिष्ठत** | **वेदप्रतिष्ठित** |
| ૨૮૦ | ૧૭ | **गुणोऽधम** | **गुणोऽधर्म** |
| ૨૮૪ | ૧૭ | અદિ | આદિ |
| ૨૮૬ | ૨ | મૂતિપૂજા | મૂર્તિપૂજા |
| ૨૯૧ | ૧૧ | અહિલ્યાબઇ | અહિલ્યાબાઈ |
| ૨૯૯ | ૪ | આધક | અધિક |
| ૩૪૧ | ૬ | છટકો" | છૂટકો" |
| ૩૪૩ | ૩૦ | શન્ય | શૂન્ય |
| ૩૮૬ | ૨૯ | **महीयाना आत्मास्य** | **महीयानात्मास्य** |
| ૪૧૯ | ૭ | આર | ઔર |
| ૪૨૭ | ૧ | વકસ | વર્કસ |
| ૪૪૩ | ૧૫ | જરાતનો | ગુજરાતનો |
| ૪૪૮ | ૩૦ | નિરક્ષતા | નિરક્ષરતા |
| ૪૬૬ | ૨૯ | દત્યાધિપતિએ | દૈત્યાધિપતિએ |
| ૪૮૫ | ૪ | અ સ્થાન | એ સ્થાન |
| ૫૦૧ | ૩૧ | સાથી | સૌથી |
| ૫૫૩ | ૫ | દેશભકિત છે. | દેશભક્તિ. |
| ૫૭૮ | ૨ | શાકવગ | શાકવર્ગ |
| ૫૮૬ | ૨૯ | નથી, | ન થી, |
| ૫૯૮ | ૧૪ | પુત્રીનાં | પુત્રનાં |

# सामान्य अनुक्रमणिका

# विषयवार अनुक्रमणिका

## १–ધાર્મિક અને આધ્યાત્મિક



## ૨–સામાજિક

## ૩–ચરિત્ર અને ઇતિહાસ

## ૩-ટૂંકી વાર્તાઓ

## ૫-વિજ્ઞાન, કળા, શોધખોળ



## ૬-વૈદ્યક અને આરોગ્ય



## ૭-શિક્ષણ





# શુભસંગ્રહ-ભાગ ૭મો

## १–सद्गत देशभक्त सूफी अंबाप्रसाद

આજે ભારતવર્ષમાં કેટલા લોક એમનું નામ જાણે છે? કેટલા એમની સ્મૃતિથી શોકાતુર થઇને આંસુ વહાવે છે? કૃતઘ્ન ભારતે આવાં કેટલાંયે રત્ન ગુમાવ્યાં છે; અને આશ્ચર્યની વાત એ છે કે, તેને માટે એક ક્ષણભર પણ તેને દુઃખ લાગ્યું નથી!

તેઓ સાચા દેશભક્ત હતા; દેશને માટે તેમના દિલમાં દર્દ હતું. હિંદી યુવકોને ઉત્સાહપૂર્વક સ્વરાજ્યપથ પર ચાલતા જોઇને તેમને આનંદ થતો, ગરીબ હિંદીઓની નિરાધાર દશા દેખીને તેઓ દીર્ઘ નિઃશ્વાસ મૂકતા, અને તેનો પ્રતીકાર કરવાને ઉત્સુક રહેતા.

તેઓ ભારતની પ્રતિષ્ઠા જોવાની ઝંખના રાખતા, તેને ઉન્નતિના શિખરપર પહોંચાડવાના અભિલાષ ધરાવતા; છતાં તેમનું નામ આજે ભારતવર્ષના બહુજ થોડા માણસો જાણે છે.

ભારતમાતાનું અસ્તિત્વ કાયમ રાખવાને માટેજ તેમણે પોતાનું અસ્તિત્વ મટાડી દીધું હતું. તેમના પ્રત્યેની લોકોની ઉપેક્ષાની પરવા કર્યા વિના પોતાના સર્વસ્વનું બલિદાન દીધું–ઘર છોડયું, માલમિલ્કત જપ્ત થયાં, જેલમાં ગયા, પ્રાણથીયે વહાલો દેશ છોડયો અને અંતે પ્રાણ પણ ઓવાર્યા. એમની કદર કરી તે પણ ઇરાને! આજે ઇરાનમાં "આકા સૂફી"નું નામ સર્વપ્રિય અને સર્વપૂજ્ય બન્યું છે.

× × × × ×

સૂફી અંબાપ્રસાદનો જન્મ ઇ. સ. ૧૮૫૮માં મુરાદાબાદમાં થયો હતો. એમનો જમણો હાથ જન્મથીજ કપાયેલો હતો. તેઓ હાસ્યવિનોદમાં કહેતા કે "ભાઈ! મેં સત્તાવનમાં અંગ્રેજો સામે યુદ્ધ કીધું, હાથ કપાઇ ગયો, મૃત્યુ થયું, પુનર્જન્મ પામ્યો, પણ હાથ કપાયેલો ને કપાયેલોજ આવી ગયો."

એમણે મુરાદાબાદ, બરેલી અને જલંધર આદિ શહેરોમાં શિક્ષણ લીધું. ઈ. સ. ૧૮૬૯ માં લુધિયાના જીલ્લામાં જ્યારે સ્વતંત્રતાપ્રેમી કુકાને તોપને ગોળે ઉડાવી દેવામાં આવ્યા ત્યારે તેઓ જાલન્ધરમાં હતા. એમનું વય એ સમયે લગભગ ૧૩ વર્ષનું હતું.

એફ. એ. પાસ કર્યા પછી એમણે કાયદાનો અભ્યાસ કર્યો;

પરંતુ વકીલાત કરી નહિ. તેઓ ઉર્દૂના પ્રભાવશાળી લેખક હતા, એજ કામ તેમણે હાથમાં લીધું.

× × × ×

ઈ. સ. ૧૮૯૦માં એમણે મુરાદાબાદથી પોતાનું ઉર્દૂ સાપ્તાહિક "જામ્યુલ-ઇલૂમ" પ્રકટ કરવા માંડયું. એમનાં ધર્મપત્ની એમને એ કાર્યમાં ખૂબ સહાયતા આપતાં. આજે ૧૯૨૫ માં એમના એ સમયના લેખો વાંચી જુઓ, તેમાં ૧૯ મી સદીની ગંધ સરખી આવશે નહિ. દરેક સમયે એ લેખો નવીન ભાવ ઉપસ્થિત કરે છે. એમાંનો પ્રત્યેક શબ્દ સૂફીજીની આંતરિક અવસ્થાનો પરિચય આપે છે. તેઓ હાસ્યરસના પ્રસિદ્ધ લેખક હતા, છતાં તેમના લખાણુમાં ગંભીરતા પણુ ઓછી ન હતી. તેઓ હિંદુમુસલમાન એકતાના કટ્ટર હિમાયતી હતા; અમલદારોના આકરા ટીકાકાર હતા. એમનું પત્ર એટલું બધું લોકપ્રિય થઇ પડયું હતું કે રસ્તામાં ટપાલવાળાજ વાંચવાને ખાતર એ ચોરી લેતા.

ઇ. સ. ૧૮૯૭ માં એમના પર રાજદ્રોહનો આરોપ મૂકીને કેસ ચલાવવામાં આવ્યો; અને તેમાં દોઢ વર્ષનો કારાવાસ મળ્યો. ૧૮૯૯ માં તેઓ છૂટીને બહાર આવ્યા; એ અરસાનાં યુ. પી. નાં કેટલાંક નાનાં દેશી રાજ્યોમાં અંગ્રેજો હસ્તક્ષેપ કરી રહ્યા હતા.

સૂફીજીએ ત્યાંના અમલદારો અને રેસિડન્ટોનાં છોડીઆં સારી પેઠે પાડયાં. તે લોકોએ સૂફીજી ઉપર મિથ્યા દોષારોપણનો કેસ ચલાવ્યો. તેમાં એમની માલમિલકત જપ્ત થઈ અને ૬ વર્ષનો બંદાવાસ મળ્યો. જેલમાં તેમને અકથનીય કષ્ટો સહન કરવાં પડયાં. આમ છતાં તેઓ લેશ પણુ ડગ્યા નહિ.

સૂફીજી જેલમાં બિમાર થયા. એક ગંદી કોટડીમાં પુરાયા હતા. ઓસડવેસડ અને સારવાર તો હોયજ શેનાં! અરે પાણીનો પણુ યોગ્ય બંદોબસ્ત ન હતો. જેલર આવતો અને મજાકમાં પૂછતો "સૂફી ! હજી સુધી તમે જીવો છો ?" શું આ વિપત્તિઓથી સૂફી ડરે એમ હતા ? હરગીજ નહિ. જેમ તેમ જેલના દિવસો કપાયા અને ૧૯૦૬ ના અંતમાં તેઓ છૂટયા.

+ + + +

સૂફીજીને નિઝામ હૈદ્રાબાદ સાથે ગાઢ સંબંધ હતો. જેલમાંથી છૂટતાંજ તેઓ ત્યાં ગયા. નિઝામે તેમને માટે એક સરસ મકાન બનાવ્યું. જે દિવસે મકાન તૈયાર થયું તે દિવસે નિઝામે તેમને કહ્યું કે "આપને માટે મકાન તૈયાર થયું છે." એમણે ઉત્તર આપ્યો "હું પણુ તૈયારજ થયો છું." પુસ્તકો અને કપડાંની પોટલી ઉઠાવી અને પંજાબનો રસ્તો લીધો ! ઇ. સ. ૧૯૦૭ ની શરૂઆત હતી. સ્વદેશી હીલચાલની લહેરનો પંજાબ ઉપર ઠીક પ્રભાવ પડતો

હતો, જાગ્રતિનો આરંભ થઇ ચૂક્યો હતો. એમણે જોયું કે પંજાબ-માં કંઇક કામ થઇ શકશે; અને તે માર્ગે પ્રયાણ કર્યું.

ત્યાં "પૈસા અખબારે" એમને માસિક ૧૭૫ રૂપીઆ આપવા જણાવ્યું, "વતન અખબારે" ૧૨૫ થી માગણી કરી; પરંતુ એમણે એની પરવા નહિ કરતાં "હિંદુસ્તાન" પત્રના ૬૦ રૂપીઆ સ્વીકારી લીધા! તેઓ કહેતા "આપણે 'વેતન' 'વેતન'નાં રોદણાં શામાટે રડીએ? રોજનો રોટલો અને પોતાના વિચારો અને સ્વાતંત્ર્યપ્રેમનો પ્રચાર કરવાની તક મળતી રહે એટલુંજ મારે માટે બસ છે." નિઃસંદેહ મોહ અને લોભની મગદૂર શી કે તેના હૃદય-નો સ્પર્શ પણ કરી શકે? આ તો સામાન્ય વેતન હતું; પરંતુ સંભળાય છે કે એમની કુશળતા, વાક્‌પટુતા અને બુદ્ધિશક્તિ જોઇને સરકારની જાસુસી ખાતાની માસિક ૧૦૦૦ રૂપીઆની જગ્યા આપ-વાની માગણી થયેલી; પરંતુ એ લાલચને વશ ન થતાં એમણે તો કારાવાસ અને દરિદ્રતાનેજ શ્રેષ્ઠ માન્યાં. કેટલાક દિવસ સુધી તેઓ "હિંદુસ્તાન"માં કામ કરતા રહ્યા.

એજ દિવસોમાં સરદાર અજિતસિંહજીએ "ભારત માતા સોસાયટી"ની સ્થાપના કરી અને પંજાબના "ન્યૂ કૉલોનીબિલ" વિરુદ્ધ આંદોલન શરૂ કર્યાં. એ મંડળમાં સઘળાજ નવયુવકો હતા; અને મોટા ઉત્સાહથી તેઓ પોતાનું કામ કરી રહ્યા હતા. સૂફીજીનો પરિચય એમની સાથે વધતો ગયો અને તેઓ પણ એ તરફ આક-ર્ષાવા લાગ્યા.

'હિંદુસ્તાન'ના સંપાદક શ્રી. દીનાનાથ એમના લેખમાં ઘણી કાપકૂપ કરતા. એમણે તેમને કહ્યું "તમે હજી બાળક છો. નીતિ સમજતા નથી. ડરો છો, તંત્રીતરીકે મારૂંજ નામ મૂકો એટલે પત્યું." પરંતુ એ માગણી સ્વીકારાઇ નહિ; અંતે એમણે એ કામ પણ છોડયું અને પૂર્ણપણે ભારતમાતા સોસાયટીનાજ થઈ રહ્યા. પંજાબમાં જુસ્સો વધતોજ રહ્યો. લાહોરમાં જાટોનો જલસો થયો. એ દુઃખી જમીનદારોને સૂફીજીએ જે શબ્દોમાં ઉપદેશ આપ્યો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

* * * *

ઇ. સ. ૧૯૦૭ના મેની ૯ મી તારીખે લાલા લજપતરાય પકડાયા, અને સરદાર અજિતસિંહ ઉપર પણ વૉરંટ નીકળ્યું. સર-દારજી છુપાઇ ગયા; અને હજી જૂન સુધી સરકાર તેમને પકડી શકી નહિ. એ ડખલના દિવસમાં કામ મોકુફ રહેવાથી સૂફીજી પોતાના મિત્રોને મળવા રૂડકી ગયા. પાછળથી પંજાબમાં વધારે ધરપકડ શરૂ થઈ એટલે સરદાર અજિતસિંહના ભાઇ સરદાર કિશનસિંહજી અને ભારતમાતા સોસાયટીના મંત્રી આનંદકિશોર મહેતા, સૂફી-

જીની સાથે નેપાળમાં ચાલ્યા ગયા. ત્યાં બહુ દિવસ રહ્યા. ત્યાં નેપાલરોડના ગવર્નર શાયદ શ્રીયુત જંગ બહાદુરજી સાથે એમનો પરિચય થયો. તેઓ એમની સાથે બહુજ સારી રીતે વર્તતા. પાછળથી શ્રી. જંગબહાદુર સૂરીજીને આશ્રય આપવાના કારણથી પદચ્યુત થયા; અને તેમની મિલકત પણ જપ્ત કરી લેવામાં આવી. તેમની સાથે નેપાળની રાજનૈતિક સ્થિતિ ઉપર અનેક પ્રસંગે વાતચીત થતી; સૂફીજીની રાજનીતિનિપુણતા જોઇને તેઓ દંગ થતા અને કહેતા કે 'ભારત જેવા ગુલામ દેશમાં રહીને જીવન વ્યર્થ શામાટે ગુમાવો છો?' આખરે તેઓ ત્યાંથી પકડાયા અને તેમને લાહોર લાવવામાં આવ્યા.

જ્યારે તેઓ "ભારતમાતા સોસાયટી"માં હતા ત્યારે લાલાજીના ઇંડિયા પત્રમાં એમના લેખો અવારનવાર પ્રગટ થતા રહેતા. તે સંબંધમાં એમના પર કેસ-ચલાવવામાં આવ્યો; પરંતુ નિર્દોષ સિદ્ધ થવાથી છૂટી ગયા.

તે પછી સરદાર અજિતસિંહજી પણ છૂટીને આવી પહોંચ્યા. અને મંડળના જેટલા સભ્યો બહાર હતા તે સઘળા સુરત કોંગ્રેસમાં એકઠા મળ્યા. ઈ. સ. ૧૯૦૮ માં ભારતમાતા બુક સોસાઇટીની સ્થાપના કરવામાં આવી અને તેણે રાજદ્વારી અને રાષ્ટ્રીય સાહિત્ય પ્રકટ કરવાનું શરૂ કર્યું. એમાં વિશેષ કામ સૂફીજ કરતા.

એક દિવસ સરદાર અજિતસિંહને લાહોરના ડેપ્યુટી કમિશ્નરે બોલાવ્યા. અને તેમણે રાજદ્વારી ક્ષેત્રમાંથી દૂર રહેવાની ધમકી આપી. પરંતુ સરદારજીએ તેને રોકડું પરખાવ્યું એટલે કમિશ્નર સાહેબ બોલી ઉઠયા કે 'શું તમે ઇસુ છો?' સરદારજી ત્યાંથી ચાલી આવ્યા અને સૂફીજીને વાત કરી. પછી શું? સૂફીજી બાઇબલ લઇને બેસી ગયા અને કેટલાક દિવસ પછી '**બાગી મસ્સીહ**' યા 'વિદ્રોહી ઇસુ' નામનું પુસ્તક પ્રગટ કર્યું. અને તેમાં દર્શાવ્યું કે ઇસુને તેના શિષ્યોએ ૩૦ સિક્કામાં વેચી દીધો હતો અને સરદાર સાહેબને તેના કોમ મિત્રે ૫૦૦ રૂપિયામાં શત્રુના હાથમાં સોંપ્યા! બન્નેના આદર્શ મળતા આવે છે, લક્ષ્ય પણ એકસરખુંજ છે. એટલે એ બંને વચ્ચે ભારે અંતર નથી. પુસ્તક જપ્ત કરવામાં આવ્યું.

૧૯૦૮ વર્ષમાં લો. મા. તિલક ઉપર કેસ ચાલ્યો. તેમને ૬ વર્ષની કેદ મળી. ત્યારે દેશભક્ત મંડળના સર્વ સભ્યો સાધુ બની ગયા. સઘળાએ ભગવાં, ગેરૂઆં વસ્ત્ર પહેરી લીધાં, અને સૂફીજી તથા સરદારજીએ મળીને તિલક આશ્રમ ખોલવાનો ઇરાદો કર્યો; પરંતુ અનેક વિઘ્નો અને આપત્તિઓને લઇને તેમનો વિચાર અમલમાં મૂકી શકાયો નહિ.

સાધુમંડળ પર્વતયાત્રાએ નીકળ્યું. પર્વતના શૃંગનિવાસ

દરમિયાન એક ભક્ત પણ સાથે થઇ ગયો. સાધુઓ બેઠા એટલે પેલા ભક્તે સૂફીજીનાં ચરણો પર મસ્તક નમાવીને પ્રણામ કર્યાં. ભક્ત મોટો જેન્ટલમેન હતો. બૂટ મોજાં સારી પેઠે પહેર્યાં હતાં. સૂફીજીને ચરણે મસ્તક મૂકીને પૂછવા લાગ્યોઃ–

"બાવાજી ! આપ ક્યાં રહો છો ?" સૂફીજીએ કારમે સ્વરે ઉત્તર આપ્યો "રહું છું તારા કપાળમાં !"

"મહારાજ ! આપ નારાજ કેમ થાઓ છો ?"

"અરે બેવકૂફ ! તેં મને નમસ્કાર શામાટે કર્યો ? બીજા આટલા બધા સાધુઓ હતા તેમને પ્રણામ નહિ કરવાનું કારણ ?"

"હું આપનેજ મોટા સાધુ સમજ્યો હતો."

"વારૂ, જાઓ ખાવા પીવાનું લઇ આવો."

તે કેટલીક વારે સારા સારા પદાર્થ લઈને આવ્યો. ખાઇપીને નિશ્ચિંત થયા પછી સૂફીજીએ તેને ફરીથી બોલાવ્યો અને કહ્યું "કેમ અલ્યા ! અમારો પીછો છોડે છે કે નહિ ?"

"મહારાજ ! હું આપને શી તકલીફ આપું છું ?"

"ચાલાકી જવા દે. જાસુસી કરવા જા. જા તારા બાપને ખબર આપ કે અમે બળવો ઉઠાવવાને પહાડમાં જઈએ છીએ."

પેલો માણસ શરમિંદો થઇ ગયો અને પગે પડી બોલ્યો, "હજુર ! પેટને ખાતર સૌ કંઇ કરવું પડે છે !"

ઈ. સ. ૧૯૦૯માં એમણે "પેશવા અખબાર" કાઢ્યું. એ દિવસોમાં બંગાળામાં ક્રાંતિકારી હીલચાલે માથું ઉઠાવ્યું. સરકારને ચિંતા પેઠી કે, આ અગ્નિ પંજાબને તો નહિ સળગાવી મૂકે ? તરતજ દમનચક્ર ફરવા માંડ્યું. પ્રમુખને–લાલા હરદયાળને દેશ છોડવો પડયો અને અંતે સૂફીજી, સરદાર અજિતસિંહ અને જ્યાઉલ હકને પણ ઇરાનનો પંથ લેવો પડયો.

એ દરમિયાન "પેશ્વા" હજી ચાલુજ હતું. તેને માટે પુષ્કળ લેખો લખી રાખવામાં આવ્યા હતા; કારણકે પેશ્વા એકદમ બંધ પડી જાય તો સરકારને શંકા પડે અને રસ્તામાંથીજ એમને કદાચ પકડી લેવામાં આવે. કરાંચીથી વહાણપર ચઢયા. ઇરાન ચાલ્યા ગયા. ત્યાં જ્યાઉલ હકની મતિ બદલાઈ ગઇ. તેણે વિચાર્યું "આ લોકોને પકડાવી દઉં તો ઇનામ મળે અને સજામાંથી પણ બચી જવાય." પરંતુ સૂફીજી ચેતી ગયા. તેમણે તેને આગળ રવાના કર્યો; ત્યાં તે રિપોર્ટ કરવા જતાં પકડાઇ ગયો અને આ બન્ને બચી ગયા.

ઇરાનની એમની આપવીતી તો ત્યાં જઇને હકીકત મેળવીએ તોજ જાણવામાં આવે; પરંતુ અહીં જે કંઇ સાંભળવામાં આવ્યું છે તે નોંધીએ છીએ. અહીંથી ઇરાન જવા પછી અંગ્રેજ સરકારે

એમની ત્યાં પણ ખૂબ તપાસ કરી. તેમને અનેક જાતનાં કષ્ટો સહન કરવાં પડયાં. કહેવાય છે કે, એક સ્થળે તેમને ઘેરી લેવામાં આવ્યા હતા. ત્યાંથી નીકળી નાસવાનું અશક્ય થઇ પડયું હતું. ત્યાં વેપારીઓનો કાફલો ઉતર્યો હતો; ઉંટો પર વસ્ત્ર આદિની પેટીઓ લાદવામાં આવી હતી. એક ઉંટની બે પેટીઓમાં સુફીજી અને સરદાર અજિતસિંહને બંધ કરવામાં આવ્યા. અને ત્યાંથી તેમને બચાવી લેવામાં આવ્યા. પછી કોઈ અમીરને ત્યાં ઉતર્યા. વાત વાયુવેગે ઘરઘર ફેલાઇ ગઈ. એ વખતે બંનેને બુરખા પહેરાવી જનાનામાં બેસાડી દેવામાં આવ્યા. બધે તપાસ થઈ. અંતે સ્ત્રીઓની પણ જડતી લેવાવા લાગી; એક બે સ્ત્રીના બુરખા ઉપડયા પણ ખરા, પરંતુ મુસલમાનો આ બેઈજ્જતી સામે લડવા અને મરવા તૈયાર થઇ જતા.

બુરખા ઉપાડવાનું બંધ રહ્યું અને બીજી વાર તેઓ બચી ગયા.

એક ફેરીઆફરે એમને પોતાને ત્યાં આશ્રય આપ્યો. અનેક દિવસ તેને ત્યાં તેઓ રહ્યા, પરંતુ પાછળથી તે બિચારાને સપરિવાર જેલમાં જવું પડયું.

પાછળથી જ્યારે વાદળાં વિખરાઈ ગયેલાં જણાયાં ત્યારે તેમણે ત્યાંની રાષ્ટ્રીય હીલચાલમાં ભાગ લેવા માંડ્યો. એ સમયે અંગ્રેજો ત્યાં પણ પોતાનું પ્રભુત્વ જમાવ્યા જતા હતા. સૂફીજીએ કહ્યું—ભાઈઓ! અમને એ લોકોનો પૂરો અનુભવ છે. અમારા અનુભવનો લાભ લેશો તો એમની ચુંગાલમાંથી બચી શકશો; અને કદાચ ફસાઈ પડશો તોપણ તરતજ છૂટી શકશો. એમણે ત્યાં **આબે હયાત** નામનું પત્ર કાઢ્યું અને અનેક પુસ્તકો લખ્યાં. એ બધું ફારસી ભાષામાંજ લખાતું. તેમાંના એક પુસ્તકનું નામ 'ઇબતે ઈરાની યાન યા દામે સય્યાદાન હતું. એનો અર્થ 'ઇરાની વિપત્તિ અને શિકારીઓની જાળ" છે. પાછળથી સરદાર અજિતસિંહજી ટર્કી ચાલ્યા ગયા ત્યારે સૂફીજીએ પોતાના એક મિત્રને પત્રમાં લખ્યું હતું. સરદાર સાહેબને ટર્કીમાં મૂકી આવ્યો છું. મારી ફરજ અહીં પણ વળગેલી છે, હું અહીંજ કામ કરીશ ઇત્યાદિ.

સૂફીજી અને સરદારજી ત્યાં અત્યંત લોકપ્રિય થઇ પડયા હતા. સરદારજીના ચાલ્યા જવા પછી પણ સૂફીજીને ખૂબ કામ કરવાનો અવસર મળતો અને ત્યાં તેઓ આકા સૂફી યાને 'સ્વામી સૂફી'ના નામથી પ્રસિદ્ધ થયા.

ઇ. સ. ૧૯૧૫ના અરસામાં અંગ્રેજોએ ઇરાનપર સારી પેઠે કાબુ મેળવવાનો તાગડો રચ્યો. કેટલીક ઉથલપાથલ થઈ. શિરાજને ઘેરો ઘાલવામાં આવ્યો. એ ઘેરામાં સૂફીજી પણ અંગ્રેજોના હાથમાં સપડાયા, અને તેમને કોર્ટમાર્શલ કરવામાં આવ્યા.

તેમને મૃત્યુદંડ ઠોકવામાં આવ્યો ત્યારે પ્રતિષ્ઠિત ઇરાનીઓનાં અનેક પંચો તેમને છોડી દેવાની વિનતિ કરવા સરકાર પાસે ગયાં. પરંતુ તેમની કશી પરવા કરવામાં ન આવી, અને છેવટનો ફેંસલો આપવામાં આવ્યો:-

"કાલે સવારે ગોળીથી ઠાર કરવામાં આવશે."

સૂફી કોટડીમાં બંધ હતા. પરંતુ અંતસમયે તેઓ સમાધિ અવસ્થામાં દેખાયા; તેમનું પ્રાણરૂપી પંખી ઉડી ગયું હતું. તેઓ યોગાભ્યાસ સારી રીતે જાણતા હતા. એમની શ્મશાનયાત્રાએ અસંખ્ય ઇરાનીઓ ગયા હતા, અને તેમણે ભારે શોક પાળ્યો! કેટલાયે દિવસ સુધી આખા શહેરમાં શોક છવાઇ રહ્યો હતો. સૂફીજીની કબર બાંધવામાં આવી. આજ સુધી દર વર્ષે એમની કબર પર ભારે મેળો ભરાય છે. લોકો સૂફીજીનું નામ સાંભળતાંજ શ્રદ્ધાથી શિર ઝૂકાવે છે.

\+ + + +

હિંદુસ્તાનના એમના જીવનસંબંધી અનેક અદ્દભુત વાતો સાંભળવામાં આવે છે. તેઓ પગની આંગળીમાં કલમ રાખીને સારી રીતે લખી શકતા. એમના એક મિત્રે એક વિચિત્ર પ્રસંગ વર્ણવ્યો છે. કહેવાય છે કે પહેલાં ભાગલપુર (કે કોઇએક) સ્ટેટમાં રેસીડેન્ટ કંઇક ખરાબી કરી રહ્યો હતો અને તે રાજ્યને હડપ કરવાની પેરવીમાં હતો. ત્યાંના ભેદ પકડવાની અને તેનાં ભોપાળાં બહાર પાડવાની અત્યંત આવશ્યકતા હતી. એ વખતે કલકત્તાના પ્રસિદ્ધ 'અમૃત બઝાર પત્રિકા' તરફથી એમને ત્યાં મોકલવામાં આવ્યા.

એક પાગલ જેવો માણસ રેસીડેન્ટના બબરચી પાસે નોકરી શોધતો આવ્યો; કેટલીક આનાકાની પછી ખાવાના બદલામાં જે કામ સોંપે તે કરવાની શરતે બબરચીએ તેને રાખી લીધો. સાહેબે પૂછ્યું—આ નોકર કોણ છે? બબરચીએ કહ્યું "હજુર! બિલકુલ પાગલ જેવો છે. અક્કલ તો કશી છે જ નહિ." સાહેબ ખુશ થયા. તેણે આગળથી જ હુકમ આપી રાખ્યો હતો કે કોઇ પણ સમજદાર કે ચકોર માણસને નોકરીમાં રાખવો નહિ. પેલો પાગલ વાસણ સાફ કરતાં કરતાં માટીમાં લથપથ થઇ જતો; મોં ઉપર પણ કાદવ લેપડી લેતો. એ વખતે એના તરફ જોતાં કોઇ પણ માણસને હસવું આવ્યા વિના રહેતું નહિ; પણ એ પાગલ નોકરમાં એક સરસ ગુણ હતો, તે સોદો ખરીદવામાં ઘણો ચતુર હતો. સારામાં સારી ચીજ જે ભાવથી બબરચી લાવતો તેની તેજ ચીજ એ નોકર ચાર ચાર આને ઓછે લાવતો. એટલે બજારનું કામ એનેજ સોંપવામાં આવતું.

આ તરફ "અમૃત બઝાર પત્રિકા"માં રેસીડેન્ટ વિરુદ્ધ ધડાધડ લેખો પ્રકટ થવા લાગ્યા. પરિણામે તે એટલો બધો બદનામ

થયો કે તેને એ અધિકારપરથી દૂર કરવામાં આવ્યો. એ સ્ટેટમાંથી એને ધકેલી કાઢવામાં આવ્યો. જ્યારે તે સ્ટેટની હદ ઓળંગી ગયો ત્યારે એક જંકશન પર એક માણુસ બૂટ, પાટલૂન અને હેટ પહેરીને એની સામે આવ્યો. તેને ઓળખતાં રેસીડેન્ટ ચકિત થઈ ગયો. તેણે આવતાંજ અંગ્રેજીમાં વાતચીત શરૂ કરી. તેને જોતાંજ તે કંપવા લાગ્યો. કંઇક જાળથી, કંઈક આશ્ચર્યથી અને કંઈક ક્રોધથી છેવટે તે બોલ્યો "તને ઇનામ તો આપવામાં આવ્યું છે. વળી પાછો મારી પાસે કેમ આવ્યો ?"

"આપે કહ્યું હતું કે જે માણુસ મારો ભેદ ખોલનાર ગુપ્તચરને પકડી આપશે તેને ઇનામ આપીશ."

"હા, કહ્યું હતું. શું તેં એને પકડયો છે ?"

"હા, હા, ઇનામ આપો. તે હું પોતેજ છું."

રેસીડેન્ટ આ સાંભળી થરથર કંપી ઉઠયો અને દાંત કકડાવીને બોલ્યો કે "અરે, જો રાજ્યની હદમાંજ તારો પત્તો લાગ્યો હોત તો તારા ફૂર્ચેફૂર્ચા ઉડાવી નાખત." ખેર, પણ આખરે તેણે પોતાનું વચન પાળ્યું અને સોનાની ઘડિયાળ સૂફીજીને ભેટ આપતાં કહ્યું 'જો તમે સ્વીકારો તો છુપી પોલીસ ખાતામાં માસિક ૧૦૦૦ રૂપિયાની જગ્યા હું તમને અપાવી શકું છું;' પરંતુ સૂફીજીએ કહ્યું "જો પગારજ લેવો હોત તો તમારાં વાસણ શું કામ માંજત ?

આ કોઇ પરંપરાની વાત છે, છતાં અસંભવિત નથી. સૂફીજીને જાસુસ ખાતામાં નોકરી આપવાનાં કહેણ તો સરકારે અનેક વખત મોકલેલાં; પણ એ મહાન દેશભકતે પોતાની દેશભકિતને ગમે તેવી લાલચોથી પણ કલંક લાગવા દીધું નથી. આજે સૂફીજી આ લોકમાં નથી, પણ એવા દેશભકતોનાં આત્મસ્મરણ કરનાર શહીદોનાં સ્મરણ ગમે ત્યારે અને ખાસ કરી અત્યારના મંથનકાળમાં સ્ફૂર્તિદાયક થાય છે. પરમાત્મા એમના મહાન આત્માને શાંતિ આપો અને ભારતમાતાને આવા સુપુત્રવતી કરો ! (પ્રભા)

(૧૦-૪-૧૯૨૫ના "નવયુગ"માંથી)



# २—भक्तराज राजा जयमल्लसिंहजी

રાજા જયમલ્લસિંહજી મેડતા કે રાજા થે. યે બડે હી નીતિજ્ઞ, સદાચારી, સાધુ-સ્વભાવ, નિયમોં મેં તત્પર ઔર દૃઢનિશ્ચયી ભગવદ્ભક્ત થે. યદ્યપિ યે ભગવાન કા સ્મરણ રખતે હુએ હી રાજ્ય કા સારા કામ કરતે થે; તથાપિ પ્રાતઃકાલ ડેઢ પહર દિન ચઢને તક તો પ્રતિદિન એકાંતસ્થલ મેં નિયમિત રૂપ સે ભગવાન કા ધ્યાન-ભજન કરતે થે. ઇસ સમય બડે સે બડે જરૂરી કામ કે લિયે ભી કોઇ આપકે પાસ નહીં જા સકતા થા. યે ભગવત્-પૂજન કે આનંદસાગર મેં ઐસે ડૂબે રહતે થે કિ કિસી પ્રકાર કે બાહરી વિઘ્ન સે ઉનકા ધ્યાન નહીં ટૂટતા થા. ઇસ સમય ઉનકી અંતર ઔર બાહર કી દૃષ્ટિ મિલ કર એક હો જાતી થી, ઔર વહ દેખતી થી-કેવલ એક શ્યામસુંદર કી ત્રિભુવનમોહન અનૂપ રૂપરાશિ કો. ઇસ સમય કી ઉનકી પ્રેમ વિહ્વલતા ઔર સમાધિનિષ્ઠા કો સૌભાગ્યવશ જો કોઇ દેખ પાતા, વહ ભગવત્પ્રેમ કી ઓર બલાત્કાર આકર્ષિત હો જાતા થા. ઇસ પ્રતિદિન કી નિયમિત ઉપાસના મેં અનેક બાધાએં આયીં, રાજ કે અનેક અત્યંત આવશ્યક કાર્ય ઉપસ્થિત હુએ, પરંતુ જયમલ્લ અપને પ્રણ સે નહીં ડિગે.

જયમલ્લ કે ઇસ પ્રણ કી બાત ચારોં ઓર ફૈલ ગયી. એક દૂસરા રાજા, જો ઇનકે કુટુંબ કા હી થા, ઈર્ષ્યા ઔર દુર્બુદ્ધિવશ જયમલ્લ સે વૈર રખતા ઔર ઇન્હેં સતાને કા મૌકા ઢૂંઢા કરતા થા. ઉસે યહ બાત માલૂમ હુઇ તો ઉસને એક દિન પ્રાતઃકાલ કે સમય બહુત સી સેના સાથ લે કર મેડતા આ ઘેરા. લોગોં ને આ કર રાજ મેં સૂચના દી. રાજા કા કડા હુકમ થા કિ ઉસકી આજ્ઞા બિના કિસીસે યુદ્ધ આદિ ન કિયા જાય, અતએવ દિવાન ને આ કર મહલોં મેં ખબર દી; પરંતુ રાજા જયમલ્લ કે પાસ તો ઉસ સમય કોઈ જા નહીં સકતા થા. આખીર રાજમાતા સે નહીં રહા ગયા. રાજ્યનાશ કી આશંકા સે રાજમાતા સાહસ કર કે પુત્ર કે પાસ ઉનકી કોઠરી મેં ગયી. ઉસને જા કર દેખા—જયમલ્લ સમાધિનિષ્ઠ બૈઠે હૈં, બાહ્યજ્ઞાન બિલકુલ નહીં હૈ, નેત્રોં સે પ્રેમાશ્રુ બહ રહે હૈં, બીચ બીચ મેં અનુપમ આનંદ કી હંસી હંસ દેતે હૈં. ઉનકે મુખમંડલ પર એક અપૂર્વ જ્યોતિ ફૈલ રહી હૈ. માતા એક બાર તો રુક ગયી, પરંતુ પુત્ર કે અનિષ્ટ કી સંભાવના સે ઉસને કહા-'બેટા! શત્રુ ને ચઢાઇ કર દી, કુછ ઉપાય કરના ચાહિયે.' જયમલ્લ કા ચિત્ત તો ભગવાન કી રૂપછટા મેં નિરુદ્ધ થા. ઉસકો કુછ ભી સુનાયી નહીં દિયા. જબ તીન ચાર બાર પુકારને પર ભી કોઇ ઉત્તર નહીં મિલા, તબ માતા ને હાથ સે જય-

મલ્લ કે શરીર કો હિલાયા. ધ્યાન છૂટને સે જયમલ્લ ને આશ્ચર્યચકિત હો નેત્ર ખોલે. મન મેં બડા ક્ષોભ હુઆ, પરંતુ સામને વિષણ્ણ-વદના જનની કો ખડી દેખ કર તુરંત હી ભાવ બદલ ગયા ઔર ઉન્હોંને માતા કો પ્રણામ કિયા. માતા ને શત્રુ કે આક્રમણ કા સમાચાર સુના દિયા; પરંતુ જયમલ્લ કો ઇસ સમય ભગવચ્ચર્ચા કે સિવા દૂસરી બાત સુનને કા અવસર હી નહીં થા. ઉન્હોંને ચાહા કિ માતા કો નમ્રતા સે સમઝા દૂં, લેકિન ઉનકી વૃત્તિયાં તો ભગવત્-સ્વરૂપ કી ઓર પ્રબલ વેગ સે ખિંચી જા રહી થીં, સમઝાવે કૌન ? જયમલ્લ કુછ ભી બોલ નહીં પાયે ઔર ઉનકી સમાધિ હોને લગી. માતા ને ફિર કહા, તબ પરમવિશ્વાસી ભક્ત જયમલ્લજી કે મુંહ સે કેવલ ઇતને શબ્દ નિકલે—'ભગવાન્ સબ કલ્યાણ હી કરતે હૈં.' તદનંતર ઉનકી આંખેં મુંદ ગયી. વહ ફિર સુખ-દુઃખ, હાનિ-લાભ ઔર જય-પરાજય કી ભાવના સે બહુત પરે કે મનોહર નિત્યાનંદમય પ્રેમરાજ્ય મેં પ્રવેશ કર ગયે. જગત કી ક્ષુદ્ર આંધી ઉનકી મનરૂપી હિમાલય કે અચલ શિખર કો તનિક ભી નહીં હિલા સકી. માતા દુઃખી મન સે નિરાશ હો કર લૌટ આયી.

રણભેરી બજને લગી, શત્રુસેના કોઇ બાધા ન પા કર નગર મેં ઘુસને લગી. અબ યોગક્ષેમ કા ભાર વહન કરનેવાલે ભક્તભાવન સે નહીં રહા ગયા. શ્યામસુંદર ત્રિભુવન-કંપાનેવાલે વીરેન્દ્રવેશ મેં શસ્ત્રાદિ સે સુસજ્જિત હો અકસ્માત્ શત્રુ-સૈન્ય કે સામને પ્રકટ હો ગયે. મહારાજા રઘુરાજસિંહજી લિખતે હૈં—

જાનિ નિજ સેવક નિરત નિજ પૂજન મેં,
ચઢિકે તુરંગ શ્યામ રંગ કો સવાર હૈ.
કર કરવાલ ધારિ કાલહૂકો કાલ માનો,
પહુંચ્યો ઉતાલ જહાં સૈન્ય બેશુમાર હૈ.
ચપલાસોં ચમકિ ચહૂંકિત ચલાઇ બાજી,
ભટનકી રાજી કાટિ કરત પ્રહાર હૈ.
રઘુરાજ ભક્તરાજ-લાજ રાખિબેકે કાજ,
સમર બિરાજ્યો વસુદેવ કો કુમાર હૈ.

બ્રહ્મા ઔર યમરાજ જિસકે શાસન સે સૃષ્ટિ કી ઉત્પત્તિ ઔર સંહાર કરતે હૈં, ઉનકે સામને ક્ષુદ્ર રાજપૂત સેના કિસ ગણના મેં થી ? બાત કી બાત મેં સબ ધરાશાયી હુયે. ઉનકા પુણ્ય આજ સર્વતોભાવ સે સફલ હો ગયા! ભગવાન્ કે હાથ સે નિર્ધન હો વે સદા કે લિયે પરમ ધન પા ગયે. શત્રુ રાજા ઘાયલ હો કર જમીન પર ગિર પડા, પલોં મેં ઇતના કામ કર ઘોડે કો ઘુડસાલ મેં બાંધ સવાર અંતર્ધાન હો ગયે.

ઇધર જયમલ્લજી કી પૂજા શેષ હુઈ. ઉન્હોંને તુરંત અપના

ઘોડા મંગવાયા. દેખતે હૈં તો ઘોડા થક રહા હૈ, ઉસકા શરીર પસીને સે ભીંગ રહા હૈ ઔર વહ હાંફ રહા હૈ. રાજા ને પૂછા કિ ઈસ ઘોડે પર કૌન ચઢા થા? પરંતુ કિસીને કોઈ જવાબ નહીં દિયા. ઈસ રહસ્ય કો કોઇ જાનતા ભી તો નહીં થા. ઇતને મેં લોગોં ને દૌડતે હુયે આ કર ખબર દી કિ 'શત્રુસેના તો સબ મરી પડી હૈ.' રાજા કો બડા આશ્ચર્ય હુઆ. વહ ઘોડે કી બાત ભૂલ કર તુરંત નગર કે બાહર પહુંચે. દેખતે હૈં, લાશોં કા ઢેર લગા હૈ ઔર વિપક્ષી રાજા ઘાયલ-સે પડે હૈં. જયમલ્લ ઉસકે પાસ ગયે ઔર પ્રેમભાવ સે 'જય શ્રીકૃષ્ણ' કરને કે બાદ ઉસસે યુદ્ધ કા વિવરણ પૂછને લગે. ઉસને હાથ જોડ કર કહા, 'મહારાજ! આપકે યહાં અનૂપ રૂપશિરોમણિ શ્યામલમૂર્તિ મહાવીર કૌન હૈં? ઉન્હોંને અકેલે હી મેરી સારી સેના કા સંહાર કર ડાલા ઔર મુઝકો ભી ઘાયલ કર કે ગિરા દિયા. અહા! કૈસા અનોખા ઉનકા રૂપ હૈ, જબસે મૈંને ઉન નૌજવાન ત્રિભુવન-મન-મોહન કો દેખા હૈ, મેરા ચિત્ત ઉન્હેં ફિર સે દેખને કે લિયે વ્યાકુલ હો રહા હૈ.' જયમલ્લ અબ સમઝે કિ યહ સારી મેરે પ્રભુ કી લીલા હૈ! ઉનકા શરીર પુલકિત હો ગયા, નેત્રોં સે પ્રેમાશ્રુ બહને લગે. વે ગદ્‌ગદ્‌-વાણી સે બોલે- 'ભાઈ! તુમ ધન્ય હો, તુમ્હારે સૌભાગ્ય કી બ્રહ્મા ભી પ્રશંસા કરેંગે. અહા! મેરી તો આંખેં ઉસ સાંવરે-સલોને કે લિયે તરસ હી રહી હૈં, તુમ ધન્ય હો જો સહજ હી મેં ઉસકા દર્શન પા ગયે!'

અબ ઉસકા સારા વૈરભાવ જાતા રહા, જયમલ્લ ને બડે સમ્માન ઔર આરામ કે સાથ ઉસે અપને ઘર પહુંચા દિયા. વહાં પહુંચ કર વહ ભી સપરિવાર ભગવાન કા પરમભક્ત હો ગયા!

**બોલો ભક્ત ઔર ઉનકે ભગવાન કી જય!**

("કલ્યાણ"ના ગીતાંકમાંથી)

# ૩–सदविचार

જો જ્ઞાન કી ઉપેક્ષા કર કે માત્ર કર્મ કા સેવન કરતે હૈં વે ગહરે અંધકાર મેં પ્રવેશ કરતે હૈં; ઔર જો નિષ્કામ કર્મ કી ઉપેક્ષા કર કે કેવલ જ્ઞાન મેં રમતે હૈં વે ઉસસે ભી અધિક અંધકાર કો પ્રાપ્ત હોતે હૈં.

**ઈશોપનિષદ્‌**

સહત વિવિધ દુખ મરિ મિટત, ભોગત લાખન સોગ;
પૈ નિજ સત્ય ન છાંડહીં, જે જગ સાંચે લોગ.

**ભારતેંદુ હરિશ્ચંદ્ર**

આપત્તિ સત્ય કા પ્રથમ દ્વાર હૈ. **બાયરન**

સત્ય કી શોભા વચન સે નહીં બલ્કિ કર્મ સે હોતી હૈ.

**શેક્સપિયર**

તનય માતુ પિતુ પોષણુહારા, દુર્લભ જનની યહ સંસારા;
ચારિ પદારથ કરતલ તાકે, પ્રિય પિતુ માતુ પ્રાણ સમ જાકે.

**ગોસ્વામી તુલસીદાસજી**

હાય રે માતા કી મમતા! ઈશ્વર ને ઈસ જાતિ કો કાહે સે બનાયા હૈ? ઇસ મનુષ્યજીવન કી તપી હુઈ રેતી કે બીચ યહ પુત્ર-સ્નેહ કા સમુદ્ર ઉમડ રહા હૈ. મનુષ્યો! ઇસમેં સ્નાન કરો, ઇસે પાન કરો ઔર પવિત્ર હોઓ. **ડી. એલ. રાય**

જંગમ જગત મેં માતા કે સમાન કોઈ પવિત્ર પદાર્થ નહીં હૈ.

**કોલરિજ**

આપત્તિ કે સમાન કોઇ દૂસરી શિક્ષા નહીં હૈ. **ડિસરેલી**

આપત્તિ મનુષ્ય એવં સંપત્તિ રાક્ષસ બનાતી હૈ. **વિક્ટર હ્યૂગો**

કેવલ આપત્તિ હી મિત્રોં કો તૌલને કી તરાજુ હૈ. **પ્લૂટાર્ક**

વાસ્તવ મેં એક પક્કા ભિખારી હી સચ્ચા રાજા હૈ. **લેસિંગ**

આજ કલ મેરે દિન-રાત કૈસે આચરણ મેં કટતે હૈં, ઐસા સદા વિચાર કરનેવાલા કભી દુઃખ નહીં ભોગતા. **શુક્ર**

જબ મૈં યોં હી કુછ થોડા-બહુત સમઝને-બૂઝને લગા થા તબ હાથી કે સમાન મદાંધ હો ગયા થા ઔર યહી અભિમાન રખતા થા કિ મૈં સર્વજ્ઞ હૂં; પર આગે જૈસે જૈસે મુઝે વિદ્વાનોં કે સત્સંગ સે થોડા થોડા જ્ઞાન પ્રાપ્ત હોતા ગયા, વૈસે વૈસે મુઝે વિશ્વાસ હોતા ગયા કિ મૈં મૂર્ખ હૂં. ઈસ પ્રકાર મેરા વહ મદ જ્વર કે સમાન ઉતર ગયા. **ભર્તૃહરિ**

મૈં ઇન લક્ષ્મી કે કૃપાપાત્ર પુરુષોં કી અપેક્ષા કહીં બઢ કર સુખી હૂં. ઈસ અતુલ વિભવ કી સંભાલ કરને કે લિયે ઇન્હેં કિતને કષ્ટ ઉઠાને પડતે હોંગે, કિતની ચિંતા કરની પડતી હોગી! **સૉક્રેટીસ**

જો પતિ અપની સ્ત્રી કા આદર કરતા હૈ ઉસકી તો સભી સ્ત્રિયાં પૂજા કરતી હૈં; પરંતુ વાસ્તવિક સાધ્વી વહી હૈ, જો અપને પતિ કે ઉન્હીં પૈરોં કી પૂજા કરતી હૈં, જિનસે વહ ઉસે મારતા હૈ.

**દ્વિજેન્દ્રલાલ રાય**

સહનશીલતા પરાક્રમ સે ઔર ધૈર્ય સૌંદર્ય સે અધિક ઉચ્ચ હૈ.

**રસ્કિન**

રહીમ જો ઉત્તમ પ્રકૃતિ, કા કરિ સકત કુસંગ;
ચંદન વિષ વ્યાપત નહીં, લિપટે રહત ભુજંગ. —**રહિમ કવિ**

(“સરસ્વતી”માં સંગ્રહ કરનાર—**રામદત્ત શુક્લ**)

# ૪–વૈભવશાળી હિંદુસ્થાન

**જગતમાંના તમામ રૂપેરી ઝરા-નદીઓ જે પ્રમાણે સમુદ્રમાં વહી જાય તે પ્રમાણે હિંદુસ્થાન તરફ વહી જતા હતા.**

હિંદુસ્થાન એક કાળે અત્યંત વૈભવસંપન્ન દેશ હતો. હિંદુસ્થાનમાં જે વેળાએ ઉદ્યોગધંધાની જાહોજલાલી હતી તે કાળે આપણા પૂર્વજ પોતાનીજ આવશ્યકતાઓ પૂરી પાડતા હતા; એટલુંજ નહિ પણ દુનિયામાંનાં ઇતર રાષ્ટ્રોની સુદ્ધાં આવશ્યકતાઓ પૂરી પાડવાનું કામ તે કરતા હતા. પણ કાળ બદલાયો અને આપણા લોકોને **અંગ્રેજ, ફ્રેન્ચ, ડચ, પોર્ટુગીઝ, સ્પેન** વગેરે દેશમાંના લોકોને વેપારને માટે આપણો દેશ મોકળો મૂકવાની દુર્બુદ્ધિ થઇ. ઇસુ ખ્રિસ્તનો પવિત્ર સંદેશ અખિલ જગતમાં ફેલાવનારો માણસ જેમ અંતઃકરણમાં કંઇ દુષ્ટ હેતુ ધારણ કરીનેજ એ કામ કરતો હશે એવી કલ્પના સુદ્ધાં કરી શકાતી નથી; તેજ પ્રમાણે વેપાર કરનારા માણસના મનમાં કંઇ કાળુંગોરૂં હશે એવી કલ્પના પણ કોઇનાથી કરી શકાઈ નહિ. તમારા દેશમાંનો માલ હું વેચાતો લઉં છું, મારા દેશમાંનો માલ તમે વેચાતો લ્યો; આવો આ સરળ અને સીધો વ્યવહાર છે, એમ આપણા લોકોને લાગ્યું. દાતૃત્વ અને પરોણાચાકરીને માટે તો આપણો દેશ કેટલો પ્રખ્યાત હતો ! જે દેશના લોકોએ પોતે ભાતનું પાણી પીને અંગ્રેજોને ભાત ખાવા આપ્યો તેમના દાતૃત્વની મહત્તાનું વર્ણન કરતાં સહસ્ર મુખવાળા શેષ ભગવાન પણ થાકી જાય ત્યાં આપણું શું ગજું ? વેપાર એટલે કેટલો પવિત્ર વ્યવહાર ! ગોરા લોક અહીંથી કાચોપાકો માલ લઈ જતા અને એના બદલમાં દ્રવ્યના ઢગલા કરતા; પણ આ દ્રવ્યરાશીની અંદર દારૂના કોઠારો ભર્યા છે, એની આપણા લોકોને શી કલ્પના ? આ વેપારીઓ આપણા નંદનવનમાંનાં ફળપુષ્પોના ભારથી નમેલાં વૃક્ષો, ગાઢાં જંગલો, કુમળાં કુમળાં તૃણાંકુર, આ સર્વનો સંહાર કરીને અને તેમને આગ લગાડીને બધી જમીન સળગાવી મૂકી સાફ કરશે, એવી શું કોઇને કલ્પનાયે આવી હશે ? ખુદ કંપનીના વખતના અહીરાવણ મહીરાવણોને જો હમણાં તેમના વિષબીજનો કેટલો પ્રચંડ વિસ્તાર થયો છે એ જોવાને બોલાવીએ તો તેમનો આ દૃશ્ય ઉપર વિશ્વાસ બેસશે નહિ. જાદુગરની જાદુગરી, કિમિયાગરનો કિમિયો અને પ્રત્યક્ષ પરમેશ્વરની અઘટિત લીલા, એ અંગ્રેજોના કર્તવ્ય આગળ ગરીબડી ને બિચારી ઠરશે. દેવદૂત-ખરેખરજ અંગ્રેજ દેવદૂત હતા. દેવદૂત સિવાય આવી કામગીરી કોનાથી કરી શકાય ? રાવણ પણ દેવજ હતો ને તેના એ દૂત અહીંતહીં ફરતા હતા. આ રાવણની વિરુદ્ધ સહેજ ઉચ્ચાર કરવા-

ને લીધે બિચારા માલવીયજીને શેમશેમનો મારો હજી હમણાંજ સહન કરવો પડયો. પણ રાવણ એ રામભક્તોને દેવજ લાગવો જોઇએ એમ થોડુંજ છે?

અંગ્રેજો એ વેળાએ દેવદૂત જેવા લાગ્યા; આપણે તેમને આશ્રય દીધો ને આજ પ્રખર તાપના મારામાં આપણે તરફડીએ છીએ. આ દોષ અંગ્રેજોનો કે આપણો, એનો આપણે વિચાર નહિ કરવો જોઇએ કે?

માત્ર ૧૦૦-૧૫૦ વર્ષમાં ઉદ્યોગધંધાથી ગાજી રહેલા હિંદુસ્થાનને પૂર્ણપણે પરાવલંબી બનાવી મૂકી પોતાનો માલ લેવાની ફરજ પાડનારા અંગ્રેજોનું કયા શબ્દોમાં કૌતુક કરવું એ સમજાતું નથી. સ્વાર્થ એ કોઈ પણ રાષ્ટ્રથી છૂટયો નથી. અંગ્રેજોને સુદ્ધાં એ સ્વાર્થ હતો અને એ સ્વાર્થને લીધે તેમણે હિંદુસ્થાનના વેપારને સમૂળ મારી નાખીને હિંદુસ્થાનને પોતાનું ગ્રાહક બનાવ્યું. આ જાદુ અંગ્રેજોએ કેવી રીતે કર્યો ને હિંદુસ્થાનમાંનો બધો વેપાર, ઉદ્યોગધંધા વગેરે છીનવી લઇ શ્રીમંત હિંદુસ્થાનને કંગાલ કેવી રીતે બનાવ્યો એજ બતાવવા સારૂ પ્રસ્તુત અંક કાઢયો છે. હિંદુસ્થાનના વૈભવની કમાન આ કાળમાં એકસરખી ઉતરતી ગઇ અને બ્રિટિશોની ભાગ્યરેખા એકસરખી ચઢતી જઇ તેઓ વૈભવપર આરૂઢ થયા.

જે વેળાએ અંગ્રેજ હિંદુસ્થાનમાં આવ્યા એ વેળાએ હિંદુસ્થાન સ્વયં પૂર્ણ હતો. આપણા દેશમાં કાપડ, જીન, સાકર, નૌકાનયન, લોખંડ, પોલાદ વગેરે ધંધા સારા જોરમાં હતા. પરદેશીઓના મોં તરફ જોવાની આપણને જરૂર નહોતી. એ પૈકી ઘણાખરા ધંધાઓમાં હિંદુસ્થાન ઇંગ્લંડથી તો શું પણ આખા યૂરોપથીયે આગળ હતો. અંગ્રેજોએ આપણા દેશમાં આવવું ને આ ધંધાઓનું શિક્ષણ લેવું, એવી એ વખતની પરિસ્થિતિ હતી. સોનું, રૂપું, હીરા, માણેક વગેરેથી આપણો દેશ ચીકાર ભરેલો હતો. એનાં વર્ણનો અનેક પ્રવાસીઓએ કરેલાં છે; પણ એ સિવાય ઉદ્યોગધંધાવડે પણ આપણાં શહેરો અને ગામડાં ગાજી રહેલાં હતાં. યૂરોપીયન વેપારી જે પ્રથમ હિંદુસ્થાનમાં આવ્યા તે કાચા માલને માટે આવ્યા નહોતા. તે અહીંના તૈયાર માલના મોહથી આવ્યા. સર હેન્રી કૉટન 'ન્યૂ ઇંડિયા'માં કહે છેઃ—

યૂરોપીયન વેપારીઓ પહેલવહેલા હિંદુસ્થાન પ્રત્યે આકર્ષાયા તે તેના (હિંદુસ્થાનના) કાચા માલથી નહિ, પણ તેની તૈયાર સમૃદ્ધિથી આકર્ષાયા હતા. 'ઑર્મંઝ અને ઇન્ડ'ની ઔદ્યોગિક સમૃદ્ધિથી પાશ્ચિમાત્ય રાષ્ટ્રોની આંખો અંજાઇ અને તેમણે તે દેશના માર્ગની શોધખોળ માટે માણસો મોકલ્યા. અઢારમા સૈકાના

અંતપર્યંત હિંદુસ્થાનની પ્રજાનો મોટો ભાગ જુદા જુદા હુન્નર-ઉદ્યોગોમાં રોકાયેલો હતો.

૧૮ મા સૈકાપર્યંત અહીંના ઉદ્યોગધંધાની આવી ઉત્તમ સ્થિતિ ચાલુ હતી. હિંદુસ્થાનના નાશનો પાયો નાખનાર ક્લાઇવ સાહેબ જ્યારે અહીં આવ્યા ત્યારે મુર્શિદાબાદનો વૈભવ જોઇને આશ્ચર્ય-ચકિત થઇ નીચેના ભાવનું બોલ્યા હતાઃ—

"મુર્શિદાબાદ લંડન જેવડું મોટું, ગાજી રહેલું ને શ્રીમંત શહેર હતું. પણ મુર્શિદાબાદના લોક લંડનના કરતાં ઘણા વધુ શ્રીમંત છે." હિંદુસ્થાનમાં ઔદ્યોગિક સંપત્તિનો ઝરો અખંડ વહેતો હોવાથી શહેરોની સાથે ગામડાંઓ પણ જાહોજલાલી ભોગવતાં હતાં. ગામેગામ પોતાના ઉદ્યોગધંધા ને ખેતી હોવાને લીધે લોકોને કોઇ પણ પ્રકારની ઉણપ ભાસતી નહિ. બધા લોક સુખ-સમાધાન ને આનંદમાં ફરતા હતા. ભવિષ્યમાં પાશ્ચાત્ય વેપારરૂપી રાક્ષસ હિંદુસ્થાનમાં આવશે ને આપણાં સુખોની હોળી કરશે, એવી કલ્પના પણ કોઈનાથી ભૂલેચૂકેયે થઇ શકી નહિ હોય. પણ સુંદર સ્રીનું સૌંદર્ય જેમ તેના નાશના કારણરૂપ બને છે, તેવી સ્થિતિ હિંદુસ્થાનની થઇ. આપણી પાસેથી તૈયાર માલ લેવા સારૂ આવેલા પરોણા, આપણા વેપારનો કેવી રીતે નાશ કરી શકાય એનો વિચાર કરવા લાગ્યા. હિંદુસ્થાનનો વેપાર ડૂબાવીને ઇંગ્લંડનો વેપાર કેવી રીતે વધારી શકાય એની તેમને ચિંતા લાગી રહી ને એ દિશામાં તેમના પ્રયત્ન શરૂ થયા. પ્રસ્તુત લેખમાં અમે ફક્ત હિંદુસ્થાનમાં એ વખતે કયા કયા ધંધા હતા એનો સંક્ષેપમાં વાચકોને પરિચય કરાવનાર છીએ. આ ધંધા ઇંગ્લીશ વેપારીઓએ કેવી કેવી રીતે ડૂબાવ્યા એની હકીકત આગલા લેખમાં આપીશું.

જે વેળાએ યૂરોપીયન વેપારી હિંદુસ્થાનમાં આવ્યા તે વેળાએ હિંદુસ્થાનની સ્થિતિ સ્વયંપૂર્ણ હતી, એ ઉપર આવ્યુંજ છે. હિંદુસ્થાનનું ને બાહ્યજગતનું એ વખતે દળણુવળણુ હતું અને માલની નિકાશ પણ થતી હતી. હિંદુસ્થાનમાં એ વખતે કળા-કૌશલ્યના નાના મોટા પુષ્કળ ધંધા ચાલતા; પણ તેની માહિતી ઉપ-લબ્ધ થવી બહુ કઠણ છે. તો જે મોટા મોટા ધંધા એ વખતમાં ચાલતા હતા તેટલાજ ધંધાનો આપણે પરામર્ષ લઇએ. આ વિચાર કરતી વેળા આજના ઉદ્યોગધંધાનું ચિત્ર નજર સામે રાખવું ભૂલ-ભરેલું છે. આજના જેવાં એ વખતમાં માલને લઇ જવા લાવવાનાં સાધનો નહોતાં; એટલુંજ નહિ પણ ગાડાંઓને જવા આવવાને ઘણાં ગામોમાં સડકો પણ નહોતી. પણ એ કાળનો હિંદુસ્થાન ને એ કાળનો યૂરોપ, એની તુલના કરીએ તો હિંદુસ્થાન એ સમયે આગળ વધેલો દેશ હતો, એમાં વાદ નથી. અકબરના મૃત્યુસમયના

હિંદુસ્થાનનું વર્ણન કરનાર ને બની શકે ત્યાંસુધી હિંદુસ્થાનને કમી લેખવાનો પ્રયત્ન કરનાર મોરલંડ કહે છેઃ—

"ઉદ્યોગોના સંબંધમાં એ તો નિર્વિવાદ છે કે, અત્યારના યૂરોપ કરતાં હિંદુસ્થાન ઘણોજ આગળ વધેલો હતો."

પણ આનાથ કરતાં વધુ ઉદારદષ્ટિથી આપણી સ્થિતિ તરફ જોનાર ડિગ્બી સાહેબ "પ્રૉસ્પરસ ઇન્ડિયા" નામના પુસ્તકમાં લખે છેઃ—

"પ્લાસીના યુદ્ધ પહેલાં અને (હિંદુસ્થાનનો) ખજાનો ઈંગ્લેંડ ઘસડાતો થયો તે પહેલાં આપણા દેશનો (યુરોપનો) ઉદ્યોગ ઘણોજ પડતી દશામાં હતો."

પ્લાસીની લડાઈ પહેલાં ઈંગ્લેંડના ઉદ્યોગધંધાની કેટલી શોચનીય સ્થિતિ હતી એ આ અવતરણ ઉપરથી દેખાઈ આવે છે. હિંદુસ્થાન એ વખતમાં ઉદ્યોગધંધાની અંદર યૂરોપના કરતાં પુષ્કળજ આગળ હતો, એ નિર્વિવાદ છે. હવે આપણે એ વખતના ધંધા તરફ વળીએ.

સૌથી પ્રથમ આપણે સાકરનો ધંધો લઇએ. સાકર એ મુખ્યતઃ બંગાળમાં થતી હતી. આ સાકર દક્ષિણમાં અને પૂર્વમાં જતી હતી. એ સિવાય ગુજરાતમાં પણ સાકર થતી હતી. લાહોરની આસપાસ પણ સાકર બનાવતા હતા. આ સાકરનો વેપાર બહુજ મોટા પ્રમાણમાં ચાલતો હતો. ૧૮૧૩ ની સાલમાં ટૉમસ મરે નામનો ગૃહસ્થ પાર્લામેંટરી કમિટિ આગળ સાક્ષી આપતાં કહે છેઃ—

"મારૂં માનવું છે કે, અત્યારના સમયે સાકરની પેદાશ અત્યંત ગુંગળાઇ ગયેલ છે; તો પણ સમસ્ત યૂરોપખંડને જોઇતી ખાંડ પૂરી પાડવાને તે (હિંદુસ્થાન) તૈયાર કરી શકે તેમ છે."

હિંદુસ્થાનમાં આ સાકર અતિશય બહોળા પ્રમાણમાં તૈયાર થતી એ બિલકુલ નિર્વિવાદ છે ને આખા યૂરોપને સુદ્ધાં તે પૂરી પડી શકી હોત; પણ અંગ્રેજોએ વેસ્ટ ઇંડીઝ તરફ જે શેરડીનાં ખેતરો કર્યાં હતાં તે જીવિત રહે એ વધુ જરૂરનું હોવાથી આ સાકર સસ્તી પડવા છતાંય તેને વિલાયતમાં આવવા દીધી નહિ. આ સાક્ષીદાર કહે છે—

"સ્ટીમરમાં જો અતિશય ખાંડ ભરવામાં આવશે તો બજારમાં ખાંડની અત્યંત ભરતી થવાથી વેસ્ટ ઇન્ડિઝની પેદાશને સખત ધોકો પહોંચશે."

વેસ્ટ ઇંન્ડિઝમાંની સાકરને કોઇ પણ પ્રકારે અડચણ ન આવે એટલા સારૂ વહાણોમાં સાકરનું વજન સુદ્ધાં લેવું નહિ, એવા પ્રકારનું કડક ધોરણ એ વખતે સ્વીકારવામાં આવ્યું એવું સિદ્ધ થાય છે. અગાઉ ઘાસલેટ વગેરે ખનીજ તેલો નહોતાં-અર્થાત્ એ વખતે તલ, કરડી, ભોંયશિંગ વગેરેમાંથી તેલ કાઢતા. આ ધંધો

સુદ્ધાં તે વખતે સારી રીતે ચાલતો હતો. એજ પ્રમાણે કપાસનાં બી (જીનિંગ) કાઢવાનો ધંધો પણ એ વખતમાં પુષ્કળ લોક કરતા હતા ને તેમાં તેમણે વૈશિષ્ટ્ય મેળવ્યું હતું. અમદાવાદની બાજુએ કેટલાક કારીગરો આ કામમાં અત્યંત કુશળ હતા, ને તેઓ પોતાનાં ઓજારો લઇને ગામોગામ કપાસમાંથી કપાશિયા કાઢવા સારૂ ને રૂ પીંજવા સારૂ જતા હતા.×

તાંબા પિત્તળનાં વાસણો તૈયાર કરનારા પુષ્કળ લોક હતા. લોખંડ તો હિંદુસ્થાનમાં પુષ્કળ ઠેકાણે થતું ને એમાંથી ઉપયોગી વસ્તુઓ બનાવાતી હતી. વિશેષતઃ તરવારો તેમજ બીજાં શસ્ત્રો તૈયાર કરવાનાં મોટાં મોટાં કારખાનાંઓ હતાં ને એ ધંધો લોકોની ઉપજીવિકાને સારી રીતે ઉપયોગી થતો. ખેતીવાડીનાં ઓજારો તેમજ બીજાં હથિયારો અહીંઆંજ તૈયાર થતાં હતાં. સુતારકામનો ધંધો એ વખતમાં બહુજ સારી રીતે ચાલતો હતો. હિંદુસ્થાનમાં તૈયાર થયેલાં કબાટો, પેટીઓ વગેરે ઇંગ્લંડ-જર્મનીમાં જતાં ને આ ધંધાએ ત્યાંના વેપારીઓને હેરાન કરી મૂક્યા હતા. છેવટે આ જણસોપર જબરજસ્ત જકાત નાખવી પડી અને તે ધંધાને ડુબાડી દેવાની તેમને ફરજ પડી. વહાણો બાંધવાનો ધંધો તો હિંદુસ્થાનમાં ખૂબજ ખીલી નીકળ્યો હતો અને ઇંગ્લંડના કરતાં અહીંનાં વહાણો વધુ મજબૂત ને વધુ ઉત્તમ બનતાં. આ ધંધો કેવી રીતે ડુબાડયો એની હકીકત અન્યત્ર આપી છે.

ચામડાનું કામ હિંદુસ્થાનમાં અત્યંત ઉત્કૃષ્ટ ને મોટા પ્રમાણમાં થતું હતું. આ ધંધામાંથી અનેક લોકો પૈસા મેળવતા. ઘોડાનાં જીન, સાજ, જોડા, કોશ વગેરે તો પુષ્કળજ થતા, પણ એના કરતાંય સુંદર સુંદર આકર્ષક વસ્તુઓ ચામડાની બનાવતા હતા.

હિંદુસ્થાનમાં કાગળ પણ બનતા હતા. પોર્ટુગીઝ લોક યૂરોપમાં હિંદુસ્થાનમાંથી કાગળ લઇ જતા. ઉત્તરહિંદુસ્થાનમાં કાગળ પુષ્કળ થતા હતા. પણ આ કાગળ જરૂર પૂરતા ને પ્રમાણમાં તૈયાર થતા. કારણ હમણાંની પેઠે પુસ્તકો અને વર્તમાનપત્રો વગેરે એ સમયમાં નહોતાં. સરકારી કામને માટે, હિસાબને માટે, પોથીઓ વગેરે લખવાને માટે કાગળનો ઉપયોગ થતો. ગુજરાતમાં અમદાવાદી ને મહારાષ્ટ્રમાં જુન્નરી કાગળ હમણાં સુધી બનતા હતા ને હજી પણ થોડા પ્રમાણમાં તો બને છેજ.

કુંભારનો ધંધો પણ એ વખતે સારો ચાલતો. આજની પેઠે ઘરપર નાખવાનાં પતરાં ત્યારે નહોતાં, એ વખતે નળિયાં વગેરે બનાવવા સારૂ કુંભાર લોકોને પરિશ્રમ કરવો પડતો. નળિયાં સિવાય ઘરસંસારમાં વપરાતો માલ-જેવા કે ગોળા, ઘડા, મટકાં વગેરે-તૈયાર થતો ને તેની

× મોરલૅન્ડ-ઇંડિયા એટ ધી ડેથ ઑફ અકબર

ઉપર સુંદર રંગબેરંગી વેલબુટ્ટી વગેરે કાઢીને તેને શોભાયમાન બનાવતા. હજીસુધી એ ધંધાનો અવશેષ ઉત્તરમાં દેખાઈ આવે છે. આ ધંધો પણ એકંદર સારો કિફાયતવાળો હતો. ઘરની ઈંટો કુંભાર લોક તૈયાર કરતા. જે દેશમાં તાજમહેલ જેવાં ઉત્કૃષ્ટ કામો થયાં ને દક્ષિણ હિંદુસ્થાનમાંના ગોપુરો જેવાં પ્રેક્ષણીય દેવળો નિર્માણ થયાં, એ દેશમાં બાંધકામને માટે જોઇતું સાહિત્ય નિર્માણ કરવાનો કેવડો મોટો ધંધો હોવો જોઇએ.

આ સિવાય ખેતીવાડી, જંગલ વગેરેમાંથી ઉત્પન્ન થનારા ધંધાનો સુદ્ધાં એ વખતે અચ્છો પ્રસાર થયો હતો. માછલાં પકડવાનો ને તેનું તેલ વગેરે કાઢવાનો ધંધો પણ એ વખતે હતો, એમ જણાય છે. મોતી કાઢવાના ધંધામાં ૬૦,૦૦૦ લોકોની ઉપજીવિકા ચાલતી હતી. સોરા, મીઠું, ખાણોમાંથી ધાતુ કાઢવી, કોલસા તૈયાર કરવા, હીરા કાઢવા એ ધંધા પણ એ વખતમાં સારા ચાલતા. આપણા દેશમાં તંબાકુ બિલકુલ નહોતી, દારૂ પર સખ્ત નિયંત્રણ હતું, અફીણ માત્ર દવાઓને માટે બિહાર અને માળવામાં તૈયાર થતું હતું. શણ, ભીંડી વગેરેમાંથી પુષ્કળ ઉપયોગી વસ્તુઓ થતી ને તે ધંધા બહોળા પ્રમાણમાં ચાલતા. રંગને માટે હિંદુસ્થાનની પ્રસિદ્ધિ હતી, ને તે ધંધો બહુજ સારી રીતે ચાલતો. આ બધા ધંધાઓમાં મુખ્ય અને મોટો ધંધો તે રેશમી તથા સુતરાઉ કાપડ બનાવવાનો હતો. આ ધંધામાં આપણી કેટલી પૂર્ણાવસ્થા થઇ હતી, એ કહેવું પડે તેમ નથી. આગળ જતાં જેમ જેમ પાશ્ચાત્ય વેપારીઓ અહીં આવવા લાગ્યા તેમ તેમ આ માલ વિલાયતમાં ફેલાયો. ઊનનાં કપડાં પણ એ વખતમાં પુષ્કળ જથ્થામાં થતાં હતાં. અકબરના વખતમાં ઉત્તમ પ્રકારની શાલો થતી. એ ધંધાને અકબરે આશ્રય દીધો હતો; ને લાહોર તો એ ધંધાનું મુખ્ય સ્થળ હતું. આગ્રા અને લાહોરમાં ઉત્તમ ગાલીચા તૈયાર થતા. એકંદર ઉદ્યોગધંધા કેટલા હતા એની રૂપિયામાં ગણતરી કરવાને સાધન નથી; પણ હિંદુસ્થાન ધનવાન હતો ને પોતાની જરૂરીઆતો પૂરી પાડીને તે બીજાઓને સુદ્ધાં તૈયાર વસ્તુઓ પૂરી પાડતો હતો, એ નિર્વિવાદ છે.

હિંદુસ્થાનમાં કલાકૌશલ્ય અને ઉદ્યોગધંધા એ એટલા શિખરે પહોંચ્યા હતા તે ટેરી નામનો લેખક કહે છે:–'જગતમાંના તમામ રૂપેરી ઝરા અને નદીઓ જે પ્રમાણે સમુદ્રમાં વહી જાય તે પ્રમાણે હિંદુસ્થાન તરફ વહ્યા જતા હતા. હિંદુસ્થાનમાં દર વર્ષે કેટલું સોનું અને રૂપું પરદેશમાંથી આવતું હતું એનો હિસાબજ નહોતો, પણ હિંદુસ્થાનનો પૈસો પરદેશમાં લઇ જવો એને અત્યંત મોટો ગુન્હો માનવામાં આવતો ને એને માટે ફાંસીની શિક્ષા જેટલી જબરી

શિક્ષા થતી હતી.''

આ પૈસો હિંદુસ્થાનમાં કયા કયા બંદરમાંથી કેવી કેવી રીતે આવતો ને એ બંદરોમાં કયી કયી વસ્તુઓનો વેપાર ચાલતો હતો એ જોવા જેવું છે. હિંદુસ્થાનમાં એ વખતે ઠઠ્ઠા, દીવ, ખંભાત, સુરત, મલબાર, ચૌલ, ગોવા, દાભોળ, વસઇ, કાલીકટ, કોચીન, મછલીપટ્ટમ્ વગેરે પ્રસિદ્ધ બંદરો હતાં. આસપાસના પ્રદેશમાં બનતો સામાન આ બંદરપર આવતો અને ત્યાંથી તેની પરદેશમાં તેમજ સ્વદેશમાં રવાનગી થતી. હિંદુસ્થાનના પશ્ચિમકિનારાપર એ વખતે ઠઠ્ઠા એ પ્રસિદ્ધ શહેર હતું. આ શહેરમાં જેટલો વેપાર થતો તેટલો ઉત્તરમાં કયાંય પણ થતો નહિ. આ શહેરથી ત્રણ દિવસના ટપ્પાપર રોરી બંદર હતું, ત્યાંથી નિકાશ થતી હતી. આ ઠેકાણે આગ્રા, મુલતાન, લાહોર વગેરે પ્રાંતમાંથી માલ આવતો હતો. આ પ્રાંતમાં સાકર, તથા જુદી જુદી જાતનું કાપડ તૈયાર થતું હતું. અહીં માછલાં પુષ્કળ થતાં ને તે પરદેશ મોકલાવાતાં. માછલાંનું તેલ કાઢવાની કળા એ વખતના લોકો જાણતા હતા ને એ તેલનો વહાણોના કામમાં ઉપયોગ કરતા હતા. આ સિવાય ચામડાંનો ધંધો એ ઠેકાણે પૂર્ણાવસ્થાએ પહોંચ્યો હતો. આ ચામડાં તેઓ અત્યંત કૌશલ્યથી કમાવતા હતા ને તેનાપર રંગબેરંગી રેશમનું ભરતકામ કરીને સુંદર સુંદર ફૂલોની અને માણસોની પ્રતિમા કાઢતા હતા. આ ચામડાંની જણસો, લોક ગાલીચાને બદલે પથારીપર તેમજ બેઠકમાં ઘાલતા. તેજ પ્રમાણે અહીંઆં લાકડી કામ પણ જોવા લાયક થતું હતું. કબાટો, પેટીઓ, ડેસ્કો તેમજ બીજી અનેક હજારો જણસો અહીંઆં બનાવાતી ને તેના પર મોતીની છીપલીઓ અત્યંત કૌશલ્યથી બેસાડી પરદેશ મોકલાતી. આ બંદર અત્યંત જાહોજલાલી ભોગવતું હતું. ત્યાં ૪૦,૦૦૦ વહાણોની આવજા ચાલુ હતી.

દીવ બંદર પણ એ વખતમાં અત્યંત મહત્ત્વનું હતું. તુર્કસ્થાનના ૪૦૦ વેપારી આ બંદરમાં કાયમનો અડ્ડો જમાવીને બેઠા હતા. પોર્ટુગીઝોના આગમન પછી આ બેટનું મહત્ત્વ અત્યંત વધ્યું, ને પોર્ટુગીઝોને આ બંદરમાંથી છ લાખ રૂપિયા જકાતના ઉત્પન્નતરીકે મળવા લાગ્યા. આ બંદરે અગણિત જહાજો આવતાં, તે બંદર પરદેશમાં મોકલવાના માલનું કોઠાર બન્યું હતું. ત્યારપછી એને લગતું બંદર ખંભાતનું, આ બંદરને હિંદુસ્થાનનું માનચેસ્ટર કહેતા, અને એ વખતના ગુજરાતને લેંકેશાયર સંજ્ઞા હતી. હિંદુસ્થાનનાં તમામ બંદરોમાં અત્યંત મોટાં અને પુષ્કળ જાહોજલાલી ભોગવતાં એવાં એ બંદરો હતાં. હિંદુસ્થાનમાં જે જે ઉત્તમોત્તમ વસ્તુઓ થતી એનું આ માહેરઘર હતું. અહીંની ઉત્કૃષ્ટ

કારીગીરી આખા જગતમાં પ્રસિદ્ધ હતી. ભરતકામ, રંગકામ, કિનારીનું કામ, એજ પ્રમાણે લક્કડકામ, ધાતુ, હાથીદાંત, શિંગડાં, પથ્થર વગેરે પર કળાકૌશલ્યનાં કામો કરવા માટે અહીંના કારીગરોની ખ્યાતિ હતી. તેજ પ્રમાણે સોનું, રૂપું, માણિક્ય, મોતી, પરવાળાં વગેરેનાં ઉત્તમ કામો કરવામાં તેઓ સિદ્ધહસ્ત ને એક્કા હતા. નરમ નરમ ને સુંવાળાં કૌશલ્યપૂર્ણ ઓશિકાં, રજાઇઓ, છતો, કાચબાની પીઠની ઢાલો, સુંદર ચિત્રકામો, વિંટીઓ, બટનો, ચાકુની મૂઠો અને દૂધ જેવાં શુભ્ર મોતીનાં કામો આજ પ્રાંતમાં થતાં હતાં. તેઓ એટલું ઝીણું કાપડ કાઢતા કે એના દોરા દેખાવા કઠણ હતા એમ લીનચેટન કહે છે:-

"તેઓ એવું તો સુંદર (કાપડ) બનાવે છે કે તેના તાર પણ તમે ઓળખી શકો નહિ; કારણ કે સુંદરતામાં પણ તે હોલેન્ડના કાપડને પણ ટપી જાય તેવું હોય છે."

આનાય કરતાં અહીંના કારીગરોને માટે પીરાડે કાઢેલા ઉદ્‌ગાર વધુ મહત્ત્વના છે. તે કહે છે કે:—

"તેઓ બધા બાહોશ માણસો છે, અને આપણ પાશ્ચાત્ય લોકો પાસેથી તેમણે કંઇજ લીધું નથી. આપણી અત્યારની બુદ્ધિ કરતાં પણ તેમણે વધુ આપ્યું છે. આ હિંદીઓના જેવા ચતુર અને બુદ્ધિશાળી માણસો મેં બીજા કોઈ જોયા નથી. ખરૂં કહીએ તો પોર્ટુગીઝો પોર્ટુગાલમાંથી શીખે અને મેળવે તે કરતાંય વધુ તેઓ તેમની (હિંદીઓની) પાસેથી શીખે અને મેળવે છે."

પાશ્ચાત્ય રાષ્ટ્રોની પાસેથી કંઈ પણ ઉછીનું ન લેતાં આ કારીગરોએ પોતાની છાપ જગતપર કેવી પાડી હતી ને પોર્ટુગીઝો નેજ સામું શીખવવાનું સામર્થ્ય તેમનામાં કેવું હતું એ આ ઉતારા ઉપરથી દેખાઈ આવે છે.

આ બંદરપર વહાણોની એકસરખી ભીડ થતી હતી. અહીંઆં આવતાં જતાં વહાણોનો વેપાર જોઇને એ વખતના યુરોપીયન લોક આશ્ચર્યમૂઢ થઇ જતા. સી. ફ્રેડ્રીક કહે છે કે:—

"જો મેં તે (વેપાર) જોયો ન હોત તો ત્યાંના વેપાર વિષે મેં માન્યુંજ ન હોત."

અહીંથી નિકાશ થનારા માલની યાદી ખૂબજ લાંબી છે. તે આપવાથી વિસ્તાર થશે; પણ કેટલીક ચીજોનો નિર્દેશ કર્યા સિવાય આગળ જવાતું નથી. અહીંથી ગળી મોટા પ્રમાણમાં જતી હતી. તેજ પ્રમાણે અત્તરો, સાબુ, સાકર, ઊનના ને સૂતરના ગાલીચા, લક્કડસામાન, કાગળ, મીણ, રાવટીઓ, સુંદર કોચ ને લાખનાં રંગબેરંગી કારીગરીની વસ્તુઓની નિકાસ થતી હતી. અહીંનું કામ હિમતુલ્ય શુભ્ર થતું ને ગુજરાતને કાપડનો કોઠાર માનવામાં આવતું.

ગુજરાતમાં તૈયાર થતું કાપડ કેપ ઑફ ગુડ હોપથી ચીન-પર્યંતનાં તમામ સ્ત્રીપુરુષ નખશીખ સુધી વાપરતાં હતાં, એમ પાયાર્ડ કહે છે.

આ વેપારથી અગણિત સંપત્તિ દેશમાં આવતી ને તે પ્રાંત અત્યંત શ્રીમંત તથા કૌશલ્યપૂર્ણ હતો. ગુજરાતમાં મોટો વેપાર ચાલવાનું બીજું ઠેકાણું તે સુરત હતું. સુરત અને રાંદેર આ બે બંદરો એ વેળાએ મોટો વેપાર કરતાં હતાં; પણ પોર્ટુગીઝોએ રાંદેર બંદરનો પૂરો વિધ્વંસ કરી નાખ્યો. એથી સુરતને વધુ મહત્ત્વ પ્રાપ્ત થયું. સુરતનાં ઘરોનું, એ ઘરોની આસપાસના સુંદર બાગોનું, ફળપુષ્પોનું, લોકોની શ્રીમંતાઇનું ને રેશમી કાપડ સિવાય બીજું કાપડ ન વાપરનારા ત્યાંના રહેવાસીઓનું-રેવરંડ ફોપલંડે વર્ણન કર્યું છે. સુરતમાંથી અંતર્ગત વેપાર ચાલતો હતો. મોગલ બાદશાહ ને દક્ષિણમાંના મુસલમાન સરદાર અહીંથી આવનારો માલ વાપરતા હતા. એજ પ્રમાણે સુરતથી પરદેશમાં પણ કાપડ જતું હતું. આ ઠેકાણે કાશ્મીર, લાહોર વગેરે દૂરદૂરના પ્રદેશમાંનો માલ નિકાસ થવાને આવતો ને સુરત એ હિંદુસ્થાનમાંનું એક અત્યંત મોટું બંદર મનાતું હતું.

દમણ એ સુરતથી બીજા નંબરનું બંદર હતું; પણ પોર્ટુ-ગીઝોના વખતથી એ બંદરનો પૂર્વકાલીન વૈભવ ઓછો થઈ તેની ગણના સામાન્ય બંદરમાં થવા લાગી.

વસઈ બંદરની એ વખતે ખૂબ પ્રસિદ્ધિ હતી. વસઇમાં વહાણો બાંધવાનો મોટો ધંધો ચાલતો હતો. વસઇમાં બહુ કિંમતી એવા ગ્રેના-ઈટ જેવા પથ્થરની ખાણો હતી. વસઈની સંપન્નતાને લીધે પોર્ટુગીઝ લોક ત્યાં આગળ રહેતા ને તેમનો ગવર્નર પણ ત્યાંજ વસવાટ કરતો.

દાભોળનું બંદર પણ એ વખતમાં સુવિખ્યાત હતું. પણ બીજાં બંદરોની પેઠે આ બંદરપર સુદ્ધાં પોર્ટુગીઝોનો રાક્ષસી હાથ ફર્યો અને એનું મહત્ત્વ ઓછું થયું. તથાપિ એ આપત્તિને સુદ્ધાં ન ગણકારતાં દાભોળ બંદરે પોતાનું મહત્ત્વ થોડા ઘણા અંશે પણ કાયમ રાખ્યું.

ત્યારપછી બીજું મહત્ત્વનું બંદર તે ચૌલ બંદર છે. આ બંદરમાં બહુ મોટી વસ્તી હતી ને એનું ક્ષેત્રફળ પણ સામાન્ય નહોતું. ગુજ-રાતના માલની અહીંઆં ભરતી થતી હતી. ચૌલની વિશેષ પ્રસિદ્ધિ રેશમને માટે હતી. ચૌલનું રેશમ આખા હિંદુસ્થાનમાં પૂરું પાડવામાં આવતું, એમ એ વખતના પ્રવાસીઓ કહે છે. સુતરાઉ કાપડ પણ ત્યાં આવતું. અર્થાત્ ચૌલનું બંદર અત્યંત જાહોજલાલી ભોગવતું હતું.

પોર્ટુગીઝોની પાશવતાથી પશ્ચિમ કિનારાનાં લગભગ પચાસ બંદરો નષ્ટ થયાં. પોર્ટુગીઝોએ નાનાં બંદરોપરનો વેપાર મારી

નાખીને કેટલાંક થોડાં બંદરો વેપારને માટે ખુલ્લાં રાખ્યાં. પોર્ટુગીઝોએ પોતાનો અડ્ડો ગોવામાં જમાવ્યાને લીધે એજ બંદરને ઉન્નતિ પ્રાપ્ત થઈ. તેઓ ગોવાને સુવર્ણમય કહેતા એટલું તેનું મહત્ત્વ હતું. મુંબઇને આજ જે મહત્ત્વ છે, એજ મહત્ત્વ એ વખતમાં ગોવાને હતું. તમામ દેશના વેપારીઓ ક્રયવિક્રયને માટે ત્યાં આવતા. એ બંદરમાં અસંખ્ય જહાજો લંગર નાખીને પડી રહેતાં. ગોવાની વસ્તી ૨।। લાખ હતી. પોર્ટુગીઝ સરકારની તે રાજધાની હતી. ગોવામાં મલબારમાંજ બનતો માલ આવતો હતો. મલબારકિનારો અત્યંત સંપન્ન હતો. આ કિનારાપર કાનાનોર, કાલીકટ, કોચીન, ઓનોર, બાર્સિલોર વગેરે બંદરો હતાં. ને તેમાંનાં ઘણાં ખરાં પોર્ટુગીઝોના તાબામાં હતાં. આ બંદરોમાંથી કાચા માલની પુષ્કળ નિકાસ થતી. મરી, તજ, સુંઠ, ઇલાયચી, સોપારી, નાળિયેર, તેલ, ઇમારતી લાકડાં, માખણ, સાકર, ચોખા વગેરે માલ પરદેશ ખાતે મોકલવામાં આવતો. એ પૈકી મરી વેચાતાં લેવાનો ઇજારો પોર્ટુગીઝોના હાથમાં હતો. પોર્ટુગીઝોની વેપાર કરવાની રીત અત્યંત રાક્ષસી હતી. કાલિકટ એ એ વખતમાં મલબારકિનારાપરનું અત્યંત મોટું બંદર હતું; પણ પોર્ટુગીઝ લોકોએ પોતાના પાશવી પ્રકાર શરૂ કર્યાથી એ બંદરને ઉતરતી કળા લાગી. ચાંચિયાપણું અને લૂંટનો તો શુમારજ નહોતો; પણ પોર્ટુગીઝોની સત્તા જેમ જેમ જોરમાં આવતી ગઇ, તેમ તેમ આ બંદરની સ્થિતિ સુધરવા લાગી. આ બંદરેથી પણ મસાલાની ચીજો બહાર જતી. તે ઉપરાંત જડ જવાહીરની પણ અહીંથી નિકાસ થતી. આ શહેરનું ઐશ્વર્ય અવર્ણનીય હતું. જાપાનથી તે યુરોપપર્યંતના બધા વેપારીઓ ત્યાં આગળ આવીને રહ્યા હતા. પણ કાલિકટના કરતાંય એ વેળાએ કોચીનની વધુ પ્રસિદ્ધિ હતી. દુનિયાનો ઘણો ખરો માલ આજ બંદરેથી રવાના થતો. પશ્ચિમના કિનારાને છોડી આપણે કોરોમાંડલના કિનારાપર આવ્યા કે ત્યાં સુદ્ધાં વેપારની એવીજ સુસ્થિતિ દેખાઇ આવે છે. આ કિનારો નેગાપટ્ટણથી મછલીપટ્ટણ સુધી પસરેલો છે. મછલીપટ્ટણનું એ વખતમાં વિશેષ મહત્ત્વ હતું. આ ઠેકાણેથી કાપડ, કાચ, લોખંડ, રંગીત અને સાદું સુતર, તંબાકુ, ચંદન, તેજાનો વગેરે માલની નિકાશ થતી હતી; અને બ્રહ્મદેશ વગેરે દેશમાંથી ચોખા, સાકર, ગળી, માણિક્ય, ઇત્યાદિ રત્નો ટીન, બેંઝાઇન, ચીની માટીનાં વાસણો વગેરે માલ આવતો હતો. અહીંથી મલાયા, સુમાત્રા વગેરે બેટોની સાથે બહુ મોટા પ્રમાણમાં વેપાર ચાલતો. મછલીપટ્ટણ બેટ અત્યંત સંપન્ન હોવાને લીધે ત્યાંની ઇમારતો જોવા જેવી હતી. ત્યાંના કાપડની પ્રસિદ્ધિ અતિશય હતી. આ કાપડ કરોળિયાના પડની જેમ નરમ, સુંવાળુ ને બારીક વણાટનું થતું. "દુનિયામાં એવો કોઈ પણ રાજા કે રાણી નહિ હોય કે જે

તે (કાપડ)ને પહેરીને ખુશ નહિ થતાં હોય." આવું એક પ્રવાસી એ કાપડનું વર્ણન કરે છે. રેશમના કરતાંય ત્યાંના સુતરાઉ કાપડની વધુ પ્રશંસા થતી હતી. આ ઉપરથી એ કળા અહીં આગળ કેટલી ઉંચી કોટીએ પહોંચી હતી એ સમજાઇ આવે છે.

કોરોમાંડલના કિનારા ઉપરથી આપણે ઓરિસા પ્રાંત તરફ વળીએ, એટલે ત્યાંના ઉદ્યોગધંધાનું ને વેપારનું એવુંજ વર્ણન સાંભળવામાં આવે છે. બંગાળને એ વખતમાં "પેરેડાઇઝ ઑફ નેશન્સ" (આખા રાષ્ટ્રનું નંદનવન) કહેવામાં આવતું. એનું કારણ બંગાળમાંની નૈસર્ગિક સંપત્તિની વિપુલતા ને સુલભતા એજ હતું. બંગાળના કિનારાપર દૂર દૂરના વેપારીઓ આવીને વસ્યા હતા. બંગાળની પ્રસિદ્ધિ મુખ્યતઃ કાપડને માટે હતી. ઢાકાની મલમલ તો હિંદુસ્થાનનો ઇતિહાસ જ્યાંસુધી જીવંત રહેશે ત્યાંસુધી આપણા ઇતિહાસમાં કાયમનું સ્થાન રોકી રહેશે. અહીંના કાપડને અનેક નામો હતાં. તે નામો આજ ફક્ત ઐતિહાસિક નામો બન્યાં છે. તેમનું અસ્તિત્વ ને તે કાપડ બનાવનારા કારીગર ઇસ્ટ ઇંડિયા કંપનીની આસુરી લાલસાને લીધે કેવા નષ્ટપ્રાય થયા એનો ઇતિહાસ આજ અંકમાં અન્યત્ર વાંચવા મળશે. આ કાપડનાં નામો આ પ્રમાણે હતાંઃ— સરપુર, કાસા, કોમસા, બિટીલિયા, સતોપાસા ઇત્યાદિ. ટસર જાતિનું એક બીજું કાપડ ત્યાં બનતું. હબીં નામના કાપડપર ફૂલ-વેલો તેમજ મનુષ્યની આકૃતિઓ અત્યંત કુશળતાથી કાઢવામાં આવતી. એમનું કૌશલ્ય એટલું અનુપમ હતું કે, યૂરોપમાં એ કાપડની દુરસ્તી સુદ્ધાં થઈ શકતી નહિ. આ સિવાય બંગાળમાંથી ચોખા, ઘઉં, અફીણ, સોરા, રેશમ, લાખ, કપાસ, મરચાં, કસ્તૂરી, હાથીદાંત માટીનાં વાસણો, અત્તરો, સાકર, નેતર વગેરે માલની નિકાશ થતી હતી. ચામડાંનો ધંધો તો બહુ પ્રસિદ્ધ હતો. બંગાળની મુખ્ય પ્રસિદ્ધિ કાપડને માટે હતી. ત્યાંના કાપડની તોલે દુનિયામાં કયાંઇનુંય કાપડ આવ્યું નથી ને આવવું શકય નથી. એ કાપડને કોઇ, એમાં જાણે વાયુજ વણ્યો છે એમ કહેતું; તો કોઇ સૂર્યનાં કિરણો ગુંથ્યાં છે એવું વર્ણન કરે છે. આ બાબતમાં ઔરંગઝેબ બાદશાહની વાત જાણીતી છે. એની શાહજાદી એના સામે ઉભી હતી. બાદશાહને લાગ્યું કે એ નગ્ન છે તેથી તેણે ગુસ્સે થઇને તેને કહ્યું કે, "તને નગ્ન સ્થિતિમાં મારી સામે આવવાને લાજ નથી આવતી?" આનાપર શાહજાદીએ જવાબ આપ્યો કે "અબ્બાજાન! મેં શરીરપર સાત વસ્ત્ર પહેર્યાં છે!" આ ઉપરથી સાત વસ્ત્રની અંદરથી શરીર દેખાઇ શકે, એટલી એ વસ્ત્રની ઝીણાશની પ્રસિદ્ધિ હતી, એમ દેખાય છે. પાયાર્ડ કહે છે—

"આ કાપડ પરિધાન કરનારો માણસ નગ્ન છે કે સવસ્ત્ર છે

એ કહેવું પણ કઠિન હતું." આ પ્રવાસી કહે છે: "બંગાલમાંના અત્યંત ઉત્તમ કાપડને ગ્રીકોએ 'ગંગીટકી' આવું નામ આપ્યું હતું. આ સિવાય એ કાપડને 'વહેતું પાણી' 'પ્રભાતકાલીન દેવ' 'વણેલી હવા' આવાં નામો હતાં.

આવા વૈભવસંપન્ન દેશની બધી કળા અંગ્રેજી કારકીર્દિથી નષ્ટ થાય અને બંગાળને પોતાના વસ્ત્રને માટે મેન્ચેસ્ટર-લેન્કેશાયરના મોં તરફ જોવું પડે એ કેટલી આસુરી માયા છે! જગતને વસ્ત્રો પૂરાં પાડનાર બંગાળ, વસ્ત્રવિના આજ દરિદ્રી સ્થિતિમાં પડેલો જોઇને કોનું અંતઃકરણ નહીં વલોવાય કે નહિ દુઃખી થાય? હિંદુલોક પ્રથમથીજ શાન્ત વૃત્તિના ને તેથીજ તે આવા આઘાત સહન કરી શકે છે. બીજું કોઇ રાષ્ટ્ર હોત તો તેણે એ ઇસ્ટ ઇંડિયા કંપનીની અને તે અંગ્રેજી સત્તાની ક્યારેય ધ્વજા ઉડાવી દીધી હોત.

હિંદુસ્થાનમાં કયા કયા ઉદ્યોગધંધા હતા એની ઉપરના સ્થૂલતઃ વર્ણન ઉપરથી વાચકોને કલ્પના આવી હશેજ. હિંદુસ્થાન એ વખતમાં પોતાની આવશ્યકતાઓ પોતેજ પૂરી પાડી શકતો હોવાથી તેને બહારના દેશોમાંથી કશીએ વસ્તુઓ લાવવી પડતી નહિ. એટલુંજ નહિ પણ હિંદુસ્થાનને કાપડની બાબતમાં ઇંગ્લંડનું બજાર કબજે કરી લઇ ઇંગ્લંડને પોતાના ભાઇઓ પાસે 'હિંદુસ્થનના કાપડનો બહિષ્કાર કરો' આવી ચળવળ કરાવવી પડી હતી. કાપડ એ તો આપણા વેપારનો પ્રાણ હતો ને એને માટે આપણા કટ્ટા શત્રુથી સુદ્ધાં મોં વાટે એક અક્ષર પણ કાઢી શકાશે નહિ. કાપડ સિવાય હિંદુસ્થાનમાં વહાણો બાંધવાનો, સાકરનો, લોખંડનો, સુતારકામનો વગેરે બહુ મોટો વેપાર ચાલતો હતો. એની માહિતી આગલા લેખોમાં મળશે. અત્રે આપણા પૂર્વકાલીન ઔદ્યોગિક વૈભવની સંક્ષેપમાં કલ્પના આણી આપવાની હોવાથી વધુ વિસ્તાર કરવાનો નથી. **ઔદ્યોગિક દૃષ્ટિએ અત્યંત મજબૂત પાયાપર ઉભા રહેલા હિંદુસ્થાનને પાદાક્રાંત કરવો ઇંગ્લંડને કઠણ** પડયું ને રાક્ષસી કાયદા તેમજ બેશુમાર લૂંટ લઇનેજ તેણે આપણો વેપાર ડૂબાડયો, એમ ઇતિહાસ કહે છે. એ વખતમાં હિંદુસ્થાન સંપન્ન હતો અને આજ કંગાલ બન્યો છે. એ પૈકી કંગાલ સ્થિતિનો અનુભવ આપણે પ્રત્યક્ષ લેતા હોવાથી એનું વર્ણન કરવું જરૂરનું નથી. હિંદુસ્થાનની એ સમયની ઐશ્વર્યસંપન્ન રહેણીનું થોડામાં વર્ણન આપ્યા સિવાય માત્ર અમારાથી આગળ જવાતું નથી.

અન્નને માટે દુઃખી થવું એ, એ વખતમાં કોઇ જાણતુંજ નહોતું. મનુષ્યમાત્રને જીવનને માટે આવશ્યક એવી તમામ વસ્તુઓની રેલંછેલ હતી. ને રૂપિયા સવા રૂપિયામાં પ્રત્યેક મનુષ્ય

પોતાનો સંસાર અત્યંત સુખથી ચલાવતો હતો. અન્ન અને વસ્ત્રની તંગી કોઇને પડે છે એવું જોવા જતાંયે નજરે પડતું નહિ. એ વખતમાં વિજયનગર એ જગતમાંનું એક અત્યંત મોટું અને શ્રીમાન રાજ્ય હતું ને ત્યાં સોંઘવારી પણ તેવીજ હતી. એક યુરોપીયન અહીંના દેશોમાં ફક્ત ૫૦ શિલિંગમાં પ્રવાસ કરી ગયો. આ દેશમાં તે દશ મહિના રહ્યો હતો. આ દશ મહિનામાં તેને ફક્ત રોજના બે આના ખર્ચવા પડતા. બંગાળ, ગુજરાત, પંજાબ વગેરે પ્રાન્તોમાં પણ આવીજ સોંઘવારી હતી. જેમનું ઉત્પન્ન મોટું હતું તેઓ તો ખરેખર શ્રીમંતાઈમાં આળોટતા હતા. શરીરે અત્તર લગાડનારા, રેશમી કપડાં સિવાય બીજાં કપડાં ન વાપરનારા, એવા એ વખતના શ્રીમંત લોક હતા. આજ ઇંગ્લંડના લોક જેટલી શ્રીમંતાઈમાં રહે છે, તેટલીજ શ્રીમંતાઇમાં આપણે પણ એ વખતે રહેતા હતા; પણ અંગ્રેજોની સત્તાનો પ્રભાવ જેમ જેમ પડવા લાગ્યો ને અહીંની સંપત્તિ જેમ જેમ પરપ્રાંતમાં જવા લાગી તેમ તેમ આપણા વૈભવને ઉતરતી કળા લાગી અને અન્નવસ્ત્રવિના ભૂખે મરતાં ને શરીરે ચીંથરાં વિંટાળતાં માણુસો દેખાવા લાગ્યાં. આ પરિસ્થિતિ આવવાને આપણા ઉદ્યોગધંધાનો થયેલો નાશ એજ કારણ છે.

હિંદુસ્થાનની પછવાડે લાગેલો દુષ્કાળ અને બીજી અનેક આપત્તિઓને, આપણું ઉદ્યોગધંધામાંથી થયેલું પૂર્ણ ઉચ્ચાટન એજ કારણ છે. ગામેગામ તેમજ ગામડાંઓમાં હતા તે બધા ધંધા અંગ્રેજોની સ્વાર્થ સાધનાની ખાઇમાં બળીને ખાખ થયા. પૂર્વે ખેડુત જે ઉત્તમ પ્રકારે જીવતો હતો, તેને કારણ ઘરગથુ ધંધાનો તેને સાથ હતો એ છે. આજ આ ધંધાવિના તે ઉઘાડો પડયો છે. આજના વેપારી જગતમાં તેના ભાંગ્યાતૂટયા ને જૂના ધંધા ટકાવ ધરી શકતા નથી. આ સ્થિતિ અત્યંત અનુકંપનીય છે. અંગ્રેજોના સ્વાર્થથી જેમ આપણા વેપારનો નાશ થયો, તેમ આપણી સ્વદેશી રહેણીથી તેમનો વેપાર મરી શકશે. આ બાબતનો વિચાર પ્રત્યેક સુશિક્ષિત–અશિક્ષિતે કરવો જરૂરી છે, નહિ તો ભવિષ્યના ભયંકર કાળમાં હિંદુસ્થાન સ્વાહા થઈ જઈ આપણે ચારે બાજુથી ગુલામ બન્યા સિવાય રહેવાના નથી.

("ચિત્રમય જગત"ના જાન્યુઆરી ૧૯૨૯ના અંકમાંથી)

# ૫-અંત્યજ સાધુ નંદ

[નંદની કથા દક્ષિણના સાહિત્યમાંથી ભાઇ મહાદેવે તારવી છે તે સૌ કોઇ રસપૂર્વક વાંચે એમ ઇચ્છું છું. નંદની કથા જોડી કાઢેલો કિસ્સો છે, એમ કોઇ ન માને. તેમાં અતિશયોક્તિ ભલે આવી ગઇ હોય, પણ નંદ નામે સાધુચરિત અંત્યજ છસો વર્ષ પૂર્વે થઈ ગયો. તેણે પોતાના ચારિત્ર્યબળથી મંદિરમાં જવાનો અધિકાર મેળવ્યો ને તે આજ પણ અવતારી પુરુષતરીકે હિંદુઓમાં પૂજાય છે, એ વિષે તો શંકા કરાયજ નહિ. નંદની પવિત્ર કથા આપણને શીખવે છે કે, જન્મ કર્મનું ફળ છે, છતાં પુરુષાર્થ જેવી વસ્તુ વિધાતાએ આપણે સારૂ રાખીજ છે; અને નંદ જેવો અંત્યજ ચારિત્ર્યબળથી આજ જન્મે પવિત્ર થયો ને પવિત્ર મનાયો. બ્રાહ્મણોએ તેનો હેતથી સ્વીકાર કર્યો. જો નંદ આ જન્મમાંજ પાવન થઇ શક્યો તો બધામાં તે શક્તિ હોય એમ આપણે માન્યેજ છૂટકો; તેથી હરકોઇ અંત્યજને આપણા મંદિરમાં પૂજા અર્થે પ્રવેશ કરવાનો અધિકાર હોવો જોઇએ.

હું આશા રાખું છું, કે કોઇ એવી દલીલ નહિ કરે કે નંદે તો અગ્નિપ્રવેશ કર્યો ને તેમ કરી ભલે બધા અંત્યજો મંદિરોમાં જાય. અગ્નિપ્રવેશની વાત કાવ્ય છે. અથવા ખરી માનો તો એ નંદની ઇચ્છાએ થએલું. બ્રાહ્મણોનો મોટો સમુદાય તો નંદને માત્ર સ્નાન કરાવી મંદિરમાં દર્શન કરવા દેવા તૈયાર હતો. કથામાંથી આપણે સાર ગ્રહણ કરવાનો એટલોજ છે કે અંત્યજ આ જન્મેજ પોતાના પુરુષાર્થથી પવિત્ર થઇ શકે છે; એટલે કે જે શરતે બીજા હિંદુઓ મંદિરમાં જઈ શકે છે, તેજ શરતથી અંત્યજોને પણ મંદિરોમાં જવાની છૂટ હોવી જોઇએ.

આ તો ઉચ્ચ કહેવાતા હિંદુઓ પ્રત્યે.

અંત્યજોને તો નંદની કથા ઉત્તેજન આપનારી છે, તેમને પાવન કરનારી છે. એ પ્રત્યેક અંત્યજને ઘેર વંચાઓ, એમ હું તો ઇચ્છું છું; પણ તેઓ વાંચીનેજ સંતોષ ન માને. નંદે જે કર્યું તે પ્રત્યેક અંત્યજ કરો. નંદની પવિત્રતા પ્રત્યેક અંત્યજમાં આવો. તેની ધીરજ, તેની ક્ષમા, તેનું સત્ય, તેની દૃઢતા પણ આવો. નંદ સત્યાગ્રહની મૂર્તિ હતો. નંદે નાસ્તિકોને આસ્તિક બનાવ્યા. પ્રત્યેક અંત્યજ નંદનું આખ્યાન વાંચી પોતાના દોષોનો નાશ કરવા ઉત્સુક ને સમર્થ થાઓ. મો૦ ક૦ ગાંધી]

૧

ચાર વર્ષ ઉપર જ્યારે દક્ષિણનો પ્રવાસ કરેલો ત્યારે અંત્યજ સાધુ નંદની વાત કોઇને મોઢે સાંભળવામાં નહોતી આવી; પણ

આ વર્ષનો પ્રવાસ અસ્પૃશ્યતાનિવારણનાજ હેતુથી હતો, એટલે સ્થળે સ્થળે નંદ સાધુની વાતો—પ્રથમ તો શ્રી. રાજગોપાલાચાર્યને મુખે અને પછી બીજાને મુખે. ત્યાર પછી વધારે હકીકત મેળવી અને એ સાધુના પવિત્ર જીવનની ટૂંક કથા 'નવજીવન'માં આપવાનો વિચાર કર્યો. તે મુજબ એ કથા આપું છું. સ્થળે સ્થળે ચાલતી કથાઓનું દોહન કરી મિ૦ માધવીઆએ એક પુસ્તક લખેલું છે તેના આધારે આ વૃત્તાંત આપું છું.

નંદના જન્મનો સમય તો નિશ્ચિત નથી કહી શકાતો. છસો વરસ ઉપર તાંજોર જીલ્લામાં આધનુર ગામમાં અંત્યજ માતપિતાને ઘેર એનો જન્મ થયો એમ કહેવાય છે. 'અંત્યજ' કહું તેના કરતાં તેની જાતિ જે નામથી ઓળખાય છે તે કહું તો 'પરાયા' જાતિનાં તેનાં માતાપિતા હતાં. 'પરાઇ' એટલે ઢોલ અને 'પરાયા' એટલે ઢોલ વગાડનારા. અસ્પૃશ્યોની હલકામાં હલકી જાતિમાંની આ એક ગણાય છે.

એમના વાડાઓની, ઘરની અને જીવનની કથા શા સારૂ કહેવી? જેવાં ભંગીનાં અને ચમારોનાં જીવન તેવાં તેમનાં. જેટલો મેલ, ગંદકી સામાન્ય રીતે અહીં જોવામાં આવે છે તેટલાંજ ત્યાં પણ. ભંગી અને ચમારો જેમ મુડદાલ ખાય છે, તેમ પરાયા પણ ખાય છે; અને દારૂ પીને પોતાના દુખીઆરા જન્મનાં દુઃખ ભૂલે છે. પરાયા તો ગોમાંસ પણ ખાય છે એટલે તે વધારે હીન ગણાય છે.

નંદ ભણ્યો ગણ્યો તો શેનોજ હોય? બીજા છોકરાની જેમ તે ઢોર ચારવા જતો, પણ એક બે વસ્તુ તેનામાં અસામાન્ય હતી. બાળપણમાં દેવદેવીઓની કાદવની મૂર્તિ કરીને પૂજવાનો તેને શોખ હતો, અને તેનાં સગાંવહાલાં જ્યારે પોતાના દેવોને પ્રસન્ન કરવા બકરાં અથવા મરઘાં મારતા, ત્યારે તેમની દયામણી ચીસોથી નંદનું હૈયું ચીરાતું અને તેની આંખમાંથી આંસુ વરસતાં. તે માંસ ખાતો, પણ પશુને કપાતાં તેનાથી આંખે ન જોઇ શકાતાં.

નંદે એક નાનકડું બકરીનું બચ્ચું પાળ્યું હતું. જ્યાં નંદ જાય ત્યાં તે જાય, અને નંદ તેને પાંદડાં ખવડાવે, પાણી પાય અને નચાવે. એક વાર નંદને વાસી ગોમાંસ ખાવાનું મળ્યાને લીધે તેને બહુ તાવ આવ્યો. જેટલા દહાડા નંદ પથારીમાં રહ્યો તેટલા દહાડા પેલા બચ્ચાએ તેની પાસે બેસીને બેં બેં કર્યા કર્યું! નંદ આખરે સારો થયો. તેની માએ ગામની કટેરી નામની દેવી આગળ માનતા માની હતી કે નંદ સારો થાય તો માતાને બકરો ચઢાવવો. જે દિવસે એ માનતા લીધી તે દિવસથી નંદ સારો થવા લાગ્યો એટલે તેની માની માનતા વિષે શ્રદ્ધા વધી. નંદ સારો થયો એટલે બકરો ચઢાવવાનો સવાલ ઉભો થયો. બકરો ખરીદવાના પૈસા

ઘરમાં મળે નહિ અને નંદના બકરાને કેમ કપાય? પણ માનતા ન પળાય અને માતાને રોષ ચઢે તો? એટલે નંદ સવારે ઉઠે તે પહેલાં તેનાં માબાપ બકરાને કટેરી માતા આગળ લઇ જઇને ચઢાવી આવ્યાં. નંદની જીંદગીમાં પહેલો ભયંકર આઘાત આ હતો. દિવસોના દિવસો સુધી નંદ પોતાના એ વહાલા બકરા માટે રોયા કરતો. એક દિવસ તેણે તેનો શોક હલકો કરવા પોતાની માની પાસે કેટલાક ખુલાસા માગ્યા. નંદનાં માબાપ એક બ્રાહ્મણના ખેતરમાં મજૂરીએ જતાં હતાં. નંદે પૂછ્યું:-

"મા! આપણા બ્રાહ્મણ શેઠનો છોકરો માંદો પડતો હશે ત્યારે તે લોકો શું કરતા હશે? બકરો કાપતા હશે?"

"ના ના, તેઓ તો દવા કરે અથવા મંદિરમાં પ્રાર્થના કરે. તેઓનાથી બકરા વધેરાય? એ તો બહુ બહુ તો નાળિયેર વધેરે."

"ત્યારે આપણે શા સારૂ બકરાં અને મરઘાં વધેરીએ છીએ?"

"ભાઇ! તેમના દેવ જુદા, આપણા જુદા. આપણા દેવ તો ભયંકર હોય છે, લોહીવિના તેઓ તૃપ્ત ન થાય."

"પણ આપણે પણ મંદિરમાં જઇને બ્રાહ્મણની જેમ પ્રાર્થના કરીએ તો?"

"અરે જા જા, ગાંડા! આપણાથી તેમના મંદિરમાં જવાય? આપણાથી તેમની માફક પ્રાર્થના થાય કે? આપણે માંસ ખાઇએ, મુડદાલ ખાઇએ, દારૂ પીએ. આપણાથી તેમના મકાન પાસે ન જવાય તો મંદિરે તો શી રીતેજ જવાય?"

નંદની શંકાનું સમાધાન ન થયું, પણ તેણે પોતાના મનની સાથે એટલો નિશ્ચય કરી લીધો કે હવે માંદા પડવું તો માબાપને ખબરજ ન આપવી, અને જો બ્રાહ્મણોના દેવની પ્રાર્થના થાય તો તે કરવી. પણ 'આપણાં જીવન આવાં ભૂંડાં, આપણે પાપીઆ, બ્રાહ્મણના દેવની શી રીતે પ્રાર્થના કરીએ?' એ મતલબના તેની માના બોલ તેના મનમાંથી નીકળતા નહોતા. નંદ તેના બાપ સાથે ખેતરમાં જતો ત્યારે જે કૂવેથી તેનો શેઠ પાણી લેતો તે કૂવેથી પાણી ન લેવાય, મેલા તળાવમાંથી પાણી લેવું પડતું તેની નંદને ખબર હતી. શેઠનો છોકરો પણ કેવો સાફ અને સુંવાળો લાગતો! નંદને યાદ આવ્યું કે મારાં માબાપ તો તાડી દારૂ પીને ઘરમાં કજીઓ પણ કરે છે; શેઠ શેઠાણી તો એવાં ચોખ્ખાં દેખાય છે કે કદી કજીઓ નહિ કરતાં હોય. 'આપણે આવા મેલા રહ્યા એટલે બ્રાહ્મણના દેવો આપણી પ્રાર્થના શી રીતે સાંભળે?' એજ વિચાર તેના મનમાં રમ્યા કરતો. આખરે તેણે નિશ્ચય કર્યો કે, તાડીદારૂ ન પીવાં, અને માંસ ન ખાવું. પણ માંસ ન ખાય તો કોઇક વાર ભૂખ્યા રહેવું પડે, અને બીજું કશું ખાવાનું હોય નહિ! એટલે જ્યારે

કશુંજ ન મળે ત્યારે માંસ ખાવું એટલો અપવાદ રાખ્યો. આ સંકલ્પ કર્યા પછી પણ નંદના વિચાર તો ચાલ્યાજ કરતા કે "બ્રાહ્મણો બહારથી આટલા સાફ અને રૂપાળા દેખાય છે, શું તેમનું લોહી અને હાડકાં પણ આપણા કરતાં જુદી જાતનાં, અને જુદા રંગનાં હશે? એ બ્રાહ્મણ કેમ જન્મ્યા, અને આપણે પરાયા કેમ જન્મ્યા? તાડીમાંસ છોડયા છતાં પણ શું દેવોની પ્રીતિ મેળવવાને અને બ્રાહ્મણના જેવા થવાને મા કહે છે તેમ હજારો જન્મ જોઇતા હશે? બ્રાહ્મણોનાં કર્મ કેવાં અને આપણાં કેવાં એમ મા કહે છે, તો આપણાથી એવાં કર્મ શી રીતે કરાય?"

એક દિવસ નંદ ઢોર ચરાવતો હતો ત્યાંથી દૂર કેટલાક બ્રાહ્મણના છોકરા ગિલ્લીદંડા રમતા હતા. આમાંનો એક નંદના શેઠનો છોકરો હતો. ગિલ્લી એક વખત નંદની પાસે આવીને પડી; પણ તેનાથી ગિલ્લી ઉપાડાય નહિ તેની નંદને ખબર હતી. શેઠનો છોકરો દોડતો આવ્યો તેને તેણે ગિલ્લી બતાવી. તે લઇને દોડતાં છોકરો પડયો, અને પથરાથી તેનું ઘુંટણ છોલાયું, અને લોહી નીકળવા માંડયું. નંદ તેની પાસે દોડી ગયો. પેલાથી ઉઠાતું નહોતું, પણ નંદ મદદ શી રીતે કરે? નાના શેઠે નોકરના દીકરાને કહ્યું 'ભાગ અહીંથી, કૂતરા! મારી પાસે શેનો આવ્યો છે? મને અડવા માગે છે કે શું?' એમ કહીને એક પથરો નંદ ઉપર ફેંક્યો. નંદના લમણામાં પથરો વાગ્યો, તેને લોહી નીકળવા માંડયું, અને તે તમ્મર ખાઇને પડયો. બીજા છોકરા આવીને શેઠના છોકરાને તો ઉઠાવી ગયા, પણ નંદને કોણ મદદ કરે? થોડી વારે બેઠો થઇ લમણે હાથ દબાવી તે તળાવે ગયો, મોં ધોયું અને ઘેર ગયો. નંદે મનુષ્યનું લોહી આ પહેલી વાર જોયું. બ્રાહ્મણનું અને પરાયાનું એમ એ લોહીમાં તો ફરક નહોતોજ, પણ પશુના લોહીમાંયે ફરક નહોતો. અને જેમ પશુ ચીસ પાડે છે તેવીજ ચીસ બ્રાહ્મણના છોકરાએ પણ પાડી હતી! ત્યારે બ્રાહ્મણનું કર્મ અને પરાયાના કર્મમાં ફેર ક્યાં? અને પોતે પ્રેમથી અને દયાથી શેઠના દીકરા પાસે દોડયો હતો, ત્યાં પેલાએ નિર્દય થઇને તેને પથરો માર્યો એ શું? બ્રાહ્મણના છોકરા આવા નિર્દય હશે? અને એવા બ્રાહ્મણોની પ્રાર્થના દેવ સાંભળે અને પરાયાની ન સાંભળે? આ નવી વિચારશ્રેણી નંદને મુંઝવવા લાગી.

## ૨

નંદ હવે મોટો થયો, અને પોતે સમજ્યો તેટલી વાતનો પ્રચાર કરવા માંડયો. માંદા પડીએ ત્યારે પશુ ન જ કપાવા દેવાં, તાડીદારૂ છોડવાં, માંસ છોડવું, એટલી વાતો તે પોતાના સમોવડીઆઓને કહેવા લાગ્યો. એ અરસામાં આધનુરના પરાયા કાળી

દેવીને પાડા વગેરે વધેરી સારી પેઠે માંસ ખાઇને આવ્યા, અને પાડો રોગી હોવાને લીધે ઘણાંને રોગ થયો અને મરી ગયા. પછી તો એ રોગ ફેલાયો, અને ઘણા મરવા લાગ્યા. આ સપાટામાં નંદનો બાપ પણ આવી ગયો. શોકમાં પડવાને બદલે નંદે સેવાસંઘ કાઢી દરેકને ત્યાં જઈ સેવા કરવાની, શબને સ્મશાને લઈ જવાની વ્યવસ્થા કરવા માંડી. પણ આ સેવાથી પ્રસન્ન થવાને બદલે ગામના ઘરડીઆઓ તેના ઉપર ચીડાયા. તેઓ કહેવા લાગ્યા કે, નંદ બકરાં મરઘાં કાપવા નથી દેતો એટલે દેવી આટલી અપ્રસન્ન થઇ છે

પણ એટલામાં તો નંદને પણ રોગ લાગુ પડયો. ઘરડીઆ રાજી થયા, અને કહેવા લાગ્યા કે દેવીને સારી પેઠે બલિદાન દઇને પ્રસન્ન કર. તેની મા પણ તેને કહેવા લાગી કે "તારો બાપ પણ તારા પાપને લીધે ગયા, હવે તુંયે જવાનો. હઠીલો થા મા, માનતા માનવા દે." પણ નંદનો નિશ્ચય નિશ્ચલ હતો. 'બકરો મારીને જીવાતું હોય તો જીવવા કરતાં મરી જઇએ તો શું ખોટું?' એમ તે કહેતો. નંદના સાથીઓ ગભરાયા. નંદ મરી જશે તો પછી કામ શી રીતે ચાલશે? કાંઇ નહિ તો ભવિષ્યમાં કામ કરવા માટે પણ નંદે જીવવું જોઇએ એમ તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા. નંદે તેમને સમજાવ્યા કે, દેવ આપણી કસોટી કરી રહ્યો છે, મરતાં પણ નિશ્ચય ન છોડીએ ત્યારે માણસ અને ત્યારે નિશ્ચયની કિંમત; તમે સૌ મારે માટે પ્રાર્થના કરો કે હું જીવું. તમારી સૌની પ્રાર્થનાથી હું બચીશ તો તમે સિદ્ધ કરી શકશો કે બકરાના વધથી નહિ, પણ તમારી પ્રાર્થનાથી હું જીવ્યો.

પેલાઓમાં હિંમત આવી, શિવને તેઓ પોકારવા લાગ્યા અને પ્રાર્થના કરવા લાગ્યા. બીજી બાજુએ ઘરડીઆઓ પણ પોતાનું કારસ્થાન કરી રહ્યા હતા. તેમણે નંદની માને સમજાવવા માંડી. બાઇ બિચારી ભોળવાઈ, તેણે કહ્યું 'ઘરમાં પૈસા તો નથી, પણ થોડાં વાસણ છે તે લઇને બકરા ખરીદી લાવો, અને વધેરો, નહિ તો મારો દીકરો મરી જશે.'

નંદે એક રાત બિછાનામાં પડયા પડયા ભજન કર્યું. એક ક્ષણ પણ નિદ્રા લીધા વિના કરેલા ભજનને અંતે તેને પાસેના તિરૂપુંકર મંદિરના દેવ આવીને માથા ઉપર હાથ મૂકતા દેખાયા. નંદના આનંદનો પાર રહ્યો નહિ. સવારે તો તે સારો થઇ ગયો, અને બે દિવસમાં તે હરતો ફરતો થયો. તેના સાથીઓએ 'હર હર મહાદેવ'ના હર્ષનાદથી ગામ ગજાવી મૂક્યું.

ઘરડીઆમાંથી એકે તો નંદના મોતની બાધા લીધી હતી, પણ નંદ તો જીવતો થયો; પણ તેની માએ તો વાસણ વેચી બકરા વધેર્યા.

પણ નંદનો સંઘ વધવા લાગ્યો. જે જુવાનીઆ તેને છોડીને

ભાગી ગયા હતા તેને પાછી શ્રદ્ધા બેઠી અને તેઓ પાછા જોડાયા. હવે નંદનો મનોરથ વધ્યો. જે તિરૂપુંકર મંદિરના મહાદેવે આમ દર્શન આપ્યાં તે શું પ્રત્યક્ષ દર્શન ન આપે? તેના મંદિરમાં ન જવાય? પરાયા પણ મંદિરોની થોડી સેવા તો કરતા. મંદિરની જમીનમાં તેઓ મજુરી કરતા, મંદિરમાં અનેક જાતનાં નગારાં હોય એ તે માટે તેઓ મુએલા ઢોરનું ચામડું ઉતારીને મંદિરે લઈ જતા, ઢોરના શરીરમાંથી ગોરોચન નામનો સુગંધી પદાર્થ પણ તેઓ જ લઇ જતા. નંદે વિચાર કર્યો કે, તિરૂપુંકરના મહાદેવને માટે આવી પુષ્કળ સામગ્રી લઇને એક દિવસ જવું. પહેલાં તો તે આ બધી વસ્તુ વેચતો. હવે એણે દેવને આ ભેટ ધરાવવાનો વિચાર કર્યો. નંદ અને તેના ગોઠીઆઓએ એક શનિવારે ખૂબ શરીર ચોળીને સ્નાન કર્યું, સ્વચ્છ થયા, શરીરે અને કપાળે ભસ્મ લગાવી, અને ભેટ લઇને તિરૂપુંકર જવા નીકળી પડયા. ત્યાં જઇ ત્રણ વાર મંદિરની પ્રદક્ષિણા કરી, અને પૂજારીને પોકાર કરીને વીનવ્યા. બે નોકરોએ આવીને દૂરથી ભેટ લેવાની કૃપા કરી. સાંજ પડી હતી. આરતિ અને દર્શનનો સમય થયો હતો. નંદ અને તેના સાથી બરોબર દરવાજા સામે જઇને ઉભા; પણ તિરૂપુંકરના મહાદેવની મૂર્તિ સામે મોટો નંદી હતો. બધાં મંદિરોમાં મોટામાં મોટો નંદી અહીં હતો, અને તે મૂર્તિને ઢાંકી દેતો હતો. દરવાજાની બહારની કોઇ જગ્યાએથી આ નંદીને લીધે મૂર્તિનાં દર્શન કરી શકાતાં નહિ. નંદના દુઃખનો પાર ન રહ્યો. તે તો માત્ર ઘંટા વગાડતા અને દર્શન કરતા થોડા બ્રાહ્મણોને જોઇ શકતો હતો, પણ મૂર્તિનાં દર્શન કેમે કરી થાય નહિ. તેની આંખમાંથી ચોધારાં આંસુ ચાલ્યાં, ગોરોચન અને ધૂપની સુગંધે આનંદિત થવાને બદલે તેનું મગજ ભમવા લાગ્યું. 'હું પરાયો પાપીઓ, હું કયાંથી મહાદેવનાં દર્શન પામું? મારાં પાપ આ નંદી બનીને મારી આંખ આગળ ઉભાં છે' એમ બોલતો બોલતો પોક મૂકીને રોયો. રોઈ રોઈને તેને મૂર્છા આવી, તે પડયો અને બેભાન થયો. તે ઉંધો પડયો હતો, અને હાથ બન્ને પ્રણામ કરવા માટે જોડેલા હતા. તેના સાથીઓ બધું દૃશ્ય જોઇ રહ્યા; પણ કોઇએ તેને જાગ્રત કર્યો નહિ. લાંબા સમયે નંદ જાગ્રત થયો, ત્યાં તો સૌએ કૌતુક દીઠું. નંદીની મૂર્તિ એક બાજુએ ખસી ગઈ હતી, અને મહાદેવનાં દર્શન સ્પષ્ટ થતાં હતાં. નંદના આનંદ અને આશ્ચર્યનો પાર ન રહ્યો. હર્ષઘેલો થઇ તે નાચવા લાગ્યો; અને 'રામ અમલમાં રાતા માતા' નંદને જોઈ, ઘડીક વાર નંદીની મૂર્તિ ખસેલી તે જોવાનું ભૂલી સૌ નંદનાંજ દર્શન કરવા લાગ્યા! આજે પણ નંદીની મૂર્તિ તિરૂપુંકરમાં એક બાજુએ નમેલી દેખાય છે!

ઈશ્વરની આવી કૃપાનો બદલો શી રીતે વાળવો? તિરૂપુંકરના મંદિર પાસે તળાવ નહોતું, અને લોકો પાણી વિના દુઃખી થતા. નંદ અને તેના સાથીઓએ તળાવ ખોદવા માંડયું. એ ભવ્ય તળાવ આજે પણ છે, અને દંતકથા એવી ચાલે છે કે મહાદેવે ગણેશને નંદને મદદ કરવા મોકલ્યા હતા, નહિ તો આવડું તળાવ શી રીતે ખોદાય?

૩

પણ ગણેશ મદદ કરી ગયા એમ માનીને આપણે ભલે સંતોષ માનીએ. નંદ તો પોતાનું કાર્ય કરીને ગામ ગયો, ત્યાં મહાદેવનું ભજન કરતો પોતાના શેઠને ત્યાં પાછી મજૂરી કરવા માંડી. જુનો શેઠ તો મરી ગયો હતો, અને શેઠ તો પેલા લમણા ઉપર પથરો મારીને હમેશને માટે નિશાની કરનાર શેઠનો દીકરો હતો. નવા શેઠે નંદી ખસ્યાની વાત ન માની. 'કોણ જોવા ગયું છે? એ તો મૂર્તિ અગાઉથી ખસેલી હશે. આપણે તો એટલું જાણીએ કે, નંદ બહુ મહેનતુડો છે. ભલે એ મજૂરી કરતો, આપણે એને અન્ન આપશું'-આટલી જ લાગણી બ્રાહ્મણ શેઠને હતી. નંદની સ્થિતિ પણ સુધરી, તેને મજૂરી પણ બહુ મળતી અને ચામડું તથા ગોરોચનની ભેટ તો ચાલુજ હતી. એ અરસામાં વૈથીશ્વરન કોઇલ (મંદિરમાં) એક ઉત્સવ હતો, તેની તેને ખબર પડી. નંદ અને તેના ગોઠીઆઓ ઉપડયા. આ ઉત્સવ વખતે મૂર્તિને એક રથમાં ફેરવવામાં આવે છે, અને પરાયાને દર્શન કરવા દેવામાં આવે છે. નંદે દર્શન કર્યાં, અને ત્યાં એક બ્રાહ્મણ કથા કરતો હતો તે સાંભળવા ઉભો રહ્યો. કથા સાંભળતાં નંદને આ શબ્દ કાને પડયા "ચિદંબરમ્ એ પવિત્રમાં પવિત્ર સ્થાન છે-કાશી અને રામેશ્વરમના કરતાં પણ વધારે પવિત્ર. ત્યાં નટરાજની ભવ્ય મૂર્તિ છે. એ નટરાજનું નૃત્ય સૃષ્ટિની લીલા ચલાવી રહ્યું છે. નટરાજના હાથમાં ડમરૂ છે, અને એ ડમરૂના નાદમાંથી અનેક લોક ઉત્પન્ન થાય છે."

"નટરાજના હાથમાં ડમરૂ! તે પણ આપણા જેવો પરાયો જ તો! આપણેય ઢોલ વગાડીએ અને તે પણ વગાડે!" કહીને નંદ આનંદઘેલો થયો.

કથા આગળ ચાલી: "નટરાજનો બીજો હાથ બધાં ભુવનોને ઠીક રાખે છે. ડાબા હાથમાં અગ્નિ છે તેથી તે સૃષ્ટિને ભસ્મ કરવા ધારે ત્યારે ભસ્મ કરી શકે છે; કારણ કે સૃષ્ટિ, સ્થિતિ અને લય, ત્રણે વસ્તુનો કર્તા એજ છે. નટરાજનાં દર્શન જે કરે તે ચંડાળ હોય કે પરાયો હોય પણ ક્ષણમાં ભવસાગર તરી જાય છે."

નંદ એકે એક શબ્દ પી રહ્યો હતો. તેની આગળ નટરાજની મૂર્તિ ખડી થતી હતી. તેણે આકુળ વ્યાકુળ થઇને કથાકારને પૂછયું?

'એ ચિદંબરમ્ કયાં છે તે તો મને કહો.'

'કોલેરૂન નદીની ઉત્તરે. અહીંથી એક દિવસનો રસ્તો છે.' ઉત્તર મળ્યો.

'નટરાજ ચંડાળને પણ તારે?' પાછું નંદે પૂછ્યું.

હાસ્તો, તું કોણ છે? આમ આવ તને બધી ખબર આપું.'

એક જણે કહ્યું 'એ તો આધનુરનો પરાયો નંદ છે, એને આડશો માં. શિવનો એ ભગત છે, ચામડું અને ગોરોચન હમેશાં મોકલે છે.'

નંદ પાસે તો ન ગયો, પણ પાછું પૂછ્યું? 'મારા જેવા પરાયાને પણ નટરાજ મોક્ષ અપાવે?'

'હા ભાઇ! સ્થલપુરાણમાં એમ લખેલું છે તે કાંઇ ખોટું હોય?'

નંદે બ્રાહ્મણને પ્રણામ કર્યા અને ઝપાટાબંધ ઉત્તર તરફ ચાલવા માંડયું.

તેના સાથીઓએ કહ્યું કે 'આપણે તો આથમણા જવાનું. ઉત્તરમાં કયાં ચાલ્યા?'

નંદે કહ્યું 'ચિદંબરમ્ ચાલ્યો.'

"અરે પણ ભાઇ! રસ્તોબસ્તો જાણ્યા વિના અંધારે કયાં જશે?"

'ઉત્તરમાં ચાલ્યા કરીશ, અને સવાર થતાં રસ્તો પૂછીશ કોકને.'

"પણ ભાઈ! આમ જવાય? આપણે રાત્રે અહીં આવેલા, સવાર થતાં કામે ચઢવું પડશે. આપણે શેઠ નથી, ગુલામ છીએ તે કેમ ભૂલ્યો? આપણું કામ છોડીએ તે તો ઇશ્વરને યે ન ગમે."

નંદ થોભ્યો, ઇશ્વરનું નામ આવી રીતે લેવાયું કે તરતજ તે ઉભો રહી ગયો, અને કહ્યું 'હા ચાલો, ગુલામ તો ખરોજ. શેઠની રજા લઇને ચિદંબરમ્ જઇશ.'

૪

ઘેર ગયા પછી નંદને સખ વળે નહિ. પરાયાનો અવતાર, રોજ ઉચ્ચ હિંદુઓનાં મેંણાંટોણાં ખાવાનાં, મજુરી કરતાં પણ પરાયા અને પરાયા, અને અનેક અવતારે મોક્ષ નહિ એ કેમ સહન થાય? પણ ચિદંબરમ્ જઇએ તો તરત મોક્ષ મળે, એ કેમ છોડાય?

તેના ઉપર તો પરાયાપણાનો ડામ પડેલો હતો, એટલે પરાયા જે ન કરી શકે તેજ તેને ખટકયા કરતું હતું.

નંદ બીજે દિવસે વાડીએ ગયો, ઝાડને પાણી પાયું અને રજા લેવા શેઠને ત્યાં ગયો. શેઠ નહોતા. રાહ જોતાં જોતાં દહાડો આથમ્યો એટલે નંદ ઘેર આવ્યો. બીજે દિવસે પાછો તે રજા લેવા ગયો. શેઠ રસ્તામાં મળ્યા, તેમણે પૂછ્યું 'કેમ, રોજ કયાં ભટકે છે? કાલે બપોરે કયાં હતો? તારે તો નિત નિત ઓચ્છવ ને કીર્તન કેમ? પડોશીએ પાણી પોતાના ખેતરમાં વાળી લીધું તેનું ભાન છે? અને પેલા

તારા જોડીદારે સેઢો એટલો સાંકડો કર્યો છે કે મારા ખેતરના કરતાં તેના ખેતરની હદ વધી ગઈ છે.'

નંદે જાણ્યું કે શેઠ ખીજાયો છે, એટલે રજા માગતાં તે ડર્યો. નંદના સાથીમાં નંદનો વિશ્વાસ નહોતો. 'એમ પાપી અવતારમાંથી તે એક નટરાજના દર્શને મોક્ષ મળતો હશે? નંદ તો ઘેલો થયો છે ઘેલો' એમ તેઓ કહેતા; પણ નંદને તો વિશ્વની વાટ કેમે નહોતી ગમતી. તે 'આઠે પહોર ઉદાસ' ફરતો હતો. એક દિવસ સૂર્યાસ્તની સુવર્ણપ્રભા જોઇને તેને નટરાજનું પેલા બ્રાહ્મણે વર્ણન કરેલું તે યાદ આવ્યું, અને હાથમાં દાતરડું લઇને ખેતરમાં ઉભેલો તેમનો તેમ નિશ્ચલ, નિસ્તબ્ધ ઉભો રહ્યો. સાથીમાંથી આવીને એકે બોલાવ્યો, પણ જવાબ નહિ. કોઇએ કહ્યું: 'અલ્યા, ફલાણાની ગાય મરી ગઇ' જવાબજ નહિ. ઘણી વારે નંદને ભાન આવ્યું, ત્યારે તેણે કહ્યું કે 'સૂર્યના તેજમાં નટરાજ નાચતા હતા. તમે નહિ જોયા?' 'નંદ પાગલ થયો છે' એમ કહીને સૌ તેને ઘેર ઘસડી ગયા. ઘરડીઆ તો ખુશ થયા. તેઓ સમજ્યા કે, નંદના પાપનો બદલો દેવી આપી રહી છે. ઘણા કહેવા લાગ્યા કે 'દેવિ! નંદને બચાવો; વીરા! નંદને બચાવો; કટેરી, નંદને સાજો કરો.' પણ નંદ તો કહ્યાજ કરતો હતો કે 'મને તો મારો નટરાજ બચાવશે.'

ગામના લોકોએ તો પાછાં બકરાં વધેરવાનો નિશ્ચય કર્યો. નંદ સૌને પગે પડયો, પણ કોઈ માને નહિ. એક જણે બકરાનું લોહી લાવીને તેના ઉપર છાંટયું. નંદથી આ સહન થયું નહિ, એટલે તે ચીસ પાડીને ત્યાંથી ભાગ્યો. લોકો નંદના શેઠને ત્યાં દોડયા. શેઠે કહ્યું 'એને પકડી લાવો અહીં; હું સીધો કરીશ.'

૫

નંદની પાછળ પેલા લાગ્યા, એટલે નંદને થયું 'આ પાર કે પેલે પાર હવે તો રજા મેળવવીજ, અને આ લોકોનાથી બચવું; એટલે તે સૌની સાથે શેઠને ત્યાં ગયો, અને શેઠની પૂછપરછનો એકજ જવાબ આપ્યો કે 'મારે નટરાજનાં દર્શન કરવા જવું છે. મને થોડા દહાડાની રજા આપો.'

'તારે ચિદંબરમ્ જવું છે? પરાયા કોઇ દિ' ત્યાં ગયા સાંભળ્યા છે? લાવ પેલો ચાબુક હું એને સીધો કરૂં.'

નંદે કહ્યું: "તમે મારવો હોય તો મારી નાખો. મને રજા નહિ આપો ત્યાંસુધી મને સખ નથી વળવાનું."

પેલાએ ચાબુક મંગાવ્યો, પણ વાપરવાની હિંમત ન ચાલી. 'આટલા દિવસ નંદ સૌથી સરસ કામ કરતો, મજૂરોને એજ ભેગા કરતો, સૌ એનું માનતા, અને આજે એને શું થયું?' એમ તે બીજાઓને પૂછવા લાગ્યો.

હવે એક વૃદ્ધ બ્રાહ્મણે નંદને સવાલો પૂછવા માંડ્યા.

'નંદ! તું ઇશ્વરને માને છે કે નહિ?'

'હા, ઇશ્વર એ મારૂં સર્વસ્વ છે.'

'ઇશ્વરજ કર્તાહર્તા છે એ પણ તને ખબર છે ને?'

'હાસ્તો.'

'ત્યારે તને તેણે પરાયો બનાવ્યો તે તું કેમ ભૂલે છે? પરાયા-એ મજૂરી કરવી અને શેઠની નોકરી કરવી. તેને વળી નટરાજ-નાં દર્શન કેવાં?'

નંદ—'હું બધું જાણું છું, પણ ઇશ્વરે મને ઘેલો કર્યો છે તેનું શું? મને તેને જોવા જાણવાની લાલસા થઇ છે, તેનું શું? તિરૂ-પુકરમાં મેં તેનાં દર્શન કરેલાં. બ્રાહ્મણનો અને પરાયાનો ઇશ્વર જુદો હોય એવું શાસ્ત્રમાં લખેલું છે? મને તો એક તમારા જેવાજ બ્રાહ્મણે કહ્યું કે, ચિદંબરમ્‌માં નટરાજનાં દર્શન ચાંડાળને પણ થાય, અને ચાંડાળને મુકિત મળે છે. એ મારાથી કેમ ભૂલાય? મારા મનમાંથી એ વાત નીકળતીજ નથી.

એટલે ઘરડા બ્રાહ્મણે કહ્યું:-'હં, બધી મોકાણ પેલા બ્રાહ્મણ કથાકારની છે. જવા દો, બે દિવસ અથડાઈ આવવા દો. ઠેકાણે આવશે.'

પણ છ ખેતરમાં લણણી કરવાની હતી, અને ખેતરમાં પાક ઉભો તૈયાર હતો. નંદનો શેઠ તેની પાસે આ કામ લીધા વિના શેનો છોડે?

'આ ખેતરમાં લણણી થવી જોઇએ પહેલી, અને પછી તું ભલે જા.' એમ તેણે નંદને કહ્યું.

નંદ ઘેલો ઘેલો થઇ ગયો 'ભલે, એ તો કરીને જઇશ'—એમ જવાબ આપી, નંદ તો લાગલોજ લણણીનો સરંજામ લઇ ખેતરે દોડયો. રાત્રે ઘેર આવેજ શેનો? આખી રાત કામ કર્યું, અને સવારના પહોરમાં જઇને શેઠનું બારણું ખખડાવ્યું! 'શેઠ! ડાંગર વાઢી પૂળા કરીને ગોઠવી આવ્યો. હવે રજા આપો.'

'અરે! તેં કર્યું શું? શું મજૂરો પરગામથી લાવીને છ ખેતર પૂરાં કર્યાં?' અચંબાથી શેઠે પૂછ્યું.

'નાજી, મજૂર કયાંથી લાવું? આખી રાત કામ કરીને તૈયાર કર્યું.'

'સાચું કહે, કદી તું જૂઠું બોલતો નથી, આજે બોલીશ?'

'નટરાજે આવીને મદદ કરી હોય તો તે જાણે. બાકી મારા સગા હાથ સિવાય બીજા કોઇના હાથ મને મદદ કરવા આવ્યા નહોતા. આપ આવીને જોઇ જાઓ, અને પછી ખાતરી થાય તો મને જવા દો.'

શેઠ ખળાં ઉપર ગયા, ડાંગરનું સુંદર કુંદવું જોઇને તે તો આભોજ બની ગયો. આજ ખળાં આગળથી શેઠે નાનપણમાં નંદના

લમણા ઉપર પથરો માર્યો હતો એ સૌ ઈશ્વરકૃપાથી પેલાને યાદ આવ્યું.

'નંદ ! નંદ !' કરતો તે તેના તરફ દોડયો. નંદ ખસીને દૂર ઉભો રહ્યો.

'ના, ના, ભાગ નહિ; તું તો સાચો ભક્ત છે. ભગવાને તારા ઉપર મહેર કરી છે. મેં આંધળા થઇ તારા ઉપર જે જુલમ કર્યા છે તે મને કોણ માફ કરશે ? નંદ! તુંજ મને ક્ષમા આપ.'

નંદ મૂંઝાયો. 'ઈશ્વરે મહેર કરી, તમે એવું બોલો નહિ-હું તમારો ગુલામ, હું માફી શેની આપું ? મને નટરાજનાં દર્શને જવા દો.'

'જા ભાઈ! સુખે જા. દર્શન કરી આવ, અને મારે માટે પણ તેની ક્ષમા માગી આવજે.'

૬

'નટરાજ' 'નટરાજ' પોકારતી નંદની સેના ચિંદબરમ્ તરફ કૂચ કરવા લાગી. ત્યાં પહોંચતાંજ મંદિરનો કળશ જોઇને નંદે લાંબા થઇને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા. તેની આંખમાંથી અશ્રુધારાઓ ચાલી રહી હતી. ગામે પહોંચતાં નંદ અને તેના સાથીઓ તેની પ્રદક્ષિણા કરી આવ્યા; પણ મંદિરમાં શી રીતે જવું ? મંદિરની આસપાસ દિવાલ, અને તેની આસપાસ બ્રાહ્મણોના મહોલ્લાની બનેલી બીજી દિવાલ ! નંદે ચામડું અને ગેરોચન મોકલ્યું, તે તો દીક્ષિતોએ લીધું, પણ તેની દર્શનની માગણીને હસી કાઢી. નંદે સ્થલપુરાણની વાત સંભળાવી; એટલે કેટલાક ચીડાયા. કેટલાક કહેવા લાગ્યાઃ 'સ્થલપુરાણમાં છેસ્તો, પણ તારા જેવો પરાયો મંદિરમાં જઇ શકે એવું પણ તેમાં લખેલું છે, એમ તે બ્રાહ્મણે કહેલું ખરું ?'

બ્રાહ્મણે એવું તો નહોતું કહ્યું. એટલે નંદ જૂઠું શેનો બોલે ? તે તો બિચારો ઉભો રહ્યો, અને તેને ત્યાં એમ મૂંઝાતો મૂકી દીક્ષિતો રસ્તે પડયા. રાત પડી, બધે દીવા થયા, પણ નંદ ત્યાંનો ત્યાંજ મંદિરના કળશ ઉપર ધ્યાન ચોંટાડીને આખી રાત ઉભો રહ્યો !

આ તરફ દીક્ષિતોને-૨૯૯૯ દીક્ષિતોને રાત્રે એકજ સ્વપ્ન આવ્યું. 'આધનુરનો પરાયો નંદ મારા દર્શને આવ્યો છે. મન, વાણી અને કાયાથી એના જેવો કોઇ પવિત્ર નથી. મારે માટેની એની ભક્તિ અસીમ છે. કાલે એને દેહશુદ્ધિ કરીને મારાં દર્શને લાવજો.'

સૌ એકબીજાને પોતાના સ્વપ્નની વાત કહેવા લાગ્યા, અને ચકિત થયા. મંદિરની દેવસભામાં સૌ ભેગા થયા. એક જણ બોલ્યો 'આ તો નટરાજની આજ્ઞા. એનો અમલ તુરત થવો જોઇએ.' બીજો બોલ્યો 'નટરાજે પણ કહ્યું છે કે એની દેહશુદ્ધિ કરીને લાવજો.' ત્રીજાએ કહ્યું 'હોમકુલમમાં એને સ્નાન કરાવીએ અને લઈ જઇએ.' વળી કોઇ બોલ્યું 'હોમકુલમમાં સ્નાન કરીને સામાન્ય માણસ પવિત્ર થાય. પરાયા થતા હશે ? અને પરાયો કંઇ બ્રાહ્મણ થાય

ખરો કે? નટરાજની પાસે તો બધા બ્રાહ્મણ પણ નથી જઇ શકતા.' એટલે નટરાજ દીક્ષિત બોલ્યા 'અગ્નિ સિવાય એકે ભૂત એને શુદ્ધ કરી શકે એમ નથી. પંચમહાભૂતોમાં એજ શ્રેષ્ઠ પાવક છે.'

એટલે બીજા દીક્ષિત બોલ્યા 'ત્યારે શું એ પરાયાને પહેલો ભસ્મસાત્ કરવો, અને ભસ્મને નટરાજ પાસે લઈ જવી?'

'ના, ના. મારા શબ્દની એમ મજાક ન કરો. ગાયના છાણને બાળીને પણ શુદ્ધિ કરી શકાય; પણ પરાયાને એમ શુદ્ધ કરાય?'

'અરે ભાઇ! નટરાજે કહ્યું કે, આના જેવો કોઇ મન, વાણી અને કાયાથી શુદ્ધ નથી. આપણામાંથી કોણ એના જેવો પવિત્ર હોવાનો દાવો કરી શકે? આ માણસ તો માત્ર જન્મચંડાળ લાગે છે, કર્મચંડાળ નથી. એ તો કોઇ નટરાજનો મહાભક્ત લાગે છે. આપણે એને માટે હોમ કરીએ અને પછી એને મંદિરમાં લઈ જઇએ, એટલો એને અગ્નિથી શુદ્ધ કરવાનો અર્થ.'

પણ આથી રીઢા સનાતની બ્રાહ્મણોને સંતોષ ન થયો. 'જો એ પરાયો આટલો શુદ્ધ હોય તો અગ્નિ એને બાળે શેનો? અગ્નિમાં એને નાખીએ અને એને કાંઇ ન થાય તોજ એ શુદ્ધ કહેવાય.' એવી એવી વાતો કરવા લાગ્યા.

નંદને આ વાતોની ખબર પડી. ખબર પડતાંની સાથે જ તે તો આનંદઘેલો થઇ નાચવા લાગ્યો. એના સાથીઓ ડરી ગયા અને અગ્નિમાં ભસ્મ થવાને બદલે ઘેર જવાની સલાહ આપવા લાગ્યા. પણ નંદે કહેણ મોકલ્યું કે 'હું અગ્નિમાં શુદ્ધ થઈશ. અગ્નિ તૈયાર કરો. હોમકુલમ્‌માં સ્નાન કરીને હું આવું છું.' નટરાજ ભસ્મ કરે તો પણ શું? પરાયાતરીકેનું હલકું જીવન જીવ્યું તોયે શું અને ન જીવ્યું તોયે શું?

નંદ સ્નાન કરી આવ્યો, ભસ્મ લગાડી, રુદ્રાક્ષની માળા તો ગળામાં હતી જ. ભીને વસ્ત્રે એ અગ્નિપ્રવેશ કરવાને માટે સજ્જ થઇને ઉભો. દીક્ષિતો દૂર ઉભા હતા. અગ્નિ શિખા ભડભડ સળગી રહી હતી. નંદે ત્રણ વાર આગની પ્રદક્ષિણા કરી અને નટરાજનું નામ લઇ, મંદિરના કળશને પ્રણામ કરી 'નટરાજ! નટરાજ! જો હું મન, વાચા અને કાયાથી પવિત્ર હોઉં, જો મેં કોઈ પણ પ્રાણીની હિંસા ન કરી હોય, જો તુંજ કલ્યાણકારી ઈશ્વર હોય, પરાયાનો અને બ્રાહ્મણનો તુંજ ઇશ્વર હોય તો આ અગ્નિની ભયંકર જ્વાળા મને હોમકુલમના જળ જેવી શીતળ પાવક બનો' એમ બોલતાં બોલતાં ઝંપલાવ્યું.

હજારો માણસો સ્તબ્ધ થઇને આ જોઈ રહ્યાં હતાં, પણ નંદ જેવો પ્રફુલ્લિત હસતે વદને અગ્નિની પેલી પાર નીકળીને ઉભો

રહ્યો કે 'નટરાજ કી જય, હરહર મહાદેવ!' ના પોકારથી દિશાઓ ગાજી રહી. નંદનો વાળ વાંકો થયો ન હતો, તેનું બીનું વસ્ત્ર પ્રથમની જેમ બીનું હતું.

બ્રાહ્મણોનો હવે ગર્વ ગળી ગયો. તેમણે નંદને પ્રણામ કર્યા, અને 'પધારો નટરાજના દર્શને, તે તમારી રાહ જોઇને બેઠા છે' કહી તેને મંદિરમાં લઇ ગયા.

નટરાજ દીક્ષિત બોલ્યા: 'જન્મ શું? અને જાતિ શું? સત્ય અને અહિંસા એનીજ ઇશ્વરને કિંમત છે.'

નંદ નટરાજ પાસે ગયો એટલે મંદિરનાનાં ઘંટ-નોબત વાગી ઉઠયાં, શંખો ફૂંકાયા, આરતી ઉતારવામાં આવી; પણ નંદને એની કશાની તમા નહોતી. તે તો નટરાજનાં અખંડ દર્શનથી પોતાની આંખ અને હૃદય ભરતો નિશ્ચેષ્ટ ઉભો રહ્યો.

તામીલ પ્રાંતના ૬૨ શૈવ દેવો હતા. તેમાં આ દિવસથી ૬૩ મી મૂર્તિ નંદની ઉમેરાઈ. ઘણાંખરાં શિવમંદિરોમાં એની મૂર્તિ છે, અને બીજી મૂર્તિની જેમ ઇશ્વર સમાન તે પૂજાય છે.

(તા. ૧૦-૫-૨૫ના "નવજીવન"માંથી)

## ૬-विजयोल्लास

आजु हरि हाँथन अस्त्र गह्यो-टेक

जागे भाग राग सब भागे जीवन लाहु लह्यो।
प्रतिपाल्यो मेरो प्रन निज तजि, पायहुँ जौन चह्यो।
सफल जनम पुरुषारथ स्वारथ बिजयबेलि उलह्यो।
जोसुख आजु लह्यो इन नैननि सो नहिं जात कह्यो।
मन बूडत उतरात हुलासनि बाँसन उछरि रह्यो।
मद मत्सर अभिमान जात सब प्रेम प्रवाह बह्यो।
दूजो कोन दयालु प्रभु सो जग भक्तन भीति दह्यो।
सेवक-हित साहिबी बिसारेहु हारेहु जीति लयो।

("માધુરી"ના એક અંકમાં લેખકઃ-શ્રી. માતાદીન શુક્લ)

# ૭—માહાતા શૈસા

જિન પુરુષોં ને ઘોર પરિશ્રમ, સતત ઉદ્યોગ, વ્યવહારદક્ષતા એવં સત્યતા ઇત્યાદિ ગુણોં સે અપના ભાગ્યોદય કિયા ઔર દીન-હીન સ્થિતિ સે કુબેર-સમાન સંપત્તિ ઉપાર્જિત કી હૈ, ઉનમેં માહાતા શૈસા કી ગણના અસંગત નહીં હોગી. શૈસા ન તો સાહસી અમરિકન, ન દીર્ઘઉદ્યોગી અંગ્રેજ ઔર ન આશાવાદી જર્મન થે. વે સિંહલદ્વીપ અર્થાત્ લંકા કે એક છોટે સે ગાંવ કે બૌદ્ધધર્માવલંબી અત્યંત દરિદ્ર પરિવાર મેં પૈદા હુએ થે.

માહાતા શૈસા કે ચરિત્ર કા પરિચય દેને કે પહલે યહાં લંકા કે પૂર્વઇતિહાસ કા થોડાસા ઉલ્લેખ આવશ્યક હૈ. લંકા મેં પહલે હિંદૂ-રાજા રાજ્ય કરતે થે. હિંદૂ-સત્તા નષ્ટ હોને પર મુસલમાનોં કા રાજ્ય સ્થાપિત હુઆ. ઉનકે બાદ પોર્તગીજ આયે. ઇનસે યહ યહ દ્વીપ ડચ જાતિ કે અધિકાર મેં ગયા. ડચ-લોગોં ને લંકા-વાસિયોં કો ઇસાઈ બનાને કા સંકલ્પ કિયા. એક હાથ મેં કુરાન ઔર દૂસરે હાથ મેં તલવાર લે કર ઇસ્લામધર્મ કી દીક્ષા દેનેવાલે મુસલમાનોં કા જુલ્મ ડચ લોગોં કે અત્યાચાર કે સામને શર્મ ખાને લગા. ઇતિહાસ ઇસ બાત કા સાક્ષી હૈ. લંકાવાસી બૌદ્ધોં કો ઇસાઇ બનાને કે સંબંધ મેં ગરીબ દુર્બલ પ્રજા કે સાથ ડચ લોગોં ને જો વ્યવહાર કિયા ઉસકા સ્મરણ કરતે હી શરીર પર રોંગટે ખડે હો જાતે હૈં. યદ્યપિ ડચોં કી સત્તા આજ લંકા સે ઉઠ ગઇ હૈ, તથાપિ બૌદ્ધોં પર કિયે ગયે અત્યાચારોં કા વિસ્મરણ કદાપિ નહીં હો સકતા. ઉનકે રાક્ષસી વિધાનોં કા એક ઉદાહરણ યહાં દિયા જાતા હૈ. વહ ઇસ પ્રકાર હૈ—

"જો વ્યક્તિ ઇસાઈ ધર્મ કો નહીં સ્વીકાર કરેગા ઉસે કભી કિસી પ્રકાર કી કોઇ ભી સરકારી ઉંચી નૌકરી નહીં મિલેગી, ગૈર-ઇસાઈ કો ઉદ્યોગ-ધંધા કરને કે લિયે પરવાના નહીં દિયા જાયગા. ગૈર-ઇસાઈ કે ઘર, ખેત, ગાય, બૈલ, ઘોડા, બકરા, ભૈંસ વગૈરહ પશુઓં પર, ઉસી પ્રકાર ઘર કે બાલકોં સહિત પ્રત્યેક વ્યક્તિ પર કર બૈઠાયા જાયગા. ગૈર-ઇસાઇ કો શસ્ત્રાસ્ત્ર કા લાયસન્સ ભી નહીં દિયા જાયગા. ગૈર-ઇસાઈ તરુણ કો પ્રતિ-લગ્ન ૧૦ રૂ. કર દેના પડેગા."

ઐસે અત્યાચારોં કે સામને નિરુપાય હો કર બહુસંખ્યક લોગ ઇસાઇ હો ગયે; પરંતુ ઉનકે ચિત્ત મેં રાજપુરુષોં એવં શાસકોં કે પ્રતિ દ્વેષ ઉત્પન્ન હો ગયા. જિન્હોંને ઇસાઇ ધર્મ સ્વીકાર નહીં કિયા ઉન્હેં રાજકર્મચારી વિવિધ કષ્ટ દેતે થે.

અંત મેં ઇન અત્યાચારોં કા પરિણામ વહી હુઆ જો સદા સે હોતા આયા હૈ. શીઘ્ર હી રાજસંચાલકોં કે પ્રતિ પ્રજા કે મન મેં વિદ્રોહ કે ભાવ ભર ગયે.

ગૈર-ઇસાઈ બૌદ્ધાં પર તો રાજદ્રોહ કી મુહર લગ હી ચૂકી થી, કિંતુ જો લોગ ઠોક-પીટ કર ઇસાઈ બનાયે ગયે થે, વે લોગ ભી ભીતરી તૌર સે ક્રાન્તિકારિયોં મેં શામિલ થે. ડચ સરકાર સે યહ બાત છિપી નહીં થી. યથાસમય લંકા કે એક છોર સે દૂસરે છોર તક રાજદ્રોહ કી પ્રચંડાગ્નિ ધધક ઉઠી, અખિલ પ્રજા મેં ક્રાન્તિ ફૈલ ગઈ. રાજસત્તાધારિયોં કો યહાં તક નહીં સૂઝતા થા કિ કિસે ફાંસી દેં, કિસે કાટેં, કિસે મારેં ? સભી ક્રાન્તિકારી થે. લાચાર હો કર ડચ-લોગોં કો મુંહ કી ખાની પડી ઔર પ્રજા સે સંધિ કરને કા નિશ્ચય કિયા. વિદ્રોહિયોં ને સંધિ કા પ્રસ્તાવ અ-પ્રસન્નતા સે સ્વીકાર કિયા, પાશ્ચાત્ય લોગ જબ હાર જાતે હૈં તબ વે અપની ઝેપ છિપાને કી સદા કોશિશ કરતે હૈં. સંધિ કે શબ્દ હી ઇસ બાત કે પ્રમાણ હૈં. સંધિ કી યે શર્તેં થીં—

"ઇસાઇ-ધર્મ કે પ્રચારાર્થ સરકાર ને શુદ્ધ-હેતુ સે કાનૂન બનાયે થે, કિંતુ પ્રજા કી ઉન કાયદોં કે પ્રતિ ગલત ફહમી તથા ઇસ સંબંધ મેં પ્રજા કી સ્પષ્ટ અનિચ્છા પ્રતીત હોતે દેખ કર અપની રાજનિષ્ઠ પ્રજા કે સંતોષ કે લિયે ડચ-સરકાર કાનૂન બનાતી હૈં કિ ભવિષ્ય મેં ઇસાઇ ધર્મ સ્વીકાર કરના અથવા અસ્વીકાર કરના પ્રજા કી ઇચ્છા પર નિર્ભર હૈ. કિસી પર અબ સખ્તી નહીં કી જાયગી. આજ સે રાજા-પ્રજા દોનોં કી સંમતિ સે રાજકીય ધર્મ સંબંધી કાનૂન સ્ટેટ-બુક સે નિકાલ દિયે ગયે હૈં. યે કાનૂન આજ સે મૃતપ્રાય સમઝે જાયંગે. સરકાર ઔર પ્રજા કી અનુમતિ સે યહ કાયદા બનાયા જાતા હૈ કિ ભવિષ્ય મેં સિંહલદ્વીપ કી બૌદ્ધ પ્રજા કા પ્રત્યેક વ્યક્તિ ઉસી પ્રકાર ઉનકી ઉત્તરોત્તર સંતાન અપને બૌદ્ધ નામ કે સાથ સાથ એક દૂસરા ઇસાઈ નામ ભી ધારણ કરેં. દોનોં પક્ષોં કે પ્રતિનિધિયોં કી અનુમતિ ઔર સહી સે આજ ગુરુવાર કે દિન, સેંટ વર્થાલોમિયો ચર્ચ મેં, હમારે પ્રભુ કે રાજ્ય કે વર્ષ ૧૬૬૮, જુલાઇ મહીને કી ૨૪ તારીખ કો યહ કાનૂન સ્વીકૃત હુઆ."

ઇસ પ્રકાર સરકાર ઔર પ્રજા મેં સંધિ હો જાને પર સિંહલદ્વીપ કી બૌદ્ધ પ્રજા પુનઃ શાન્તિ કા અનુભવ કરને લગી, પરંતુ ઉન્હેં અપને બૌદ્ધ નામ કે સાથ એક અથવા અધિક ઇસાઇ નામ રખના સ્વીકાર કરના પડા. ઇસ કામ કે લિયે ડચ સરકાર ને ગાંવ ગાંવ ઑફિસ ખોલે. પ્રત્યેક પુરુષ કો ઇસ ઑફિસ મેં ઇસાઇ-નામ રજીસ્ટર કરવાના પડતા થા. જૈસે મહારાષ્ટ્રદેશીય

ઈસાઇયોં મેં એમિલી કરમરકર, જાર્જ માધવ પટવર્ધન, યા પિટર સુમંતરાવ પવાર ઈત્યાદિ ઈસાઇ-મરાઠી-મિશ્રિત નામ કભી કભી કર્ણગોચર હો કર કુતૂહલ ઉત્પન્ન કરતે હૈં, ઉસી તરહ સિંહલદ્વીપ કે બૌદ્ધોં કા નામકરણ ભી એક કૌતુક કી વસ્તુ હો ગયા.

કઈ વર્ષ તક સિંહલદ્વીપ મેં ડચ-નાદિરશાહી કા બોલબાલા રહા, અંત મેં ઉસકા ભી ભાગ્ય અસ્ત હુઆ. 'ભાગતે-ભૂત કી લંગોટી ભલી' વાલી ઉક્તિ ચરિતાર્થ કર કુછ લક્ષ રૌપ્ય મુદ્રાઓં મેં સિંહલદ્વીપ કી સ્વતંત્રતા અંગ્રેજોં કે હાથ બેચ કર ડચ-લોગ બોરિયા-બિસ્તર બાંધ કર અપને દેશ કો ચલે ગયે. અંગરેજોં કે આતે હી પ્રજા કો ધર્મ કી પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત હો ગઇ, તો ભી ઇસાઈ નામ-ધારણ-વિધિ કાયમ હી રહી. સુશિક્ષિત તથા અ-શિક્ષિત બૌદ્ધોં મેં અભી તક સૈકડા પીછે પચહત્તર મનુષ્ય બૌદ્ધ હો કર ભી ઇસાઇ નામ ગ્રહણ કરતે હૈં. બૌદ્ધોં કે ઇસાઇ નામ સે લોગોં કો પ્રાયઃ ભ્રમ હો જાતા હૈ. જો કુછ હો, માહાતા શૈસા કે પૂર્વજોં પર અનેક સંકટ આને પર ભી ઉન્હોંને સ્વધર્મ કા પરિ-ત્યાગ નહીં કિયા, પરંતુ ઉપયુક્ત રીત્યનુસાર માહાતા શૈસા કે પિતા કો ભી ડાૅ૦ કોસ્ટા દિવાકર શૈસા નામ ધારણ કરના પડા થા.

દિવાકર શૈસા ઘોર દારિદ્ર્ય સે પીડિત થા. કામચલાઉ શિક્ષા પ્રાપ્ત કર વહ જડી-બૂટિયાં બેચને લગા. ઇસીકી આય સે વહ અપને પરિવાર કા પાલન કરતા થા. માહાતા શૈસા દિવાકર કા જ્યેષ્ઠ પુત્ર થા. શૈસા કે અતિરિક્ત દિવાકર કો ઔર ભી ૩ લડકે તથા ૬ લડકિયાં થીં. અતએવ સુબહ કી કમાઈ શામ કો ખતમ હો જાતી થી, સદા યહી ચિંતા લગી રહતી થી કિ કલ ક્યા હોગા? કભી કભી તો દિન દિન ફાંકે કરને પડતે થે. ઐસી દશા મેં દિવાકર કે લિયે બાલકોં કો ઉચ્ચ શિક્ષા કી બાત તો દૂર રહી, પ્રાથમિક શિક્ષા ભી દેના અશક્ય થા. તથાપિ ઉદ્યોગશીલ શૈસા ને અપને પિતા તથા પડોસિયોં કી મદદ સે સિંહલી ભાષા કી વર્ણમાલા સીખ લી. ફિર સતત પરિશ્રમ કર વે માતૃભાષા મેં લિખના-પઢના ભી સીખ ગયે. તદનંતર અંગ્રેજી ભાષા કા ભી સાધારણ જ્ઞાન પ્રાપ્ત કિયા. બડા લડકા હોને કે કારણ ઉન્હેં અપને પિતા કો ઘર કે કામ મેં ભી સહાયતા દેની પડતી થી. પિતા કી શિક્ષા સે ઉન્હેં વૈદ્યક કા ભી થોડા જ્ઞાન હો ગયા. પિતા કી અનુપસ્થિતિ મેં વે લોગોં કે સાધારણ રોગોં કી ચિકિત્સા ભી કર દિયા કરતે થે. સિંહલી ભાષા મેં અનુવાદિત વાગ્ભટ, ચરક, સુશ્રુત ઈત્યાદિ વૈદ્યક-ગ્રંથોં કા માહાતા શૈસા ને અધ્યયન કિયા. ઇસ પ્રકાર પિતાપુત્ર કા ધંધા યથાવિધિ સે શુરુ હુઆ. ઇતના હોને પર ભી ઉનકી આય ખેદજનક થી. રાત-બેરાત, ધૂપ-ઠંડ કી પરવા ન કર ક્ષણભર

ભી વિશ્રાંતિ ન લેતે. પિતા-પુત્ર દોનોં જો ધનોપાર્જન કરતે થે, વહ ઉનકે પેટ ભરને કે લિયે ભી પર્યાપ્ત નહીં થા. ઉનકી આમદની ઔર ખર્ચ કી સાધારણ કલ્પના વૃદ્ધ દિવાકર કે મરને પર બચી હુઈ પૈત્રિક સંપત્તિ સે ભલે પ્રકાર હો સકતી હૈ. ગૃહ કા સારા ભાર અસહાય બાલક શૈસા પર છોડ કર જબ દિવાકર મરા તબ ઉસકી પુરાની, ટૂટી પેટી મેં ૩૬ રૂપયે, ૪૭ બડી બોતલેં, ૨૯ છોટી બોતલેં, મિટ્ટી કે ૧૨ બર્તન, ઓઢને-બિછાને કે ૩ જોડા વસ્ત્ર, ૧ દરી ઔર ૫ ચટાઇ કે અતિરિકત કુછ નહીં થા. યદિ દૂસરે ટૂટે-ફૂટે બર્તનોં ઔર કપડોં કી કીમત ભી લગા લી જાય તો વહ ૨૫) સે જ્યાદા ન નિકલેગી.

શૈસા કી ઉમ્ર પિતા કી મૃત્યુ કે સમય કેવલ ૧૮ વર્ષ કી થી. પાસ મેં પૈસા નહીં, ન પૂર્વજોપાર્જિત કોઇ સંપત્તિ, ન દ્રવ્યોપાર્જન કા કોઇ માર્ગ, ઇસકે અતિરિક્ત ઘર મેં ખાનેવાલે ૧૧ મનુષ્ય! ઐસે સંકટ કે સમય મેં ઇસ બાલક કી મનઃસ્થિતિ ઉસી કે પ્રૌઢવયસ્ક હોને પર લિખે હુએ સ્વચરિત્ર સે ઠીક પ્રતીત હોગી. શૈસા ને લિખા હૈઃ—

"છોટે છોટે કઇ ભાઇ-બહિન સહિત મુઝે ઔર મેરી વિધવા માતા કો નિતાન્ત નિર્ધનાવસ્થા મેં છોડ કર મેરા બાપ મેરી ઉમ્ર કે ૧૮ વેં વર્ષ મેં પરલોક સિધારા. ફુટકર વૈદ્યકી કે સિવા મુઝે ઉદરપોષણ કરને કી કોઇ ભી વિદ્યા માલૂમ નહીં થી. ઇસ વૈદ્યકી મેં પ્રાપ્તિ નામમાત્ર કી થી. હમારે ગાંવ મેં ઉસ સમય સ્વદેશી ઔર વિદેશી વૈદ્ય બહુત થે. અતએવ નામાંકિત વૈદ્યોં કે રહતે મેરે સમાન લડકે કે પાસ કૌન આને લગેગા? અપરંચ મેરે પિતા સે મત્સર કરનેવાલે કિતને હી વૈદ્યોં ને જૈસે તૈસે ચલનેવાલે મેરે ધંધે કો ભી બિલકુલ ડૂબાને પર કમર કસી 'અરે યહ લૌંડા! વૈદ્યકી કા ઇસે યત્કિંચિત્ ભી જ્ઞાન નહીં! ઇસ અનાડી સે દવા લેના જાન જોખિમ મેં ડાલના હૈ!' ઇત્યાદિ નમક-મિર્ચ લગા કર મેરે શત્રુ, લોગોં કો બહકાને લગે. ઉનકે યુક્તિવાદ કા પરિણામ ભી હુઆ. મુઝે કભી કભી જો ચાર આઠ આને મિલ જાતે થે વે ભી બંદ હો ગયે. યહાં તક દશા પહુંચી કિ મેરે સાથ સાથ કિસી ન કિસીકો ઘર મેં ફાકે કરને કા પ્રસંગ આને લગા; તથાપિ મૈં કભી હતાશ નહીં હુઆ. જિસ સાલ મેરા પિતા મરા ઉસ સાલ સિંહલદ્વીપ મેં ભયંકર અકાલ પડ ગયા. સિંહલદ્વીપવાસિયોં કા મુખ્ય આહાર ચાવલ હૈ, લેકિન લંકા મેં બહુતાયત સે ન પૈદા હોને સે વહ મદ્રાસ સે હી આતા હૈ. ઇસ વર્ષ ચાવલ જ્યાદા મહંગા થા, ઇસ લિયે ઉસકે એવજ મેં દૂસરા ધાન્ય જ્યાદા આયા. મેરી વિધવા માતા લોગોં કે ઘર જા કર અન્ન પીસ કર ૬ આને પૈસે રોજ

લાને લગી. જિસ દિન મેરે પાસ કોઇ રોગી નહીં આતા, ઉસ દિન મૈં ભી કિસીકા ફટા-પુરાના કપડા સી કર અથવા કુર્સી બુન કર ચાર આઠ આને કમા લાતા. મેરે પિતા ને વૈદકી કે અતિરિક્ત મુઝે યે દો ધંધે ભી સિખાયે થે. અપને છોટે ભાઈ-બહનોં કે લિયે મૈંને કાર્ય નિશ્ચિત કર દિયા થા. ઉનકી શાલા મેં નિઃશુલ્ક પઢને કી વ્યવસ્થા કર દી થી. છુટ્ટી મેં ભાઈ ફૂલ તોડ લાતે ઔર બહન ઉનકી માલાએં ગૂંથતી. ઇસ પ્રકાર માલાઓં સે ભી દો ચાર આને આ જાતે થે. ઇસ તરહ બડે સંકટ સે કુછ ન કુછ ઉદ્યોગ કર કે જૈસે તૈસે હમ અપના ગુજર-બસર કરતે થે. મેરા સ્વાસ્થ્ય ભી ઠીક નહીં થા, દારુણ ચિંતા દિન-રાત જલાતી રહતી થી, તો ભી મૈં નિરાશ કભી નહીં હુઆ. અકાતર પરિશ્રમ કર કે ઉપસ્થિત સંકટ કા સામના કર, જૈસે તૈસે મૈંને વે દિન કાટે. આત્મહત્યા કરના મૈં ઘોર પાપ સમઝતા હૂં. કૈસા હી દુઃખી પ્રાણી ક્યોં ન હો, મૈં ઉસે આત્મહત્યા કરને કી સલાહ કભી નહીં દૂંગા; તથાપિ ભિક્ષા માંગને કી અપેક્ષા આત્મહત્યા કરના કિતના શ્રેયસ્કર હૈ! ભિક્ષા કો મૈં આત્મહત્યા કે પાતક સે ભી અધિક સમઝતા હૂં, ઇસ લિયે વિપત્તિ કે સમય ભિક્ષા માંગનેવાલે પર મુઝે અંતઃકરણ સે ઘૃણા હોતી હૈ. મુઝ પર બડે બડે સંકટ આયે, તો ભી મૈંને એક ક્ષણ કે લિયે ભી ઇસ નિંદ્ય માર્ગ કા અવલંબન નહીં કિયા. પ્રાપ્ત સંકટ સે ધૈર્ય ઔર સતત ઉદ્યોગ સે ટક્કર લી, ઔર અપને અવિરલ પરિશ્રમ કી બદૌલત મૈં લક્ષાધીશ કે પદ પર આરૂઢ હુઆ."

પિતા કી મૃત્યુ કે કઈ દિન બીત જાને કે બાદ એક દિન માહાતા શૈસા કો એક પત્ર મિલા. ઉસમેં યહ લિખા થા—

"આપકે પિતા કઇ વર્ષ સે હમારે ઘરાને કે કુટુંબ-વૈદ્ય થે. ઉનકી મૃત્યુ કા સમાચાર સુન કર આજ મૈં ઉનકી જગહ પર આપકી નિયુક્તિ કરતા હૂં. હમારે ઘરાને કી રીતિ કે અનુસાર આપકો કોઇ વાર્ષિક વૃત્તિ નહીં મિલેગી, પરંતુ જબ કભી હમારે કુટુંબ કા કોઇ આદમી બિમાર પડેગા તબ આપસે હી હમ ચિકિત્સા કરાવેંગે, ઉસ વક્ત કા જો કુછ બિલ હોગા સો દેંગે. કઇ પીઢી-દર-પીઢી કા યહ સંબંધ હૈ. ઇસે આપ ભી અબાધિત રખેંગે. સાંપ્રત મૈં ક્ષયરોગ સે પીડિત હૂં. મૈં આશા કરતા હૂં કિ પત્ર મિલતે હી આપ ઇધર આવેંગે."

યહ પત્ર લારેટો બેન્જામિન નામક એક શ્રીમાન્ સિંહાલી ઇસાઈ ને ભેજા થા. લારેટો કા પિતામહ ડચ લોગોં કી જ્યાદતી સે સંત્રસ્ત હો બૌદ્ધ-ધર્મ ત્યાગ કર ઇસાઇ હો ગયા થા. લારેટો ઔર શૈસા ઘરાને કા પ્રીતિ-સંબંધ પુરાના થા. લારેટો કા પત્ર

પહુંચતે હી શૈસા ઉસકે ગાંવ કો ગયા, ઉસકે રોગ કા નિદાન કિયા; કિંતુ વહ ઔષધિ કે ઉપચાર સે ઠીક હોને લાયક ન થા. કિસી માનસિક ચિંતા સે રોગી સૂખતા જા રહા થા, તો ભી શૈસા ને અપની દવા શુરુ કી ઔર ઉસકે ગાંવ પર બહુધા જાને લગા. લારેટો કે ઘર કે નિકટ એક પુરાના બાગીચા થા. ઇસ બાગીચે મેં વનસ્પતિ કી શોધ કે લિયે શૈસા કભી કભી જાયા કરતા થા. ઉસકે અંદર કી કઈ ઇમારતેં ગિર ગઇ થીં, કહીં ચબૂતરે હી શેષ રહ ગયે થે, જગહ જગહ જંગલ ખડા હો ગયા થા; સર્પ, સિયાલ તથા પક્ષી રાત-દિન ધૂમ મચાયે રહતે થે; સહસા કોઇ ભી મનુષ્ય ઇસ ભયાનક સ્થાન કી તરફ દૃષ્ટિ નહીં ડાલતા થા. માહાતા શૈસા એક દિન ઇસ બાગીચે મેં આયા. એક ખંડહર મેં વહ ઘૂમ રહા થા કિ ઉસકે પૈર કે નીચે કી જમીન અચાનક અંદર ધસ ગઇ. અકસ્માત્ ઉસકી દૃષ્ટિ એક તામ્બે કે હંડે પર ગિરી. ઉસને હંડે કે આસપાસ કી મિટ્ટી હટાઈ તો ઉસે ઔર ભી કઇ હંડે નજર આયે. કઠિન પ્રયત્ન કે બાદ વહ એક હંડે કા ઢંકના હટાને મેં સમર્થ હુઆ તો કયા દેખતા હૈ કિ હંડા સુવર્ણ-મુદ્રાઓં સે લબાલબ ભરા હૈ. અબ તો શૈસા કો વિશ્વાસ હો ગયા કિ દૂસરે હંડોં મેં ભી સુવર્ણમુદ્રાયેં હૈં.

ઉપર્યુક્ત બાગ મેં કોઇ કભી નહીં આતા થા. શૈસા કે અતિરિક્ત ઇસ વિપુલ-ધન-રાશિ કા પતા કિસીકો ભી નહીં થા. યદિ શૈસા ચાહતા તો સબ દ્રવ્ય બિના કિસી ફિસાદ કે ચૂપચાપ અપને ઘર લે જા સકતા થા. વહ નિતાન્ત નિર્ધન ભી થા. અપની ઉમ્ર મેં ઉસને કભી સૌ રૌપ્ય-મુદ્રાઓં કી ઢેરી ભી ન દેખી હોગી. ઐસી સ્થિતિ મેં બિના પ્રયાસ હી પ્રાપ્ત લક્ષ્મી કા ભલા કૌન નિરાદર કરેગા? સહજ-ઉપલબ્ધ લક્ષ્મી કો લાત મારનેવાલા ઇસ પૃથ્વીતલ પર માનવપ્રાણિયોં મેં કોઇ વિરલા હી મહાત્મા હો તો હો. યહાં તો લોગ સાર્વજનિક સંસ્થાઓં કી ચવન્ની તક માર બૈઠને સે નહીં ચૂકતે. ફિર અગણિત દ્રવ્ય કી બાત તો દૂર રહી. ઉસકે લિયે તો ખૂન-ખરાબી તક કી નૌબત પહુંચ જા સકતી હૈ. પરંતુ માહાતા શૈસા ને ઉસ દ્રવ્ય કા લોભ નહીં કિયા. વહ પૃથ્વી પર દેવરૂપ સે અવતીર્ણ હુઆ થા. ઉસને સોચા—"જિસકી યહ ભૂમિ હૈ વહી ઇસ ધન કા સ્વામી હૈ. ઉસકી અનુમતિ બિના ઇસે છૂના ભી મહાપાપ હૈ. વહી ઇસ ધન કા સચ્ચા અધિકારી હૈ. મૈં લારેટો કો જા કર સબ વૃત્તાંત કહૂંગા.

ઇસ તરહ દૃઢસંકલ્પ સત્યનિષ્ઠ શૈસા ને લારેટો સે જા કર સારા હાલ કહા. લારેટો કી સારી વ્યાધિ ધનચિંતા થી. અપને રોગ કી યહ રામબાણ ઔષધિ પાતે હી તીન મહિને સે ખટિયા

કા સેવન કરનેવાલા લારેટા વિલક્ષણ શક્તિયુક્ત હો કર બિછૌને સે ઉઠ બૈઠા, ઔર લકડી ટેકતે હુએ બાગ મેં ગયા. સુવર્ણમુદ્રાઓં સે ભરે હુએ હંડે દેખ કર લારેટા ને આવેશ મેં આ કર કહા—"મેરા રોગ ગયા, યદિ કુછ શેષ ભી રહ ગયા હોગા તો અબ બડે વૈદ્ય બુલવા કર શીઘ્ર હી આરોગ્ય લાભ કરૂંગા."

વિપુલ દ્રવ્ય મિલને સે લારેટા કે આનંદ કી સીમા ન રહી. ઉસને શૈસા કો અનુગ્રહરૂપ સે કુછ ધન દેના ચાહા. શૈસા ને સાફ ઇનકાર કર દિયા, તો ભી ઉસકી ઇચ્છા કે વિરુદ્ધ લારેટા ને ઉસે ૨૦૦ સુવર્ણમુદ્રાયેં ઔર ૫૦૦ રૌપ્ય મુદ્રાયેં બડે અનુનય-વિનય કે સાથ અર્પણ કી. દૂસરે દિન શૈસા અપને ઘર કે લિયે રવાના હુઆ. માર્ગ મેં જો ઘટના ઘટી ઉસકા હાલ શૈસા અપને જીવન-ચરિત્ર મેં લિખતા હૈ—

"ધન સુરક્ષિત રીતિ સે મેરે ઘર પહુંચાને કી નિયત સે લારેટા ને અપને તીન આદમી મેરે સાથ કર દિયે. જબ હમ પહાડી સે લગે હુએ સઘન જંગલ સે રાસ્તા તય કર રહે થે, અકસ્માત્ ભાદુઇ નામ કે જંગલી લોગોં ને હમ પર છાપા મારા ઔર હમેં યથેચ્છ ઠોક-પીટ કર હમારા સબ દ્રવ્ય હરણ કર લિયા. યહાં તક કિ હમારે વસ્ત્ર ભી છીન લિયે, જૈસે તૈસે ખાલી હાથ ઔર નંગે-બદન હમ ઘર આયે. અદૃષ્ટ પર મેરા પૂર્ણ વિશ્વાસ હૈ. પ્રાચીન કાલ સે અદૃષ્ટ પર બૌદ્ધોં કા પરમ વિશ્વાસ રહા હૈ. ઘર આતે હી સારા હાલ મૈંને માઁ સે કહા. માઁ ને 'ભાગ્ય મેં જો હોગા વહી મિલેગા' કહ કર મેરા સમાધાન કિયા."

ઉપર્યુક્ત ઘટના કે ડેઢ સાલ બાદ લારેટા ને શૈસા કો ફિર બુલવા ભેજા. શૈસા ને જા કર દેખા કિ લારેટા કા મકાન રાજભવન બન ગયા હૈ, સર્વત્ર લક્ષ્મી કી લીલા દૃષ્ટિગોચર હો રહી હૈ, દરવાજે પર હાથી ઝૂમ રહે હૈં, નંગી તલવાર કા પહરા હૈ, બાગ મેં ઘોડે હિનહિના રહે હૈં. લારેટા કા વૈભવ દેખ કર શૈસા ચકિત હો ગયા. જૈસે હી લારેટા ને શૈસા કો આતે દેખા, વૈસે હી વહ ઉઠ કર ઉસકે સ્વાગત કે લિયે આગે બઢા, ઉસકા બડા આદર કિયા ઔર કહને લગા—શૈસા! જો કુછ તૂ દેખ રહા હૈ, સબ તેરી હી કૃપા કા ફલ હૈ."

ઉપર જો કહા જા ચૂકા હૈ કિ લારેટા ઔર શૈસા કે ઘરાને કા સ્નેહ-સંબંધ પહલે સે હી થા. શૈસા ને લારેટા કો અગણિત સંપત્તિ પ્રદાન કી થી. લારેટા કો માર્ગ મેં ઉસકે લૂટ જાને કા હાલ માલૂમ હો ગયા થા, લારેટા ઇસ બાત કી પ્રતીક્ષા મેં થા કિ કબ શૈસા આવે ઔર મૈં ઉસે ન કેવલ યથેચ્છ ધન હી, વરન્ ધન સે ભી પ્રિય અપની એકલૌતી સદ્ગુણી પુત્રી ઉસે અર્પણ કરૂં.

પરંતુ શેસા તો દૂસરી હી કોટિ કા આદમી થા. સ્વાવલંબી શેસા દૂસરે કે કૃતજ્ઞતાપાશ મેં કબ બંધનેવાલા થા ! જિસકા પ્રયત્ન હી ભાગ્ય હૈ, જો ભિક્ષા માંગના પાપ સમઝતા હૈ, વહ સત્વધીર તરુણ બિના આમંત્રણ, લારેટો કે ઘર કયોં કર જાતા ! લારેટો કે બુલાને પર જબ શેસા ઉસકે ઘર પહુંચા તબ ઉસને બહુતસા દ્રવ્ય ઔર અપની સુશીલા પુત્રી અર્પણ કરને કી ઇચ્છા પ્રકટ કી. શેસા ને તત્ક્ષણ લારેટો કા ધન લેને સે ઇનિકાર કિયા, પરંતુ દૂસરી વસ્તુ અસ્વીકાર કરને કી ઉસકી ઇચ્છા નહીં હુઈ. લારેટો કી લડકી સે ઉસકા પહલે સે હી પરિચય થા ઔર દોનોં મેં પરસ્પર પ્રેમ ભી પૈદા હો ગયા થા; પરંતુ લારેટો કે સમાન શ્રીમાન્ કી લડકી કી પ્રાપ્તિ ઉસકે સમાન નિર્ધન પુરુષ કો આકાશ-પુષ્પવત્ દુર્લભ થી. ઇસિ કારણ વહ અબ તક ચૂપચાપ રહા થા ઔર ઇસ વિષય કી કોઇ ભી ચર્ચા ન કી થી. ઉધર ઉસ લડકી કા ભી ઐસા હી હાલ થા. ભાગ્યવશ લારેટો કી કન્યાદાન કી ઇચ્છા જાન કર શેસા ને ઉસકે ઇસ પ્રસ્તાવ કો બડી પ્રસન્નતા સે સ્વીકાર કર લિયા. લારેટો કી પુત્રી કો ભી અપની ઇચ્છા ફલ-વતી દેખ કર ઉસી પ્રકાર આનંદ હુઆ.

લારેટો કી કન્યા અત્યંત સુંદર ઔર ગુણવતી થી. બડે સમારંભ સે શીઘ્ર હી ઉસકા માહાતા શેસા કે સાથ વિવાહ હુઆ. બૌદ્ધોં મેં જાતિભેદ નહીં હૈ. યહાં તક કિ બૌદ્ધ-ઇસાઇયોં તક કા વિવાહ સિંહલદ્વીપ મેં પ્રચલિત હૈ. અપને વિવાહ કે સંબંધ મેં શેસા લિખતા હૈ:—

"મૈં બૌદ્ધધર્મ કા ત્યાગ કિયે બિના હી લારેટો કી કન્યા સે વિવાહ કર સકતા થા; લેકિન અપની અનુપમ સુંદર ઔર ગુણવતી ભાર્યા કે આગ્રહ ઔર વિનય પર ધ્યાન દે કર મૈંને ઇસાઇ-ધર્મ કી દીક્ષા લે લી ઔર ઇસાઇધર્માનુસાર હમારા વિવાહ હુઆ. મરુટીઆ નામ કે ગાંવ કે ગિર્જાધર મેં વિવાહકાર્ય સંપન્ન હુઆ થા. મેરા સસુર ઇસી ગાંવ મેં રહતા થા. મૈંને ઇસી ગાંવ મેં શેસા-કાલેજ કી સ્થાપના કી હૈ. જિસ સમય મૈંને ઇસાઇ-ધર્મ કી દીક્ષા લી, ઉસ સમય મુઝે ઇસ ધર્મ કે સંબંધ મેં કુછ ભી નહીં માલૂમ થા. ઇસ ધર્મ કે પ્રતિ મુઝમેં પૂજ્યભાવ નહીં પૈદા હુઆ થા, તો ભી મૈંને ઇસાઈ ધર્મ કી દીક્ષા ગ્રહણ કર લી. વિવાહ કે બાદ મેરે સસુર ને મેરી સ્ત્રી કો છ હજાર રૂપયે સ્ત્રીધનસ્વરૂપ દિયે ઔર મુઝે ભી વિપુલ ધન દેને કા હઠ કરતા રહા; પર મૈંને ઉસકે દેનગી પ્રસ્તાવ કો અસ્વીકૃત કરતે હુએ કહા કિ મૈં દૂસરે કે ધન સે શ્રીમાન હોના નહીં ચાહતા. મૈં પસીના બહા કર જો કમા સકૂંગા વહી મેરી સંપત્તિ હોગી. ઇસકે અતિરિક્ત

મૈં ઐસે ધન કો ભિક્ષા સમઝતા હૂં ઔર ભિક્ષા ગ્રહણ કરના મૈં મરણપર્યંત ભી સ્વીકાર નહીં કરૂંગા."

અપને દામાદ કે ઉદ્‌ગાર સુન કર લારેટો કો કિતની ખુશી હુઇ હોગી? કહાં તો લારેટો સમાન ધનશાલી સસુર કે આગ્રહ વિપુલ સંપત્તિ અર્પણ કરને પર ભી સ્વાવલંબી, ઉદ્યોગ એવં કર્મણ્યતા પર બલિ હોનેવાલા નિર્ધન દામાદ માહાતા શૈસા અ-ગણિત દ્રવ્ય પર લાત મારતા હૈ ઔર કહાં આજકલ કે ધન-લોલુપ, નરાધમ, સુશિક્ષિત, પુચ્છ-વિષાણ-હીન નર-પશુ દામાદ! અસ્તુ. માહાતા શૈસા કહતા હૈ—

"મૈંને અપની પ્રિય ભાર્યા સે એક પૈસા તક ઉધાર નહીં લિયા, ન એક પૈસે કી મદદ લી. અપને પરિશ્રમ સે હી મૈં ધન-કુબેર એવં કોટયધીશ બના, સસુર કી મદદ સે નહીં."

નવવધૂ લે કર શૈસા અપને ગાંવ આયા. માતા કે ચરણોં પર મસ્તક રખ કર નવ-દંપતી ને ઉસકા આશીર્વાદ ગ્રહણ કિયા. માતા કે સંમુખ શૈસા ને અપની પત્ની કો જો ઉપદેશ દિયા થા વહ ઇસ પ્રકાર હૈ—

"હે સહધર્મિણિ! મૈં જાનતા હૂં તૂ કુલીન ઔર શ્રીમાન્ કી દુલારી કન્યા હૈ. શૈશવાવસ્થા સે આજપર્યંત તૂ ઐશ્વર્ય મેં પલી હૈ, પરંતુ મૈં ઠહરા દરિદ્રી. પૂર્ણ દારિદ્ર્ય હી મેરી સંપત્તિ હૈ, તૂ ભી દેખ રહી હૈ. યહી મેરી પર્ણકુટી, યહી મેરે પ્રિય-પરિજન કા નિવાસસ્થાન, યહ સબ ચિત્ર તેરે ધ્યાન મેં આ ગયા હોગા. મૈં દરિદ્રી હો કર તેરા પતિ હુઆ હૂં ઔર તૂ શ્રીમાન કી પ્યારી પુત્રી હો કર મેરે દુ:ખ-સુખ કી હિસ્સેદાર હુઈ હૈ. આજ સે તુઝે અપને પિતા કા રાજમહલ ભૂલ જાના ચાહિયે, યહ ઝોંપડી હી તેરા વાસ્તવિક ગૃહ હૈ. પતિ કે દુ:ખ-સુખ કા ભાર ગ્રહણ કરના હી પત્ની કા ધર્મ હૈ. મુઝ દરિદ્ર કે ઘર તુઝે હાથ પર હાથ રખ કર બૈઠને કો નહીં મિલેગા. ગરીબ કી સ્ત્રી કો જો ગૃહકાર્ય કરના ચાહિયે વે સબ તુઝે કરને પડેંગે. બૂટ સાકસ ચઢા કર, સુંદર-વેશરચના કર, લેવેંડર છિડક કર, નિરુદ્યોગી બન કર તુઝે આરામ કા અવસર નહીં મિલેગા. બાપ કા સબ વૈભવ ભૂલ જા. 'મેહનત કરો ઔર ખાઓ' યહી મેરા સિદ્ધાંત હૈ. તુઝે ઇસી સિદ્ધાંત કો સ્વીકાર કરના પડેગા. ગૃહકાર્ય ચપલતા ઔર ચતુરતા સે સંપાદન કરના ગૃહિણી એવં સતી સ્ત્રી કા ધર્મ હૈ. નાક સિકોડના, મુંહ બનાના, આલસ્ય ઔર સુખભોગ મેં સમય વ્યતીત કરના વારાઙ્ગના કે કર્મ હૈં."

માહાતા શૈસા કે યહાં તક કે ચરિત્રક્રમ સે ઉસકે સ્વભાવ, સતત પરિશ્રમ, સામર્થ્ય ઇત્યાદિ ગુણોં કી કલ્પના સહજ હી હો

सकती है. घर में आबाल-वृद्ध सहित वह घोर दारिद्य से तुमुल-युद्ध करता था. वह कभी नहीं थका; कभी नहीं निराश हुआ. ऐसी दशा में यदि इस तेजस्वी पुरुष को यशःप्राप्ति हुई तो कोइ आश्चर्य की बात नहीं ! उसका चिकित्सा-व्यवसाय अब अच्छी तरह चलने लगा. घर में सभी कुछ न कुछ उद्योग करते ही थे. इससे कुछ कुछ धन-संचय भी होने लगा. माहाता शैसा को उच्च शिक्षा नहीं मिली थी. अतएव अब वह इस ओर ध्यान देने लगा और जब उसे समय मिलता, वह ज्ञानोपार्जन में ही लगा रहता. नाना प्रकार के देशी-विदेशी सामयिक पत्रों का पठन-पाठन भी वह ध्यानपूर्वक करता था. विदेशी पत्र पढते पढते उसने अपने तर्क और बुद्धि से यह अनुमान किया कि योरप या अमेरिका में घनघोर युद्ध मचेगा, उसमें लाखों मन हड्डियों की मांग होगी. इस तर्क पर विश्वास कर वह गांव गांव से हड्डियां इंकट्ठी करने में भिड गया. तीन महिने तक सतत परिश्रम कर, उसने कोलम्बो में १२ गोदाम हड्डियों से भर दिये. हड्डी के व्यापारियों ने भी हड्डियां संग्रह कर रक्खी थीं. शैसा ने मूंह-मांगा दाम देना स्वीकार कर उन्हें भी खरीद लिया. इसि तरह पास की पूंजी से उसने १२ गोदाम हड्डियों से भर लिये, शेष माल सट्टे से खरीद कर अपने हस्तगत कर लिया. शैसा का अनुमान ठीक निकला. लडाइ छिडी, और युरोप तथा अमरिका से सिंहलद्वीप के योरपीयन-व्यापारियों को हड्डी खरीद कर भेजने के लिये तार पर तार आने लगे. व्यापारियों ने सारी लंका ढूंढ डाली, लेकिन सारे द्वीप का माल तो शैसा ने कोलंबो में पहले से ही एकत्र कर लिया था. दैवयोग से वर्षा भी आ गइ. योरपीयन व्यापारियों ने गांव गांव जा कर हड्डी एकत्र करने का विचार भी स्थगित कर दिया. निरुपाय हो कर शैसा से ही उन्हें हड्डी खरीदनी पडी. शैसा ने इस अवसर का उपयोग कर, भरपूर दाम पर अपना माल योरपीयन व्यापारियों को बेच दिया. इसि व्यापार में उसको १ लाख ८७ हजार लाभ हुआ.

शैसा के अभ्युदय एवं व्यापार का यह श्रीगणेश था. प्रायः इस दो लाख की पूंजी से उसने अपना व्यापार बढाया और अपने व्यवसाय में वह दूरदर्शिता, सामर्थ्य, साहस एवं सच्चाई के कारण सदैव यशस्वी ही होता चला गया. थोडे ही समय में वह नील के २३ और चाय के १७ बागीचों का स्वामी बन गया और सिंहलद्वीप के देशी-विदेशी व्यवसाय का बडा भारी व्यापारी हो गया. वहां के बडे बडे नगरों में उसकी दूकानें खुल गईं, और उसके आडतिया जगह जगह घूमने लगे. गांव गांव में

જમીન ખરીદને, જગહ જગહ બેંક ખોલને, આદિ કે કારણ "શૈસા" કા નામ લોગોં કી જબાન પર એક સાધારણ બાત હો ગઈ. ઘર ઘર ઉસકે નામ કા ઉચ્ચારણ હોને લગા. જહાં દેખો વહાં ઉસકી ચર્ચા હોને લગી. જબ કભી કોઇ રઈસ દ્રવ્યસંકટ મેં ફંસતા યા વ્યાપારી પૈસે બિના અટક રહતા, યા કિસી જમીંદાર કો રાજસ્વ દેના હોતા તબ વહ તુરંત હી શૈસા કી શરણ લેતા ઔર ઉદારચિત્ત શૈસા સબકા ઉદ્ધાર કરતા. ઉસકી કીર્તિ સુન કર ડાકુઓં તક ને અપના નિંદ્ય વ્યવસાય છોડ દિયા. ઇતના હી નહીં, સિંહલદ્વીપ કે નિવાસી ઇસ બાત કા અભિમાન કરને લગે કિ શૈસા કે પવિત્ર નામ સે આજ શેર-બકરી એક ઘાટ પાની પીતે હૈં. ઉસકી સિફારિશ સે લોગ ઊંચી ઊંચી નૌકરી પાને લગે ઔર ઉસકે એક શબ્દ સે ફાંસી કી સજા નામંજૂર કી જાને લગી. ગવર્નર સે લે કર મામૂલી સિપાહી તક ઉસકે ભવન મેં આને લગે. શૈસા કી ગાડી કે સડક સે નિકલતે હી લોગ અપના અપના કામકાજ છોડ કર બડે આદર કે સાથ પ્રેમપૂર્ણ અંતઃકરણ સે ઉસકા અભિવાદન કરતે થે. દીન-હીન દરિદ્ર શૈસા લંકા કા અનભિષિક્ત રાજા બન ગયા થા.

શૈસા સાંપ્રત ઇસ સંસાર મેં નહીં હૈ, તથાપિ વહ મૃત હોતે હુયે ભી અમર હૈ. ઐસે પરોપકારી મહાપુરુષ કી મૃત્યુ કભી સંભવ ભી હૈ ?

લોકપ્રવાદ હૈ કિ માહાતા શૈસા કો ઉંચી સે ઉંચી પદવી પ્રદાન કરને કી સ્વીકૃતિ વિલાયત સે આ ગઈ થી, કિંતુ શૈસા ને ઉસકા સ્વીકાર નહીં કિયા. ઇન વિદેશી પદવિયોં કો અસ્વીકૃત કર શૈસા ને લંકાદ્વીપ કે મહાનુભાવોં એવં પ્રજા સે સાદર સપ્રેમ દી હુઈ "લંકેશ્વર" કી પદવી ગ્રહણ કી. સિંહલદ્વીપ મેં મહાન્ પુરુષ કો 'માહાતા' કહને કી રીતિ હૈ. યહ શબ્દ શાયદ સંસ્કૃત કે 'મહાત્મા' શબ્દ કા સિંહલી અપભ્રંશ હો. જનતાદ્વારા સમર્પિત 'માહાતા' પદવી શૈસા ને સાદર સ્વીકૃત કી ઔર વિશેષતઃ વહ ઇસી નામ સે પ્રસિદ્ધ હુઆ. સરકાર કે વિશેષ આગ્રહ સે આખિર મેં ઉસે કૌંસિલ કા મેમ્બર બનના ઔર બાદ કો કોલોનિયલ ગવર્નમેંટ કે વાઇસ પ્રેસિડેંટ કા પદ ભી સ્વીકાર કરના પડા થા. ઇસ પદ પર રહ કર ઉસને બહુત દિન તક કામ કિયા. વહ પહલા સિંહલી થા, જિસે સરકાર મેં ઇતના ઉચ્ચ પદ પ્રાપ્ત હુઆ.

કેવલ સ્વપરાક્રમ સે જિસ પ્રકાર માહાતા શૈસા ને કુબેર-સમાન અગણિત સંપત્તિ પ્રાપ્ત કી, ઉસી તરહ નાના ભાષાઓં એવં શાસ્ત્રોં કા અધ્યયન કર ઉનમેં ભી પ્રવીણતા સંપાદિત કી. વૈદ્યક ઔર સંગીતશાસ્ત્ર કે ઉત્કર્ષ કે લિયે ઉસને લાખોં રૂપયે ખર્ચ કિયે.

ઉસી પ્રકાર કૃષિ-કર્મ-શાસ્ત્ર કે ઉદ્ધાર કે લિયે ભી અગણિત દ્રવ્ય વ્યય કિયા, જિસકી સફલતા કી પ્રશંસા યોરપ-અમરિકા કે વિદ્વાનોં ને કી હૈ.

શૈસા કે કર્તૃત્વ કા વર્ણન કરના અશક્ય હૈ. ઉસકે દાન-સંબંધી મહત્કાર્યોં કા ઉલ્લેખ યહાં કિયા જાતા હૈ—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | મરુટાયા શૈસા કાલેજ | વાર્ષિક | ખર્ચ | રૂપયા | ૨૦ | હજાર |
| ૨ | નિગમ્બો કોલી શાલા | ” | ” | ” | ૨ | હજાર |
| ૩ | પારદેનિયા કૃષિ-કાલેજ | ” | ” | ” | ૧ | લાખ |
| ૪ | કોલમ્બો કન્યાશાલા ૩ | ” | ” | ” | ૬ | હજાર |
| ૫ | કોલમ્બો શૈસા કાલેજ | ” | ” | ” | ૨૪ | હજાર |
| ૬ | મરુટાયા ઇસાઇ-મંદિર વ સભા | ” | ” | ” | ૧૩ | હજાર |
| ૭ | કોલમ્બો ઇસાઇ સમાજ | ” | ” | ” | ૧૦ | હજાર |
| ૮ | કોલમ્બો, કંડી, અનંતપુર ગાલ બંદર સડક-સુધાર | | | | ૩૬ | હજાર |
| ૯ | કંડી કાલેજ | ” | ” | ” | ૧૨ | હજાર |
| ૧૦ | ત્રિકાલીબંદર અનાશ્રિત દુઃખનિવારણ સભા | | | ” | ૨૬ | હજાર |
| ૧૧ | તદ્દવત્ ગાલ-બંદર સભા | ” | ” | ” | ૨૬ | હજાર |
| ૧૨ | બૌદ્ધ કાંગાલી સભા | ” | ” | ” | ૧૨ | હજાર |
| ૧૩ | ઇસાઇ કાંગાલી સભા | ” | ” | ” | ૧૩ | હજાર |
| ૧૪ | સિંહલી ઇસાઈ પાંચશાલા | ” | ” | ” | ૯ | હજાર |
| ૧૫ | સિંહલી ભાષા કે ઉત્તેજનાર્થ | ” | ” | ” | ૨ | હજાર |
| ૧૬ | ચાર અસ્પતાલ | ” | ” | ” | ૧ | લાખ |
| ૧૭ | સઢીત કાલેજ | ” | ” | ” | ૧૨ | હજાર |
| ૧૮ | દેશી વૈદ્યક શાલા | ” | ” | ” | ૧ | હજાર |
| ૧૯ | અનાથાશ્રમ | ” | ” | ” | ૧૦ | હજાર |

શૈસા કે સમગ્ર દાન કા વર્ણન કરના શક્ય નહીં હૈ, ન ઇતના યહાં સ્થાન હી હૈ. જિસકી માઁ ૬ આને કે પૈસે પર દિનભર લોગોં કા આટા પીસતી થી, વહી માહાતા શૈસા દીર્ઘ પરિશ્રમ સે કુબેર બન ગયા. યહ કથા લોકકલ્યાણકારી એવં ઉદ્યોગ કે ફલ કા જ્વલંત ઉદાહરણ હૈ.

મૃત્યુસમય માહાતા શૈસા ને અપને બડે લડકે કો ૨૭ કરોડ રૂપયે નકદ દિયે થે. ઇસકે અતિરિક્ત જવાહિરાત, સામાન, જમીન, જાયદાદ, ચાય ઔર નીલ કે બાગીચે ઔર વ્યાપાર મેં લગી હુઈ કરોડોં રૂપયોં કી પૂંજી અલગ થી. લંકા મેં ઐસી કોઇ ભી મહત્ત્વ કી જગહ નહીં થી જહાં કિસી ન કિસી રૂપ મેં શૈસા કી સંપત્તિ ન હો.

શૈસા કે કેવલ પાંચ બાલકોં કી શાદી મેં ૬૧ લાખ રૂપયે ખર્ચ હુયે થે. શેષ બાલકોં કી શાદી કા ખર્ચ યહાં દે કર હમ

ઇસ લેખ કો નહીં બઢાના ચાહતે. પાઠક અનુમાન કર સકતે હૈં કિ ઐસા કિ સંપત્તિ કિતની હોગી, જબ સિર્ફ ઉસકી સ્ત્રી કે અંગ પર ૧૭ કરોડ કે અલંકાર થે. માહાતા ઐસા કા નશ્વર શરીર આજ ઇસ સંસાર મેં નહીં હૈ, તથાપિ ઇસ પુણ્ય પુરુષ કા અમર નામ, વિમલ યશ ઔર પવિત્ર ચરિત્ર શુષ્ક ગુલાબપુષ્પ કે સમાન આજ ભી સર્વત્ર સુગંધ ફૈલા રહા હૈ. ઐસા કે સમાન પુરુષ જિસ ભૂમિ મેં પૈદા હોતે હૈં, વહ ભૂમિ ધન્ય હૈ.

( "સરસ્વતી"ના એક અંકમાં લેખકઃ-શ્રી. રામકૃષ્ણ રાજવૈદ્ય )

# ૮—महात्मा कणाद

ભારતમાં જે સમયે પુણ્યાત્મા એવા માનનીય ઋષિમુનિઓ હતા, જેનું અસાધારણ તપોબળ, બુદ્ધિ, અદ્‌ભુત દૈવી શક્તિ જગવિખ્યાત હતી. અધુના તો તેનું સ્વપ્ન પણ નથી. હાલમાં આપણા ભારતવાસીઓની ખરાબ દશા થઈ ગઈ છે. આપણું સર્વસ્વ ખોવાઈ ગયું છે. માત્ર આપણે એટલાજ માટે શ્રેષ્ઠ ગણાઇએ છીએ કે ઋષિમુનિઓના વંશજો છીએ.

કિંતુ શોચનીય છે, કે તેમનું શરીર પણ આપણી પેઠે પંચભૂતનુંજ હતું; છતાં આપણામાં તેઓના જેવું સામર્થ્ય નથી. તેનું કારણ શું ?

વર્તમાન સમયમાં જે વિજ્ઞાન, કળા વગેરેના અનેક અંકુરો ફૂટેલા છે, તે તે સમયમાં હતા નહિ એટલે પછી માન્ચેસ્ટર, જાપાન આદિ વિદેશીય કપડાંનાં તો નામ પણ તેઓ ક્યાંથી જાણે! તેઓ તો માત્ર પર્ણકુટીમાં રહેતા અને સામો, સાઠીચોખા આદિનું ભોજન કરતા હતા.

હમણાંની પ્રચલિત ફેશનેબલ સભ્યતાની સામગ્રી તો તેમની પાસે ન હતી; પણ પરસ્પરની પ્રીતિ, સાચી સહાનુભૂતિ, ઉદારતા, વીરતા, સત્યતા, એકતા, ઉદ્યોગમાં દઢતા તથા દયા આદિ શ્રેષ્ઠ સિદ્ધાંતોના તેઓ એટલા બધા પાલક હતા, કે હાલના સભ્યોના કાન પકડાવે. પ્રસ્તુત સિદ્ધાંતની સત્યતા બતાવવાને એક ઉદાહરણતરીકે આ ચરિત્ર છે.

મહાત્મા કણાદનું નામ તો સૌ કોઇએ સાંભળ્યુંજ હશે. એ મહાત્મા એક નિઃસ્પૃહ અને ત્યાગી મહાપુરુષ હતા. કહે છે કે, જ્યારે ખેડુતો પોતાનો સઘળો માલ ઘેર લઈ જઈ ખેતર એવું તો સાફ કરતા, કે જેમાં પશુને પણ ચરવાનું ન મળે ત્યારે મહાત્માજી તે ચોખ્ખા ખેતરમાંથી રોજ દાણા શોધી લાવીને નિર્વાહ

કરતા હતા ! એ મહાત્મા આવા નિર્લોભ અને દિગંબર સ્થિતિમાં રહેતા હતા તોપણ આપણે માટે "વૈશેષિક શાસ્ત્ર" જેવો ઉત્તમ ગ્રંથ રચી ગયા.

જે વનમાં એ રહેતા હતા, તે વનની નજીકના મહારાજાને જ્યારે એ સમાચાર મળ્યા કે "આપણા રાજ્યમાં આવી સ્થિતિમાં એ મહાત્મા દિવસો ગાળે છે" ત્યારે તે મહારાજે પોતાના ધર્માનુસાર પોતાના કારભારીને થોડું દ્રવ્ય આપી મહાત્માજીની સેવામાં મોકલ્યા. તેઓ તે દ્રવ્ય લઇ મહાત્માજીની પાસે ગયા ત્યારે કણાદે પૂછયું કે તમો કોણ છો? ક્યાંથી આવો છો?

કારભારી—"અમો અહીંના રાજાના નોકર છીએ, અને તેમણે મોકલાવેલ દ્રવ્ય આપની પાસે લાવ્યા છીએ."

મહાત્માજી—"એ દ્રવ્ય શું કરવા લાવ્યા છો?"

કારભારી—"મહારાજે આપની ખર્ચીને માટે મોકલ્યું છે."

મહાત્માજી—"જાઓ, એ કોઈ કંગાળને આપી દો."

એ સાંભળી કારભારી વિચારમાં પડી ગયા, કે એની પાસે લંગોટી પણ નથી, છતાં કહે છે કે "કંગાળને આપી દો!" તો શું આ સંસારમાં એનાથી વધુ કંગાળ પણ કોઇ હશે? એવા સંકલ્પો કરતો, પોતાના સ્થાન તરફ તે પાછો ફર્યો. મહાત્માજીએ કહેલી વાત રાજા આગળ કહી. મહારાજ પણ વિચારવા લાગ્યા કે, એ તે વળી કેવાક મહાત્મા હશે? તેમણે દ્રવ્ય કેમ ન લીધું?

નરપતિએ રાજસભામાં એ વાત કાઢી. સભામાં નિશ્ચય થયો કે, મહાત્માજીની યોગ્યતાનુસાર એ સત્કાર ન હતો, તેથી પાછું મોકલાવ્યું હશે. આથી બમણું દ્રવ્ય પુનઃ મોકલાવ્યું; પરંતુ મહાત્માજીએ તે પણ ઉપરોક્ત ઉત્તર આપી પાછું મોકલ્યું. વળી એ સવાલ પાછો સભામાં ચર્ચાયો, તો એવો નિર્ણય થયો કે, રાજાએ પંડે આથી ચોગણું દ્રવ્ય લઇને તથા બીજો ઉપયોગી સામાન લઇને જવું.

× × × ×

ત્યાં જઇ મહાત્માજી સમક્ષ સર્વ સામાન ધર્યો અને બે કર જોડી બોલ્યા:-"મહાત્મન્! આ મારી નજીવી ભેટ સ્વીકારશો?"

મહાત્માજી—તમે એ શું કરવા લાવ્યા છો?

મહારાજ—આપની ખર્ચી-ઉપયોગને માટે.

મહાત્માજી—અમારે માટે પરમાત્માએ સઘળાં સાધન આ અરણ્યમાં તૈયાર રાખેલાં છે; એટલે દ્રવ્યની કે અન્ય સામાનની આવશ્યકતા નથી. આપ આ સઘળી ચીજો લૂલાં, લંગડાં, આંધળાં, બહેરાં, મૂગાં તથા કંગાળને આપી દેજો.

મહારાજા—(હાથ જોડી, નમ્રતાપૂર્વક) મહાત્મન્! અપરાધ

ક્ષમા કરો, તો હું કાંઇ નિવેદન કરવાની અપેક્ષા રાખું છું.

મહાત્માજી--કહો.

મહારાજા—આપની પાસે એક લંગોટી સિવાય કાંઇ પણ દેખાતું નથી, તો પછી આપ કરતાં અધિક કંગાળ ક્યાં મળશે ?

મહાત્માજી—આપ જુઓ, એટલે કોઈ કંગાળ મળી રહેશે.

મહારાજા દિલગીર થઈ ઘર તરફ પાછા ફર્યા. આખો દિવસ એજ વિચારમાં પસાર કર્યો. રાતના અંતઃપુરમાં જઈ રાણીજીને સર્વ વૃત્તાંત કહ્યો. રાણીએ તે સાંભળ્યા પછી કહ્યું " સ્વામિન્ ! આપે ઘણીજ ભૂલ કરી છે." આપ દ્રવ્યાદિ સામાન લઈ, એવા વિદ્વાન તત્ત્વજ્ઞાની મહાત્માને ભેટ કરવા ગયા તેના કરતાં તેમની સેવાશુશ્રૂષા-દ્વારા તેમને પ્રસન્ન કરીને તેમની પાસેથી કોઇ પણ બાબત (ધાર્મિક રાજા કેવાં આચરણથી મોક્ષ પામે, અને રૈયતને વધુ સુખ આપી શકે વગેરે) શીખવાની ઇચ્છા બતાવી હોત, તો તેઓ જરૂર પ્રસન્ન થાત. અને આપણું તથા પ્રજાનું ભલું થાય એવું કંઇક કહેત. હજી પાછા જાઓ, અને પ્રસન્ન કરો. મહારાણીનું આ કથન સુણી મહારાજે એકલાજ ચાલવા માંડયું.

× × × ×

મહાત્માજીના આશ્રમે પહોંચ્યા ત્યારે મધ્યરાત્રિનો સમય થયો હતો. તેઓ નમ્રતાપૂર્વક બે કર જોડી, આશ્રમમાંના સમાધિસ્થ મહાત્માજીના ચરણે ઢળ્યા.

મહાત્માજી—"આપ કોણ છો ?"

મહારાજ—" તે દિવસવાળો આપનો અભાગી સેવક રાજા."

મહાત્મા—"આટલી બધી મોડી રાત્રે આવવાનું પ્રયોજન ?"

મહારાજ—(નમ્રતાપૂર્વક બે કર જોડી) દેવ ! મારો અપરાધ ક્ષમા કરશો. મેં ભૂલથી આપ સમક્ષ દ્રવ્યાદિ સામગ્રી ધરી હતી. નાથ ! કૃપા કરો, અને મને કોઇ એવો ઉપદેશ આપો, કે હું મારા રાજ્યના દીનોનાં પાલન તથા રક્ષણ ઉત્તમ રીતે કરી શકું."

મહાત્મા—" રાજન્ ! પ્રથમ તો હુંજ તમોને પૂછું છું કે હું તમારી પાસે કોઈ વાર યાચવા આવ્યો નથી, અને તમે આટલી ઘોર રાત્રિએ મારી પાસે યાચવા આવ્યા છો, તો તમો કંગાળ છો કે હું ?"

મહારાજ—(દંડવત્ પ્રણામ કરીને) "સ્વામિન્ ! ક્ષમા કરો, હુંજ ભિખારી છું."

મહારાજનું નમ્ર વચન સાંભળી મહાત્માને દયાની લાગણી સ્ફુરી. અને ઘણા સ્નેહથી લોહાનું સોનું બને એવો ઉપદેશ-બ્રહ્મવિદ્યારૂપી રસાયનનો આપી દીધો-બતાવી દીધો.

પ્રિય પાઠક ! જોયું ? આપણા ઋષિમુનિઓનું જીવન કેવું હતું ?

પોતાના પ્રાણથી પણ ધર્મને અધિક માનવાવાળા હતા, તેથીજ તેમનાં યશોગાન આપણે ગાયા કરીએ છીએ. ધન્ય છે આ ભારત મૈયાને કે જેની ગોદમાં આવાં આવાં નરરત્નો રમતાં હતાં! પરંતુ પ્રકૃતિના નિયમાનુસાર કોઇ પણ દેશ એકની એક દશામાં રહેતો નથી, જેથી આજે ભારતની સ્થિતિ બદલાઇ ગઇ છે. અસ્તુ. પરંતુ એવો દિવસ પણ જરૂર આવશે કે જેથી પૂર્વવત્ દેશની આબાદી થશે.

("વિશ્વજ્યોતિ"ના એક અંકમાંનો અંબેલાલ એમ. સી. નો અનુવાદ થોડા સંશોધન સાથે સાભાર ઉદ્ધૃત)

# ૯–भट्टियाणी नीलादेवीनी पतिभक्ति

(૧)

"મારા કેસરભીના કંથ હો! સિધાવોજી રણવાટ!
આભ ધ્રૂજે, ધરણી ધમધમે રાજ! ઘેરા ઘોરે શંખનાદ!
દુંદુભી બોલે મહારાજના હો! સામન્તના વીરનાદ!
મારા કેસરભીના કંથ હો!

× × × ×

જયકલગીએ વળજો, પ્રીતમ! ભીંજશું ફાગે ચીર!
નહિ તો વીરને આશ્રમ મળશું, હો સુરગંગાને તીર!
મારા કેસરભીના કંથ હો! સિધાવોજી રણવાટ!"

નરપુરના ભાટી ઠાકોર સૂરજદેવની ખ્યાતિ આખા પંજાબમાં પ્રસરી રહી હતી. આખા પંજાબમાં તેના જેવો વીર રાજપૂત નહોતો. તે મિત્રોનો ખરો મદદગાર અને શત્રુનો ભયંકર નાશ કરનાર નરપુંગવ હતો. તેની સતી સ્ત્રીનું નામ નીલાદેવી હતું.

સિંધુ નદીની માફક પૂરવેગથી પહાડોમાંથી મુસલમાની મહાન દળનું પૂર ધસી આવ્યું, સર્વ પંજાબમાં ઉભરાઇ ગયું. તેની સામે નદીના પૂરમાં તણાઇ જતાં ગામડાં પેઠે નગરોની દિવાલો તૂટતી તૂટતી નાશ પામતી ગઈ. શહેરોનાં શહેરો એક પછી એક ટપોટપ પડવા લાગ્યાં. આ મહાપ્રલયરૂપી પૂરને કોઇ અટકાવી શક્યું નહિ. પણ મહાવીર રાજપૂતકેસરી સૂરજદેવને કોઇ મોટું શહેર કે મોટી દિવાલો નહોતી, તેનું ઘર તે તેની છાવણી, અને ઘરનું છાપરું આસમાન કે જે સર્વ પૃથ્વીના છાપરારૂપ છે તે હતાં. તેનું સિંહાસન ઘોડાનું જીન હતું. તેનું બખ્તર તેનો ઝબ્બો હતો. તેના દરબારમાં તેના હજાર વીર સૈનિકો હતા. તે મોટા રાજ્યનો સ્વામી નહોતો, છતાં ખરો રાજવીર હતો. તેનો રાજદંડ તેની તીક્ષ્ણ તલવાર હતી. અને ઘણી ઘણી રાત્રિઓએ "સૂરજદેવ"ની વીરહાકો મુસલમાની

સેનાની "અલ્લાહો અકબર"ની વીરહાકોને ભાલા અને બંદુકોથી દાબી દેતી હતી. અને ઘણા ઘણા દિવસો સુધી મગરૂબ મુસલમાન સેના-પર સુરજદેવ વિદ્યુત્ પડે તેમ ઝડપથી પડતો અને ત્રાહે ત્રાહે પોકરાવતો. તેની વીરપત્ની નીલાદેવી તેને જે બખ્તર પહેરાવતી તે બખ્તરને વિંધવા કોઇ પણ સમશેર કે બંદુક શક્તિવાન નહોતાં. સુલતાન મહમદનો સરદાર અબ્દુલ શરીફખાન,મહાન મુસલમાન સેનાનો નાયક તેનાથી તોબા પોકારી ગયો. મુસલમાનોની વીરશ્રી આ વિદ્યુત્ પેઠે ઓચિંતા આવી તૂટી પડતા વીરો સામે કામ કરી શકી નહિ. વિદ્યુત પેઠે ચમકી આવી, નાશ કરી, પુનઃ વિદ્યુત પેઠે વહી જતા, અલોપ થતા રાજપૂતોથી આભા બનતા મુસલમાન સૈનિકો એમાં વકાસી રહેતા–તોબા તોબા પોકારતા–અબ્દુલ શરીફખાનના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા.

(૨)

લોખંડની કિલ્લેબંદી જેને કોઈ પણ હથિયાર ફોડવા સમર્થ ન નીવડી તે અંતે દગાખોરનાં જીહ્વારૂપી તલવારથી—તૂટી વીર સુરજદેવ અંતે દગાનો ભોગ થયો. તેનાં ગુપ્ત સ્થળની ભાળ કોઇ દગાખોરે આપી. તે વીરકેસરી જે જાગતો પકડાયો નહોતો તે આજ ઉંઘતો પકડાયો. ખાટલા સાથે બાંધેલો તેને શત્રુ સન્મુખ લઈ જવામાં આવ્યો.

મુસલમાની છાવણીમાં આજ હર્ષનો પાર રહ્યો નહિ. સુરજદેવ પકડાયો! દિવસોના દિવસો સુધી જે વીરે મુસલમાનોને હંફાવ્યા તે આખરે સપડાયો–સિંહ જકડાયો. પછી આનંદની શી સીમા હોય! મધ્યાહ્ને દરબાર ભરાયો, સુરજદેવને જંજીરમાં જકડી દરબારમાં ખડો કરવામાં આવ્યો. ઝનુનમાં ઉશ્કેરાતો શરીફખાન બરાડ્યો "સુરજદેવને જીવવું હોય તો મુસલમાન ધર્મ સ્વીકારે; નહિ તો રીબાઈ રીબાઇને પૂર્ણ અપમાનયુક્ત મૃત્યુને ભેટવા તૈયાર થાય." આ ક્રૂર સજા અંકાઈ–જરા પણ ન ડરતાં, અડગ ઉચ્ચ મસ્તકે વીરકેસરી સુરજદેવે આ સાંભળી તિરસ્કારયુક્ત હાસ્ય કર્યું; અને મહાભારે અવાજે ઉત્તર આપ્યોઃ—"તારી મરજીમાં આવે તે કર–સુરજદેવ ડરતો નથી. x x" પછી મુસલમાનોના કોપનું પૂછવુંજ શું? છંછેડાયલો શરીફખાન તડુક્યો, મુસલમાનોનાં નેત્રોમાંથી અંગારા વર્ષવા લાગ્યા. તે વીરને ગાળો–શાપોના શિરપાવથી વધાવ્યો, એટલુંજ નહિ પણ તેના શરીરના હાલહવાલ કર્યા, તેની સાથે અતિ ક્રૂરતાથી વર્ત્યા, પણ તે તો અડગજ રહ્યો–તિરસ્કારથી હસતો રહ્યો. અંતે તેને પિંજરામાં પૂર્યો અને જતા આવતા મુસલમાનોને તે મૃત્યુ પામે ત્યાં સુધી તેના એજ હાલ કરતા જવાની ક્રૂર આજ્ઞા થઇ.

(૩)

એક પહાડીમાં નાનકડી ભાટી રાજપૂતની છાવણી પડી હતી. તેના નાયક વીર સૂરજદેવની સ્થિતિથી તેઓ અજાણ હતા. ત્યાં એકે આવી ખબર આપી કે "ઓ રજપૂતો! ઉઠો. સૂરજ પકડાયો છે-આપણો શિરછત્ર કેદ થયો. દગો થયો. ઉઠો, દુષ્ટ ચંડાળ શરીફખાને તે મહાવીરને પિંજરામાં પશુ પેઠે પૂર્યો છે. જંજીરથી જકડાયલો સિંહ લોખંડના પિંજરામાં પૂરાયલો, મુસલમાનોનું અપમાન અને ક્રૂરતા સહન કરતો પડયો છે. તેઓ પોતાનો સર્વ કોપ અને વેર તેના પર તોડી પાડે છે. ઉઠો, આ રાત્રિએ હલ્લો કરી આપણા વીર નાયકને છોડાવીએ, નહિ તો તેને છોડાવતાં પ્રાણ આપી ધરાતીર્થે પડીએ-એજ આપણો ધર્મ, એજ આપણો માર્ગ."—

એકસો સ્વારો-વીરકેસરીઓ ત્રાડી ઉઠયા. તેમના હાથમાં ખુલ્લી સમશેરો ચમકવા લાગી. પોતાના વીર નાયક માટે પ્રાણ આપવા દરેક હૃદય ઉત્સાહી થતું સ્ફૂરી રહ્યું. 'હર હર"ની વીરહાક પોકારી. ક્ષણમાત્રમાં તો સર્વ સજ્જ થઈ ગયા, અને રાણી નિલાદેવીના તંબુ પાસે તેની આજ્ઞા લેવા ઉભા. વીર ભાટિયાણી રાણી નીલાદેવીએ-સૂરજદેવની વીરપત્નીએ-હલ્લો કરવા આજ્ઞા આપી નહિ. તેણે સૂરજદેવના બે ભાઇઓને પોતાની પાસે બોલાવ્યા. અને સૂચવ્યું "મારી સાથે તમે બે ચાલો. આપણે શત્રુની છાવણીમાં જઇએ. પ્રેમ અને યુક્તિથી જે કાર્ય પાર પડશે તે હજાર વીરોથી પાર પડશે નહિ. હવે પ્રેમ અને યુક્તિથીજ વિજય પ્રાપ્ત થશે. જો મારા સ્વામીનાથને બચાવવા પ્રેમ નિષ્ફળ થાય તો તમે પાછા ફરજો અને જ્યાં રાજપૂત વીર મરે છે ત્યાં રાજપૂત પત્ની પોતાનો ધર્મ બરાબર સમજે છે-સતી થાય છે. આ ધ્યાનમાં રાખી અત્યારે પ્રેમ અને યુક્તિથી કાર્ય બજાવવામાં ડહાપણ છે." સૂરજદેવના બેઉ ભાઇઓને નીલાદેવીની આ સલાહ યોગ્ય લાગી. બીજા નાયકો સાથે વિચાર ચલાવ્યો અને સૌનો એજ અભિપ્રાય થયો.

નીલાદેવીએ પાતળી સાડી, દાગીના, પગમાં નૂપૂર વગેરે સજી કંચનીનો વેષ ધારણ કર્યો—મ્યાનામાં બેઠી. સૂરજદેવના બે ભાઈ તેની સાથે રહ્યા. બીજા પંદર વીસ સ્વારો તેનું રક્ષણ કરવા સાથે ચાલ્યા. મુસલમાન છાવણીથી થોડે દૂર તેઓ અટક્યાં-રાત્રિ પડી હતી.

(૪)

આખો દિવસ વીર સૂરજદેવ પિંજરામાં પૂરાયલો પડયો રહ્યો. ઝનુની મુસલમાનો ક્રોધ અને ધિક્કારને વશ થઈ તેની સાથે આખો વખત અતિ ક્રૂરતાથી વર્તતા રહ્યા-અતિ નીચ, શરમ ભરેલાં, ક્રૂર કૃત્યોથી મનુષ્ય મટી હેવાન બનતા સૈનિકો તેનાં શરીરને પીડતાજ રહ્યા. તેઓએ તેના શરીરને તોડયું, હાલહવાલ કર્યો, પણ તેના

મનને કાંઇ પણ અસર કરી શક્યા નહિ. જાણે કાંઈ પણ શરીરને કષ્ટ થતું નથી એમ ધારતો થકો અને દૃઢતાથી હરિસ્મરણ કરતો થકો તે કેસરીસિંહ પેઠે અડગ, અચળ રહ્યો. તેના શરીર પર પડતા લાઠીઓના ઘા, પથ્થરના મારા, થુંકવું, હથિયારના ઘા, ભાલાઓનું ઘોંચાવું વગેરેથી શરીરમાં સ્થળે સ્થળે ઉડતા લોહીના ફૂવારાઓની કાંઈ પણ અસર તે વજ્ર જેવા વીર હૃદયમાં થતી નહોતી. આ ઉપરાંત આખો દિવસ તેના પર પડતો સૂર્યનો સખત તડકો વગેરે સર્વથી બેદરકાર રહીને એ વીર ઇશ્વરસ્મરણ-માં ધૂન લગાવી રહ્યો. આખા દિવસમાં તેને પાણી સુદ્ધાં કોઇએ આપ્યું નહિ. સંધ્યા થતાં તે લગભગ મરવાની અણીપર આવ્યો એટલા તેના હાલ થયા હતા; છતાં કાંઇ પણ બન્યું ન હોય એમ બેદરકાર રહીને તે હરિનું ધ્યાન ધરતો, મૃત્યુની વાટ જોતો પડયો હતો. રાત્રિ થતાં મુસલમાનોએ તેનો પીછો છોડયો. તેના પિંજરા પાસે કોઇ રહ્યું નહિ—હવે શાંતિથી મોત આવશે એમ સમજી તેને ભેટવા તે હરિસ્મરણ કરતો પડયો હતો.

રાત્રિનું સ્વચ્છ આકાશ તારાઓથી શોભતું હતું. ચંદ્ર પ્રકાશ્યો, આછો શ્વેત પ્રકાશ ફેલાઇ રહ્યો. મૃત્યુની રાહ જોતા સૂરજદેવને કાને નૂપુરનો અવાજ આવ્યો—તેનાં ઝાંખાં થતાં નેત્રોવડે તે તરફ જોયું "એક કંચની–શું તે નીલા તો ન હોય ? અરે આ શું ? મારી નીલા કંચની–નાચનારીના વેશમાં–અંતે જોવાનું રહ્યું ! શું તે ક્ષાત્રધર્મ ભૂલી ? નહિ, નહિ ! મારી આંખો મને દગો દે છે. તે નીલા ન હોય, કોઇ બીજીજ છે." ત્યાં તો કર્ણ પર નીલાનો મંજુલ સ્વર અથડાયોઃ—

"સ્વામિન્! તમારી નીલા તમારી સન્મુખ ઉભી છે. તે જીવન-માં અને મૃત્યુમાં તમારીજ છે. આ ભટ્ટિયાણી પોતાનો ધર્મ ભૂલતી નથી! તે તમારી સાથી, જયાં તમે ત્યાં તે, તમારા વગર તે કેમ જીવી શકે? સ્વામિન્! જુઓ, મારો હાથ લ્યો. ધીમે બોલો, ચોકીદાર સાંભળી જશે. આજ રાત્રે જો તમે સ્વર્ગે સીધાવશો તો એકલા નહિ સિધાવો. દગાખોર શરીફ પણ જીવતો નહિ રહે. આ નીલાએ નાચનારીનો વેષ લીધો છે તે અમસ્થો નથી સ્વામિન્!"

સૂરજદેવે પોતાના ફિક્કા ધ્રૂજતા હોઠ નીલાદેવીના કોમળ હસ્તપર અડકાડયા અને તેના ચહેરા પર સ્મિતની–શાંતિની પ્રભા પ્રસરી રહી. આ જોઈ નીલાદેવી બોલી–

"સ્વામિન્, સ્વામિન્! હું પણ આવું છું હો! જરા ધીરજ ધરો. તમારી પૂંઠે તમારી નીલા આવે છે."

તે તરત પાછી ફરી અને ચાલી.

(૫)

"કોણ છે?" છાવણીના ચોકીદારોએ રુવાબભેર પૂછ્યું.

"નાચનારી."

"શું માગે છે?"

"ખાનસાહેબ સન્મુખ મુજરો કરવાનું, આજની ફતેહનો આનંદ ફેલાવવાનું."

શરીફખાનને તરત ખબર કરવામાં આવી. આજ ભરપૂર આનંદ જામેલો હતો, તેમાં માત્ર નાચગાનની ખામી હતી તે પૂરી પડતી જોઇ ખાને તરતજ કંચનીને દાખલ કરવા હુકમ છોડયો.

(૬)

આનંદના દરબાર-મહેફીલ-માં ખૂબ દારૂ ઉડતો હતો. મુસલમાન સરદારો મધુમસ્ત બની ડોલતા હતા. ખાનને પણ શરાબનો ખૂબ નશો ચઢયો હતો. ત્યાં રાણી નીલાદેવી-અતિ સ્વરૂપવાન યુવતી આવી ઉભી. "યા અલ્લાહ!" કરતા મુસલમાન સરદારો દાઢી પંપાળતા ફાટી આંખે જોઈ રહ્યા. દારૂની પ્યાલીઓ હાથમાંજ રહી ગઈ. શરીફખાન તો આસક્ત નેત્રે ધરાઈ ધરાઇને આ સૌંદર્ય-લતિકાને જોઇ રહ્યો, જાણે તેની રક્ત આંખોને તૃપ્તિજ થતી ન હોયને! તેણે ગાયન અને નૃત્યનો હુકમ છોડયો. રાજપૂત રાણી-પતિભકત નીલાદેવીએ મંજુલ સ્વરે ગાયન શરૂ કર્યું.

× × × ×

નૃત્ય અને ગાયન ચાલવા લાગ્યાં-મદ્યની પ્યાલીઓ પર પ્યાલીઓ ઉડવા લાગી. મદમસ્ત સરદારો લટ્ટૂ થતા ગયા-ખાન તો વારુણી અને રૂપવતી વામાથી મોહાંધ થતો ભાન ભૂલ્યો-દરબાર બરખાસ્ત થઇ-ડોલતા ડોલતા સરદારો બહાર નીકળ્યા. મોહાંધ થયેલા ખાને નીલાદેવીને પાસે બોલાવી મદ્યનો પ્યાલો આપવા કહ્યું. નીલાદેવી હાવભાવથી ખાનની સાન ભૂલાવતી પાસે આવીને તેની ગાદીપર બેઠી અને ખાનને મદ્યની પ્યાલી પાઇ. ખાને નીલાદેવીને પાસે ખેંચી ચુંબન કરવા પ્રયત્ન કર્યો; પણ વિદ્યુત્વેગે નીકળેલી નીલાદેવીની કટારીનું ખાનને ચુંબન થયું-તે હોશમાં આવે તે પૂર્વે તો ખાનની છાતીમાં છેક હાથા સુધી ખંજર ભોંકાયું. નીલાદેવીની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. "દુષ્ટ નરાધમ! જો, આ નીલાદેવી સ્વામીનું વેર લે છે-તારા રક્તથી આ રાજપૂતાણીનું ખંજર ભીંજાય છે. તારા મસ્તકથી પતિના આત્માને શાંતિ થશે! લે ચાંડાળ! ભટ્ટીઓને છળવાનું ફળ!"

ઉઠીને ખાનની છાતીમાંથી ખંજર ખેંચ્યું. ખાન ચીસ પણ પાડી શકયો નહિ. તેનો આત્મા તેનું તન-પિંજર ત્યજી ઉડી ગયો, નીલાદેવીએ તેનું ડોકું કાપી લીધું.

(૭)

રાત્રિના ચળકતા તારાઓ આ કૃત્ય નિહાળી રહ્યા હતા. તે મહાકાળીની પેઠે હાથમાં શત્રુનું લોહીલુહાણ મસ્તક રાખી સ્વામીના પિંજરા પાસે આવી-સૂરજદેવના બે ભાઈઓ તેની સાથે હતા. સર્વ છાવણી શાંત હતી. મધ્યરાત્રિ વીતી ગઈ હતી. સ્વામીને શત્રુનું મસ્તક દેખાડતી તેના પગ પાસે તે મસ્તક ફેંકતી નીલાદેવી બોલીઃ-

"સ્વામિન્ ! મારું કાર્ય પૂર્ણ થયું ! મારું વચન મેં પાળ્યું ! તમારા શત્રુનું આ મસ્તક જુઓ!"

પિંજરામાંથી મૃત્યુને કાંઠે પડેલા ભટ્ટીસિંહના મુખપર વિરલ પ્રકાશ-શાંતિ પ્રસરી રહી. તેની ઝાંખી થતી આંખોએ આ દૃશ્ય જોયું. તેના આત્માને શાંતિ મળેલી દેખાઇ અને સૂરજદેવનો વીર આત્મા તેના વીર શરીરમાંથી નીકળી ગયેલો લાગ્યો.

"આવી, આવી઼ ઓ નાથ ! આપની સંગાથે ! હવે નીલાને વાર નથી. જય અંબે !"

સૂરજદેવના ભાઈઓએ પિંજરું તોડી નાખ્યું. તેમણે તથા નીલાદેવીએ સૂરજદેવનું શબ ઉંચક્યું, લઇને ચાલ્યા. છાવણીના દ્વાર-પર સૂરજદેવના વીર સ્વારો ચોકી પર હતા. મુસલમાન ચોકીદારો બેશુદ્ધ સ્થિતિમાં બાંધેલા પડ્યા હતા. સ્વારો ભાલાઓની નનામી કરી તે પર સૂરજદેવને ઉંચકી ચાલ્યા.

છાવણીથી થોડે દૂર ઝાડીવાળા ભાગમાં ચિતા ખડકાઇ. વીર પતિભક્ત નીલાદેવી સ્વામીના શબને ખોળામાં લઇ ચિતાપર ચઢી. ચિતા ભડભડ સળગી. પતિપત્ની બળીને ભસ્મ થયાં.

પ્રભાત થયું. મુસલમાન છાવણીમાં કોલાહલ મચી રહ્યો. ખાનનું માથું કોઇ કાપી ગયું, સૂરજદેવને કોઇ છોડાવી ગયો. ચોમેર ગડબડાટ મચી રહ્યો. શોધખોળ થઈ. છાવણી બહાર માત્ર રાખનો ઢગલો દેખાયો.

("ચિત્રમય જગત"માંનો સ્વ. પુરુષોત્તમ વિશ્રામ માવજીનો લેખ થોડા સંશોધન સાથે સાભાર ઉદ્દૃત)



# १०—वीरहृदया सोफिया

(૧)

રશિયાની સ્વતંત્રતાને સારૂ યુદ્ધમાં મરનાર વીર વ્યક્તિઓની નામાવાલિમાં એટલું ઉજ્જવલ અને પવિત્ર નામ બીજા કોઇનું નથી, જેટલું તે વીરરમણીનું છે. તે બીજા અલેકઝાંડરની હત્યાના સાધનની એક મુખ્ય શક્તિ હતી. તેનું નામ **સોફિયા પૈરાસ્કિયા** હતું. તેનો જન્મ રશિયાના અનંત ધનાઢ્ય તથા સર્વોચ્ચ પૈરાસ્કિયા કુળમાં થયો હતો. તેના પૂર્વજો ઝારની છત્રછાયા હેઠળજ આશ્રય મેળવતા આવ્યા હતા; તથા સ્વેચ્છાચારી ઝારના જીવનની રક્ષાને સારૂ પોતાની જાતને સંકટમાં નાખવાને પ્રત્યેક પળે તૈયાર રહેતા હતા. પૈરાસ્કિ-કુળ સામ્રાજ્યની મહા ઉચ્ચ અને જવાબદારીભરી પદવીઓને શોભાવતું હતું. સોફિયા પૈરાસ્કિયાના પિતામહ એક સમયે શિક્ષાવિભાગના મંત્રી હતા.

વિખ્યાત કાઉન્ટ પૈરાસ્કિ, જેણે નિકોલસ પહેલાના સમયમાં મધ્ય રશિયાના કેટલાક પ્રાન્ત જીત્યા હતા, તે સોફિયાના પિતાના કાકા હતા, અને ખુદ તેના પિતા કેટલાંક વર્ષ સુધી સેન્ટ પીટર્સ-બર્ગના ગવર્નર જનરલની પદવી ઉપર રહ્યા હતા. સોફિયાના જીવનની કમનીય કળિનો વિકાસ ૧૮૫૩ ના સપ્ટેમ્બરની પહેલી તારીખે આ પૃથ્વીતલ ઉપર થયો હતો. તેની માતા પ્રતિભાશાલિની અને ઘરરખુ ગૃહિણી હતી. તે પોતાનો બધો સમય સંતાનોની શિક્ષા-દીક્ષામાંજ વ્યતીત કરવાને તત્પર રહેતી; પરંતુ પાશ્ચાત્ય સભ્યતા તેની એ આકાંક્ષામાં વિઘ્ન નાખતી. સોફિયાની માતાનું હૃદય કમળ સરીખું કોમળ હતું; પરંતુ તેના પિતાનો સ્વભાવ તેનાથી સાવ વિપરીતજ હતો. સ્નેહમયી માતાના કરુણાપૂર્ણ અંચલથી કઠોર હૃદયના પિતાદ્વારા તાડિત સોફિયાનાં અશ્રુ લુછવાનું તથા તેના મમતાભર્યા કરકમળદ્વારા સાંત્વનાદાન ગ્રહણ કરવાનું સૌભાગ્ય ઇશ્વરે તેને આપ્યું હતું.

સોફિયા સર્વ સંતાનોમાં સૌથી નાની હતી. માતાનું શિક્ષણ તેને આ પાશ્ચાત્ય સભ્યતાની કૃત્રિમતાથી દૂર લઇ જવા ઇચ્છતું હતું; પરંતુ પિતાનું શિક્ષણ તેની ઇચ્છા વિરુદ્ધ તેને ઉચ્ચ સમાજમાં પ્રવેશ કરવાને જબરદસ્તીથી ધકેલી રહ્યું હતું. સોફિયા પોતાની માતાની માફક સાંસારિક સુખભોગને નિઃસાર સમજતી હતી; અને ફેશનને સંસારના ભારરૂપ લેખતી. તે એવા આડંબરોથી દૂર રહેવાનું પસંદ કરતી. કારણ કે એ સર્વ તેને પોતાનાં પ્રિય પુસ્તકોના રાજ્યની સીમાથી દૂર ઘસડી જતાં.

સને ૧૮૬૬ માં ક્રાન્તિકારી કારાકોયુફે સેન્ટ પિટર્સબર્ગમાં અલેકઝાંડરનું ખૂન કર્યું. તેનું પરિણામ એ આવ્યું કે, સોફિયાના પિતાને રજા મળી. નોકરી જવાના કારણથી પૈરાસ્કિનું પ્રભુત્વ અને સંપત્તિ કૃષ્ણપક્ષના ચંદ્રની માફક દિનપ્રતિદિન ક્ષીણ થવા લાગ્યાં. પૈરાસ્કિ કુટુંબની નૌકા ડોલવા લાગી. અંતમાં બધી સંપત્તિમાં માત્ર એક નાની જમીનદારી અવશેષ રહી. સોફિયાની માતા પોતાનાં બાળકોની શિક્ષા અને લાલનપાલનનો સંપૂર્ણ ભાર પોતાને શિર લઈ ત્યાં રહેવા લાગી.

જે ગામમાં એ રહેતાં હતાં ત્યાં એક મોટું પુસ્તકાલય હતું. ત્યાં સોફિયાને સારાં પુસ્તકોનો અભ્યાસ કરવાનો લાભ મળ્યો. તેનો ભાઈ શાસનસુધારણા સંબંધી નવીન વિચારોથી પરિપૂર્ણ પુસ્તકો તેને લાવી આપતો. સને ૧૮૬૯ માં પૈરાસ્કિને પોતાનું ઋણ ચૂકવવાને સારૂ પોતાની જમીનદારીનો કેટલોક ભાગ વેચી નાખવો પડયો. આ અધિક કષ્ટથી સોફિયાની માતા જરાએ અધીર ન બની. તેણે સોફિયા અને તેની બહેન મેરીને ઉચ્ચ શિક્ષણ આપવાના ઉદ્દેશથી કેટલીયે બહુમૂલ્ય ચીજો વેચી નાખી; અને તેમ કરવામાં જરાયે અચકાઇ નહિ. તે મેરી અને સોફિયાને લઈ સેન્ટ પિટર્સબર્ગ ચાલી ગઈ.

સોફિયાનાં માતપિતા એકબીજાથી વિરુદ્ધ પ્રકૃતિનાં હતાં. આથી તેમને સારી રીતે બનતું નહિ. સોફિયાનો પિતા કોઇ પણ કારણ-વિના વાતવાતમાં તેની માતાનો તિરસ્કાર અને અનાદર કરતો. કોઇ કોઇ વાર સરલહૃદયા સોફિયાને પણ પિતાનો એવો અન્યાય સહન કરવો પડતો. તે બિચારી પોતાનું દુઃખ તો સહન કરતી; પણ સ્નેહમયી માતાનું દુઃખ તેનાથી જોયું જતું નહિ. નિર્દય પિતાથી જુદું રહેવાનું છે એમ જાણતાંજ સ્વતંત્રતાની ઉપાસિકા સોફિયા અત્યંત પ્રસન્ન થઇ. બંને બહેનોએ ઉચ્ચ કક્ષામાં અભ્યાસ કરવાનું શરૂ કર્યું; અને થોડાજ સમયમાં તેમના વિચાર પરિપુષ્ટ થયા. તે દિવસોમાં અનેક વિદ્યાર્થીઓ સાથે તેની ગાઢ મૈત્રી બંધાઇ. આ વિદ્યાર્થીઓમાંના ઘણાએ રશિયાની રાજક્રાન્તિમાં વિશેષ ભાગ લીધો હતો.

જ્યારે સોફિયાના પિતાને આ હકીકતની ખબર પડી ત્યારે તેણે સોફિયાને તે સહાધ્યાયીઓ સાથે સંબંધ નહિ રાખવાની સખ્ત આજ્ઞા આપી. પિતાની આ આજ્ઞાથી સોફિયાના હૃદયને બહુ આઘાત લાગ્યો. તેને પોતાનું જીવન કંટકપૂર્ણ લાગ્યું. જ્યારે કોઇ પણ ઉપાય હાથ ન લાગ્યો, ત્યારે માતાની સંમતિથી તે ઘરમાંથી ચાલી ગઇ. તેનો પિતા આ જાણીને ગુસ્સે થયો; અને તેણે હવે પછી તેને તેનું મુખ નહિ બતાવવાની આજ્ઞા કરી. સોફિયા જુદી રહેવા લાગી. તે પોતાના પિતાની ગેરહાજરીમાં અન્ય સંબંધીઓને મળતી. આ રીતે પોતાનાં બંધનોને તોડી તે મુક્ત થઇ.

હવે તેણે પોતાનો બધો સમય આંદોલનમાં ભાગ લેવામાં પસાર કરવા માંડયો. ૧૮૭૩ ની સાલમાં સંખ્યાબંધ ક્રાન્તિકારીઓને પકડવા માંડયા. સઘળાં કેદખાનાંઓ રાજનૈતિક કેદીઓથી ઉભરાઇ જવા લાગ્યાં. સોફિયા પણ સરકારની આંખમાં ખુંચવા લાગી; અને તેને ૧૮૭૫ ની સાલમાં ગિરફતાર કરવામાં આવી. કઠોર હૃદયના પિતાને આ હકીકતની ખબર પડતાં અત્યંત હર્ષ થયો; પરંતુ તેની માતા એ કેમ સહન કરી શકે? તેણે પોતાના જીવના જોખમે પણ તેને મુક્ત કરાવવાને પ્રયત્ન કર્યો. આખરે સોફિયા મુક્ત થઇ અને માતાની સુવ્યવસ્થાથી ક્રીમિયામાં બચેલી એક નાની જમીનદારીમાં જઇ તે રહેવા લાગી.

રશિયાની દીન—હીન પ્રજાનાં કષ્ટ દૂર કરવા માટે સોફિયાએ ડૉકટરીનો અભ્યાસ શરૂ કર્યો. તે નર્સની સ્કૂલમાં દાખલ થઈ, અને એક વર્ષમાં તે પરીક્ષા પસાર કરી. સને ૧૮૭૭ ના શિશિરમાં તેને પુનઃ પકડવામાં આવી. સામ્યવાદનો પ્રચાર કરવાના આરોપથી તેને કેદ કરવામાં આવી હતી. કૉર્ટ દ્વારા તેને મુક્ત કરવામાં આવી; પરંતુ પોતાની મુક્તિથી તે સંતુષ્ટ ન થઇ. તેના હૃદયમાં પોતાના અન્ય સાથીઓને મુક્ત કરાવવાની લાલસા વિદ્યમાન હતી. તેણે તેમને કારાગૃહમાંથી નસાડી મૂકવાની ઘણી કોશીશ કરી; પરંતુ તેના તે પ્રયત્નમાં તેને સફળતા પ્રાપ્ત ન થઇ. આથી તેને ઘણું દુઃખ થયું. તે પોતાનાં સહયોગીઓની કારાગારની દુર્દશા અને વેદનાનું સ્મરણ કરી કેટલાય દિવસ અને રાત્રિ રડી.

ક્રાન્તિકારીઓનાં આંદોલનો વધતાં જોઇ સરકાર વધુ સખ્તાઇ કરવા લાગી. સામ્યવાદીઓને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવતી; અને બીજા અનેક પ્રકારનાં અસહ્ય દુઃખ દેવાતાં. સરકારની આ દમનનીતિએ ક્રાન્તિકારીઓની આગમાં ઘી હોમ્યું. નેરોડાયા વોલિયા નામનું મંડળ સ્થાપ્યું. સોફિયા પણ એ મંડળમાં પાછળથી જોડાઇ.

આ વખતે સોફિયાના કેટલાક મિત્રોએ તેને બીજા દેશમાં જઇ તે આંદોલન જારી રાખવાનું કહ્યું; પરંતુ વીરાંગના સોફિયાએ ઉત્તર આપ્યો કે "હું બહાર જઇને મારો સમય નષ્ટ કરવા ઇચ્છતી નથી. હું રશિયામાં રહીનેજ મનુષ્યોના અધિકાર માટે સરકાર સાથે લડીશ, અને તેને માટે જો મને દેહાંતદંડની શિક્ષા કરવામાં આવશે તો તે પણ હું રશિયામાંજ અત્યંત પ્રસન્નતાપૂર્વક સ્વીકારી ફાંસીએ ચઢીશ." સોફિયાના આ ઉત્તરની સત્યતાની સાક્ષી તેના અંતિમ જીવને આપી.

(૨)

સોફિયાને પૂર્ણ સ્વરૂપે કર્મક્ષેત્રમાં ઝંપલાવ્યે થોડાજ દિવસ થયા હતા; પરંતુ તેટલા ટુંક સમયમાં તેણે પોતાની વીરતા અને

તેજસ્વિતાથી મહાન વિપ્લવકારીઓને પણ આશ્ચર્યમુગ્ધ કરી દીધા. સને ૧૮૭૯ માં મોસ્કોની નજદીકમાં ઝારની ગાડીને દારૂથી ઉડાડી મૂકવામાં તેનો મુખ્ય ભાગ હતો. ઝારની ગાડી પસાર થવાના સમાચાર તેના એક મિત્રને–જે ઇશારો થતાંજ બેટરીના પ્રાણનાશક તારને રેલ્વે લાઇનની નીચેના બૉમ્બ સાથે જોડવાને તૈયાર થઇ ઉભો હતો–આપવાનું કાર્ય તેણે પોતાને માથે લીધું હતું. તેમાં તેનો એક આશય હતો. જો કાર્યની સિદ્ધિ થતા પહેલાં સિપાઇઓ તેના મિત્રને ગિરફ્તાર કરે તો સોફિયા પોતાને હાથે નાઇટ્રોગ્લિસરીનની શીશીથી ષડયંત્રકારીઓસહિત પોતાને ઉડાવી મૂકી શકે. આ સઘળો પ્રબંધ થયા બાદ પણ ઝારનું ખૂન કરવામાં સફળતા ન મળી. બીજી વાર સોફિયાના પોતાના હાથેજ બીજા નિકોલસનું ખૂન કરવાનું ષડયંત્ર રચાયું; પરંતુ એલેકઝાંડર બીજાનું ખૂન થયું.

એ ભીષણ ષડયંત્ર સેન્ટ પીટર્સબર્ગની એક ગલીને સુરંગથી ઉડાડી દેવાનું હતું. તે ગલીમાંથી ઝાર ઘણી વાર પસાર થતો. સુરંગ ફૂટવાથી જો ઝાર બચી જાય, તો પછી ઉપરથી બૉમ્બ ફેંકવાનું નક્કી કર્યું હતું. આ કાર્યની સિદ્ધિ માટે "મૈલો સોડોવાયો સ્ટ્રીટ"માં એક મકાન ભાડે લીધું અને પોલીસને દગો દેવા સારૂ તેમાં ગાંધીઆટાની દુકાન ખોલી. ગુપ્ત રીતે તે ગલીમાં સુરંગ તૈયાર કરવામાં આવી.

એક ટુકડીને હાથમાં બૉમ્બ આપી, ઝારના આગમનની પ્રતીક્ષા કરતી ઉભી રાખવામાં આવી હતી. યથાસમયે બૉમ્બ ફેંકવાનો, સુરંગ ઉડાવી દેવાનો અને બીજાં કાર્યોનો ભાર સોફિયા-નાજ હાથમાં હતો.

સને ૧૮૮૧ ની ત્રીજી માર્ચે એલેકઝાંડર બીજો 'રાઇડીંગ સ્કૂલ' જોવા ગયો. સોફિયા શાહી સ્વારીના પ્રત્યાગમનની પ્રતીક્ષા કરી રહી હતી. આખરે સ્વારી આવી પહોંચી. સોફિયાએ રૂમાલદ્વારા ઇશારો કર્યો. ઇશારો થતાંજ એક મોટો ધડાકો થયો; અને ઉપરથી બૉમ્બ પડવા લાગ્યા. ગાડીના ચૂરેચૂરા થતાંની સાથેજ ઝારનો ખુરદો થઈ ગયો. સેંકડો સૈનિકો તેમાં હોમાઇ ગયા. એલેકઝાંડર બીજાનું મૃત્યુ થયું. પરંતુ એ હત્યાથી થનારો લાભ ન થયો. ખૂનને દિવસે બપોરે ઝારે પ્રજાને કેટલાક અધિકાર આપવાનું જાહેર કર્યું હતું, અને પોતાની સહી પણ કરી આપી હતી. જો ક્રાંતિકારીઓને ઝારની આ ઉદારતાની ખબર પડી હોત તો ખુદ ઝારનો અંત તો નજ આવત; પરંતુ તેમ ન બન્યું. વિધાતાના વિધાનને કોણ મિથ્યા કરી શકે ?

ઝારના ખૂન પછી સેન્ટ પીટર્સબર્ગ એક ભયંકર સ્થળ બની ગયું. સરકાર ક્રોધથી મદમત્ત હતી, અને પ્રજા ભયથી વિહ્વળ હતી. જરા પણ શક પડતાં માણસને તુરતજ પકડવામાં આવતો.

ખૂન થયા પછી બે દિવસમાંજ એકલા પીટર્સબર્ગમાંજ નવસો માણસને પકડવામાં આવ્યા હતા. કેવળ શક પડવાથીજ ઘરની બહાર કોઈ નીકળી શકતું નહોતું. અસંખ્ય લશ્કરી સિપાઇઓ તથા જાસુસો બધી સડકો અને ગલીઓમાં ફર્યા કરતા અને જેના પર શક પડે તેને તુરતજ પકડતા અને અસહ્ય દુઃખ દેતા. રાજ્યક્રાન્તિકારીઓને ખાત્રી હતી કે, ઝારના ખૂનથી સમસ્ત રશિયામાં ક્રાંતિ થશે; અને નવીન ઝાર ભયની આશંકાથી પોતાની શાસનપ્રણાલીમાં તેમના મતને અનુકૂળ પરિવર્તન કરશે. આથી તેઓ નાસી જઇને કોઈ ઠેકાણે છુપાઇ બેઠા નહિ.

વિચારો અને પોતાના ઉદ્દેશની સિદ્ધિ અર્થે મચ્યા રહેલા તે લોકો તરફ ઘૂમતા ક્રમશઃ સિપાઇઓએ સમસ્ત ષડયંત્રકારીઓને પકડયા. સોફિયાને કેટલાક મિત્રોએ નાસી છૂટવાની સલાહ આપી; પરંતુ તેણે એવી કાયરતા દાખવવાનું પસંદ ન કર્યું. એવા ભયાનક સમયમાં સોફિયા સેન્ટ પીટર્સબર્ગની ગલીઓમાં અત્યંત સાહસપૂર્વક નિર્ભયપણે ઘૂમતી હતી. કારાગારનું કષ્ટ અને ફાંસીની સજાના ભયની છાયા તેના હૃદયપર નામમાત્રની પણ નહોતી, પરંતુ આમ તે કયાંસુધી મુક્ત રહી શકે? આખરે દશમી માર્ચે તેને પણ પકડવામાં આવી.

ન્યાય કરવાનો દિવસ આવ્યો. ષડયંત્રકારીઓના મુકર્દમાને સારૂ એક વિશેષ ન્યાયાલય ઉઘાડવામાં આવ્યું; જેમાં પ્રત્યેક અપરાધીએ અતિ ગર્વ અને ગૌરવપૂર્વક પોતાને નેરોડિયા વોલિયાના સભાસદ હોવાનો સ્વીકાર કર્યો. વિચારકે સોફિયા ઉપર દોષારોપણ કરતી વખતે પોતાના ભાષણમાં કહ્યું:—

"હું રાજનૈતિક ષડયંત્રના ભયાનક અને કઠોર ઉપદ્રવની કલ્પના કરી શકું છું. એવા આંદોલનમાં એક સ્ત્રી ભાગ લે એ પણ હું કલ્પી શકું છું, અને એ કલ્પના આશ્ચર્યયુક્ત નથી; પરંતુ એક સ્ત્રી આવા ભયાનક ષડયંત્રની નાયિકા બને, સમ્રાટ્નો વધ કરવાનો સઘળો ભાર પોતાનાજ શિર ઉપર લે અને પોતાના ઈશારાથી આવું ભયાનક કાર્ય કરાવી પોતાના કાર્યની સફળતા જોઈ હર્ષોન્મત્ત બને એ મારી કલ્પનામાં આવી શકતું નથી."

કૉર્ટ તરફથી પૂછવામાં આવ્યું કે "તમારે કાંઈ પૂછવું છે?" સોફિયાએ ઉત્તર આપ્યો "વિચારકે મારા ઉપર જે દોષારોપણ કર્યું છે, તેનો હું સ્વીકાર કરી ચૂકી છું. તે સંબંધી મારે કાંઈ કહેવું નથી; પરંતુ મારા તથા મારા સાથીઓ ઉપર અધર્મ, અન્યાય અને લોકમતની વિરુદ્ધ કામ કરવાનો જે આરોપ મૂકવામાં આવ્યો છે તેનો હું વિરોધ કરૂં છું. જેઓ અમારા જીવન તથા કાર્યપ્રણાલીથી પરિચિત છે, તે કદાપિ અમને અધર્મી, અન્યાયી અને

નૃશંસ નહિ કહે.”

સર્વને પ્રાણદંડની શિક્ષા ફરમાવવામાં આવી. સોફિયાને પણ એજ સજા ફરમાવાઈ. સોફિયાની સખી જેન્સી હાફ્મેનની સજા તે ગર્ભવતી હોવાના કારણે માફ કરવામાં આવી. સઘળા અપરાધીઓને અન્ય ષડયંત્રકારીઓનાં નામ બતાવવા માટે ઘણું દુઃખ આપવામાં આવ્યાં; પરંતુ કાંઈ પત્તો ન મળ્યો.

(૩)

સોફિયાની ગિરફતારીની ખબર સાંભળી તેની હૃદયભગ્ન માતા તત્ક્ષણ ક્રીમિયાથી સેન્ટ પીટર્સબર્ગ દોડી આવી. માતાની અનેક આગ્રહ અને વીનવણી છતાં, સરકારે સોફિયાની મુલાકાત લેવા દીધી નહિ. માતાએ પોતાની પુત્રીની ફાંસીના દિવસે–એપ્રિલની ૧૫ મી તારીખે–અંતિમ સમયે મુલાકાત લીધી. તે મુલાકાત કેવી હતી ? પાઠક ! તું વાંચીશ ?

પુત્રીના દર્શનની આતુર માતા એક સડકપર તેના આગમનની રાહ જોતી ઉભી હતી. તેનું ચિત્ત વિહ્વળ બન્યું હતું. આંખમાંથી અવિરત અશ્રુધારા વહી રહી હતી. લાગણીની સેના એક પછી એક આવી તેના કોમળ હૃદયપર પ્રહાર કરી રહી હતી. તેના મનમાં અનેક પ્રકારના તરંગો ઉછળી રહ્યા હતા કે “વહાલી સોફિયાને એક વાર છાતી સરસી ચાંપી ખૂબ રોઈશ.” ‘ના, ના, મારી સંપત્તિને મારી પાસેથી કોણ છીનવી શકે તેમ છે ? હું હયાત છું ત્યાંસુધી તેને ફાંસીએ લટકવા નહિ દઉં.”

એકાએક તેના કાનપર ગાડીનો અવાજ પડયો. તેણે ચમકીને જોયું તો એક ગાડી પૂરજોશમાં આવી રહી હતી. તેની છાતી ધડકી રહી હતી. તેની પાસે થઈને ગાડી પસાર થતાં તેણે શું જોયું ? ગાડીની બારીમાંથી તેની પ્રિય પુત્રી બે હાથે પ્રણામ કરી પ્રેમપૂર્ણ હૃદયે “પ્રણામ, માતા !” “વિદાય” કહી રહી હતી. એક સેકંડમાંજ તે દયાહીન રાક્ષસી ગાડી સોફિયાને ત્યાંથી લઈ વધસ્થાને પહોંચાડવા આગળ વધી. માતા–પુત્રીની એજ અંતિમ ભેટ હતી.

સોફિયાના આશ્ચર્યજનક નૈતિક સાહસે અંત સુધી તેનો સાથ મૂકયો નહિ. ફાંસી ઉપર ચઢતી વખતે તેના ચહેરા ઉપર તેજસ્વિતા ઓપી રહી હતી. મુખ ઉપરના ભાવ સ્થિર અને શાંત હતા. મોહની એક ક્ષીણ છાયા પણ દૃષ્ટિગોચર થતી ન હતી. સોફિયાનું જીવન-કુસુમ કેવળ ૨૭ વર્ષની અવસ્થામાંજ રાજહત્યાના કારણે કરમાઈ ગયું; પરંતુ સોફિયાને વિશ્વાસ હતો કે, તેણે કર્તવ્ય અને દેશભક્તિની વેદી ઉપર પોતાના પ્રાણની આહુતિ આપી હતી. ફાંસીએ લટકતા પહેલાં તેણે પોતાની માતાને એક પત્ર લખ્યો હતો તે અક્ષરશઃ નીચે પ્રમાણે હતોઃ—

"સ્નેહમયી માતા !

તારા કષ્ટનું સ્મરણ મને હરઘડીએ સતાવી રહ્યું છે. મા ! મારી વિનંતિ છે કે, તું મારા કષ્ટથી અધીર ન થઇશ, તારાં અન્ય સંતાનોને સુરક્ષિત રાખવાને તું સાવધાન રહેજે, મને મારા આ દુર્ભાગ્ય સારૂ જરાયે શોક થતો નથી; કારણ કે હું તે પહેલેથીજ જાણતી હતી. હું જાણતી હતી કે, હું ધીર અને શાંત હૃદયે તેનું આવાહન કરી રહી હતી. મને કેવળ એક દુઃખ છે, અને તે મારા માટેનું તારૂં દુઃખ ! હાય ! હું સમજી શકતી નથી કે, આ જીવનની કયી વસ્તુ આપી, આ કષ્ટથી હું મુક્તિ મેળવું ?

તારે આશરે એક મોટો પરિવાર છે; અને તેને માતા ! તારા નૈતિક બળની જરૂર છે. તારા આધારરૂપ એ નૈતિક બળની સમીપ હું જઈ શકી નથી. એજ એક મારા હૃદયમાં સાલી રહ્યું છે; પરંતુ મારી દુર્બળતાને સમયે તારી છાયામૂર્તિ મને આશ્રય આપતી હતી. હવે મારી તારા પ્રતિ જે દૃઢ શ્રદ્ધા છે તે પ્રકાશિત કરવાની જરૂર છે; કારણ કે મારા બાલ્યકાળથીજ તારો મારા ઉપર અધિક પ્રેમ રહ્યો છે. માતા ! હું એજ ઇચ્છું છું કે, તું ધીરજ ધર અને મારે સારૂ તારે જે કષ્ટ સહેવું પડે તેને માટે મને ક્ષમા આપ. હું તારા કોમળ હસ્તનું ધ્યાન ધરી, તેને પ્રેમપૂર્વક ચૂમું છું.

સર્વને મારા પ્રેમભર્યા અંતિમ પ્રણામ છે. વિદાય થતાં પહેલાં એક વાર પુનઃ લખું છું. કે મારે માટે શોક ન કરીશ. મારી દશા કરુણાજનક નથી. તારે તે માટે જરા પણ દિલગીર ન થવું.

તારી સોફીયા"*-ન. ચે.

(જુલાઈ-૧૯૩૦ના "ચિત્રમય જગત"માંથી)



* સૂચિત.

# ११–देशबंधु चित्तरंजन दास

દેશબંધુ દાસ ઉન મહાન્ પુરુષોં મેં થે, જો રાષ્ટ્રોં કે ઇતિહાસ મેં અપની યાદગાર છોડ જાતે હૈં, જો જાતિયાં કે ભાગ્ય કે વિધાતા હોતે હૈં. જિનકે દિલ મુર્દા હો ચૂકે હોતે હૈં, જિનમેં દર્દ ઔર શર્મ કી ઝલક તક નહીં રહ ગઇ હોતી, ઐસોં હી કો દીન દશા સે ઉઠા કર વે ઐસે શક્તિમાન્ રાષ્ટ્રોં કી બુનિયાદ ડાલતે હૈં કિ દેખનેવાલે દાંત-તલે ઉંગલી દબાતે હૈં. કિસે ઉંમેદ થી કિ કભી પંજાબ મેં નાદિર ઔર અબ્દાલી સે ટક્કર લેનેવાલી કોઇ સંસ્થા બનેગી ? કૌન કહ સકતા થા કિ મુગલોં કા અખંડ રાજ્ય એક પહાડી મરહટે કે હાથોં જડ સે હિલ જાયગા ? ઐસે વીરોં કે સિર પર મુકુટ નહીં હોતા, લેકિન જાતિ કે અસલી રાજા વે હી હોતે હૈં. ઉન્હેં ગદ્દી પર બૈઠને કી હવસ નહીં હોતી; પર જનતા કે હૃદયોં મેં ઉન્હેં વહ સ્થાન મિલ જાતા હૈ, જો રાજોં કો ભી મયસ્સર નહીં હો સકતા. દેશબંધુ દાસ ઇસી શ્રેણી કે મનુષ્યોં મેં થે. વહ બડે વિદ્વાન, બડે વક્તા, બડે રાજનીતિજ્ઞ ન રહે હોં, લેકિન ઉનમેં વહ પ્રતિભા થી, જિસને ઉન્હેં વિદ્વાનોં મેં વિદ્વાન્, વક્તાઓં મેં વક્તા ઔર રાજનીતિજ્ઞોં મેં રાજનીતિજ્ઞ બના દિયા. વહ સ્વતંત્રતા કે ભક્ત થે, ઔર ઉસી પર અપના સર્વસ્વ અર્પણ કર દિયા. ઉનકે મન મેં કેવલ એક અભિલાષા થી, ઔર વહ થી સ્વદેશ કો સ્વતંત્ર દેખને કી. પર વહ સ્વતંત્રતા-દેવી કે ઉન ભક્તોં મેં ન થે, જો મંદિર મેં ગલા ફાડ ફાડ કર ગાતે હૈં, અપને સિજદોં સે મંદિર કી ચૌખટ કો રગડ ડાલતે હૈં ઔર ઉસી ભક્તિ ઔર ઉપાસના કો અવસર પડને પર માન ઔર પદ કા જીના બના લેતે હૈં. ઉન્હોંને અપની સારી સંપત્તિ, યહાં તક કિ અપને પ્રાણ ભી ઉસ દેવી કે ચરણોં પર ચઢા દિયે. યહી કારણ થા કિ ભારતવર્ષ કા બચ્ચા-બચ્ચા ઉન પર પ્રાણ દેતા થા. વહ જાતિ કે સચ્ચે સેવક થે ઔર જાતિ ભી ઉનપર સચ્ચે દિલ સે પ્રેમ કરતી થી. ઉન્હોંને બહુત થોડે દિનોં સે રાજનીતિક ક્ષેત્ર મેં પગ રખ્ખા થા; લેકિન અપને અનવરત ઉદ્યોગ, અદમ્ય ઉત્સાહ, અસીમ ઉદારતા ઔર અનુપમ ત્યાગ કે કારણ ઇસ થોડે સમય મેં ઉન્હોંને ભારતવર્ષ મેં એક યુગાંતર-સા ઉપસ્થિત કર દિયા. ભારત મેં પ્રજાપક્ષ કો શાયદ હી કભી સફલતા મિલતી હૈ. પ્રજા કી ઇચ્છાએં ઔર આશાએં તો કુચલી જાને હિ કે લિયે હોતી હૈં. કિંતુ યહ ગૌરવ દેશબંધુ હી કો પ્રાપ્ત હુઆ કિ ઉન્હોંને સ્વરાજ્ય દલ કો જિસ ઉદ્દેશ્ય સે સ્થાપિત

કિયા થા, વહ પૂરા હો ગયા. ઉન્હોંને દ્વૈધ-શાસન કા અંત કરને કી ઠાની થી. ઉનકી વિજય સે ભારત કો અપના અંતિમ લક્ષ્ય પ્રાપ્ત કરને મેં કોઈ સહાયતા મિલેગી યા નહીં, ઇસકે વિષય મેં કુછ નહીં કહા જા સકતા; કિંતુ દેશબંધુ ને યહ સિદ્ધ કર દિયા કિ ભારત અબ પશ્ચિમા રાજનીતિ સમઝને લગા હૈ ઔર ઉસે ભડકિલે ખિલૌનોં સે નહીં ફુલાયા જા સક્તા.

ચિત્તરંજન કે પિતા બાબૂ ભુવનમોહન દાસ કલકત્તા હાઇકોર્ટ મેં વકાલત કરતે થે. વહ બહુત હી ઉદાર, સહૃદય પુરુષ થે. જો કમાતે થે, ઉસસે જ્યાદા ખર્ચ કરતે થે. નતીજા યહ હુઆ કિ ઋણ કા ભાર બઢને લગા, ઔર અંત મેં દિવાલિયા બનના પડા. ચિત્તરંજન ઉન દિનોં વિલાયત મેં થે. વહાં સે વાપસ આ કર ઉન્હોંને સ્થિતિ બહુત ખરાબ દેખી. પિતા કી બદનામી કે કારણ પહલે ઉનસે લોગોં ને રુખાઇ કી; કોઇ સહારા દેને કો તૈયાર ન હુઆ; પર નૌજવાન બૈરિસ્ટર કો ઇસકી બહુત જરૂરત હોતી હૈ. આખિર કલકત્તે સે નિરાશ હો કર ચિત્તરંજન કો મુફસ્સિલ મેં વકાલત કરની પડી, ઔર વહાં થોડે હી દિનોં મેં ઉન્હોંને ફૌજદારી કે સીગે મેં અચ્છા નામ પૈદા કર લિયા. તબ વહ કલકત્તે ફિર લૌટ આએ, ઔર હાઇકોર્ટ મેં વકાલત કરને લગે. યદ્યપિ આમદની અભી ખર્ચ કે લિયે કાફી ન હોતી થી, પર આપકો કર્જ અદા કરને કી ફિક્ર હમેશા લગી રહતી થી. દસ્તાવેજોં કી મુદ્દત ગુજર ચુકી થી. કાનુનન્ મહાજન ભી ઉનકા કુછ ન કર સકતા થા, પર ચિત્તરંજન અનીતિ કી આડ મેં છિપનેવાલે આદમી ન થે. મુદ્દત ગુજર જાને સે કર્જ નહીં મિટ સકતા, કર્જ તો અદા કરને હી સે મિટ સકતા હૈ. જ્યોં હી હાથ ફૈલા, ચિત્તરંજન ને અપને પિતા કા દેના પાઇ-પાઇ ચૂકા દિયા. મહાજન નિરાશ હો ચૂકા થા. ઉસકા કથન હૈ કિ જબ મેરે પાસ ચેક પહુંચા, તો મૈં ચકિત હો ગયા. મૌકા પા કર ભી જો લોગ ધર્મ યા કર્તવ્ય સે વિચલિત નહીં હોતે, વે હી સચ્ચે ધર્માત્મા હૈં. ઇસી એક કામ સે ચિત્તરંજન કી વિવેકશીલતા કા પતા લગ જાતા હૈ.

મિ૦ દાસ કો અબ અપને પેશે મેં ખ્યાતિ પ્રાપ્ત હોને લગી. ઉનકી જિરહ, શૈલી ઔર બહસ કો દેખ કર ઉસ વિદ્યા કે વિશારદોં કો અનુમાન હોને લગા કિ કિસી દિન યહ યુવક ખ્યાતિ કે શિખર પર પહુંચેગા. સન્ ૧૯૦૮ કે પૂર્વ તક મિ૦ દાસ કો કોઈ ઐસા માર્કે કા મુકદ્દમા ન મિલા થા, જિસમેં ઉનકી બુદ્ધિ કી કુશલતા કા પરિચય મિલતા. ઇતને મેં અલીપુર કે બમ કા અભિયોગ ચલા. બાબૂ અરવિંદ ઘોષ ઔર ઉનકે કઈ સહકારિયોં પર મુકદ્દમા ચલા. ઇસ મુકદ્દમે ને સારે ભારતવર્ષ મેં હલચલ

પૈદા કર દી. સારે દેશ કી આંખેં ઉસકી ઓર લગી હુઇ થી. સરકાર કી ઓર સે પ્રસિદ્ધ બૈરિસ્ટર મિ૦ નાર્ટન પૈરવી કર રહે થે. મિ૦ દાસ ને જી તોડ કર ઇસ મુકદ્દમે કી પૈરવી કી. ઇન દિનોં ઉન્હેં કભી દો બજે સે પહલે રાત કો સોના નસીબ ન હોતા થા. મિ૦ દાસ કેવલ અરવિંદ બાબૂ કે વકીલ હી ન થે, ઉનકે ભક્ત ભી થે. આખિર આપકી મેહનત ઠિકાને લગી, ઔર અરવિંદ બાબૂ, જો પ્રધાન અભિયુક્ત થે, છોડ દિયે ગયે.

ઇસ સફલતા ને મિ. દાસ કો વકીલોં કી પ્રથમ શ્રેણી મેં લા બિઠાયા, ઉનકી ગણના પ્રધાન વકીલોં મેં હોને લગી. શનૈઃ શનૈઃ આપકી ઇતની ખ્યાતિ હુઇ કિ આપકી સાલાના આમદની ૩ લાખ તક પહુંચ ગઇ. બંગાલ મેં લાર્ડ સિંહા કે સિવા આપકે જોડ કા દૂસરા કાનૂનદાઁ ન થા. લાર્ડ સિન્હા અગર બહસ મેં જ્યાદા કુશલ થે, તો જિરહ મેં મિ૦ દાસ કા કોઇ સાની ન થા. વિશેષતા યહ થી કિ મુકદ્દમા જિતના હી કમજોર ઔર સારહીન હોતા થા, ઉતની હી ઉનકી બુદ્ધિ ઉસમેં લડતી થી. બેજાન મુકદ્દમે ઉનકે હાથ મેં આ કર પનપ જાતે થે. રાજનીતિક અભિયોગોં પર તો માનો ઉનકા ઇજારા હી થા.

જિન દિનોં બાબૂ અરવિંદ ઘોષ પર મુકદ્દમા ચલ રહા થા, બાબૂ બિપિનચંદ્ર પાલ ભી ઉસ મુકદ્દમે મેં ગવાહી દેને કે લિયે તલબ કિયે ગયે. બાબૂ સાહબ ને ગવાહી દેને સે ઇનકાર કિયા. સબકો વિશ્વાસ હો ગયા કિ અબ હજરત પર આફત આઈ. કાનૂન કી ધારા ઇસ વિષય મેં સાફ થી. જરા ભી સંદેહ યા ભ્રમ ન થા. બચને કા કોઇ ઉપાય ન થા. મિ. દાસ ને આખિર યહ યુક્તિ નિકાલી કિ યહ ધારા અંગ્રેજી નીતિ-વિધાન પર અવલંબિત હૈ; ભારતવર્ષ કી નૈતિક ઔર સામાજિક અવસ્થા ઇસ ધારા કે વિરુદ્ધ હૈ. ઇંગ્લૈંડ કી નીતિ મેં જો બાત ઉચિત હો, વહ ભારતવર્ષ મેં અનુચિત હો સકતી હૈ; ઔર ઉસ ધારા કા યહાં પ્રયોગ કરના સર્વથા ન્યાયવિરુદ્ધ હોગા. આપને ઇસ યુક્તિ કો ઐસે પ્રબલ પ્રમાણોં સે સિદ્ધ કિયા કિ બિપિન બાબૂ કો કેવલ ૬ માસ કી સાદી કૈદ કી સજા મિલી.

યદ્યપિ અબ તક મિ. દાસ રાજનીતિ કે ક્ષેત્ર મેં ન આયે થે, લેકિન રાજનીતિક સંગ્રામ મેં ઉનકા કામ કિસી બડે-સે-બડે નેતા સે કમ ન થા. આપકી અભિરુચિ કા પરિચય ઉસી સમય મિલને લગા થા. આપકી બાર-બાર ઇચ્છા હોતી થી કિ વકાલત કો તિલાંજલિ દે કર રણક્ષેત્ર મેં કૂદ પડેં, કિંતુ ઉન દિનોં અરવિંદ ઘોષ ઔર બિપિનચંદ્ર પાલ, દોનોં હી રાષ્ટ્રીય ઝંડા સંભાલે હુએ થે. ઇસ લિયે મિ. દાસ ને અપનેકો રોકા.

મિ. દાસ કા સાર્વજનિક જીવન ૧૯૧૭ મેં શુરુ હુઆ, જબ ઇંગ્લૈંડ કી લિબરલ ગવર્નમેન્ટ ને બહુત દિનોં કે બાદ અપની હસ્તી કા સબૂત દિયા, ઔર ઘોષણા કર કે યહ સ્વીકાર કિયા કિ ભારતવર્ષ કા રાજનીતિક લક્ષ્ય સ્વરાજ્ય હૈ. દો સાલ તક મિ. દાસ બંગાલ કે રાજનીતિક જીવન મેં નયે વિચારોં કા સંચાર કરતે રહે. અલીપુર કે અભિયોગ કે બાદ બંગાલ મેં નરમ વિચાર-વાલોં કી વિજય-સી હો ગઈ થી. રાજનીતિજ્ઞોં કો ઇસ ઘોષણા મેં ગુણ-હી-ગુણ નજર આતે થે. વે ખુશી સે ફૂલે ન સમાતે થે. ઉન દિનોં નરમ ઔર ગરમ દલોં મેં નયે સુધારોં પર જો વાદ-વિવાદ હુયે, ઔર આંદોલન ને અંત મેં જો રૂપ ધારણ કિયા, વહ અભી કલ કી બાત હૈ. ઉસકા ઉલ્લેખ કરને કી યહાં જરૂરત નહીં. કેવળ ઇતના કહના કાફી હૈ કિ મિ. દાસ પર ભી પંજાબ કે અત્યાચારોં કા વહી અસર હુઆ, જો અન્ય કિતને હી સહૃદય પ્રાણિયોં પર. આપ ભી અસહયોગ-દલ મેં શામિલ હો ગયે. કૉંગ્રેસ કી ઓર સે ઉન અત્યાચારોં કી તહકીકાત કરને કે લિયે જો કમેટી કાયમ કી ગઇ, ઉસમેં મિ. દાસ ભી શામિલ થે.

ઇસમેં સંદેહ નહીં કિ અસહયોગ કા માર્ગ કાંટોં સે ભરા હુઆ થા, ઔર મહાત્મા ગાંધી કે જેલ જાને કે બાદ કોઈ ઐસા ન રહ ગયા થા, જો ઉસ ભાર કો સંભાલતા. અકર્મણ્યતા કી કુછ ઐસી પ્રતિક્રિયા શુરુ હુઇ કિ આંદોલન બિલકુલ બેજાન-સા હો ગયા. દેહાતોં મેં જાતે હુયે લોગોં કે રૂંએં ખડે હોને લગે. ઉસ અકર્મણ્યતા કો દૂર કરને ઔર જાતીય ઉત્સાહ કો કિસી ઢર્રે પર લગાને કે લિયે મિ. દાસ કો કાઉન્સિલ મેં જા કર ગવર્નમેંટ કા વિરોધ કરને કી સૂઝ ગઈ. યહી ઐસા માર્ગ થા, જિસકા હમારે નેતાઓં કો કુછ અનુભવ થા. અન્ય કોઇ માર્ગ ઉન્હેં સૂઝ હી ન સકતા થા. આખિર સ્વરાજ્ય-પાર્ટી કા જન્મ હુઆ, ઔર મહાત્મા ગાંધી કે છૂટ કર આતે-આતે ઇસ પાર્ટી ને દેશ કી બહુત કુછ સહાનુભૂતિ પ્રાપ્ત કર લી. મિ. દાસ યદ્યપિ પહલી બાર યહ પ્રસ્તાવ સ્વીકાર ન કરા સકે, પર ઉન્હોંને હિંમત ન હારી, ઔર કૉંગ્રેસ કો ઉનકા પ્રસ્તાવ માનના હી પડા. યહ સબસે બડી વિજય થી, જો મિ. દાસ કો અપને જીવન મેં પ્રાપ્ત હુઇ, ઔર ઇસમેં સંદેહ નહીં કિ જિસ દશા મેં સારા દેશ ઉત્સાહશૂન્ય હો રહા થા, ઉસીમેં આપને ઉત્સાહી પુરુષોં કો કામ કરને કા એક રાસ્તા દિખા દિયા. પર અસહયોગ આંદોલન કી ઉસી દિન પૂર્ણાહુતિ ભી હો ગઇ. ભારી પથ્થર થા, સબને ચૂમ કર છોડ દિયા. કાઉન્સિલ કી મેમ્બરી ઔર અસહયોગ, દોનોં મેં નૈસર્ગિક વિરોધ થા. કાઉન્સિલ મેં જાના સહયોગ કે મુંહ મેં જાના થા, ઔર આજ વે શંકાએં

પૂરી હો રહી હૈં, જો ઉન દિનોં કુછ લોગોં કે મન મેં ઉઠી થીં. મિ. દાસ ને અપની અંતિમ વક્તૃતા મેં સહયોગ કા સંકેત ભી કિયા થા, ઔર પંડિત મોતીલાલ નેહરુ ને સૈંડહર્સ્ટ-કમેટી મેં સંમિલિત હો કર બતલા દિયા કિ અબ ઉન્હેં વજાગ્ત સ્વીકાર કરને મેં કોઇ આપત્તિ ન હોગી. યહ હમારી રાજનીતિક પરાધીનતા ઔર અસમર્થતા કા કરુણાજનક દૃશ્ય હૈ.

મગર કુછ ભી હો, મિ. દાસ ને હમારે રાજનીતિક જીવન કા આદર્શ બહુત ઉંચા કર દિયા હૈ. અબ રાજનીતિ કેવલ કાઉન્સિલ મેં યા કૉંગ્રેસ કે પ્લેટફૉર્મ પર નહીં રહી. વહ અબ આત્મબલિદાન કા દૂસરા નામ હૈ. અબ વહી પ્રાણી હમારા નેતા બનને કા દાવા કર સકતા હૈ, જો જાતિ કે લિયે ત્યાગ કર ચૂકા હો, જિસને અપનેકો જાતિ કે હાથ મેં સમર્પણ કર દિયા હો, જિસકા ચરિત્ર ઉજ્જવલ હો, જિસને અપને મન કો જિત લિયા હો, ઔર જો કડી-સે-કડી આંચ સહ કર ખરા નિકલ આવે. મિ. દાસ કે સ્વરાજ્ય કા આશય ભી વહ ન થા, જિસકી સાધારણતઃ કલ્પના કી જાતી હૈ. વહ પશ્ચિમી નમૂને કા સ્વરાજ્ય ન ચાહતે થે. વહ તો યથાર્થ મેં બનિયોં કા રાજ્ય હૈ. ભારત કે લિયે વહ ઐસા સ્વરાજ્ય ચાહતે થે, જિસમેં ગરીબોં કે અધિકાર પ્રધાન હોં. દેહાતોં કી ઉન્નતિ ઔર સ્વાસ્થ્ય ઉનકે સ્વરાજ્ય કા સબસે ઉજ્જવલ ભાગ થા. વહ બડે-બડે શહરોં કી સમૃદ્ધિ-વૃદ્ધિ કે પક્ષ મેં ન થે. ઇસે વહ નવીન સભ્યતા કા કલંક સમઝતે થે. વહ દેહાતોં મેં ઐસે કેંદ્રસ્થાન બનાના ચાહતે થે, જો સ્વાવલંબી હોં, જિનકી સારી જરૂરતેં વહીં પૂરી હો જાયં. ઇન્હીં કેંદ્રોં કો વહ અપને સ્વરાજ્ય કા પ્રવેશદ્વાર સમઝતે થે. સારાંશ યહ કિ વહ ભારતીય જનતા કો મરભુખે શિક્ષિત સમાજ કે પંજે સે છુડાના ચાહતે થે. વહ ઇસ દેશ કો યોરપ કી નકલ સે બાજ રખ કર રાષ્ટ્રીયતા કી ઓર ખિંચના ચાહતે થે. ઉનકા કથન થા કિ યદિ દેહાતોં મેં સડકેં બન જાયં, સફાઇ ઔર રોશની કા પ્રબંધ હો જાય, તો કોઇ કારણ નહીં કિ બહુત-સે વે વ્યવસાય દેહાતોં મેં ન કિયે જા સકે, જો અબ શહરોં હી મેં કિયે જાતે હૈં. ઉન્હેં ભારતવર્ષ સે અસીમ પ્રેમ થા. ઉનકી યહ અભિલાષા થી કિ મૈં ઇસી દેશ મેં ફિર જન્મ લૂં, ઔર ફિર ઇસકી સેવા મેં જીવન બિતાઉં. ઉનકી દેશભક્તિ મેં અધિકાર-પ્રેમ નહીં છિપા થા. દેશભક્તિ ને ઉનકી અંતરાત્મા મેં ઘર કર લિયા થા. ઔર, ઉનકી ભક્તિ ભારત હી તક મર્યાદિત ન થી. વહ એશિયાઈ સંગઠન કે અનુમોદક ભી થે. યદિ અકાલ મૃત્યુ ને ઉન્હેં કુછ દિનોં કા અવકાશ દિયા હોતા, તો વહ ઉસ બૃહત્ ક્ષેત્ર મેં ભી અપની કીર્તિ કા ચિહ્ન અવશ્ય છોડ જાતે.

રાજનીતિ હંમેશા સે એક બદનામ ચીજ હૈ. યહાં વહ સબ કુછ ઉચિત ઔર ક્ષમ્ય હૈ, જિસસે હમારા કામ નિકલે, યહાં ઔચિત્ય કી પરખ પરિણામ સે હોતી હૈ. યદિ કુટિલતા સફલ હો, તો શ્રેષ્ઠ હૈ; ઉદારતા અસફલ હો, તો ત્યાજ્ય હૈ. ભારતવર્ષ મેં ભી પહલે ઇસી ઢંગ કી રાજનીતિ ચલતી થી. યહાં સફાઈ ઔર ઈમાનદારી કી જરૂરત ન થી. મહાત્મા ગાંધી પહલે દેશભક્ત હૈ, જિન્હોંને રાજનીતિ કે માથે સે યહ કલંક કા દાગ મિટાને કી ચેષ્ટા કી, ઔર 'રાજનીતિ' કો 'સત્યવાદિતા' કા સમાનાર્થક બના દિયા. મિ૦ દાસ કી રાજનીતિ ભી નિષ્કલંક થી. ઉન્હોંને કભી કુટિલ ચાલોં સે અપના દામન નહીં મૈલા કિયા; કભી ધાંધલ નહીં કી. જબ વાર કિયા, તો લલકાર કર; કભી જાંઘ કે નીચે તીર ન મારા. ઉનકી વાણી ઔર વ્યવહાર મેં કોઈ ભેદ ન હોતા થા. ઉનકે હૃદય મેં ગુપ્ત બાતોં કે લિયે કોઈ અંધેરા સ્થાન ન થા. વહ ઉન રાજનીતિજ્ઞોં મેં ન થે, જો શબ્દ–જાલ હી કો રાજનીતિ કા પ્રાણ સમઝતે હૈં; જિનકા સારા જીવન સત્ય પર પરદા ડાલને ઔર ચિકની–ચુપડી બાતે બનાને મેં કટ જાતા હૈ; જો મન મેં છુરી છુપા કર ભી મુંહ સે મિસરી કે ડલે ઘોલ સકતે હૈં. યહાં તો હૃદય આઇને કી ભાંતિ નિર્મલ થા. જો મન મેં થા, વહી મુખ પર; ચાહે કિસી કો બૂરા લગે, યા ભલા. ઇસી સ્વચ્છંદતા કે કારણ કઇ બાર ગવર્નમેન્ટ કો ઉન પર અનુચિત સંદેહ હુઆ. યહાં તક કિ આખિર વહી સંદેહ સ્વરાજ–દલ પર કાલે કાનુન કે રૂપ મેં વજ્ર બન કર ગિરા. અભી તક સંદેહ કે બાદલ ફટે નહીં હૈ. મિ૦ દાસ શાંતિ કી મૂર્તિ થે. યહ સંદેહ સબસે કઠોર આઘાત થા, જો ઉન પર કિયા જા સકતા થા. યહ આઘાત ઉનકી આત્મા પર થા. ઇસ સંદેહ કો મિટાને કે લિયે મિ૦ દાસ કો બારબાર અપની સફાઇ દેની પડી, ઔર આખિર ઉનકી ફરીદપુરવાલી વક્તૃતા ને કિસી અંશ તક સંદેહ કો હટાયા, હાલાંકિ ઉસ અવસર પર ભી ઉન્હોંને સાફ સાફ કહ દિયા કિ પશુબલ કા પ્રયોગ યદિ પ્રજા કી ઓર સે નિંદ્ય હૈ, તો સરકાર કી ઓર સે વહ ઔર ભી આપત્તિજનક હૈ. કાનુન વહી હૈ, જિસે સમાજ અપને સુખ ઔર કલ્યાણ કે લિયે આવશ્યક સમઝતા હો. જો કાનુન સમાજ મેં અશાંતિ ઔર ઉપદ્રવ પૈદા કરે, વહ કાનુન નહીં. આશ્ચર્ય તો યહી હૈ કિ ઐસે આત્મવાદી પુરુષ કે વિષય મેં ઐસા સંદેહ ક્યોં કર હુઆ ! અસલ મેં યહ કેવલ એક બહાના થા સ્વરાજ્યદલ કો પરાસ્ત કરને કા, ઉસકી શક્તિ કે હરને કા. મિ૦ દાસ જડવાદી ન થે. વહ વિપ્લવ ઔર હત્યા કી કલ્પના ભી ન કર સકતે થે. સેવા ઔર ભક્તિ સે હી ઉનકી આત્મા કો શાંતિ મિલતી થી. જહાં ત્યાગ ઔર સમર્પણ

કે ભાવ રાજ્ય કરતે હોં, વહાં હત્યા ઔર ષડયંત્ર કે લિયે સ્થાન કહાં ? ઉન્હેં તો પ્રત્યેક ઐતિહાસિક ઘટના મેં ઈશ્વરીય પ્રેરણા છિપી હુઈ માલૂમ હોતી થી. ભારત કે ઇતિહાસ મેં ભી વહ ઈશ્વરીય પ્રેરણા કા સ્વરૂપ દેખતે થે. આર્યોં કા આગમન ઔર અનાર્ય જાતિયોં સે ઉનકા મેલજોલ, બૌદ્ધ-ધર્મ કા પ્રચાર, વૈદિક ધર્મ કા પુનરુદ્ધાર, મુસલમાનોં કા આક્રમણ, અંગ્રેજોં કા પ્રસાર, યે સારી ઘટનાયેં, એક ઉસી પ્રેરણા કી શૃંખલા કી કડિયોં થીં; ઔર વહ લક્ષ્ય ક્યા થા ? વહ થા ભારતવર્ષ કો સંયુક્ત ઔર સંગઠિત કર કે રાષ્ટ્રોં કે દરબાર મેં ઉચિત સ્થાન પર બિઠાના; ભારત કે આધ્યાત્મિક પ્રકાશ સે સંસાર કો આલોકિત કરના; ઉન આદર્શોં કી સૃષ્ટિ કરના, જિનકા અનુસરણ કરને સે સંસાર મેં શાંતિ ઔર પ્રેમ કા સામ્રાજ્ય હો સકતા હૈ. જિસકે વિચાર ઐસે ઉન્નત ઔર પરિષ્કૃત હોં, ઉસ પર ઐસે સારહીન સંદેહ કરના ઘોર અન્યાય હૈ.

મિ૦ દાસ હિંદૂ-મુસ્લિમ એકતા કે પરમ ભક્ત થે. શાયદ સારે દેશ મેં મહાત્મા ગાંધી કે સિવા એકતા કા મહત્ત્વ કિસી ને ઇતના ન સમઝા થા, જિતના મિ૦ દાસ ને. ઇસ વિષય મેં પ્રાયઃ હિંદૂ-નેતાઓં કા આપસે મતભેદ થા. જબ મિ૦ દાસ ને બંગાલ મેં મુસલમાનોં સે વહ સમઝૌતા કર લિયા, જિસમેં મુસલમાનોં કો ઉનકી સંખ્યા સે અધિક સ્વત્વ દિયે ગયે, તો હિંદૂ સમાજ મેં બડી ખલબલી મચી. લોગોં ને મિ. દાસ પર ભાંતિ ભાંતિ કે આક્ષેપ કિયે; લેકિન મિ૦ દાસ અંત તક ઉસ સમઝૌતે પર ડટે રહે.

વહ એકતા કા મહત્ત્વ સમઝતે થે, ઔર થોડી-સી હાનિ ઉઠા કર ભી ઉસકી જડ મજબૂત કરના ચાહતે થે.

યોં તો બંગાલ કી ભૂમિ મહાન્ આત્માઓં કો જન્મ દેને મેં બહુત ઉર્બર હૈ; લેકિન્ જો સાર્વદેશિક ખ્યાતિ મિ૦ દાસ ને પ્રાપ્ત કી, વહ કદાચિત્ પહલે ઔર કિસીને ન કી થી. ઔર, યહ કેવલ ૭-૮ વર્ષોં કી કમાઈ થી ! ઇસકા કારણ ઉનકી વહ વિનય ઔર સેવાશીલતા થી, જો દૂસરોં કો આપકા દાસ બના લેતી થી. બંગાલ મેં તો આપ દેવતા હી સમઝે જાતે થે. આપમેં વે સારે ગુણ થે, જો જનતા દેવતોં મેં દેખના ચાહતી હૈ. આપ બહુત હી સહૃદય થે, પરલે સિરે કે દીન-વત્સલ. દાનશીલતા તો આપમેં દુર્ગુણ કી સીમા તક પહુંચી હુઇ થી. આપ અપને સિદ્ધાંતોં પર અટલ, બડે હી મિલનસાર, હંસમુખ ઔર સરલહૃદય પુરુષ થે. કાંગ્રેસ મેં ઐસા બડે-સે-છોટા કાર્ય ભી ન થા, જિસસે આપકા પરિચય ન હો. કલ કી ચિંતા ઉન્હેં કભી ન સતાતી થી, ઔર જમા કરના તો ઉન્હોંને સીખા હી ન થા. આપ બડે સાહસી થે.

કઠિનાઇયોં મેં આપકી હિંમત ઔર ભી ચમક ઉઠતી થી. ઉદાર આપ ઇતને થે કિ આપકે દ્વાર સે કોઈ નિરાશ ન લૌટતા થા. ઉનકે ગુપ્ત દાનોં કી સૂચિ બહુત લંબી હૈ. ઉન પર જનતા કી નિગાહ કદાચિત્ કભી ન પડેગી. આપકે જીવન મેં કઈ બાર ઐસે મૌકે આયે કિ આપકે પાસ ઉસ વક્ત જો કુછ થા, વહ સબ આપને દાન કર દિયા. પર આપ ન તો દંભ કર દેતે થે, નતો દે કર કે એહસાન જતાતે થે. જો કુછ દેતે થે, બડી ખુશી સે; ઔર દે કર ફિર ભૂલે સે ભી ઉસકી ચર્ચા ન કરતે થે. આપમેં વહ આકર્ષણ-શક્તિ થી, જો મિલતે હી દૂસરોં પર અપના અસર ડાલતી થી. આપકી સુરુચિ, સુબુદ્ધિ, રસિકતા ઔર વિનોદ-પ્રિયતા, અખંડ ઉત્સાહ આદિ સભી ઐસે ગુણ થે, જિનસે આપ દૂસરોં કે દિલ મેં ઘર કર લેતે થે. આપમેં બાલકોં કી-સી સરલતા થી, દિખાવે ઔર ઠાટ સે આપકો ઘૃણા થી. એક લેખક કે શબ્દોં મેં—ઉનમેં ઋષિયોં કી સૂક્ષ્મ દૃષ્ટિ, કવિ કી કલ્પના, રાજનીતિજ્ઞ કી દૂરદર્શિતા ઔર એક સિદ્ધ-હસ્ત નેતા કી ગંભીર, સુદૃઢ ઔર નિશ્ચિત શક્તિ થી.

જબ આપ જુહૂ મેં ઠહરે હુયે થે, તબ એક મહાશય ખદ્દર કા એક થૈલા લાયે, ઔર આપકો દિખાયા. આપને લપક કર થૈલા ઉનકે હાથ સે છીન લિયા, ઔર ઇતના ઉછલે-કૂદે માનો કોઇ 'પડી હુઈ નિધિ' હાથ આ ગઈ.

સન્ ૧૯૦૨ મેં જબ મહાત્મા ગાંધી દક્ષિણ આફ્રિકા કે સત્યાગ્રહિયોં કે લિયે ચંદા માંગને કલકત્તે ગયે થે, તબ મિ૦ દાસ કે પાસ બેંક મેં કુલ ૧૬૦૦) થે. આપકી વકાલત ઉસ વક્ત બહુત અચ્છી ન થી, ઔર આર્થિક દશા ભી ચિંતામય હો રહી થી. પર આપને વહ સબ રૂપયા મહાત્માજી કો ભેંટ કર દિયા. આપકી વાર્ષિક આમદની તીન લાખ કે લગભગ થી, લેકિન આપને ઉસકી અણુમાત્ર ભી પરવા ન કી. યહ દરિયાદિલી થી, જિસને આપકો ઇતના પ્રભાવશાલી બના દિયા થા. એક બાર એક મહાશય કો, જિનસે ઉનકી વિશેષ મિત્રતા ન થી, વિના લિખા-પઢી કિયે ૨૮૦૦૦) દે દિયે. ઉન મહાશય ને ચકિત હો કર પૂછા—'આપકો મુઝ પર ઇતના વિશ્વાસ ક્યોં કર હુઆ ?' આપને કહા—'વિશ્વાસ કી બાત તો તબ હોતી, જબ મૈં કિસી દૂસરે કો દેતા. મુઝે તો ઐસા માલૂમ હો રહા હૈ કિ મૈં અપને હી કો દે રહા હૂં.' અંગ્રેજી કે ઉંચે વિદ્વાન હોને પર ભી આપકા જીવન ભારતીય થા. આપ અપને કુટુંબ કે સાથ મિલ કર પ્રેમ સે રહતે થે. આપ જો કુછ પૈદા કરતે થે, ઉસમેં ઘર-ભર કા હિસ્સા થા. યહ નહીં કિ અપને બાલ-બચ્ચોં કે ભરણ-પોષણ કી ધૂન મેં આપ અપને સંબંધિયોં કો ભૂલ જાયં. આપકો સંગીત ઔર કવિતા સે પ્રેમ થા. સ્વયં ભી બડી મનોહર ભાવ-

પૂર્ણ કવિતા કરતે થે. આપકી રચનાઓં મેં 'સાગરસંગીત' બહુત સુંદર હૈ. ઉસમેં દર્શન નહીં, ઉપદેશ નહીં, કેવલ ભક્તિ હૈ, એક ભક્તિવિહ્‌વલ આત્મા કે ઉદ્‌ગાર હૈં, ઔર એક સૌંદર્યોપાસક કે પવિત્ર મનોભાવ હૈં. ક્યા ઉનકે યે શબ્દ હમ ભૂલ જાયંગે?

"મૈંને અપને પ્યારે દેશ કો બચપન મેં, જવાની મેં, બુઢાપે મેં, સંપત્તિ મેં, વિપત્તિ મેં, સદૈવ ઔર સભી દશાઓં મેં પ્યાર કિયા હૈ. મૈંને અપને હૃદય ઔર અપની આત્મા મેં ઉસકી મૂર્તિ કો અંકિત કર લિયા હૈ, ઔર અબ અંતસમય નિકટ આને પર વહ ચિહ્‌ન ઔર ભી ઉજ્જવલ ઔર પ્રકાશમય હો ગયા હૈ."

("માધુરી"માં લેખકઃ-શ્રી. પ્રેમચંદજી)

# ૧૨–શ્રીમતી કુન્તીદેવી

કિસી મહાપુરુષ કા કથન હૈ કિ, સંસાર મેં સજ્જનોં કે ચરિત્ર ઉનકે પદ-ચિહ્‌નાનુગામિયોં કે લિયે ઉચ્ચતમ શિક્ષાપ્રદ હોતે હૈં. મહાનુભાવોં કે જીવનચરિત્રોં કો પઢ કર લાખોં મનુષ્યોં ને કંજૂસી કો છોડ કર ઉદારતા કા પાઠ પઢા હૈ. પરોપકારિયોં કે જીવનચરિત્રોં કો પઢ કર લાખોં પરોપકારી સુધર ગયે હૈં, ઐસા ઇતિહાસ દ્વારા પ્રકટ હો રહા હૈ. મહાત્મા ગૌતમ બુદ્ધ કે ચરિત્ર સે લાખોં ને માંસાહાર કો ત્યાગ જીવરક્ષા કા પાઠ પઢા હૈ, જો ધર્મ કા એક અંગ હૈ ઔર જિસકા વેદ ઔર મનુ ભગવાન ને "**अहिंसा परमोधर्मः**" કહ કર ભલે પ્રકાર ઉલ્લેખ કિયા હૈ. આદિકવિ વાલ્મીકિ કા ચરિત્ર ઇસ બાત કા દ્યોતક હૈ કિ, સત્સંગ દ્વારા પતિત સે પતિત મનુષ્ય ભી ઉચ્ચાસન પર રૂઢ હો, અમરત્વ કો પ્રાપ્ત હોતા હૈ. પ્રાતઃસ્મરણીય ભગવાન રામચંદ્ર કા જીવન દયાલુતા, ભ્રાતૃવાત્સલ્ય, સદાચાર ઔર કરુણા આદિ આદિ અનેક ગુણોં કો સિખાનેવાલા હૈ. ઇનકે ઉજ્જવલ ચરિત્રોં કો પઢ કર લાખોં કે જીવનોં મેં બડા ભારી પરિવર્તન હો ગયા ઔર જબ તક સંસાર મેં ઐસે-ઐસે મહાનુભાવોં કે ચરિત્ર વિદ્યમાન રહેંગે; તબ તક ઇનકે દ્વારા સંસાર કા ઇસ પ્રકાર ઉપકાર હોતા હી રહેગા!

આજ "ચાંદ" કી પાઠિકાઓં તથા પાઠકોં કે સંમુખ, હમ કરુણા કી સાક્ષાત્ મૂર્તિ, મહિલાઓં મેં આદર્શ, સદાચારમૂર્તિ, ધર્મ કા પ્રચાર કરનેવાલી, ત્યાગમૂર્તિ શ્રીમતી કુંતીદેવી કા જીવન-વૃત્તાંત રખના ચાહતે હૈં. હમેં આશા હૈ કિ, પાઠિકાઓં કો ઇસસે શિક્ષા મિલેગી. શ્રીમતી કુંતીદેવી કી મૃત્યુ કો અભી ૧ વર્ષ સે અધિક નહીં હુઆ હૈ. ઇનકા જન્મ પ્રયાગ મેં ઉસ ઉચ્ચ કાયસ્થ

કુલ મેં હુઆ થા, જિસમેં અનેકોં નર-રત્ન આજ ભી વિદ્યમાન હૈં.

સ્વર્ગીયા કુંતીદેવીજી પૂજનીય મહાત્મા આનંદભિક્ષુજી કી ધર્મપત્ની થીં. મહાત્મા આનંદભિક્ષુજી-જો કિ એક આદર્શ બ્રહ્મચારી, ગૃહસ્થી તથા વાનપ્રસ્થી હો કર અબ સંન્યસ્થાશ્રમ મેં પ્રવેશ કર ચૂકે હૈં—કે સાથ રહ કર દેવીજી કા ચરિત્ર ક્યોં ન આદર્શ હોતા? દેવીજી હિંદી, સંસ્કૃત, એવં ઉર્દૂ આદિ ભાષાઓં કી અચ્છી જ્ઞાતા થીં. ઇસકે અતિરિક્ત ગાયનકલા સે આપકા વિશેષ પ્રેમ થા, ઔર ઉસમેં ભી પ્રવીણ થીં. વૈદિક ધર્મ કે પ્રચાર કે લિયે આપને આર્ય ધર્મ કા સમસ્ત સાહિત્ય પઢ કર સન્ ૧૯૨૦ મેં પરીક્ષા દી થી. ઇસ પરીક્ષા મેં, અનેકોં પુરુષોં કી વિદ્યમાનતા મેં, આપકા પ્રથમ શ્રેણી મેં પ્રથમ નંબર થા. શ્રીમતી કો આર્ય પ્રતિનિધિ સભા, સંયુક્ત પ્રાન્ત કી ઓર સે પારિતોષિક ભી પ્રદાન કિયા ગયા થા ઔર કઇ આર્ય મહાનુભાવોં ને આપકો રજત-પદક તથા સ્વર્ણપદક ભી પ્રદાન કિયે થે. શ્રીમતીજી ચર્ખા કાતને તથા વસ્ત્રકલા મેં વિશેષ નિપુણ થીં. આપ ગલીચા બનાના, દસ્ત-કારી, સૂચિકારી, કસીદા ઔર ક્રોશિયા આદિ-આદિ અનેકોં કાર્યોં મેં પ્રવીણ થીં.

વૈદિક સાહિત્ય કો પઢ કર શ્રીમતીજી ને આર્ય પ્રતિનિધિ સભા કી અવૈતનિક ઉપદેશિકા કા કાર્ય અપને અંતસમય તક કિયા. આપકા સ્ત્રી-સમાજ મેં વિશેષ માન થા. આપ સ્ત્રિયોં મેં ઉચ્ચ શિક્ષા કે પ્રચાર મેં સદૈવ પ્રયત્નવાન્ રહીં. આપને અપની બુદ્ધિમત્તા સે થોડે હી સમય મેં અનેકોં કાર્ય સીખ કર શ્રી પ્રેમ મહાવિદ્યાલય, વૃંદાવન મેં એક "મહિલા-વસ્ત્ર-કલા શ્રેણી" ખોલ દી થી. અનેકોં દેવિયોં ને ઇસસે લાભ ઉઠાયા. આપકે સત્સંગ સે અનેકોં દુશ્ચરિત્રા સ્ત્રિયાં ને સચ્ચરિત્રતા કા સબક સીખા.

આપ વૈદિક-ધર્મ કે પ્રચારાર્થ મેલોં મેં જાયા કરતી થીં. મુઝે સ્મરણ હૈ કિ, એક બાર વૃંદાવન મેં રથયાત્રા કા મેલા થા. વહાં ઈસાઈ મેમેં પ્રાયઃ સ્ત્રિયાં કો બહકા કર ઉન્હેં ઇસાઇ ધર્મ કી તાલીમ દિયા કરતી હૈં. ઉસ વર્ષ ભી જગહ જગહ પર ઈસાઈ ધર્મ કા પ્રચાર હો રહા થા. કઇ મિસ ઔર પાદરી, લોગોં કો બહકાતે ફિરતે થે. શ્રીમતી કુંતીદેવીજી એક માત્ર મહિલા થીં, જિન્હોંને મિસોં સે અનેકોં બાર શાસ્ત્રાર્થ ઔર બહસ કર ઉનકો નિરુત્તર કર દિયા. આપને કઈ પ્રશ્ન કિયે, જિનકા ઉત્તર મિસોં સે ન બન પડા ઔર વહાં સે દુમ દબા કર ભાગ ગઈ. ઇસ પ્રકાર શ્રીધામ વૃંદાવન કે મેલોં પર મિસોં ને આના હી છોડ દિયા.

આજ જબ હમ માતેશ્વરી કુંતીદેવીજી કા સ્મરણ કરતે હૈં, તો આંખેં અશ્રુપાત કરને લગતી હૈં. આપકા શરીરાન્ત લગભગ

૩૮ વર્ષ કી અવસ્થા મેં હી હુઆ થા.

ઇસ સમય વૈદિક ધર્મપ્રચાર મેં સ્ત્રિયોં કી કિતની કમી હૈ? યહ સભી બહિનોં કો વિદિત હૈ. આજ ગુંડોં કે જાલ સે છુડાને કે લિયે ઉન્હેં ઇન છિપે હથકંડોં કો પ્રદર્શિત કરને કે લિયે સ્ત્રી-સમાજ મેં ઉનકી મહાન્ આવશ્યકતા થી. આપને અપને પતિ-દેવ કે સાથ સાથ હી ગૃહસ્થાશ્રમ સે વાનપ્રસ્થાશ્રમ કી દીક્ષા પૂજ્ય-પાદ સ્વામી અચ્યુતાનંદજી મહારાજ સે ગ્રહણ કી થી. યદિ દેવી-જી આજ જીવિત હોતીં, તો હમ ઉન્હેં આદર્શ સંન્યાસિનીરૂપ મેં દેખ કર અપનેકો ધન્ય માનતે !

ઉપનિષદોં કી ગાથાઓં મેં ઋષિ-પત્નિયોં કી ચર્ચા પઢને મેં આયા કરતી હૈ. ઇસ ઘોર કલિકાલ મેં યદ્યપિ વૈસા દૃશ્ય દૃષ્ટિગોચર નહીં હોતા, તો ભી શ્રી મહાત્મા આનંદભિક્ષુજી તથા માહેશ્વરી કુંતીદેવીજી કો દેખ કર વહી દૃશ્ય દૃશ્યમાન હોને લગતા થા. દોનોં મહાનુભાવ વૈદિક સાહિત્ય કે પંડિત થે તથા મહાત્માજી શ્રી. આનંદભિક્ષુજી અબ ભી વિદ્યમાન હૈં. આપને અપની ઉચ્ચ વેતનશાહી સર્વિસ કો લાત માર કર લગભગ ૬–૭ વર્ષ તક ગુરુકુલ વૃંદાવન કી અવૈતનિક સહકારી મુખ્યાધિષ્ઠાતા કે રૂપ મેં, મહતી સેવા કી હૈ. આજકલ આપ શ્રી પ્રેમ મહાવિદ્યાલય મેં અવૈતનિક (ઑાનરેરી) જનરલ મૅનેજર કા કાર્ય કર રહે હૈં. ઐસે આદર્શ પુરુષોં તથા સ્ત્રિયાં કી ઇસ સમય બડી ભારી આવશ્યકતા હૈ.

## અનાથસેવા

શ્રીમતી કુંતીદેવીજી ને અનેક અનાથોં કી પરવરિશ કી, કઇયોં કો આપને નિજ–વ્યય સે અનાથાલયોં મેં ભિજવાયા ઔર કઇ અનાથ વિધવાઓં કો વિધર્મી હોને સે બચાયા. આપ દેશ-કાલાનુસાર દાન દેને મેં ભી કમી નહીં કરતી થીં. મુઝ પર ભી શ્રીમતીજી કી વિશેષ કૃપા થી. અસહાય દશા મેં મુઝ અબોધ બાલક કો ઉન્હોંને પુત્રવત્ પાલા થા. ઉનકે ઉપકાર કા પ્રતિફલ મૈં ઉન્હેં કુછ ભી ન દે સકા. હાં, ઉનકે ઉપકારી જીવન સે, ઉનકી ધાર્મિકતા સે, ઉનકે સદાચાર સે ઔર ઉનકી ઇશ્વરભક્તિ કી ભાવના સે પ્રેરિત હો કર મૈંને અપના જીવન ઉસી રૂપ મેં વ્યતીત કરને કા નિર્ણય કિયા હૈ, જિસ પથ કા ઉન્હોંને મુઝે દિગ્દર્શન કરાયા થા.

ઉનમેં શક્તિ થી, ઉનમેં બલ થા, ઉનકે પાસ ઉચ્ચતમ સુખ-મય જીવન વ્યતીત કરને કા સબ સામાન ઉપસ્થિત થા. યદિ ચા-હતીં, તો વહ ભી ઐશ્વર્યમય જીવન બિતા સકતી થીં; પરંતુ દેશ કી દશા ને ઉન્હેં ઇતના વ્યથિત કિયા કિ, તમામ ઐશો–આરામ પર લાત માર, આપ વાનપ્રસ્થાશ્રમ કો ધારણ કર બાલ–બ્રહ્મચારિણી

રામાષ્ટક સે ઉદ્ધૃત

श्रीरामचंद्र रघुपुङ्गव राघणारे,
राजाधिराज रघुनंदन राघवेश।
भूभार भंज्जन भवाब्धि वरिष्ट पोत,
मां त्राहि कान्त करुणाकर दीनबन्धो ॥
दम्भोलिधृगविजय दुर्जय दर्पहारे,
देवाधिदेव दनुजान्तक दूषणारे,
दुःखोदर्घटज दूषण दाव दाहे,
दक्षाग्रगण्य दुरितान्तक देहि दास्यम् ॥

કાવ્ય કે ગુણોં કે સંબંધ મેં તો રસિક પાઠક હી અનુમાન કરેં કિ આપ કિસ કોટિ કે કવિ થે; કિંતુ. ઇતના નિઃસંકોચ લિખને કી હમ ધૃષ્ટતા કરતે હૈં કિ આપને જિસ વિષય કા વર્ણન કરના પ્રારંભ કિયા હૈ, ઉસે ખૂબ વિસ્તૃત રૂપ સે અંત તક નિબાહા હૈ, વિષય કો સમઝાને કી પૂરી પૂરી ચેષ્ટા કી હૈ. રામાર્ણવ કી પૂરી પ્રતિ હમારે મિત્ર શ્રીયુત શત્રુઘ્ન કિંકર પાંડેય, હબડા કે પાસ વિદ્યમાન હૈ; કિંતુ અભી વહ ગ્રંથ કહીં પ્રકાશિત નહીં હુઆ હૈ. ગોસ્વામી તુલસીદાસ કે રામચરિત માનસ કી ભાંતિ ઇસ બૃહદ ગ્રંથ મેં શ્રીરામચરિત્ર કા વિશદ ઔર ભાવપૂર્ણ વર્ણન કિયા ગયા હૈ. હમારે મિત્ર ઇસકે પ્રકાશન કે ઉદ્યોગ મેં લગે હૈં. બહુત સંભવ હૈ કિ કુછ હી દિનોં મેં પ્રકાશિત હો કર યહ ગ્રંથ હિંદી જગત કી શોભા બઢાવેગા.

("મનોરમા"ના એક અંકમાં લેખકઃ-શ્રી. પં. અયોધ્યાપ્રસાદ માલવીય)



# ૧૫–શંકરલાલ માહેશ્વરનાં સંસ્મરણો

( લેખકઃ–ભાઈશંકર કુબેરજી શુકલ )

મોરબી શહેરની કીર્તિ દિગંતમાં પ્રસરાવનાર, મોરબી કોઇ શહેર છે એમ કાશીપર્યંત પંડિતો અને વિદ્વાનોમાં જાણ કરાવનાર દેવાવતારી શાસ્ત્રીજી શંકરલાલનો જન્મ મચ્છુ નદીને રમ્ય કિનારે મોરબીમાં શંકરસમાન વૃત્તિવાળા માહેશ્વર ભટ્ટને ઘેર સંવત ૧૮૯૯માં અષાડ વદ ચોથ ને બુધવારે થયો હતો. મેઘના ગર્જનથી મદમત્ત થયેલી, મેઘના વર્ષાથી પ્રસન્ન થયેલી પૃથ્વી આ સમયે ઓર આનંદ આપી રહે છે.

માહેશ્વર ભટ્ટ પરમ શિવભક્ત હતા, અને અહોનિશ શિવ-પૂજન કરવામાંજ પોતાનો સમય વ્યતીત કરતા હતા; તેથી જાણે મહાદેવે પ્રસન્ન થઇને પોતાના કોઇ વરરુચિ જેવા મહાપ્રજ્ઞ અને વિદ્વાન ગણને આજ્ઞા કરી હોય અને શાસ્ત્રીજીરૂપે પુત્ર આપ્યો હોય એમ લોકો કહેતા હતા.

શાસ્ત્રીજી પોતાની ૧૧ વર્ષની વયમાંજ સારસ્વત અને કુમાર-સંભવ જામનગરમાં મોસાળમાં ભણ્યા હતા. એ અલૌકિક નવીનતાથી જામનગરના વિદ્વાનો તથા વૃદ્ધો મુગ્ધ થયા હતા. તે વખતે તેમના પ્રથમના શ્લોકો અર્થ–ગૌરવવાળા થયા હતા. ગુરુની આજ્ઞાથી સરળ અને શાંતરસવાળા ઉપદેશમય શ્લોકો તેમણે પછી રચવા માંડયા.

પંદર વર્ષની વયે તેઓ ઉચ્ચ, કોમળ અને સરળ કવિતાઓ કરતા; તેથી તેમના ગુરુશ્રી કેશવજી શાસ્ત્રી તેમના ઉપર સાનંદાશ્ચર્યથી અતિ પ્રસન્ન રહેતા હતા.

જામનગરમાં તેમના ગુરુશ્રી કેશવજી શાસ્ત્રી પ્રતિભાસંપન્ન અને સમર્થ પંડિત હતા; અને તેમના ઘણા શિષ્યોમાં શાસ્ત્રીજી પ્રથમ હતા. દક્ષિણના એક તૈલંગી વિદ્વાન 'બાલ સરસ્વતી' નામધારી જામનગરમાં આવ્યા હતા, તેમણે જામ વિભાજીની કચેરીમાં ક્રમ વિના ૬૪ અક્ષરો બોલી કાઢયા. આવું કામ કોઇ કરી શકશે કે કેમ એવું જાહેર થતાં કેશવજી શાસ્ત્રીએ શંકરલાલ-નું નામ આપ્યું. શાસ્ત્રીજીએ ધાર્યા કરતાં વિશેષ કાર્ય કર્યું. તે ક્રમ વિના અક્ષરો તો બોલી ગયા, પણ તેમાંથી શ્લોકો નીપજાવી અર્થ કાઢી આપ્યો. આ પ્રસંગે તેમને જામશ્રી વિભાજી તરફથી અથાગ માન મળ્યું. આ તેમના અવધાનનો પહેલો પ્રસંગ.

તે પછી એક સ્વામી સદાનંદજી જામનગર પધાર્યા, તે વખતે શાસ્ત્રીજીએ જામશ્રીની કચેરીમાં ષડાવધાન કરી બતાવ્યું. ૬૪ અક્ષરો-માં નવીન કવિતારસ બતાવી પૃથક્ પૃથક્ માણસોએ ક્રમ વિના બોલેલા અક્ષરો યાદ રાખ્યા અને તેની પણ કવિતા કરી દીધી.

આ વખતે આખી સભા ચકિત થઈ હતી, અને શાસ્ત્રીજીને અનુપમ માનસત્કાર મળ્યાં હતાં. તે પછી શાસ્ત્રીજીની કીર્તિ દેશદેશ બહુ ફેલાવા માંડી.

મોરબીના ઠાકોર સાહેબ રવાજીરાજ સુધી આ ખ્યાતિ આવી, અને એક મોરબીનું રત્ન અન્ય દેશમાં પ્રકાશે છે એમ જાણી શાસ્ત્રીજીને મોરબી આવવા બહુજ આગ્રહ કર્યો. ૨૧ વર્ષની વયે તેઓ મોરબીમાં આવ્યા, અને મહારાજા રવાજીરાજે જાડેજાની વંશાવળીનું પુસ્તક રચવા શાસ્ત્રીજીને આજ્ઞા કરી. મહારાજા રવાજીરાજ ગુજરી ગયા પછી મોંઘીબા સાહેબે શાસ્ત્રીજીનો બહુજ સત્કાર કર્યો અને રવાજીરાજ પાઠશાળા સ્થાપી તેમને શાસ્ત્રીતરીકે નીમ્યા. તે પાઠશાળા અદ્યાપિપર્યંત ચાલુ છે. શાસ્ત્રીજીએ ૨૪ વર્ષની વયે જાડેજાની વંશાવળીનું પુસ્તક પૂરૂં કર્યું, તે અપૂર્વ ઐતિહાસિક ગ્રંથ છે. આ પુસ્તક હજુ સુધી અપ્રસિદ્ધ છે.

ત્યારપછી શાસ્ત્રીજીને મુંબાઈમાં આવવાનો બહુજ આગ્રહ થવા લાગ્યો, અને રાવબહાદૂર વિશ્વનાથ નારાયણ મંડળીકના મકાનમાં તેમણે અષ્ટાવધાનના અનુપમ પ્રયોગો કર્યા અને ત્યાં તેમને "અષ્ટાવધાની શીઘ્રકવિ"ની પદવી મળી આ વખતે તેમની કીર્તિ આખા હિંદમાં ફેલાવા લાગી. કાશી સુધીના પંડિતો મોરબીનું નામ સાંભળે ત્યારે એટલુંજ કહેતા કે, શાસ્ત્રીજી શંકરલાલ જ્યાં રહે છે તેજ મોરબી કે ? જ્યારે કચ્છના મહારાવ શ્રીખેંગારજી પ્રથમ મુંબઇમાં આવ્યા ત્યારે મુંબઇમાં વસતી કચ્છી પ્રજાએ સંસ્કૃતમાં એક અપૂર્વ અને મોટાં ચૌદ પાનામાં લખાયેલું માનપત્ર તેમને આપ્યું હતું. આ માનપત્ર શાસ્ત્રીજીએ લખી આપ્યું હતું, અને હજુસુધી મુંબાઇમાં એમજ કહેવાય છે કે, આવું અલૌકિક અને રસિક માનપત્ર કોઇ વખત લખાયું નથી, અને લખાશે નહિ. શાસ્ત્રીજીએ લેખનકાર્ય શરૂ કર્યું અને એ પ્રવાહ એટલો બધો જોસબંધ અને વિશાળ હતો કે તેની યાદી વાંચી સૌ કોઈ દિગમૂઢ થઈ જશે. છૂટાં છૂટાં પ્રસંગોપાત કાવ્યો તો તેઓ બાર મહિનામાં બાવીસ કરતા. પ્રિન્સ આલ્બર્ટ ભાવનગરમાં આવ્યા ત્યારે તેમનું સમયને અનુસરતું કાવ્ય રસિક અને અદ્દભુત હતું. તેમનાં સરસ અને રમુજી કાવ્યોની અત્રુટિ હતી. તેમના ગ્રંથોની યાદી નીચે મુજબ છેઃ-

સાવિત્રીચરિત્ર, ચંદ્રપ્રભાચરિત્ર, ધ્રુવાભ્યુદય, ગોપાળચિંતામણિવિજય, વિદ્વત્કૃત્ય વિવેક, વિપન મિત્રં પત્રં, સેવ્યસેવકધર્મ, અનસૂયાભ્યુદય, પ્રયોગમણિમાળા ટીકા, લઘુસિદ્ધાંતકૌમુદી, શ્રીકૃષ્ણચંદ્રોદય નાટક, ભગવતી ભાગવત, પાંચાળી ચરિત્ર, પ્રસન્નલોપામુદ્રા, અરૂંધતીવિજય, કેશવકૃપાલેશ લહરિ, વામનવિજય

નાટક, ભ્રાંતિભયભંજન અને છેવટનું બાલાચરિત્ર.

સ્વાજીરાજકીર્તિ-વિલાસ, વિભાવિલાસ, મહેશપ્રાણપ્રિયા કથા, સ્તોત્રસંગ્રહ, કૈલાસયાત્રા, ઝંડુવિરહ, ભાવનગરનરેશને મહારાજાનો ખિતાબ મળ્યો તે સમયે કરેલું કાવ્ય, શ્રીયુત પટ્ટણી સાહેબને સી. આઈ. ઇ. નો ખિતાબ મળ્યો ત્યારે કરેલું કાવ્ય, આદિ અનેક નાનાં કાવ્યોનો સંગ્રહ કર્યો હતો.

મિસિસ એનિ બિસેંટ મોરબી આવ્યાં ત્યારે ઘણુંજ રસિક કાવ્ય કર્યું હતું, **एनी बिसन्ट विदुषी न हि कस्य वंद्या** એ પદ હજુ પણ યાદ છે. મહારાજા શ્રી લખધીરજીના લગ્નોત્સવ પ્રસંગે ઘણી ઉત્તમ પાદપૂર્તિઓ તેમણે કરી હતી, તે અત્યારે મળે તો સાહિત્યમાં ઓર રસ આવે.

આ ઉપરાંત ગુજરાતી ભાષાંતરો પણ તેમનાજ શ્રમનું પરિણામ હતું.

શાસ્ત્રીજીના સ્નેહીઓમાં સ્વ. રણછોડભાઈ ઉદયરામ, સ્વ મણિભાઇ જશભાઇ, શેઠ લક્ષ્મીદાસ ખીમજી, સર ચીનુભાઈ, ઝંડુ ભટ્ટજી, વૈદ્ય વિશ્વનાથજી, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, શ્રીયુત સર પટ્ટણી, કેશવકૃતિના સુપ્રસિદ્ધ કવિ કેશવલાલ અને કાઠિયાવાડના તમામ રાજા મહારાજાઓ. લીંબડી, મોરબી, ભાવનગર, પોરબંદર, લખતર, વાંકાનેર આદિના રાજાઓ શાસ્ત્રીજી તરફ અત્યંત પૂજ્યબુદ્ધિ ધરાવતા હતા. વળી મોરબીના મહારાજા સર વાઘજી બહાદુરે હિમાલયની અને આખા હિંદની યાત્રામાં શાસ્ત્રીજીને સાથે રાખ્યા હતા, અને જયારે મોરબીમાં ૧૦૮ પારાયણો બેસાડી હતી ત્યારે અગ્રાસન શાસ્ત્રીનેજ આપવામાં આવ્યું હતું. અમદાવાદની સંસ્કૃત પાઠશાળામાં તેઓ હરવખત પરીક્ષક નીમાતા હતા.

ઇ. સ. ૧૯૧૪ માં આપણા શહેનશાહ પંચમ જયોર્જ તરફથી તેમને "મહામહોપાધ્યાય"નો ખિતાબ ચાંદ આપવામાં આવ્યો હતો; અને સંવત ૧૯૭૨માં ભારતધર્મ મહામંડળ, જેના સંચાલકો પંડિત મદનમોહન માલવીયા અને દરભંગાનરેશ છે, તે મહામંડળ તરફથી શાસ્ત્રીજીને "કવિશિરોમણિ"ની પદવી મળી હતી. મોરબીની આર્ય હિતૈષિણી સભાએ શાસ્ત્રીજીને ઘણું ઉચ્ચ કોટિનું માનપત્ર આપ્યું હતું. તે ઘણું મનનીય છે. શાસ્ત્રીજી ગુપ્ત દાનો આપતા હતા, અને તે વિદ્યાપોષક હતા. તેમને ઘણી વખત પૈસાની તંગી રહેતી હતી.

મુંબઇમાં વસતા મોરબીના શ્રીમંતો આ હકીકત જાણતા હતા, તેથી તેમને આગ્રહ કરી મુંબાઇમાં બોલાવ્યા, અને સરસ્વતીના અથંગ સેવકનો યોગ્ય સત્કાર અને બદલો આપવા શતાવધાનના પ્રયોગો કરાવ્યા. એકી સાથે સો બીનાઓ યાદ રાખવી,

મકાનો પાસે જતી ટ્રામની ઘંટડી કંડક્ટરે કેટલી વાર વગાડી, ટ્રામ કેટલી વાર આવી તથા ગઈ, અનેકવિધ કવિતાના પ્રયોગો, ગુણાકારો, છૂટાં છવાયાં વાક્યો, પાસે એક જણ ડંકા વગાડ્યા કરે તે ગણવા ઇત્યાદિથી તે વખતે આખું મુંબઇ છક થઇ ગયું હતું અને શાસ્ત્રીજીને એક ઉમદા પર્સ એનાયત કરી હતી. આ સઘળા દ્રવ્યનો ઉપયોગ શાસ્ત્રીજીએ પોતાના ગ્રંથો છપાવવામાં કરી દીધો હતો. મુંબઇના હરેક વર્તમાનપત્રે અને ખાસ કરીને ગુજરાતી પત્રે આ સરસ્વતીના પુત્રની અત્યંત પ્રશંસા કરી હતી.

મોરબીમાં આ વખતે જાણે કેમ તેના પૂર્વજન્મના સહયોગી ગુરુભાઈ જેવા કૈલાસમાંથી એક અખાડાના યોગીન્દ્રો મૃત્યુલોકમાંથી જન્મ લેતા આવ્યા હોય, ત્યારે એકજ સ્થળે ભેગા થયા હોય એવા શ્રીમંત અને જ્ઞાની પોપટભાઈ મોતીચંદ નામના મહાન ધર્મિષ્ઠ, ધનાઢ્ય અને પરમ જ્ઞાતા, તેમના અનન્ય મિત્ર, સ્નેહી અને ગુણાનુરાગી હતા. અહોનિશ પોપટભાઇ શાસ્ત્રીજીને ગુરુતરીકે પૂજતા અને મોટા સમારંભથી દરવર્ષે ગુરુપૂર્ણિમાએ ગુરુપૂજામહોત્સવ શાસ્ત્રીજીને પૂજીને કરતા હતા.

આ પૂજન થયા પહેલાં શાસ્ત્રીજી પોતાના ગુરુશ્રી કેશવજી શાસ્ત્રીના ફોટાનું પ્રથમ પૂજન કરતા, અને તેના વંશજોને ગુરુદક્ષિણા મોકલી આપતા.

સાહિત્ય, વિદ્યા, નાટક, કાવ્ય વગેરે સેવા કરવા ઉપરાંત શાસ્ત્રીજી એક વેદાંતી હતા, અને વેદાંતના અનેક ગ્રંથોનું વાચન-વિવેચન પોપટભાઇને ઘેર શાસ્ત્રીજી કરતા હતા. આ તેમની ઉત્તરાવસ્થાનું મહાન ધાર્મિક વર્તન સાહિત્યસેવા ઉપરાંત હતું. હમેશાં સાંજે બે કલાકથી ત્રણ કલાક પોપટભાઇને ઘેર શ્રવણ થતું અને ૪૦ થી ૫૦ ભાવિક શ્રોતાઓ હમેશાં હાજર રહેતા. આવી વેદાન્તજ્ઞાનકથાથી કેટલીએ વિધવા બહેનો પોતાનો વખત પ્રભુ-ભજનમાં, જ્ઞાનપ્રાપ્તિમાં વ્યતીત કરતી હતી, તેનું મહાન પુણ્ય શાસ્ત્રીજીને હતું. તેમને ઘેર પણ પ્રભાતમાં નવથી દશ સુધી અને રાત્રે ત્રિકમરાયના મંદિરમાં નવથી દશ સુધી શ્રવણ કરાવતા.

તેમની આ વેદાંતજ્ઞાનકીર્તિ એટલી બધી વધી, કે હમેશાં વીસેક પરમહંસો શ્રીમાન પોપટભાઇના મહેમાન થઇને છ છ માસ કે વર્ષો સુધી રહેતા, અને સર્વનું આતિથ્ય શ્રીમાન પોપટભાઈ સપ્રેમ કરતા. આથી નવીન તથા અદ્‌ભુત જ્ઞાનનો રસ મોરબીની પ્રજાને હમેશ મળ્યા કરતો; એ મહાન પુણ્ય પણ શાસ્ત્રીજીના પ્રતાપથી હતું. શાસ્ત્રીજીનું નામ સાંભળીને ઘણાએ સંન્યાસીઓ, દંડીઓ, પરમહંસો મોરબીમાં આવતા હતા. એ બધો શાસ્ત્રીજીનો પ્રતાપ હતો. હવે તો મોરબીમાં એવા મહાત્માઓનાં દર્શન દુર્લભ થયાં છે.

શાસ્ત્રીજી હમેશાં દશ વાગ્યાસુધી મહાદેવની પૂજામાં નિમગ્ન રહેતા હતા. તેમને શ્રીરાજરાજેશ્વરનું ઇષ્ટ હતું, અને તે રાજરાજેશ્વર તે મોરબીના શ્રીકુબેરનાથ મહાદેવ.

શાસ્ત્રીજી પોતાની તમામ કૃતિઓમાં પ્રથમ શબ્દ "શ્રીરાજરાજેશ્વરો વિજયતે" એમ લખ્યા વિના કોઇ દિવસ ચૂક્યા નથી. આવા અલૌકિક શિવના ઇષ્ટથી શાસ્ત્રીજીને મોરબીમાં સૌ શંકરના ગણુતરીકે માનતા. શાસ્ત્રીજીને પોતાના ગુરુ તરફ પણ અત્યંત પૂજ્યભાવ, ભક્તિ અને પ્રીતિ હતાં. તેથી શાસ્ત્રીજી દરેક પુસ્તકના મંગળાચરણમાં મહાદેવ, ગુરુ અને પિતા, એ ત્રણેને નમસ્કાર પ્રથમ કરતા હતા. તેમણે ગુરુનું શ્રાદ્ધ ગયાજી જઇને કર્યું હતું અને ગુરુ પાછળ લોટાનું લહાણું કર્યું હતું. આવી ગુરુભક્તિ આજે તો ક્યાંય જોવામાં આવતી નથી.

ગુજરાત કાઠિયાવાડના મહાન પુરુષની કદર સાહિત્ય પરિષદ પણ કરતાં ચૂકી નથી, એ આનંદની વાત છે; અને સુરતની સાહિત્ય પરિષદમાં તેમને ઉપપ્રમુખ નીમી તેમને તથા સંસ્કૃત ગિરાને અપૂર્વ માન આપ્યું હતું. તેઓ મૃત્યુપર્યંત વેદાન્તજ્ઞાનચર્ચા અને ગ્રંથલેખન કરતા હતા. છેવટનું તેમનું પુસ્તક બાલાચરિત્ર હતું. આમાં એક સર્ગ અધુરો રહ્યો હતો. બહુજ માંદગી આવી પડી તોય તેમણે કહ્યું કે, મને એક કલાક જરા સુખ થાય તો આ છેવટનો સર્ગ પૂરો કરૂં; પણ કાળની ગતિ વિચિત્ર છે. તે સર્ગ અધુરો રહ્યો. અને તેઓ આ નશ્વર દેહ છોડી અમરધામમાં સીધાવી ગયા. બાણભટ્ટનું પણ આમજ થયું હતું. મહાન પુરુષોનું કાર્ય શું આવી રીતે અધુરૂં રહેતું હશે? બાકીનો સર્ગ શાસ્ત્રીજી હાથીભાઇએ પૂરો કર્યો, અને પછી ગ્રંથ છપાયો. શાસ્ત્રીજીના ગ્રંથોનું સવિસ્તર વિવેચન કોઇ સમર્થ શાસ્ત્રજ્ઞ પંડિત હોય તેજ કરી શકે. તે માટે હું માત્ર રસજ્ઞ અભિપ્રાયો ટાંકી બતાવીશ.

× × × ×

શાસ્ત્રીજીના એક વિદ્યાર્થી તરફથી મને કેટલીક જાણવા જેવી હકીકત મળી છે, તે નીચે પ્રમાણે આપું છું:—

એક દિવસે એક બ્રાહ્મણનો છોકરો તેમને ઘેર ભિક્ષા માટે આવ્યો. ઘરમાં કોઇ હતું નહિ, માત્ર શાસ્ત્રીજી પૂજા કરવામાં નિમગ્ન હતા. તે છોકરાએ જાણ્યું કે, ઘરમાં કોઇ નથી, તેથી ફળિયામાં પડેલી એક તપેલી ચોરીને તે ચાલતો થયો. આ હકીકત શાસ્ત્રીજીએ જોઇ. થોડાક દિવસ જવા દીધા પછી શાસ્ત્રીજીએ તે છોકરાને બોલાવ્યો. સ્નાન કરાવી પૂજા કરી ઘરમાં જેટલાં વાસણો જોઇએ તેટલાં તમામ વાસણોનું દાન કર્યું. જતી વખતે કહ્યું કે, મારી પાસે માગ્યું હોત તો હું આપત, પણ કોઇ દિવસ ચોરી

કરવી નહિ. આથી તે બાળક શરમીંદો થઇ ગયો, અને ત્યારથી તેનું જીવન ઘણુંજ સુધરી ગયું.

પોતાના પરમ મિત્ર ઝંડુભટ્ટજીની માંદગી પ્રસંગે મૃત્યુંજય સ્તોત્રનું કાવ્ય ગાયું હતું, અને તે સ્તોત્રનો પ્રભાવ શાસ્ત્રીજીના શિષ્યમાં બહુ હતો. અને તેથી આફ્રિકામાંના તેમના શિષ્યનો એક પુત્ર માંદો હતો, તે વખતે આ સ્તોત્ર બહુજ પ્રેમથી સૌએ ગાયું હતું, અને તે બાળકનું રોગશમન થયું હતું.

ચંદ્રપ્રભાચરિત્રમાં વિદ્યાદાનનું એવું તો અપૂર્વ વર્ણન કરેલું છે, કે તે વાંચીને મોરબીના મહારાજાને મોરબીમાં વખતુબા ચેરિટેબલ હાઇસ્કૂલ ખોલવાની વૃત્તિ થઇ હતી. અને તેવી મફત હાઇસ્કૂલ સ્થાપવાનું માન પણ શાસ્ત્રીજીને હતું.

મુંબઇમાં એક વખતે તેમના ગુરુશ્રી કેશવજી શાસ્ત્રી આવ્યા હતા, ત્યારે મદ્રાસથી એક મહાન વિદ્વાન ગોપીભટ્ટ નામે પંડિત આવ્યા હતા, અને તેમણે કેશવજી શાસ્ત્રી પાસે શાસ્ત્રાર્થ માગ્યો હતો.

જ્યારે શાસ્ત્રીજીએ વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો, ત્યારે ગુરુદક્ષિણા માગવા ગુરુને કહ્યું, પણ ગુરુએ કહ્યું કે, વખત આવ્યે માગીશ.

આ વખતે મુંબઇમાં શાસ્ત્રાર્થ કરવા શાસ્ત્રીજીને મોરબીથી તાર કરીને ગુરુએ મુંબઇ બોલાવ્યા, અને ગુરુદક્ષિણામાં ગોપીભટ્ટ સામે શાસ્ત્રાર્થ કર્યો અને વિજય મેળવ્યો.

શાસ્ત્રીજી સંસ્કૃત ભાષા ઉપર અત્યંત કાબુ ધરાવે છે તે જાણી તેઓ મોહિત થઇ ગયા હતા. ભાષા, પવિત્ર વિચારો, સરળ અસરકારક અને સુંદર અલંકારો તથા કલ્પનાથી સંયુક્ત જાણે કેમ બાણભટ્ટ, વિષ્ણુશર્મા તથા કવિ ભાસ એમ ત્રણેના અંશો એકજ શાસ્ત્રીજીમાં આવ્યા હોય.

બાલાચરિત્રનો પોણો ગ્રંથ છપાવવા મોકલ્યો, પણ ટપાલમાં ક્યાંઇ ગુમ થઇ ગયો. એક પણ રફ નકલ તેમની પાસે રહી ન હતી. તેથી તેઓ નિરાશ ન થયા, અને કહ્યું કે જગદંબાની એવીજ ઇચ્છા હશે કે તેથી સરસ લેખ કરાવવો હશે. માત્ર આઠ દિવસમાં પ્રથમ લખ્યા પ્રમાણે પણ તેથી ઘણોજ સરસ લેખ મોઢેથી યાદ કરી લખી નાખ્યો. દોઢ વર્ષની મહેનત માત્ર આઠ દિવસમાં તૈયાર કરી, એ તેમની અગાધ શક્તિ પૂરવાર કરે છે. હાલમાં કોઇ આમ કરી શકે એ શંકાસ્પદ છે.

શાસ્ત્રીજીનાં તમામ પુસ્તકોને યુનિવર્સિટીમાં દાખલ કરાવવા હાલના સાક્ષરોએ શ્રમ લેવો જોઇએ, સ્કૂલોમાં દાખલ થવાં જોઇએ.

શાસ્ત્રીજીના સ્મારક માટે હાલમાં મોરબીમાં સારી હિલચાલ થાય છે, અને ઝંડુ શંકરાશ્રમ સ્થાપવા વૈદ્યરાજ વિશ્વનાથભાઇ તથા તેમના ગુણી સુપુત્રો શ્રમ કરી રહ્યા છે, તો રાજા મહા-

રાજાઓ અને શ્રીમંતો આ શુભ કાર્યમાં સહાયભૂત થશે એવી પ્રાર્થના છે. તેથી ઝંડુ ભટ્ટજી સાથે શાસ્ત્રીજીનું નામ જોડાઈ બંને મહાન પુરુષોની કીર્તિ અમર થશે.

ચંદ્રપ્રભાચરિત્ર અને સાવિત્રીચરિત્રથી સ્ત્રીઓની ઉન્નતિ માટે દેશની અનુપમ સેવા તેમણે બજાવી છે. પ્રૉફેસર કાશીરામ સેવકરામ દવેએ લખ્યું છે કે, બાણભટ્ટની કાદંબરી વર્ણનનો કોષ છે, તેમ શાસ્ત્રીજીનું ચંદ્રપ્રભાચરિત્ર સદુપદેશનો કોષ છે. તેમના રસમાં મલિન શૃંગારની ગંધ પણ નથી. ધર્મભાવનાના સંસ્કારો તેમના અક્ષરે અક્ષરમાં પ્રકટી નીકળે છે. સ્વ. સાક્ષર શ્રી. મણિલાલ નભુભાઇ અને નવલરામભાઇ આદિ અનેક સાક્ષરોએ તેમના વિષે રસિક પ્રશંસાત્મક વિવેચનો કર્યાં છે. કવિવર શ્રીયુત નાનાલાલભાઇએ પોતાનાં કેટલાંક કાવ્યો ભાગ બીજામાં શાસ્ત્રીજીનું બહુ રમ્ય સ્વરૂપ આલેખ્યું છે.

"તે સાધુ કવિ તે મૂર્તિ મહર્ષિ,
બ્રહ્મસમાન બ્રહ્મરત્ન શંકરલાલજીએ,
એ અતીર્થને તીર્થ કીધા અમ માટે."

છેવટે મારી પ્રાર્થના છે કે, કાઠિયાવાડ સાહિત્યસભા સ્થપાય, ત્યારે તેણે અથવા ભાવનગરની સાહિત્ય સભાએ, મુંબાઇની સાહિત્ય સંસદે, અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ સદ્દગત શાસ્ત્રીજીની જયંતી દરવર્ષે ઉજવવી જોઇએ, અને સાહિત્ય પરિષદની ભંડોળ કમિટિએ શાસ્ત્રીજીના જીવનચરિત્રનો વિસ્તૃત ગ્રંથ લખાવવો જોઇએ. તેમના અપ્રસિદ્ધ મોટા બે ગ્રંથો છે. એક તો તેમના સ્વહસ્તે લખેલું "આહ્નિક" જે તેમના સુપુત્ર પાસે છે, અને બીજી જાડેજાની વંશાવળી. આ બે પુસ્તકો સાહિત્યરસિક શ્રીમાનોએ છપાવવાં જોઇએ; આટલી પ્રાર્થના કરી આ લેખ સમાપ્ત કરૂં છું.

**શાર્દૂલ**

શ્રી માહેશ્વરપુત્ર શંકર સમા વાગીશ્વરીના તનુ,
શંકરલાલ સમર્થ શીઘ્ર કવિશ્રી વિદ્વાન્ કેશવ ગુરુ;
દીપાવ્યું પુર મોરબી જગતમાં વિદ્યા તણા તેજથી,
યોગી શંકરલાલ શીઘ્ર કવિને પાયે નમું પ્રીતથી.×

("સાહિત્ય"માંથી)

× સાહિત્ય પરિષદ સમક્ષ વાચેલો નિબંધ.

# ૧૬-परोपकारी गंगास्वरूप रूखीबहेन

(લેખકઃ-ડૉકટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ)

અમદાવાદ શહેરના બારે દરવાજાની આસપાસ અને શહેરની અંદર કોઇ પક્ષી ભૂખ્યું તરસ્યું નહિ રહેવું જોઇએ એ ઉદ્દેશથી પ્રેરાઇને ગં. સ્વ. રૂખીબહેને અથાગ મહેનત કરી.

હિંદુ ધર્મનો અનુયાયી "**वसुधैव कुटुंबकम्**" એટલે આખી પૃથ્વી પોતાનું કુટુંબ છે, એમ માની જીવન નિર્ગમન કરે છે; એટલુંજ નહિ પરંતુ કૂતરૂં અને ગાય એના ગ્રાસ એટલે કોળિયા પહેલા ભાણા આગળ મૂકી પછી જમે છે. ભૂતયજ્ઞ એટલે પ્રાણીમાત્રને માટે સ્વાર્થત્યાગ કરવાની એને ટેવ છે. કીડી-મંકોડીનાં દરમાં લોટ નાખી આવતાં અનેક ભાવિક સ્ત્રીપુરુષોને તમે છેક ગામની ભાગોળે ને ખેતરો સુધી જોશો. **अहिंसा परमो धर्मः** એ હિંદુ ધર્મની માન્યતા છે. પરંતુ જૈન ધર્મે એને મુખ્ય ધ્યેય બનાવી ખૂબ ખીલાવી છે.

ગુજરાતમાં જૈનધર્મે પુષ્કળ અસર કરી છે. આખા હિંદુસ્તાનમાં કેવળ ગુજરાતના હિંદુઓ માંસાહાર કરતા નથી તે પ્રતાપ જૈનધર્મનો છે. હિંદુઓ ઉપરાંત ગુજરાતમાંના ઘણા મુસલમાનો પણ માંસાહાર નથી કરતા તે જૈન અને હિંદુ ભાઇઓના સહવાસથી.

ગુજરાતનાં શહેર અને ગામડાનાં મોટાં નાનાં ઘણાં ઘરોની ભીંતોમાં તમે પોપટ, ચકલી વગેરેને રહેવા માટ બાકોરા, ગોખલા વગેરે જોશો. ઘણાં માણસો પોતાને ઘેર બબ્બે શીંકાં લટકાવી રાખે છે. એક શીંકામાં પાણી અને એકમાં દાણા નાખ્યા કરવાના. ત્યાં ખિસકોલીઓ, ચકલાં, કાબર, કબૂતર, પોપટ, કાગડા વગેરે દાણા ખાવા અને પાણી પીવા રોજ ગમે તે વખતે આવવાનાં.

અમદાવાદમાં સારંગપુર ચકલામાં એક ડોસા છે. તે દરરોજ સવારે ચાર વાગે ઉઠી નાહી ધોઇ પૂજાપાઠ કરી પાંચ વાગતામાં દાણાનું મોટું પોટલું બાંધી દરવાજા બહાર નીકળી પડવાના. મહાજને અસલથી નક્કી કરી રાખેલી દરવાજા બહાર કેટલીક જગાઓ છે. ચોતરા, મેદાનો, પરબડીઓ વગેરે. ત્યાં નિયમિત વખતે હજારો પંખીઓ આવવાનાં અને ત્યાં આ ડોસા, ખોબાઓ ભરીને દાણા નાખી આવવાના. બધે દાણા નાખી આવ્યા પછી પાછા બીજા દિવસને માટે જોઇતા દાણા વસ્તીમાંથી મૂઠી મૂઠી ઉઘરાવી લાવી, પોતાને ઘેર લઇ જઇ, પછી પોતે જમવાના, ને કામધંધે વળગવાના.

ગુજરાતના કોઇ પણ ગામડે તમે જાવ ત્યાં જરૂર તમે બે ચાર પરબડીઓ જોશો. પરબડીમાં દરરોજ પક્ષીઓને માટે દાણા-

પાણી નંખાવેલાં. કેટલીક પરબો સુંદર કોતરણીવાળી અને શોભીતા રંગથી રંગેલી હોવાની.

અમદાવાદ શહેરમાં જીલ્લે જીલ્લે આવી ઘણી પરબો આવેલી છે અને એમાં દરરોજનું કેટલાયે મણ અનાજ નંખાય છે.

શું આ દશ્ય મનોહર નથી ?

આ ઉપરાંત માછલાંને લોટ નાખવા અને વાંદરાંને રોટલા ખવરાવવા ઘણા લોકો જાય છે. પાંજરાપોળો વિષે અને એના કાર્ય-વિષે, વિશેષ લખવાની જરૂર નથી, કારણ એ જગજાહેર છે.

રૂખીબહેન બાળવિધવા હતાં. હાલ એમની ઉંમર ૫૦-૫૫ થઇ છે. દરરોજ દરિયાપુર પ્રેમદરવાજા પાસે સરયૂદાસ મહારાજની કથામાં એ જતાં. એક દિવસ મારી બે બહેનોના બાળકદીકરાઓ એકે દિવસે મરી ગયા. અમારા ઘરમાં ત્રાસ થઈ ગયો. એ બાળકો-ના પુણ્યમાં શું કરીએ ?

એમના મૃત્યુને ચોથે દિવસે બે મણ દૂધ અમે નિશાળે જતાં છોકરાં છોકરીઓને પાયું, પણ છતાં શાન્તિ ના વળી. તાપ બહુ પડતો હતો. નળમાં પાણી બરાબર આવતાં નહોતાં. વટેમાર્ગુઓને માટે બે ઠંડા પાણીની પરબો બેસાડવા મારી બાએ સૂચના કરી અને અમે બધાંએ મંજૂર કરી.

અમારી પાડોશણ જેકોર કાકી કહે "રહો, હું રૂખીબહેનને બોલાવી લાવું. શહેરમાં કયી જગાએ પરબ બેસાડવાની જરૂર છે તે એ બરાબર જાણતાં હશે." અને થોડી વારમાં રૂખીબહેન અમારે ઘેર આવ્યાં.

હવેની થોડી હકીકત રૂખીબહેને પોતેજ કહેલી તે એમનાજ શબ્દોમાં હું કહીશ.

"હું બાળરાંડ. ઘરમાં કોઈ મળે નહિ. મારી એકલીનું પેટ ભરાય એટલી ગોઠવણ મારૂં પલ્લું બલ્લું વેચીને મારા ભાઈએ કરી આપેલી. રહેવા ઘર અને ખાવા બાજરી હતી; પણ કાળ જેવો આખો દહાડો જાય શી રીતે ? સવારે દર્શન કરવા જવું, સાંજરે કથાવાર્તામાં વખત જાય અને સગાંવહાલાંમાં કે નાતજાતમાં કોઇ માંદું-સાજું, જન્મ્યું-મર્યું હોય ત્યાં ઘડી જઇએ. જાતે સ્ત્રી એકલ-વાઈ; ઓશિયાળો અવતાર. આબરૂભેર માબાપની ને સાસરિયાંની લાજ રાખીને જુવાની લાતે મારી કાઢી.

૧૦ વર્ષથી, લાગટ સવારમાં સરયૂદાસજી મહારાજની કથામાં જતી. મહારાજ જાતે પરમજ્ઞાની, પવિત્ર, સાદા અને નિઃસ્પૃહી. એમની કથામાંથી હજારો લોકો સુધરી ગયા. કંઇ કુભારજા સ્ત્રીઓ ધણીની પૂજા કરતી થઇ ગઇ, કંઈ 'લોફર' ભાયડા ઠેકાણે આવ્યા. હું શું કરૂં ? મહારાજ કહે—પરોપકારમાં જીવન ગાળવું. મેં

વિચાર કર્યો—હું રાંડ શો પરોપકાર કરૂં ? મારી પાસે નથી ધન કે ગરીબગરબાને મદદ કરૂં; નથી જ્ઞાન કે કોઈને ઉપદેશ કરૂં. હા, એક જાત મારી છે. દર પૂનમે પૂનમે ચાલતી ડાકોર જઉં છું ને રોજ બારે માસ નદીએ નાહવાનો નીમ. એ ઉપરથી ઠાકોરજીએજ સુઝાડયું કે, ઝાડે ઝાડે શીંકાં બાંધ્ય ને પશુપંખીની સેવા કર.

પણ એમ એક જીવથી કેટલું પહોંચાય? તોયે બન્યું એટલું કર્યું. જ્યાં પરબડીઓ નહોતી ત્યાં ત્યાં બધે અમદાવાદ શહેરને ચારે છેડે, ઝાડે ઝાડે કાળાં કુંડાં લટકાવેલાં જુઓ ત્યાં જાણજો કે એ મારાં બાંધેલાં હશે.

પહેલાં નદીએ નાહતી આવું ને આજ આ દરવાજે તો કાલ પેલે દરવાજે એમ રોણુ ફરતી આવું. એમ કરતાં કરતાં કુંડાં લાવી દોરીઓ બાંધી ને આજ તો ધીમે ધીમે કરીને ૩૦૦ ઠેકાણે ૬૦૦ શીંકાં મારા હાથથી બંધાયેલાં લટકે છે.

૨૦-૨૫ ઠેકાણાં થયાં ત્યાંસુધી તો બધાંમાં રોજ દાણા અને તાજું પાણી હુંજ નાખી આવતી, પણ પછી તો રોજ ઘેર આવતાં ૧૨-૧ વાગી જવા લાગ્યો ને થાકી જતી. તેથી ધીમે ધીમે એવી ગોઠવણ કરી કે આઠ આઠ દહાડાના દાણા શીંકા પાસે રહેનાર કોઈ ભલું માણસ મળે એને ત્યાંજ મૂકી આવું. તે પોતાની પાસેનું શીકું સાચવ્યા કરે. દાણાના પૈસા કથામાં આવનાર લોકો પાસેથી હું ઉઘરાવી લેતી. સરયૂદાસજીને આ વાતની ખબર એટલે એમના પ્રતાપે ખર્ચ તો મળી રહેતું. એમ કરતાં કરતાં હાલ છસો શીંકાં બંધાયાં છે. દરેક સ્થળે દાણા ને શીંકાં અનાજપાણીથી ભરવાની ગોઠવણ પણ પાકી કરી દીધી છે અને અમદાવાદ શહેરના બારે દરવાજાની આસપાસ અને શહેરની અંદર કોઈ પક્ષી ભૂખ્યું તરસ્યું નહિ રહેવું જોઇએ એટલો મારો ટેક હતો તે પરમેશ્વરે પૂરો કર્યો છે. કર્તાહર્તા ઇશ્વર છે. આપણે તો નિમિત્ત છીએ.

હવે ફક્ત છે મારે એક ચિંતા. દેહ ક્ષણભંગુર છે. હું જીવું છું ત્યાંસુધી તો આ ત્રણસોએ ઝાડ હું તપાસતી રહીશ, પણ મારા મુવા બાદ એ કામ ચાંદા સૂરજ તપે ત્યાંસુધી ચાલવું જોઇએ. એ માટે મારે ટીપ કરવી છે. મંગળદાસ શેઠને ત્યાં જઇ આવી છું. શેઠ હરિવલ્લભ મૂળચંદ છે, ગોડિયાવાળા શેઠ છે, બધા મળીને એટલું કરી આપે એટલે હું સુખેથી મરૂં, નહિ તો તો મારો જીવ ગતે ના જાય!"

આટલું કહ્યા પછી અમારે પાણીની પરબો બેસાડવી હતી તે વાત પર અમે આવ્યા.

પક્ષીઓની સેવા સંપૂર્ણ કર્યા બાદ આજ રૂખીબહેનને જંપ નહિ વળેલો. સારૂં કામ એવું છે. એક કાર્ય પછી બીજું ને બીજાં

પછી ત્રીજું એમ સૂઝયાજ કરવાનું.

રૂખીબહેને ત્રણ વર્ષથી સ્થળે સ્થળે પાણીની પરબો ગોઠવવા માંડી છે. અમારે ત્યાં આવ્યાં ત્યાંસુધીમાં એમણે ૨૦ પરબો લોકોને પૈસે સ્થળે સ્થળે બેસાડી હતી. શુક્રવારમાંથી સારા મોટા માટીના ગોળા જાતે લઇ આવે. કોઈ ગરીબ મદદ કરવા યોગ્ય બ્રાહ્મણી કે અનાથ વૃદ્ધને પગાર આપી પરબનું કામ પણ કરાવે ને એને મદદ કરે. જગા બરાબર શોધી કાઢે ને શીંકાં ભેગી પરબની પણ દેખરેખ રાખે. અમદાવાદમાં આ કામનાં એ 'સ્પેશિયાલીસ્ટ' (પ્રવીણ થયેલાં) છે. અમને કહે એક પરબ સ્ટેશનપર અને બીજી ખોખરા મહેમદાવાદને રસ્તે બેસાડીશું. પછી ચાર દિવસે એ પાછાં આવ્યાં. તે વખતે પરબોની ગોઠવણ સંપૂર્ણ કરી દીધી હતી. દિવસે પરબ ક્યાં બેસે, રાત્રે વાસણો ક્યાં મૂકવાં, પગાર કેટલો આપવો વગેરે તમામ ગોઠવણ એમણે બરાબર કરી નાખી હતી. પરબપર બેસનારને આથી કેવી મદદ મળશે એ પણ એમણે વિગતવાર અમને સમજાવ્યું અને એક પુણ્યથી બે લાભ અપાવવાની એમની યોજનાથી અમે અજબ થયા.

ગં. સ્વ. રૂખીબહેન, આ રીતે પોતાના એકાન્તિક જીવનને કેવળ નિઃસ્વાર્થે ઉપયોગી બનાવી રહ્યાં છે; અને એનો બદલો એમના અંતઃકરણમાં આનંદ અને શાન્તિ રહે છે તે છે. દુનિયા પોતાનાં ખરાં મોટાં માણસને વિષે કંઇજ જાણતી નથી, તેમ અમદાવાદ પણ આ રૂખીબહેનને વિષે કંઇજ જાણતું નથી.

(તા. ૧૦ મી સપ્ટેમ્બર ૧૯૨૧ ના "સાંજવર્તમાન"માંથી)



# ૧૭–ઇશુ ખ્રિસ્તનું અજ્ઞાત જીવન

## એ વિષે કેટલીક નવી માહિતી

(લેખકઃ–શ્રી. વૈજેશ)

× × × ×

× × ઈંજીલોમાં ઇશુના જીવનના અમુક પ્રસંગોજ ત્રુટક રીતે આલેખાયેલા છે; અને બધી ઘટનાઓ અનુક્રમ કે મહત્ત્વની સાંકળો-થી સંકળાયેલી નથી. ઇશુ તેર વર્ષની ઉંમરે પહોંચ્યા પછી ક્યાં ગયો, તેણે શું કર્યું અને કેવું જીવન ગુજાર્યું તેનો ઉલ્લેખ ઇંજીલમાં માત્ર એક વાક્યથી કરવામાં આવ્યો છે, જેનો ભાવાર્થ એવો છે કે, તે મુદત દરમિયાન ઇશુનું જ્ઞાન વધવા લાગ્યું તથા તેનો આત્મા બળવત્તર થવા લાગ્યો. ઇશુનું જ્ઞાન ક્યાં અને કયાં સાધનોથી વધ્યું તથા તેનો આત્મા કેવા અભ્યાસથી તેમજ તપશ્ચર્યાથી બળવત્તર થયો તે સંબંધી એક અક્ષર સુદ્ધાં ઇંજીલોમાં લખાયેલો નથી!

ઇશુના આ અજ્ઞાત જીવનના સંબંધમાં રશિયાનો એક યાત્રાળુ મોં. નિકોલસ નોટોવિશ સારો પ્રકાશ પાડે છે. તેને ટીબેટમાંથી એક પુસ્તક મળી આવ્યું છે, જે તેણે "અનનોન લાઇફ ઑફ જીસસ ક્રાઇસ્ટ" (જીસસ ક્રાઇસ્ટનું અજ્ઞાત જીવન) એ નામે પ્રકટ કર્યું છે. એ પુસ્તક મૂળ પાલી ભાષામાં હિંદુસ્થાનમાં લખાયેલું. ટીબેટના પાટનગર લ્હાસામાં તેનો ટીબેટી ભાષામાં અનુવાદ થયો. નોટો-વિશ મહાશયને આજ અનુવાદ ટીબેટમાં આવેલા હિમિજના પુસ્તકાલયમાંથી હાથ લાગ્યો. તેમાં ઇશુ તેર વર્ષનો થયો ત્યાર-પછીની હકીકત નીચે મુજબ જણાવેલી છેઃ–

"ઇશુ જ્યારે તેર વર્ષનો થયો ત્યારે તેના વિવાહની વાતો ચાલવા માંડી. ઇશુને એ વાત ન ગમી અને તે બહુ નારાજ થયો. તે ગુપચૂપ વેપારીઓના એક કાફલા જોડે સિંધ નાસી ગયો.

"સિંધથી તે કાશી ગયો. ત્યાં તેણે છ વર્ષ સુધી ધાર્મિક શિક્ષણ લીધું. તેને વૈશ્યો તથા શૂદ્રોનો સહવાસ બહુ ગમતો અને મોટે ભાગે તે તેઓની જોડેજ રહેતો. કાશીમાં પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી તે ભગવાન બુદ્ધની જન્મભૂમિ કપિલવસ્તુમાં ગયો અને ત્યાં તેણે પાલી ભાષાનો અભ્યાસ કરી છ વર્ષ સુધી બૌદ્ધમતના સિદ્ધાંતોનું પાકું જ્ઞાન મેળવ્યું.

બૌદ્ધ મતનો અભ્યાસ કર્યા પછી તે ઇરાન ગયો અને ત્યાંથી ધર્મોપદેશ કરતો કરતો પોતાની ત્રીસ વર્ષની વયે જેરૂસલેમ પહોંચ્યો.

જેમ ઉપર જણાવેલી હકીકત ઈંજીલોમાં આપેલી નથી, તેમ જેરૂસલેમ આવ્યા પછી ઇશુએ શું કર્યું અને કયી સંસ્થા

દ્વારા ધર્મોપદેશકનું જીવન સ્વીકાર્યું, તે વિષે પણ કશો ઉલ્લેખ ઇંજીલોમાં નથી.

હિંદનો પ્રવાસ કરી જેરૂસલેમ પંછા ફર્યા પછી ઈશુ સાના એક ગુપ્ત મંડળનો સભાસદ બનેલો, એવી વાત "ધી ક્રુસીફીકેશન બાય એન આય વિટનેસ" નામના પુસ્તકમાં પ્રકટ થયેલી છે. ઇશુના સૌથી મોટા ગણાતા, તેના પુનર્જીવનને લગતા ચમત્કારની વાત આ પુસ્તકમાં આપેલા પત્રથી ખોટી ઠરે છે. તેમાં ગુપ્ત મંડળના એક વૃદ્ધ સભાસદે ઇશુના ક્રુસારોહણ પછી સાત વર્ષે એજ મંડળના બીજા એક સભાસદને લખેલો પત્ર આપવામાં આવ્યો છે. પત્ર લખનાર વૃદ્ધ સભાસદ અને ઇશુ જે મંડળના સભાસદો હતા તે ગુપ્ત મંડળ ઈશુના જન્મ પહેલાં મેકોબિયાંના સમયમાં સ્થાપેલું હતું. ઈશુ જન્મ્યો ત્યારે આ મંડળની અનેક શાખાઓ પેલેસ્ટાઇન, ઇરાક, મિસર વગેરે દેશોના શહેરેશહેરમાં સ્થપાઇ ચૂકી હતી.

તે ગુપ્ત મંડળના સભાસદોના આચાર તથા યોગ્યતા ધ્યાનમાં લઈ તેઓની ચાર શ્રેણીઓ રાખવામાં આવી હતી, અને તેમાંની પ્રથમ શ્રેણીમાં આજન્મ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લેનારા અવિવાહિત બાળકોનેજ દાખલ કરવામાં આવતા. આવા નવશિષ્યોને ઇસીન કહેવામાં આવતા. બાળપણ વીત્યા પછી જો કોઇ યુવક આ મંડળમાં દાખલ થવા ઈચ્છતો તો તેને પણ ત્રણ વર્ષ સુધી મંડળના વયોવૃદ્ધ સભાસદો પાસેથી આચારવિચારની તાલીમ લેવી પડતી અને તેની પરીક્ષા આપવી પડતી. બધા નવશિષ્યોને ઉચ્ચ શ્રેણીના સભ્યો પાસે ચિકીત્સાશાસ્ત્રનું તથા ઔષધિઓ, ખનિજ પદાર્થો તેમજ તેની શરીરના આરોગ્યપર થતી અસરનું અધ્યયન કરવું પડતું.

ગુપ્ત મંડળનો એકેએક સભાસદ ખરેખરો સમષ્ટિવાદી કોમ્યુનીસ્ટ હતો. તેનું સઘળું ઉપાર્જિત ધન તે મંડળને અર્પણ કરી દેતો અને પોતે લોકસેવામાંજ જીવન વ્યતીત કરતો. સભાસદોનો નિત્ય ક્રમ આવો હતો:—પ્રાતઃકાળે સૂર્યોદય પહેલાં ઉઠીને બધા સભાસદો ઈશ્વરપ્રાર્થના કરવા ભેગા થતા, પ્રાર્થના થયા પછી સવારનો નાસ્તો લઇ સૌ પોતપોતાને કામે નીકળી પડતા, બપોરે પાછા આવી હાથપગ ધોઇ સ્વચ્છ શ્વેત વસ્ત્રો ધારણ કરી તેઓ ભેગા બેસીને જમતા.

જ્યાંસુધી અમુક સભાસદ ઉચ્ચ શ્રેણીમાં પહોંચતો નહિ ત્યાં સુધી તેને મંડળના ગુપ્ત ભેદો જણાવવામાં આવતા નહિ. વળી ઉચ્ચ શ્રેણીના સભાસદને પોતાથી ઉતરતી શ્રેણીના સભાસદો આગળ આ ગુપ્ત ભેદો ખુલ્લા કરવાની સખ્ત મનાઈ રહેતી અને જે કોઈ આ મનાઇનો ભંગ કરતો તેને મંડળમાંથી બરતરફ કરવામાં આવતો. આચારવિચારની પવિત્રતા, બુદ્ધિમત્તા, આસ્તિકતા અને વિદ્યામાં

નિપુણતા ધરાવનાર વ્યક્તિજ મંડળની ઉચ્ચ શ્રેણીમાં પ્રવેશ કરી શકતી. મંડળના સભાસદો રાજનૈતિક વિષયો અને ક્રાંતિકારક કાર્યોમાં કદી ભાગ લઇ શકતા નહિ. તેઓ શાંતિમય અને પરોપકારી જીવન ગુજારતા. ઉચ્ચ શ્રેણીના સભાસદને ઇસીર કહેવામાં આવતો અને તે પૂજ્ય ગણાતો. ઇસીરો સત્યનું કડક રીતે પાલન કરતા અને તેઓ છળ, અધર્મ, ઈર્ષા, દ્વેષ અને હિંસાને પાપ સમજી તેનથી દૂર રહેતા.

ઇશુ આવા આદર્શ મંડળનો સભ્ય હોઇ તેનું જીવન અતિ પવિત્ર અને પરોપકારી હતું. તેણે આ મંડળના આશ્રય હેઠળ ધર્મોપદેશ કરવાનું કામ ઉપાડી લીધું. તે સત્ય અને અહિંસાના સિદ્ધાંતોનો લોકસમુદાયની અંદર પ્રચાર કરવા લાગ્યો. પોતાના ઉચ્ચ ધર્મજ્ઞાન અને પવિત્ર જીવનને લીધે ઇશુ આખા મંડળમાં પૂજ્ય થઇ પડેલો અને લોકગણ પણ તેને પૂજવા લાગ્યો. દિવસે દિવસે તેની ખ્યાતિ એટલી બધી વધી પડી કે ધર્મઢોંગી પૂજારીઓ તેનાથી ડરવા લાગ્યા અને તેના તરફ દ્વેષભાવની નજરે જોવા લાગ્યા. ઇશુ લોકો સમક્ષ આત્મિક સામ્રાજ્યની સ્થાપનાની વાતો કરતો, પણ આ ધર્મઢોંગીઓએ એવી વાત ઉડાવી કે, ઇશુ જેરૂસલેમના રાજાને ગાદીએથી ઉઠાડી મૂકીને પોતે તે ગાદી પચાવી પાડવા માગે છે. પોતાના માર્ગમાં કંટકરૂપ થઈ પડેલા ઇશુને દૂર કરવાની, કહેવાતા ધર્મગુરુઓની તથા પૂજારીઓની આ એક તરકીબજ હતી. તેઓએ ભેગા મળીને ઈશુના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકયો અને મુખ્ય પૂજારી કૈઆફ્સે ઈશુને પકડી આણવાનું ફરમાન કાઢયું. ઇશુના એક કૃતઘ્ન શિષ્ય જુડાસે ઇશુને છેતર્યો અને તેને પકડાવ્યો. ઇશુને એક રાજદ્રોહીતરીકે રોમન સૂબા પાઇલેટની અદાલતમાં ખડો કરવામાં આવ્યો. ભરઅદાલતમાં ઇશુએ જણાવ્યું કે, પોતે લોકોને સત્ય અને અહિંસાનોજ ઉપદેશ કરતો હતો; છતાં કૈઆફ્સ તથા બીજા પૂજારીઓની શેહમાં તણાઇને પાઇલેટે ઇશુને દેહાંતદંડની સજા ફરમાવી અને ઈશુને ક્રુસ પર ચઢાવવામાં આવ્યો.

ક્રુસારોહણ પછી ઇશુ મરણ પામેલો અને તેનું શબ જોસેફ લઇ ગયો, ત્યાર પછી તે સજીવન થયેલો અને જુદે જુદે સ્થળે દશ વાર તેણે પોતાના શિષ્યોને દર્શન આપેલાં એવું ઇંજીલોમાં લખેલું છે. પણ આગળ જણાવેલા ગુપ્ત મંડળના એક સભ્યે લખેલા પત્રમાં આ સંબંધી એવું જણાવેલું છે કે, ઈશુ વધસ્તંભ ઉપર મરણ પામ્યો ન હતો. તે બેશુદ્ધ પડેલો હતો. એ વખતે ગુપ્ત મંડળના જોસેફ નામના એક સભાસદે રોમન સૂબા પાઇલેટની પરવાનગીથી ઈશુનું જખ્મી શરીર મેળવી લીધું. પછી એ મંડળના નિકોદમસ નામના બીજા એક સભાસદે ઈશુની શુશ્રૂષા કરી અને કેટલાક ઉપચારો પછી ઈશુ સાજો થયો. ત્યાર પછી ઈશુ પાછો ગુપ્ત

મંડળની દેખરેખ હેઠળ પોતાનું ઉપદેશકાર્ય કરવા લાગ્યો. આ અરસામાં જુદે જુદે સમયે અને સ્થળે તે પોતાના શિષ્યોને દશ વખત મળેલો. આ મેળાપોને ઇંજીલોમાં ઈશુના સજીવન થયા પછીનાં દશ વારનાં દર્શનો લેખવામાં આવ્યાં છે. પછી પર્યટન કરતાં કરતાં ઇશુ સમુદ્રકિનારાપરના એક સ્થળે પોતાના કુદરતી મોતેજ મરણ પામ્યો અને તેજ સ્થળે તેના શબની દફનક્રિયા કરવામાં આવી.

ઇશુના મૃત્યુ પછી તેના ચમત્કારોની અને ખાસ કરીને તેના પુનર્જીવનને લગતા ચમત્કારની વાતો ખૂબ ફેલાવા લાગી. ધીમે ધીમે એ વાતો છેક મિસર લગી પહોંચી. આ સાંભળી એલેકઝાંડ્રિયામાં આવેલા ગુપ્ત મંડળના એક ઇસીરે જેરૂસલેમના ગુપ્ત મંડળના ઇસીરને એક પત્ર લખી ઈશુના ચમત્કારો વિષે ખરી હકીકત પૂછાવી. તેના ઉત્તરમાં જેરૂસલેમના ઇસીરે જે પત્ર લખેલો તેમાં "ઈશુ ક્રુસારોહણ પછી જીવતો હતો અને નિકોદમસની સારવારથી સાજો થયા પછી તે કેટલોક કાળ જીવ્યો પણ હતો" એવું જણાવેલું છે.

આ પત્ર કેવી રીતે મળી આવ્યો તે સંબંધી ઉપર્યુક્ત પુસ્તકમાં જણાવવામાં આવે છે કે, એબીસીનિયાના એક વેપારીને એલેક-ઝાન્ડ્રિયાના કોઈ પુરાણા ઘરમાંથી એક જુનોપુરાણો પત્ર મળી આવ્યો. એ ઘરમાં પહેલાં કેટલાક જર્મન વેપારીઓ રહેતા હતા, જેઓએ એ મકાનમાં પોતાનું પુસ્તકાલય રાખ્યું હતું. જતી વખતે તેઓ એ પુરાણો પત્ર સાથે લઇ જવો ભૂલી ગયા. આ પત્ર જ્યારે હાથ લાગ્યો ત્યારે ફ્રાંસના એક વિદ્યાનુરાગી સજ્જને તે પત્રનો સાર છાપાંઓમાં પ્રકટ કરાવ્યો. પત્ર મૂળ લેટિન ભાષામાં લખાયેલો હતો તેને પ્રકાશમાં આવતો અટકાવવાને ખ્રિસ્તી પાદરીઓએ પુષ્કળ પ્રયાસો કરેલા; છતાં અનેક વિટંબણાઓ પસાર કરીને એ પત્ર આજેયે વિદ્યમાન રહ્યો છે! પત્રપરથી આપણને માલૂમ પડે છે કે, ઈશુ જેરૂસલેમના ગુપ્ત મંડળનો સભાસદ હતો. આ અને બીજી અનેક વાતો તેમાં જણાવેલી છે, જે બધીની સચ્ચાઇ વિષે ઇસીરોનું સત્યાચરણ જોતાં બિલકુલ શંકા રહેતી નથી.

આ પ્રમાણે નોટોવિશ મહાશયના પુસ્તકપરથી અને જેરૂ-સલેમના ગુપ્ત મંડળના ઈસીરે લખેલા પત્રપરથી આપણને ઇશુના અજ્ઞાત જીવન સંબંધી નીચે મુજબની નવી માહિતી મળે છે:–

ઈશુ બાળપણથીજ શિક્ષણ લેવાને માટે હિંદુસ્થાનમાં આવેલો. તેણે અહીંઆં વૈદિક ધર્મ અને બૌદ્ધ ધર્મનું શિક્ષણ પ્રાપ્ત કરેલું અને આ બન્ને ધર્મોનું પૂરું જ્ઞાન મેળવ્યા પછી તે પોતાની યુવા-વસ્થામાં જેરૂસલેમ પાછો ગયેલો. ત્યાં જઈ તે ગુપ્ત મંડળમાં દાખલ થયેલો અને એ મંડળના નિયમોને અનુસરીને તે પોતાના સિદ્ધાંતોનો લોકસમુદાયની અંદર પ્રચાર કરવા લાગ્યો. આથી તે પૂજારીઓના

દેષનો ભોગ થઇ પડયો અને તેને ક્રૉસપર ચઢાવી દેવાની સજા થઇ. તેને ક્રૉસપર ચઢાવવામાં આવેલો ખરો, પરંતુ તે મરણ પામ્યો ન હતો; તે માત્ર બેશુદ્ધજ થયેલો. ગુપ્ત મંડળના કેટલાક સભાસદોની મદદથી જોસેફે પાઇલેટ પાસેથી ઇશુનું શરીર મેળવ્યું અને નિકોદમસે તેના જખ્મોનો ઉપચાર કર્યો. આથી ઇશુ પાછો સાજો થયો. ઇંજીલોમાં ઈશુના શિષ્યોએ, ક્રુસની આગળ જુદા જુદા માણસોને દેખાયેલા જે દેવદૂતોની વાતો લખી છે તે ખરૂં જોતાં દેવદૂતો ન હતા, પરંતુ તેઓ ગુપ્ત મંડળના શ્વેત વસ્ત્રધારી સભાસદો હતા. દેહાંતદંડની સજા ભોગવ્યા પછી ઇશુ કેટલોક વખત જીવતો રહ્યો અને ગુપ્ત મંડળની દેખરેખ નીચેજ તેણે પોતાનું ઉપદેશકાર્ય ચાલુ રાખેલું. આ અરસામાં તે પોતાના શિષ્યોને મળેલો; આવા મેળાપોને ઇશુએ સજીવન થયા પછી પોતાના શિષ્યોને આપેલાં દર્શનોતરીકે લેખાવવામાં આવે છે. ઈશુ ત્યાર પછી કેટલેક કાળે પોતાના કુદરતી મોતેજ મરણ પામેલો; એટલે ઇશુના પુનર્જીવનના જે બનાવને ઇંજીલોમાં એક મહાન ચમત્કાર ગણાવવામાં આવે છે તે ઉપલા પત્રથી સાવ ખોટો ઠરે છે; પરંતુ ઇશુના ઉચ્ચ, સંયમી અને આદર્શ જીવનમાં તેથી જરાયે ઉણપ આવતી નથી. આમ જે બીનાઓ હમણાં નવી બહાર પડી છે તેને લીધે વસ્તુસંકલના પૂરેપૂરી સાચવીને ઇશુનું સંપૂર્ણ જીવનચરિત્ર લખવાની અનુકૂળતા પ્રાપ્ત થઇ છે. વળી ચમત્કારોથી જે ખોટી માન્યતાઓ અને કુશંકાઓ અજ્ઞાન લોકોમાં ફેલાય છે તે પણ હવે દૂર થશે. ચમત્કારો વિનાનું સરળ અને આદર્શ જીવન લોકગણને માટે જેટલું અસરકારક અને આચરણીય નિવડે છે, તેટલું ચમત્કારવાળું અને અટપટું જીવન લોકોપર અસર કરતું નથી. આ નવી હાથ લાગેલી માહિતી અને ઇંજીલોપરથી ઈશુનું એક વિસ્તૃત જીવનચરિત્ર જો ગુજરાતી ભાષામાં તૈયાર કરવામાં આવે તો તે ઘણું ઉપયોગી થઇ પડે.

× × × ×

(તા. ૮-૧૧-૧૯૨૩ના "હિંદુસ્તાન"ના દીપોત્સવીઅંકમાંથી.)



# १८-पोलेण्ड का त्राता-गायक पैडरुस्की

(લેખક—શ્રીયુત ઠાકુર પ્રસાદ શર્મા, બી૦ એ૦)

પોલેંડ-રૂસ, આસ્ટ્રિયા ઔર પ્રશિયા કી ઇચ્છા ઔર સુવિધા કે અનુસાર અસમર્થ સ્થિતિ મેં નોચે ખસોટે ઔર અંત મેં વિનષ્ટ હુએ રાષ્ટ્ર પોલેંડ—કે ભાગ્ય એક શતાબ્દી પીછે અબ ફિર જાગતે દિખાઇ પડતે હૈં. ઇસ મહાયુદ્ધ સંબંધી સંધિ કે કારણ સન ૧૮૩૦ ૪૦ કે પીછે અબ ફિર એક બાર પોલિશ રાજસભા પોલોં કે લાભ કે લિયે ઔર ઉન્હીંકી અધ્યક્ષતા મેં, બૈઠને લગી હૈ. મિ૦ લાયડ જાર્જ કે શબ્દોં મેં "ઇસ સંધિ ને પોલેંડ કે ફટે હુએ ઝંડે કો ફિર સે જોડા હૈ ઔર અબ વહ એક સ્વતંત્ર ઔર સંયુક્ત જાતિ કે ઉપર ફહરા રહા હૈ."

પોલેંડ એક સભ્ય ઔર બલવાન રાષ્ટ્ર રહ ચૂકા હૈ. તેરહવીં શતાબ્દી મેં વહાં રાજસભા કે લિયે પ્રતિનિધિ ચુનને કી પ્રણાલી પ્રચલિત થી; ઔર સન્ ૧૪૧૩ ઇસ્વી મેં—આધુનિક પાશ્ચાત્ય સભ્યા કે લિયે એક બહુત પ્રાચીન સમય મેં—વહાં મનુષ્યજાતિ કે ભ્રાતૃત્વ કી ઘોષણા કી ગઈ થી. પોલેંડ મેં પ્રજાસત્તા બહુત પહિલે સે સ્થાપિત હુઇ ઔર ઉન દિનોં વહાં કી રાજપ્રણાલી ઇતની અચ્છી સમઝી જાતી થી કિ ચૌદહવીં શતાબ્દી મેં રેડ રુથેનિયા ઔર લુથિયોનયા, પન્દ્રહવીં શતાબ્દી મેં ડયૂકલ, પ્રશિયા તથા સોલહવીં શતાબ્દી મેં મેસોવિયા ઔર લિવલેંડ કી રિયાસતેં સ્વયં આ આ કર પોલિશ રાજ્ય મેં સંમિલિત હો ગઇં. ૫૦૦ વર્ષ તક પોલેંડ ને તુર્કી આક્રમણોં કે આઘાતોં કો સહન કિયા, ઔર ફિર બાદ કો ભી યહ જાતિ સદા ઇસાઈ ધર્મ તથા અન્ય દેશોં કી સ્વતંત્રતા કે લિયે અપને યુવકોં કે અમૂલ્ય શરીર બલિદાન કરને કો તૈયાર રહતી થી. ટયૂટન ઔર સ્લેવ જાતિયોં કે ઝગડોં મેં ઇસકે અધઃપતન કા આરંભ હુઆ. સન ૧૭૭૨ મેં જબ પ્રશિયા કે મહાન ફ્રેડરિક ઔર રૂસ કી રાની કૈથરાઇન ને પરસ્પર ઇસકા પ્રથમ બંટવારા નિશ્ચિત કિયા થા, ઉસ સમય પોલેંડ સન ૧૯૧૪ કે જર્મન સામ્રાજ્ય સે ભી બડા થા. પરંતુ ક્રમશઃ ઇસ મહાન રાષ્ટ્ર કો ભિન્ન ભિન્ન દેશોં કે અંતર્ગત પરતંત્ર પ્રદેશોં મેં બંટ જાના પડા, ઔર ઇસ કારણવિધિ કી ઘોર વિડમ્બના ને ઇસ મહાયુદ્ધ મેં તીસ પૈંતીસ લાખ પોલ સિપાહિયોં કો, ઉનકી ભાષા ઔર ભાવ સબ એક હોને પર ભી, રૂસ, જર્મની ઔર આસ્ટ્રિયા આદિ કે સૈનિક નિયમોં કે અનુસાર બલપૂર્વક ભિન્ન ભિન્ન દેશોં કી સેનાઓં મે

ભર્તી કરા કર ઉનસે ભ્રાતૃહત્યા કા ઘોર પાપ કરાયા.

ઇસિ સમય સંસાર મેં પોલેંડ કે પુનઃ સંગઠન કા વિચાર ઉઠા. રાષ્ટ્રપતિ વિલ્સન ને અમેરિકા કે યુદ્ધ મેં ભાગ લેને સે પ્રથમ હી પોલેંડ કો સંયુક્ત ઔર સ્વતંત્ર દેખને કી આશા પ્રકટ કી થી. ઉન્હોંને અપની પ્રસિદ્ધ ચૌદહ શર્તોં મેં ઇસકા ભી સમાવેશ કિયા થા; ઔર અંત મેં, પેરિસ કી અંતર્મૈત્રીય સભા ને ભી યહ નિશ્ચિત કિયા કિ સત્ય ઔર ન્યાય સે યુક્ત સંધિ કે લિયે પોલેંડ કી સ્વાધિનતા અત્યંત આવશ્યક હૈ.

પોલેંડ કી સ્વાધીનતા કે નાટક મેં ઇસી અવસર પર ગાયક-ઔર સ્વદેશભક્ત-પૈડરૂસ્કી પ્રવેશ કરતા હૈ. પૈડરૂસ્કી કા જીવન પોલેંડ અથવા અન્ય પદદલિત દેશોં કે સ્વદેશભકતોં કે સમાન સદા ચિંતાકુલ ઔર શોકપૂર્ણ રહા હૈ. ઉસકી બાણી પોલેંડ કી મહત્તા ઔર અત્યાચારિયોં કી ક્રૂરતા કે હૃદયબેધક તથા ઉદ્વેગ-પૂર્ણ વર્ણન મેં નિરત રહી હૈ ઔર ઉસકી મહાન આત્મા સર્વદા અપની પ્યારી માતૃભૂમિ કે ચરણોં મેં સર્વસ્વ બલિદાન કરને કા અવસર પાને કે લિયે ઉત્કંઠિત રહી હૈ. જો એક ઘંટે મેં પિયાનો બજા કર પાંચ છઃ સહસ્ત્ર રૂપયા પ્રાપ્ત કરતા ઔર કર સકતા થા, વહ અપને દેશ કે લિયે અસીમ ધન કો લાત માર કર તુરંત હી અમેરિકા દૌડા ગયા. વહાં ઉસને અપની પુરાની શાન શૌકત કો તિલાંજલિ દે દી. અબ વહ એક રાજા કી ભાંતિ ન તો રિજર્વ સેલૂન મેં હી ચલતા થા ઔર ન અબ વહ પહલે કી ભાંતિ અનેક નૌકર ઔર સામાન સે ભરે ટ્રંકોં હી કો અપને સાથ રખતા થા. ઉસને ભોજોં મેં, વિશ્વવિદ્યાલયોં મેં ઔર રાજનૈતિક સભાઓં મેં વ્યાખ્યાન દિયે. વહ શુદ્ધ અંગ્રેજી મેં બડી ઉત્તેજના ઔર આવેશ કે સાથ બોલતા થા ઔર પ્રારંભ મેં પોલેંડ કી પ્રાચીન સભ્યતા ઔર મહત્તા કે ઇતિહાસ તથા ઉસકે મહાપુરુષો-શ્રીમતી સૈમ્બ્રિક ઔર મોજેસ્કા જૈસે ચિત્રકારોં, મિકાવિજ જૈસે કવિયોં, સીનકીવિજ જૈસે વિદ્વાનોં ઔર કોશિઅસ્કો આદિ સ્વદેશભક્તોં કા સંક્ષિપ્ત વર્ણન કર કે અંત મેં પોલેંડ કે આર્થિક ઔર માનુ-ષિક વિનાશ કા હૃદયવિદારક ચિત્ર ખીંચ દેતા થા. વહ પોલેંડ કે ગાયક-દેશભક્ત નિર્વાસિત ચોપિન કા વર્ણન સદૈવ બડે પ્રેમ ઔર ભક્તિ કે સાથ કરતા થા.

યહ પ્રસિદ્ધ ચોપિન ઉસ સમય પેરિસ મેં થા, જબ સન્ ૧૮૩૧ મેં ઉસને રૂસ કે હાથોં પોલેંડ કી રાજધાની વારસા કે પતન કા સમાચાર સુના. ચોપિન ઉસી સમય વહીં બૈઠ ગયા. ઉસને અપને ક્રોધ ઔર શોક કે આવેશ મેં એક નવીન રાગ કી રચના કી જો નીચે સુરોં સે આરંભ હો કર ક્રોધ ઔર શોક

પ્રકટ કરતા હુઆ બીભત્સ રૂપ સે નૃત્ય કરતા માલૂમ હોતા હૈ; ઔર અંત મેં, મીઠી ઔર ગંભીર આશા કે સાથ એક ઉંચે સૂર પર સમાપ્ત હોતા હૈ. ચોપિન કી ઉસ સમય કી આશા દુરાશા હો ગઈ. ઉદાર હૃદય ઔર પૂજ્ય દેશસેવિયોં કે નામ રાજવિદ્રોહિયોં મેં લિખે ગયે; ઔર ચોપિન કા પ્યારા પોલૈંડ, ઉસકા પવિત્ર દેવમંદિર, જિસકી સીઢિયોં કી રજ લેને કા ફિર ઉસે કભી સૌભાગ્ય પ્રાપ્ત નહીં હુઆ. નિરાશા ઔર પાપ કે ધૂમ્ર સે પરિવેષ્ટિત હો કર વિજેતા કે ચરણોં મેં જા ગિરા. ઇસી પોલૈંડ કા ચિત્ર ખિંચતે હુયે એક બાર પૈડરૂસ્કી ને કહા થા "આજ પોલૈંડ ક્યા હૈ ? વહ એક રેગિસ્તાન હૈ, ઉજાડ હૈ, શ્મશાન હૈ. બડે બડે ગિરજે, કલાકૌશલ કે સુંદર નમૂને, અમૂલ્ય પુસ્તકેં ઔર હસ્તલેખ—હમારી સહસ્રવર્ષીય સભ્યતાદ્વારા ઉપલબ્ધ સમસ્ત પદાર્થ નષ્ટભ્રષ્ટ કર દિયે ગયે હૈં. કેવલ થોડે સે નગર વિજેતા કી સુવિધા કે લિયે રહને પાયે હૈં, પરંતુ ઉત્તર મેં બાલ્ટિક સાગર સે લે કર દક્ષિણીય કારપેથિયન્સ તક સમસ્ત રૂસી પોલૈંડ ઔર આસ્ટ્રિયન તથા પ્રશિયન પોલૈંડ બૂરી તરહ સે ઉજાડા ગયા હૈ. ઇંગ્લૈંડ ઔર વેલ્સ સે દૂને ક્ષેત્રફલ કી ભૂમિ, જિસમેં ૨૦૦ નગર, ૨૦૦૦ ગિરજે ઔર ૨૦,૦૦૦ ગ્રામ થે, વિનષ્ટ કર દી ગઈ હૈ. ફિર આશ્ચર્ય કૈસા યદિ રોગ ઔર ભૂખ સમસ્ત દેશ મેં નિર્વિઘ્ન રૂપ સે ઘૂમેં !"

ઇસી પ્રકાર વહ મહાન ગાયક અપની પત્ની કે સાથ પોલૈંડ કી સહાયના કે લિયે અમેરિકા મેં અનથક પરિશ્રમ કરતા રહા. ઉસને વહાં કે નિવાસી પોલોં કી એક સેના તૈયાર કી, પીડિતોં કે લિયે સહાયક સંસ્થાયેં સ્થાપિત કરને કી વ્યવસ્થા કી ઔર કુછ હી મહીનોં મેં અપને ગાયનદ્વારા તીન લાખ રૂપયે ઇન સંસ્થાઓં કી સહાયતા કે લિયે એકત્રિત કિયે. જબ સન્ ૧૯૧૭ મેં અમેરિકા યુદ્ધ મેં સંમિલિત હુઆ ઉસ સમય ઇન્હીં પ્રયત્નોં કે ફલસ્વરૂપ પૈડરૂસ્કી ને વહાં કી સરકાર સે યુદ્ધ કે લિયે અપને ઇકઠ્ઠે કિયે હુયે એક લાખ પોલ સિપાહી ઔર પાંચસૌ પૂર્ણ શિક્ષિત સૈનિક અફસરોં કો સ્વીકાર કર લેને કી પ્રાર્થના કી; પરંતુ રાષ્ટ્રપતિ વિલ્સન ને રાજકીય કારણોં સે ઉન્હેં અસ્વીકાર કિયા. ફિર ભી ૩૦ સહસ્ર પોલ સ્વયંસેવક ન્યૂયૉર્ક સે ફ્રાંસ પહુંચે ઔર વહાં જનરલ હૈલર કી અધ્યક્ષતા મેં યુદ્ધ મેં બડી વીરતા સે લડે.

ઇસકે બાદ પૈડરૂસ્કી કે લિયે સર્વસાધારણ મેં પિયાનો બજાને કા કેવલ એક બાર ઔર અવસર આયા થા. જબ ફ્રાંસ કે ભૂતપૂર્વ પ્રધાન સેનાપતિ જનરલ જોફરે ને ન્યૂયૉર્ક મેં યુદ્ધભૂમિ કે સમીપસ્થ ગ્રામોં કી કરુણ દશા કા વર્ણન કિયા થા તબ પૈડરૂસ્કી ને ઉત્તેજિત હો કર એક ગાન કિયા ઔર ઉન ગ્રામોં કી સહાયતા કે

લિયે દો લાખ રૂપયા એકત્રિત કર કે મેટ્રોપોલિટન ઓપરા હાઉસ મેં બડે ઉત્સાહ કે સાથ જનરલ જોફ્રે કો ભેટ કિયે. ઇસ ગાયન કે પશ્ચાત્ પૈડરૂસ્કી ને કહા થા કિ "મેરે અંતઃકરણ મેં કુછ ઐસા પ્રતીત હોતા હૈ, કિ અબ મૈં કભી ગાયક કે રૂપ મેં સર્વસાધારણ કે સંમુખ નહીં આઉંગા."

અબ ઉસકા બાજા પિયાનો નહીં થા, કિંતુ દશ કોટી અમેરિકનોં કી હૃદયતંત્રિયાં થીં, જો ઉસકે ઉત્તેજક સ્વર કે બલ સે, ઉસકે ઇચ્છાનુસાર, સંયુક્ત ઔર સહાનુભૂતિપૂર્ણ નિનાદ કરતી થીં. ઉસકા વિષય સર્વદા પોલેંડ ઔર ઉસકી સ્વાધીનતા હોતી થી. અપની બાલ્યાવસ્થા કી રૂસી અત્યાચાર કી કહાની કહ કર પૈડરૂસ્કી શ્રોતાઓં કે હૃદયોં કો થર્રા દેતા થા. સન્ ૧૮૬૫ કે પોલિશ વિદ્રોહ કે સમય રૂસકી ખુફિયા પુલિસ એકાએક ઉસકે ગરીબ ઘરપર ટૂટ પડી થી ઔર ઉસને ઉસકે સરલ પિતા કો બંદી કર લિયા થા. રોતે હુયે બાલક ને પૂછા થા 'મેરે પિતા કો કયોં લિયે જાતે હો ?' ઉત્તર મેં દીન પૈડરૂસ્કી કી પીઠ પર કોડોં કી બૌછાર કી ગઇ થી. પૈડરૂસ્કી કહા કરતા હૈ 'ઉસ સમય ઘૃણા કી ચરમતા કે કારણ હી મેરે આંખોં સે આંસૂ નહીં નિકલને પાયે." એક ભોજ મેં ઉસકે વ્યાખ્યાન સે શ્રોતાગણ ઇતને પ્રભાવાન્વિત હુયે કિ પૈડરૂસ્કી કે યહ કહને પર કિ "કયા તુમ પોલેંડ કી સહાયતા કરોગે ?" વે ઉત્તેજનાવશ રકાબિયોં કો જોર જોર સે ઉપર ફેંકને લગે.

તેરહવર્ષ કી અવસ્થા મેં પૈડરૂસ્કી ને ગાનવિદ્યા કા અભ્યાસ પ્રારંભ કિયા થા ઔર ચાર વર્ષ પીછે ઉસને અપના પ્રથમ પારિતોષિક પાયા. અપને ગાયન ઔર વ્યાખ્યાન દ્વારા આદમિયોં કે હૃદયોં કો દહલા દેને કી ઉસકી સદા સે અભિલાષા રહી થી ઔર ઇસી અર્થ ઉસને બડી કઠિનાઇ સે હલાકને કી ઉસ આદત કો દૂર કર પાયા, જો ઉસકે બોલને મેં બહુત બાધા ડાલતી થી. ઉસકી અમીરી કે દિન સન્ ૧૮૮૯ સે પ્રારંભ હોતે હૈં જબ ઉસને પહલી બાર પેરિસ કે કંસર્ટ લેમારુજ મેં પિયાનો પર ગાન કિયા થા. ઉસકે બાદ વહ પ્રથમ બાર અમેરિકા ગયા, જહાં ઉસકે ગાયન-વાદ્ય કી બહુત પ્રશંસા હુઈ.

પૈડરૂસ્કી ને છોટી અવસ્થા મેં હી અપના પ્રથમ વિવાહ કિયા થા; પરંતુ ઉસકી અલ્પવયસ્કા પત્ની એક વર્ષ કે ભીતર હી પરલોક-ગામિની હુઇ. ઉસકી વર્તમાન પત્ની વારસા કે પ્રસિદ્ધ વાદ્યવિશારદ લેડિસ્લાસ ગોરસ્કી કી વિધવા હૈ. શ્રીમતી હેલેના અમેરિકા, ફ્રાન્સ, પોલેંડ આદિ કે રાજનૈતિક ક્ષેત્રોં મેં સદા અપને પતિ કી સેવિકા ઔર સહાયકા રહી હૈં. ઉનકી ડાયરી સે જિસમેં ઉન્હોંને અપના ઔર અપને પતિ કા આહ્નિક જીવનવૃત્ત લિખા હૈ,

પ્રકટ હોતા હૈ કિ ઉન દોનોં ને અપને જીવન મેં બડી કઠિનાઇયાં ઔર ખતરે ઉઠાયે હૈં. એક સ્થાનપર વે લિખતી હૈ "ઇગનેસ (પૈડરૂસ્કી) કો બહુત કાર્ય કરના પડતા હૈ. રાતદિન વહ અપને કામ મેં તત્પર રહતા હૈ. વહ સબ કાગજોં કો સ્વયં હી પઢને ઔર ઉન પર હસ્તાક્ષર કરને કા પ્રયત્ન કરતા હૈ. વહ વ્યાખ્યાન તૈયાર કરતા હૈ, પ્રતિનિધિયોં સે મિલતા હૈ ઔર હથિયારોં કે બલ સે ઔસ્ટ્રો કે માર્ગદ્વારા નિકલ જાને કી ભી યુક્તિ સોચતા હૈ, જિસસે જર્મન અફસરોં સે સામના ન હો પાવે." કિતને કાર્ય! ઔર કિતને કષ્ટ!! ઔર, ઇન કાર્યોં કે કારણ, જાદૂ કે ઉન કોમલ હાથોં ને-જિનકા એક લાખ રૂપયોં મેં બીમા હુઆ થા-ફિર પિયાનો નહીં બજાયા. ઇન દિનોં પૈડરૂસ્કી કે દિલ બહલાને કા સાધન કેવલ બિલિયર્ડ કા ખેલ થા.

પૈડરૂસ્કી તથા અન્ય પ્રભાવશાલી વ્યક્તિયોં કે પરિશ્રમ સે એક પોલિશ જાતીય સભા કી સ્થાપના હુઈ થી; ઔર અમેરિકા, ફ્રાન્સ આદિ દેશોં મેં ઉસકી શાખાયેં થીં. ફ્રાન્સ કી રાજધાની પેરિસ મેં રોમન મૌસ્કી ઉસ સભા કા અધ્યક્ષ થા જિસને પીછે પોલૈંડ કે પ્રધાન પ્રતિનિધિ કી હૈસિયત સે મિત્રરાષ્ટ્રોં કી સભા કે સન્મુખ અપને દેશ કી આકાંક્ષાએં આશ્ચર્યજનક યોગ્યતા કે સાથ પ્રકટ કી થીં. પૈડરૂસ્કી કે પરિશ્રમ સે ઇસ સભા કી અમેરિકન શાખા કો વહાં કી સરકાર સે બહુત સહાયતા પ્રાપ્ત થી. રાષ્ટ્રપતિ વિલ્સન ને પ્રકાશ રૂપ સે ઉસકે સાથ સહાનુભૂતિ પ્રકટ કી થી ઔર પૈડરૂસ્કી બડી સુવિધા કે સાથ વહાં કી પ્રધાન કાર્યકારિણી સમિતિ સે મિલ કર અપને દેશ કી રાજનૈતિક સમસ્યાઓં કો ઉનકે સંમુખ ઉપસ્થિત કર સકા થા.

યુદ્ધ કે પ્રારંભકાલ મેં સ્વરાજ્યવાદી પોલ તીન દલોં મેં વિભક્ત થે. પ્રથમ દલ રોમન મૌસ્કી કી અધ્યક્ષતા મેં રૂસ કી સહાયતા કે લિયે ઉદ્યત હોને કો કહતા થા, દૂસરી ઓર પિલ્સુડસ્કી કા કથન થા કિ પોલૈંડ કી આશાએં જર્મની કે ઉપર નિર્ભર હૈં ઔર યહૂદી લોગ આસ્ટ્રિયા કે પક્ષ કી ઓર-જો રાજનૈતિક કારણોં સે ઔરોં કી અપેક્ષા કુછ કમ અત્યાચાર કરતા થા-ઝૂક રહે થે; ફિર, જનરલ હૈલર કે સાથ ફ્રાંસ કે પોલ સિપાહિયોં કે અપને જુદે હી વિચાર થે.

ઇસી બીચ મેં પૈડરૂસ્કી ને ઇંગ્લૈંડ કા સહારા લિયા ઔર વહ તુરંત હી પોલૈંડ કા પ્રધાન મંત્રી તથા પરરાષ્ટ્રવિભાગ કા સચિવ બનાયા જા કર એક અંગ્રેજી જહાજદ્વારા પોલૈંડ પહુંચાયા ગયા. ઇંગ્લૈંડ, ફ્રાન્સ, અમેરિકા આદિ કે પ્રતિનિધિયોં ને પેરિસ કી મિત્ર પરિષદ મેં ઇસ પ્રબંધ કો સમુચિત માના. પૈડરૂસ્કી કી

ઈસ સફલતા સે ઉસકે માર્ગ કી સબ રૂકાવટેં દૂર હો ગઇ ઔર પોલૈંડ કે ધાર્મિક, કૃષક, સૈનિક આદિ સભી દલોં ને ઉસે અપના નેતા સ્વીકાર કિયા. વિદેશોં મેં જા બસનેવાલે સબ પોલ અબ ઉસકી સહાયતા કે લિયે કટિબદ્ધ હુએ. ઉનકો સ્વતંત્રતાદેવી કી પવિત્ર મૂર્તિ ફિર અપની ઓર મધુર મુસ્કાન કે સાથ હાથ ઉઠાયે દિખાઇ દી ઔર વે સંયુક્ત હો કર બડે ઉત્સાહ ઔર ધૈર્ય કે સાથ ઉસકી અભ્યર્થના કે હેતુ આગે બઢે. સ્વતંત્રતા કે આહ્વાન કા કોઇ એક મંત્ર નહીં હૈ. યહી પોલૈંડ થા, જિસને અઠારહવીં ઔર ઉન્નીસવીં શતાબ્દિયોં મેં ઇસ દૈવદર્શન કે લિયે અપને ઔર અપને શત્રુઓં કે જી-જાન એક કર દિયે થે, અપને ઉત્તમ સે ઉત્તમ રત્નોં કો પાની કે મોલ બહા દિયા થા, અપને અમૂલ્ય સે અમૂલ્ય રક્ત સે અપના ઘરદ્વાર સિંચન કિયા થા; તથાપિ પ્રતિષ્ઠા નહીં મિલી. યહી પોલૈંડ થા જિસ ને મહા૦ કોશિઅજકો કી અધ્યક્ષતા મેં સર્વસ્વ-ભેટ લે કર ગંભીર કિંતુ કરુણાસ્વર સે પુકારા થા "દેવિ આઓ!" દેવી આઇ ભી, પોલૈંડ ઉનકે ચરણોં મેં લોટ જાને કે લિયે આગે બઢા; પરંતુ દેવી ફિર લૌટ ગઈ ઔર વહ ધૂલ મેં બિલબિલાતા હુઆ ઉન્હેં ચાહ ઔર આંસુભરી આંખોં સે દેખતા રહ ગયા! અંતર્રાષ્ટ્રીય રાજનીતિ કે ભંવર મેં પડ કર ઉસકી સ્વતંત્રતા કા અંત હુઆ થા ઔર અંતર્રાષ્ટ્રીય રાજનૈતિક ચક્ર કે કારણ હી ઉસે ફિર સ્વાધીનતા કે દર્શન હુએ. અત્યાચાર કે દિનોં કા કઠોર ઔર કટુ સ્મરણ અબ ભી ઉન પોલોં કે સાથ થા. ઇનમેં અમેરિકા કે કરોડપતિ બૈંકર મિસ્ટર જોન એફ. સ્મલ્સ્કી ભી થે, જો આઠ વર્ષ કી અવસ્થા મેં પોલૈંડ કી વર્જિત ચતુષ્કોણી રાષ્ટ્રીય ટોપી પાઠશાલા મેં પહન જાને કે કારણ જર્મનોંદ્વારા માર સે અધમરે કર કે જેલ મેં ડાલ દિયે ગયે થે. પૈડરૂસ્કી ને અપને ઘોષણાપત્ર મેં લિખા થા-"અંત મેં, પોલૈંડ ને નસેની કી પ્રથમ સીઢી પર અપના પૈર રકખા હૈ!"

ઉસ સમય ભી પૈડરૂસ્કી કો બડી કઠિનાઇયાં ઔર ક્લેશ ઉઠાને પડે. પોલૈંડ કે જર્મનનિવાસી ઉસકે વિરુદ્ધ થે, કઇ સ્થાનોં પર બલવે ભી હો ગયે. ઈસ ભયાનક સમય કે વિષય મેં ઉસકી પત્ની શ્રીમતી હેલેના અપને પુત્ર કો ઇસ પ્રકાર લિખતી હૈં-"હમ એક પ્રકાર સે બિલકુલ યુદ્ધ-ભૂમિ હી મેં રહતે હૈં. મૈં આહત સિપાહિયોં કે લિયે સંસ્થાએં સ્થાપિત કર રહી હૂં, ભયાનક કષ્ટોં કે પ્રતીકાર કે નિમિત્ત, જાતિભેદ કો ત્યાગ કર સ્ત્રિયાં કી સભાએં બના રહી હૂં. હમારે મરણોન્મુખ અર્ધનગ્ન સૈનિક બૈલગાડિયોં મેં આતે હૈં ઔર ઔષધાલયોં મેં રકખે હૈં, જહાં બહુત કમ ભોજન હૈ ઔર દવાઇયાં બિલકુલ નહીં." સૌભાગ્ય સે અમેરિકન

કમિશન ને ઇન કઠિનાઇયોં કો બહુત કુછ દૂર કર દિયા થા.

ઇસ બીચ મેં પૈડરૂસ્કી ને અપની પત્ની કે શબ્દોં મેં "કાંટોં પર ચલ કર વિજય પાઇ." આરિટ્રયનોં ને ઔર સામ્યવાદિયોં કી બલવતી જાતીય સંસ્થા ને ઉસકા વિરોધ કિયા, ઉસકે ઉપર જર્મની કા ગુપ્ત વેતનભોગી હોને કા ભી લાંછન લગાયા ગયા; પરંતુ પૈડરૂસ્કીને ઇસિ પ્રકાર કી મૂર્ખતા કી તનિક ભી ચિંતા નહીં કી. વારસા મેં પ્રતિનિધિ-નિર્વાચન કે સમય પૈડરૂસ્કી કે દલ કી હી જીત રહી. સામ્યવાદિયોં કે કેવલ ૮૦ પ્રતિનિધિ રાજસભા મેં આ પાયે ઔર પૈડરૂસ્કી દલ કે ૪૨૦.

નવીન પોલૈંડ કા નિર્માણ હો રહા હૈ. શ્રમજીવિયોં ઔર યહૂદિયોં કે ઝગડોં કા અંત કરને કે લિયે ઉનકે લિયે અલગ અલગ ભૂમિ દે દી ગઈ હૈ; પરંતુ અભી સ્પષ્ટ રૂપ સે નહીં કહા જા સકતા કિ પોલૈંડ કો વાસ્તવિક સ્વાધીનતા પ્રાપ્ત હો ગઈ યા નહીં ? વિશેષ કર રૂસ કે આક્રમણોં કો રોકને, જર્મની કો ઉસસે પૃથક્ કરને ઔર દોનોં દેશોં કી ભૂમિ ઔર શક્તિ કમ કરને કે લિયે હી ઉસકો સ્વાધીનતા દી ગઈ હૈ. પોલૈંડવાસિયોં કા કથન થા કિ હમ પૂર્ણ ઔર સચ્ચી સ્વતંત્રતા ચાહતે હૈં, વહ હમારા જન્મજાત સ્વત્વ હૈ ઔર હમ સબ પ્રકાર સે ઉસકે યોગ્ય હૈં; દો પ્રબલ રાષ્ટ્રોં કે બીચ મેં નિર્બલ પોલૈંડ કો ડાલ દેને સે કુછ લાભ નહીં હોગા. વે કેવલ ઉન્હીં પ્રદેશોં કો ચાહતે થે, જહાંકે અધિકતર નિવાસી પોલ જાતિ કે હી હૈં. પ્રાચીન પોલિશ સામ્રાજ્ય કે સમસ્ત પ્રદેશોં પર અધિકાર કરને કી ઉનકી ઇચ્છા નહીં થી. વે કહતે થે કિ ઐતિહાસિક ઔર ભૌગોલિક દોનોં દૃષ્ટિયોં સે પોલૈંડ એક બડા રાષ્ટ્ર હૈ, ઉસકી રક્ષા તથા સમૃદ્ધિ કે લિયે સબ પ્રકાર કી સુવિધા હોની ચાહિયે. સંધિ પરિષદ્ ને ઉનકી આકાંક્ષાયેં બહુત કુછ પૂરી કી હૈં.

મેડમ હેલેના કી ડાયરી મેં લિખા હૈ:—"ઇગનેસ પૈડરૂસ્કી ને જો કાર્ય અપને ઉપર લિયા હૈ વહ મનુષ્યશક્તિ સે પરે હૈ, પરંતુ પરમેશ્વર ઔર મિત્રશક્તિયાં કી સહાયતા સે જો કુછ ઉસને આરંભ કિયા હૈ વહ પૂરા કર લેગા....હમારી રિપબ્લિક કે લિયે અમેરિકા કે પ્રથમ રાજદૂત મિસ્ટર હુ ગિબ્સન હમસે ભેટ કર ચૂકે હૈં.......મેરે સન્મુખ ભી આહત, રોગી, ભૂખોં ઔર બચ્ચોં કી સેવા કા બડા ભારી કામ હૈ. મૈં લગભગ એક સૌ સભાઓં કી સભાનેત્રી હૂં, જિનકી શાખાએં લેમ્બર્ગ, વિલન ઔર સીમાન્ત પ્રદેશોં મેં ફૈલી હુઇ હૈં....સબકે પ્રેમ ઔર કૃતજ્ઞતા દ્વારા મુઝે પરિશ્રમ કા સહસ્રગુણ ફલ મિલ જાતા હૈ.......ઇશ્વર કો બાર-બાર ધન્યવાદ હૈ. પોલૈંડ ઇસ અશાન્તિ મેં સે શાન્તિમય ઔર સ્વતંત્ર હો કર નિકલેગા; પરંતુ કિતને બલિદાન કે બાદ !..."

સન્ધિ પરિષદ્ કે સમય પૈડરૂસ્કી વિલ્સન લાયડ જાર્જ, ક્લેમેશો આદિ કે સાથ બૈઠા થા ઔર ઉસને સ્વદેશ કી પ્રસિદ્ધ ઔર પ્રશંસનીય સેવાએં કી થીં. ગત ૧૨ દિસમ્બર કે રાયટર કે તાર સે પતા ચલતા હૈ કિ પૈડરૂસ્કી ને અપના પદ ત્યાગ દિયા હૈ. ઇસ વિષય મેં ઔર કોઇ સમાચાર નહીં મિલે હૈં, ઇસ લિયે નહીં કહા જા સકતા કિ રાજનૈતિક ફેરફાર કે કારણ કૈસી પરિસ્થિતિ હો ગઇ હૈ!

(માર્ચ-૧૯૨૦ના "પ્રભા"માં લેખકઃ-શ્રી. ઠાકુરપ્રસાદ શર્મા બી. એ.)

# ૧૯-ભાવદાસજી

પડયાં પાણીનાં હીમ થઈ જાય એવી શિયાળાની રાત હતી. સરૂડ સરૂડ ટાઢો વાયરો ફુંકાતો હતો. શેરીઓમાં કૂતરાંય બખોલો કરી ટુંટિયાં વાળી પડી રહ્યાં'તાં.

ત્યાં તો હાથમાં લાકડી અને ફાટયાંતૂટયાં કપડાં પહેરેલ એક ભીખારી મંદિરના દરવાજે આવીને ઉભો છે. ટાઢની એને દરકાર નથી, કદાચ ટાઢમાંજ રહેવાની ટેવ હશે! ભીખારી તો દરવાજે સાદ પાડે છે 'કોઇ રોટી દો.'

પણ ટાઢમાં તે કોણ બહાર નીકળે! કોઇ જવાબેય નથી દેતું. ભીખારી તો ફરીથી સાદ નાખે છે; પણ કયાં કોઇને પડી હતી? એ...ઇ મજાના ગપાટામાં બધાય પડયા હતા. ભીખારીની ભૂખ કે ટાઢ કાંઇ એમને લાગતી હતી?

ટાઢા ટાઢા વાયરા હજુય વાય છે. અંધારાં હજુય ઘેરાં ઘેરાં થાય છે, ને ભીખારી તો સડેડાટ આગળ ચાલ્યો જાય છે. એને ભૂખ નહિ લાગી હોય?

એક બીજું મંદિર આવ્યું. મોટો ડહેલો હતો. અંદર હુંફાળી ધૂણી બળતી હતી. સૌ ટોળટાળે ચઢ્યા હતા, ને ગાંજો ફુંકતા હતા.

ભીખારીએ ટુકડો રોટલો માગ્યો. ગાંજાના તોરમાં એક બાવો ઉભો થયો; 'એઇ! મોડી રાતે એ કોન હૈ! ઇધર રોટી બોટી કયા? ચલ જા!'

ભીખારી તો કહે 'ભાઇ ભૂખ્યો છું. એક કટકો રોટલો આપો ને!'

બાવાજી તો સમજ્યા ન સમજ્યા, ને બોલ્યા 'અબે, ઇધર રોટી કહાં રખ્ખી હૈ? ચલે જા! કયા, તેરે લિયે યે મંદિર હૈ?' એટલું કહીને બારણું બંધ કરી બાવાજી અંદર ચાલ્યા ગયા.

ભીખારી તો અથડાતો કૂટાતો ચાલ્યો આગળ. અંધારામાં

કેટલાંય મંદિર આથડયો હશે એ આપણે શું જાણીએ ?

પણ અધખોલી એક બારી પાસે તે બોલતો હતો 'ટુકડો રોટલો આપો.'

ને ત્યાં તો બારી આખી ઉઘડી. એક રોટી લઇને એક વૃદ્ધ બાવાજી આગળ આવ્યા. કહ્યું 'ભાઇ ! બહુ મોડું થયું છે. વહેલો આવ્યો હોત તો ઝાઝું મળત. અત્યારે તો 'રામરોટી'માંથી એકજ વધી છે. લે, સવારે આવજે ! તને આપીશ. તારે સૂવું છે ? બાવાજીએ પૂછ્યું.

પણ ભીખારીએ ના પાડી અને પગથીઆં ઉતરવા માંડયાં. બાવાજીએ દીવો ધર્યો ને બોલ્યા 'ભાઈ ! જાળવીને ઉતરજે ! પડતો નહિ.'

× × × ×

'રામરોટી'ની ઝોળીમાં તો ઉભરાઇ પડે તેટલી રોટી આવે છે; બાવાજી કહે છે 'એ તો રામની માયા !'

કોઈ ભૂખ્યું ત્યાંથી પાછું જતું નથી. ત્યાં તો સદાવ્રત બંધાયું છે.

× × × ×

મહાજન બાવાજી પાસે આવીને કહે 'લ્યો મહારાજ ! આ તમારા 'લાગા' ના રૂપિયા. તમને ઠીક પડે તે ઉપયોગ કરો.'

બાવાજીએ તો પૂછ્યું: 'ભાઇ ! આ 'લાગો' શેનો ? અને રૂપિયા શેના ?'

મહાજને કહ્યું 'ગયે વર્ષે પેલા કલેકટર આવ્યા હતા, તેમણે તમારા મંદિરને લાગો આપવાનું કહ્યું છે. એ વિલાયતમાં રહેનારાનેય તમારા મંદિર ઉપર શ્રદ્ધા છે !'

બાવાજી કહે 'રામકી માયા !'

× × × ×

મહાજનમાંથી કોઈ કોઇ કહેવા લાગ્યું: 'પણ એ કલેકટર તો બહુ જબ્બર ! રાતે વેશપલટા કરીને એ નગરચર્ચા જોવા નીકળતો: ને એમજ એણે પેલું ખૂન પકડયું હતું.'

તે દિવસથીજ કરશનકાકા, દુકાનમાંથી નીકળતા 'શુભ' ખાતેના પૈસા ત્યાં મોકલવા લાગ્યા, અને ભાવસ્વામી બાવાજીમાં શ્રદ્ધા રાખવા લાગ્યા.

("બાલજીવન"માં લખનારઃ–છોટાલાલ અં. જોષી)



# २०—तीर्थंकर पारशनाथ

(લેખકઃ—મિશ્ર શ્રી. ભગવાન શર્મા 'નિર્વાણ')

(૧)

બાલકો! તુમ લોગોં મેં સે જો કલકત્તે મેં રહતે હોંગે, વહ પ્રાયઃ પારશનાથ કા મંદિર દેખને ગયે હોંગે; કિંતુ યહી પારશનાથ હૈં જિનકે વિષય મેં તુમ લોગ નહીં જાનતે હોગે. આજ ઉન્હીં પારશનાથ કા તુમ લોગોં કો ઉપાખ્યાન સુનાઉંગા.

તુમ લોગ પ્રાયઃ બૌદ્ધ ધર્મ કે પ્રવર્તક બુદ્ધદેવ કી કથા જાનતે હોંગે. વહ પારશનાથ ભી બુદ્ધદેવ કે સમાન એક બહુત બડે રાજા કે પુત્ર થે. ઉનકા શુભ નામ પાર્શ્વનાથ થા. વે જિસ ધર્મ કે પ્રચારક થે ઉસકા નામ "જૈન ધર્મ" હૈ.

પૌષ માસ કે કૃષ્ણપક્ષ કી એકાદશી તિથિ મેં બારાણશી કે ઈક્ષ્વાકુવંશ કે રાજા વિશ્વસેન કી પ્રધાન સ્ત્રી વામાદેવી કે ગર્ભ સે પાર્શ્વનાથ ને જન્મ લિયા થા. ઉનકા જન્મ હોને સે સ્વર્ગ સે ઇંદ્રાદિ દેવતા આ કર અનેક પ્રકાર કે ઉત્સવ કા અનુષ્ઠાન કરને લગે. ઉચિત સમય પર બચ્ચે કા નામ "પાર્શ્વનાથ" રક્ખા ગયા.

પાર્શ્વનાથ દિન દિન શુક્લપક્ષ કે ચંદ્રમા કે સદૃશ બઢને લગે. કહા જાતા હૈ કિ આઠ વર્ષ કી અવસ્થા મેં ઉન્હોંને ગૃહસ્થ કે આચરણીય સાર વ્રતાદિ અનુષ્ઠાન કા શ્રીગણેશ કિયા. એક દિન કી બાત હૈ કિ વહ સિંહાસન પર બૈઠે થે ઈસી સમય ઉનકે પિતા ને આ કર ઉનસે કહા "તુમ્હારા વિવાહ કા સમય હો ગયા હૈ. અતએવ તુમ કિસી એક રાજકન્યા સે વિવાહ કરો. ઋષભનાથ ને જિસ પ્રકાર પિતા નાભિરાજ કે કથનાનુસાર વિવાહ કર પિતા કી ઈચ્છા પૂર્ણ કી થી, ઉસી પ્રકાર તુમ ભી હમારી ઈચ્છા પૂર્ણ કરો."

પુત્ર કે વિવાહ કરને કી ઇચ્છા ન સુન પિતા મન હી મન અસંત દુઃખિત હુએ, કિંતુ જબ ઉન્હોંને સમઝ લિયા કિ યહી ભાવી હૈ, તબ વે નિશ્ચિંત હો ગયે.

(૨)

પાર્શ્વનાથ કે માતામહ (નાના) કા નામ મહીપાલ થા. વે મહીપાલ નામ નગર મેં અપના રાજ્ય કરતે થે. પત્ની કી મૃત્યુ હોને સે રાજ્ય તથા ઐશ્વર્ય કો ત્યાગ કર કાશી કે સમીપ હી એક બન મેં કઠિન તપસ્યા કરને લગે.

ઉસી સમય એક દિન પાર્શ્વનાથ હાથી કે ઉપર સવાર હો જંગલ કે બીચ ખેલને કો ગયે થે. જબ વે વન સે લૌટે તબ ઉન્હોંને માર્ગ કે એક બગલ મેં એક વ્યક્તિ કો અગ્નિ કે બીચ

કરીએ છીએ, કે જેની આવશ્યકતા સિદ્ધ નહિ કરી શકીએ; અને એવા અનાવશ્યક પરિગ્રહથી પડોશીને ચોરી કરવાની લાલચમાં ફસાવીએ છીએ. અભ્યાસથી મનુષ્ય પોતાની હાજતો ઘટાડી શકે છે, ને જેમ ઘટાડતો જાય છે તેમ તે સુખી, શાંત અને બધી રીતે આરોગ્યવાન થાય છે."

"કેવળ સત્યની–આત્માની દૃષ્ટિએ વિચારતાં શરીર પણ પરિગ્રહ છે. ભોગેચ્છાથી આપણે શરીરનું આવરણ ઉભું કર્યું છે ને તેને ટકાવી રાખીએ છીએ. ભોગેચ્છા અત્યંત ક્ષીણ થાય તો શરીરની હાજત મટે; એટલે મનુષ્યને નવું શરીર ધારણ કરવાપણું ન રહે. આત્મા સર્વવ્યાપક હોઇ શરીરરૂપી પાંજરામાં કેમ પૂરાય ? એ પાંજરાને ટકાવવા સારૂ અનર્થો કેમ કરે ? બીજાને કેમ હણે ? આમ વિચાર કરતાં આપણે આત્યંતિક ત્યાગને પહોંચીએ છીએ, અને શરીર છે ત્યાંલગી તેનો ઉપયોગ કેવળ સેવાને અર્થે કરતાં શીખીએ છીએ. તે એટલે લગી કે, તેનો ખરો ખોરાકજ સેવા થઈ પડે છે. તે ખાય છે, પીએ છે, સૂએ છે, બેસે છે, જાગે છે, ઉંઘે છે તે બધું સેવાનેજ અર્થે. આમાંથી ઉત્પન્ન થતું સુખ ખરૂં સુખ છે, ને આમ કરતાં મનુષ્ય છેવટે સત્યની ઝાંખી કરશે. આ દૃષ્ટિએ આપણે સૌ આપણો પરિગ્રહ વિચારી લઇએ.

આટલું યાદ રાખવા યોગ્ય છે કે, જેમ વસ્તુનો તેમ વિચારનો પણ અપરિગ્રહ હોવો જોઇએ. જે મનુષ્ય પોતાના મગજમાં નિરર્થક જ્ઞાન ભરી મૂકે છે તે પરિગ્રહી છે. જે વિચાર આપણને ઇશ્વરથી વિમુખ રાખે અથવા ઇશ્વરપ્રતિ ન લઈ જતા હોય તે બધા પરિગ્રહમાં ખપે ને તેથી ત્યાજ્ય છે. આવી વ્યાખ્યા ભગવાને ૧૩ મા અધ્યાયમાં જ્ઞાનની આપી છે, તે આ પ્રસંગે વિચારી જવી ઘટે છે. અમાનિત્વ ઇત્યાદિને ગણાવીને કહી દીધું કે, તેની બહારનું જે બધું તે અજ્ઞાન છે. આ ખરૂં વચન હોય–ને એ ખરૂં છેજ–તો આજે આપણે ઘણું જે જ્ઞાનને નામે સંગ્રહીએ છીએ તે અજ્ઞાનજ છે ને તેથી લાભને બદલે હાનિ થાય છે. મગજ ભમે છે, છેવટે ખાલી થાય છે, અસંતોષ ફેલાય છે અને અનર્થો વધે છે. આમાંથી કોઈ મંદતાને તો નહિજ ઘટાવે. પ્રત્યેક ક્ષણ પ્રવૃત્તિમય હોવી જોઇએ; પણ તે પ્રવૃત્તિ સાત્ત્વિક હોય, સત્ય તરફ લઇ જનારી હોય. જેણે સેવાધર્મ સ્વીકાર્યો છે, તે એક ક્ષણ પણ મંદ રહી શકેજ નહિ. અહીં તો સારા નરસાનો વિવેક શીખવાનો છે, સેવાપરાયણને એ વિવેક સહેજે પ્રાપ્ત છે."

( તા. ૭–૯–૧૯૩૦ ના "નવજીવન"માંથી )

# ५९–भारत में सुखसमृद्धि का समय

( શ્રીયુત ચિંતામણિ વિનાયક વૈદ્ય ને મધ્યયુગીન ભારત કા અંગરેજી મેં ઇતિહાસ લિખા હૈ. યહ તીન ભાગોં મેં સમાપ્ત હુઆ હૈ. ઇસકા હિંદી મેં ભાષાંતર ભી હો ગયા હૈ. ઇસકે દૂસરે ભાગ મેં સન્ ૭૫૦ સે સન્ ૧૦૦૦ તક કે ભારત કા ઇતિહાસ વર્ણિત હૈ. ઇસ કાલ મેં સન્ ૮૦૦ સે સન ૧૦૦૦ કે કાલ કે ભારત કે ઇતિહાસ કો વૈદ્ય મહોદય ને ભારત કા સુવર્ણકાલ બતાયા હૈ. ઇસ કાલ મેં ભારત મેં સુખસમૃદ્ધિ કી ક્યા અવસ્થા થી, ઉસકા વર્ણન ઇસ ગ્રંથ કે જિસ પ્રકરણ મેં આયા હૈ ઉસીકા કુછ સંગ્રહિત અંશ યહાં (“સરસ્વતી” અગસ્ત ૧૯૩૦ મેં) દિયા ગયા હૈ. )

ભારત કે આજ તક કે ઇતિહાસ મેં ઇ૦ સ૦ ૮૦૦–૧૦૦૦ (વિ૦ ૮૫૭–૧૦૫૭) ઇન દો શતાબ્દિયોં જૈસા વૈભવ-સંપન્ન, સમૃદ્ધિ ઔર સુખ કા કાલ કિસી અન્ય શતાબ્દી મેં દેખ નહીં પડતા. ઇન શતાબ્દિયોં મેં ભારત પૂર્ણ સ્વતંત્ર થા ઔર દેશભર મેં સમૃદ્ધિ ઔર શાન્તિ કા સામ્રાજ્ય થા. ધાર્મિક પરિસ્થિતિ નિર્દોષ થી. સમય દેશ મેં એક હી ધર્મ પ્રચલિત હોને સે જનતા મેં વૈમનસ્ય કા અભાવ ઔર એકતા દેખ પડતી થી. વિભિન્ન જાતિયોં મેં ભેદભાવ ન હોને કે કારણ વિરોધ કી ગુંજાઇશ નહીં થી. સેના કા પ્રબંધ ઉત્તમ થા. ઇસ કારણ વિદેશી આક્રમણ કા ભય નહીં થા ઔર રાજ્યવ્યવસ્થા ભી પ્રજા કે લિયે સુખકર થી. ઐસી સમૃદ્ધિ ઔર શાન્તિ કા સમય કદાચિત્ વૈદિક યુગ અથવા બુદ્ધ કે પૂર્વ રહા હો. પરંતુ બૌદ્ધ કાલ સે લે કર આજ તક કે બીચ મેં ઇસ પ્રકાર કે સુવર્ણકાલ કા પતા નહીં ચલતા.

ઇસ સર્વાંગ-સુંદર સમય કે હર એક પહલૂ પર વિચાર કરના આવશ્યક હૈ. ઇસ સમય કી સબ સે અધિક મહત્ત્વ કી બાત યહ હૈ કિ સમગ્ર દેશ મેં એક હી ધર્મ કા પ્રભાવ થા. કુમારિલ ભટ્ટ ઔર શંકરાચાર્ય ને વૈદિક ધર્મ કા (વૈદિક વિધિ ઔર વૈદિક તત્ત્વજ્ઞાન દોનોં કા) પુનરુજ્જીવન કર દિયા થા. ઇસ નવીન ધર્મ-મત મેં સાંપ્રદાયિક મત-ભેદ ભી ઉત્પન્ન નહીં હુયે થે. ઇસસે સમસ્ત જનતા કી એક હી વૈદિક ધર્મ મેં અટલ શ્રદ્ધા થી. વહ ઇસ હદ તક પહુંચ ગઇ થી કિ દેશ મેં કહીં બૌદ્ધ દેવાલય નહીં દેખ પડતે થે. બૌદ્ધ ધર્મ કી તરહ જૈન ધર્મ કા પૂરા પતન નહીં હુઆ થા. ઇસ કારણ ઉસકા પ્રભાવ કહીં કહીં દેખ પડતા થા. ગુજરાત, દક્ષિણ મહારાષ્ટ્ર, પંજાબ અથવા રાજપૂતાના મેં પ્રચાર ન હોને સે ઉસકા કોઇ મહત્ત્વ નહીં થા. સારાંશ, ઉસ સમય ભારતવર્ષભર મેં એક હી ધર્મ કા—વૈદિક ધર્મ કા—

પ્રભાવ થા: સાંપ્રદાયિક પંથ, મતભેદ યા કલહ ઉત્પન્ન નહીં હુઆ થા. શંકરાચાર્ય કા અદ્વૈત મત સર્વમાન્ય થા ઔર સમાજ મેં યદ્યપિ શિવ, વિષ્ણુ, ભગવતી, આદિત્ય અથવા ગણપતિ કી વિભિન્ન ઉપાસનાયેં પ્રચલિત થીં, તથાપિ વિભિન્ન દેવતાઓં કે ઉપાસકોં મેં દ્વેષબુદ્ધિ અથવા અપને હી ઉપાસ્યદેવ કે વિષય મેં હઠ યા દુરાગ્રહ ઉત્પન્ન નહીં હુઆ થા.

હિંદૂધર્મ કી વર્તમાન ઔર તત્કાલીન પરિસ્થિતિ મેં એક અત્યંત મહત્ત્વપૂર્ણ ભેદ હૈ, જિસકે કારણ તત્કાલીન લોગ હમારી અપેક્ષા અધિક સુખી થે. હિંદૂ ધર્મ કી સામાજિક ઇમારત બહુત પ્રાચીન કાલ સે વર્ણાશ્રમ-વ્યવસ્થા કી ભિત્તિ પર ખડી કી ગઇ હૈ. પરંતુ ઉસ વ્યવસ્થા કા સ્વરૂપ ઇસ સમય બહુત અવ્યવસ્થિત ઔર ઉદ્વેગજનક હો ગયા હૈ.

ઉસ સમય બ્રાહ્મણોં-બ્રાહ્મણોં અથવા ક્ષત્રિયોં-ક્ષત્રિયોં મેં કોઇ ભેદભાવ નહીં થા. વૈશ્યોં મેં ભી ભેદભાવ ઉત્પન્ન નહીં હુઆ થા. હમ પહલે બતા ચૂકે હૈં કિ ઉત્તરભારત કે રાજપૂત ક્ષત્રિયોં ઔર દક્ષિણ કે મહારાષ્ટ્રીય ક્ષત્રિયોં મેં બરાબર રોટી-બેટી કા વ્યવહાર પ્રચલિત થા. યહી નહીં, તબ રાજપૂતોં કે ૩૬ કુલોં કી ગિનતી તક નહીં હુઈ થી. જાતિયોં મેં ભેદભાવ ન હોને ઔર ઉનકી અનેક ઉપજાતિયાં ન બનને સે ઉસ સમય દેશ મેં સુખશાન્તિ વિદ્યમાન થી.

ઉસ સમય બ્રાહ્મણગણ ક્ષત્રિય-વૈશ્યોં ઔર ક્ષત્રિયગણ વૈશ્યોં કી બેટી બ્યાહ સકતે થે. અનુલોમ વિવાહ સે ઉત્પન્ન હુઈ સંતાન માતા કે વર્ણ કી સમઝી જાતી થી, ઉસકી કોઇ સ્વતંત્ર જાતિ નહીં બની થી. યદિ ઐસી જાતિયાં બનતી તો ઉસી સમય કિતની હી ઉપજાતિયાં હો જાતી. કહીં કહીં તો એક હી વિપ્ર કી બ્રાહ્મણી, ક્ષત્રાણી ઔર વૈશ્ય જાતિ કી સ્ત્રિયાં ઔર ઉનકી તીનોં વર્ણોં કી સંતાન દેખ પડતી થી. સબ સંતાન એકત્ર લાલિત-પાલિત હોને સે ઉનમેં ભેદભાવ નહીં ઉત્પન્ન હોતા થા. સબ કુટુંબી એકસાથ બૈઠ કર ભોજન કરતે થે. માંસભક્ષણ કા નિષેધ ન હોને સે સબકા આહાર એક થા. એક હી પાત્ર સે સબ પાની પીતે થે, અતઃ સ્પર્શાસ્પર્શ કા ભી વિચાર નહીં થા. સબ સંતાન કે વ્રતબંધન આદિ સંસ્કાર એકત્ર ઔર સમાન રૂપ સે હોતે ઔર સબ વેદાધ્યયન કરતે થે. તબ લોગોં કી ધારણા નહીં થી કિ વેદાધ્યયન કા અધિકાર કેવલ બ્રાહ્મણોં કો હી હૈ. આજ-કાલ બ્રાહ્મણોં કે છુઆછૂત, વેદાધિકાર આદિ કે હઠ સે ક્ષત્રિયાદિ ઉનસે ભીતર હી ભીતર વિદ્વેષ રખતે હૈં, ચાહે ઉપર સે ભલે હી આદર પ્રકટ કરતે હોં. તબ ઐસી દશા નહીં થી. તબ તીનોં જાતિયોં કો વેદાધિકાર થા, તીનોં કા ખાનપાન એક થા, અનુલોમ વિવાહ પ્રચલિત થે ઔર છુઆછૂત કા આડંબર

નહીં થા. ઇસસે વૈર-વિરોધ કે લિયે કહીં અવકાશ નહીં રહ ગયા થા ઔર સમાજ કે પ્રેમબંધન સુદૃઢ તથા સુસ્થિર થે.

ઉસ સમય શૂદ્રોં કે સાથ સામાન્યતઃ વિવાહ-સંબંધ નિષિદ્ધ હોને પર ભી કુછ શૂદ્રોં કે સાથ ત્રિવર્ણોં કા ખાનપાન-સંબંધ થા. શૂદ્ર બહિષ્કૃત નહીં સમઝે જાતે થે. આજકલ પવિત્ર બ્રાહ્મણ શૂદ્ર કી છાયા ભી સ્પર્શ નહીં કરતા, ખાન-પાન કા તો બાત હી દૂર હૈ. તબ યહ બાત નહીં થી. પંચમ અથવા અતિશૂદ્રોં કો છોડ, અન્ય શૂદ્રોં કે સાથ,--જિનકા કૃષિકર્માદિ કે અવસર પર નિકટ સંબંધ આતા થા,—તીનોં વર્ણોં કે લોગ ખાન-પાનાદિ વ્યવહાર કરતે થે.

જિસ સમય કા હમ વિચાર કર રહે હૈં, ઉસ સમય ભિક્ષા-વૃત્તિ સે જીવિકા-નિર્વાહ કરનેવાલોં કા અભાવ થા. ક્યા યહ ઉસ સમય કી સુસ્થિતિ કા નિદર્શક નહીં હૈ? બૌદ્ધ ધર્મ કે ઉદય સે દેશ મેં જો ભલી-બુરી પ્રથાયેં પ્રચલિત હુઈં, ઉનમેં સબસે બુરી પ્રથા ભિક્ષાવૃત્તિ કી થી. બૌદ્ધ ધર્મ કે ઉત્કર્ષકાલ મેં બૌદ્ધ વિહારોં મેં ભિક્ષુ બસતે ઔર ગાંવોં મેં ભિક્ષા માંગ કર ઉદર-પૂર્તિ કરતે થે. બૌદ્ધોં કે સમય મેં જહાં તહાં ભિખારિયોં કી ભરમાર હો ગઇ થી. બૌદ્ધ ભિક્ષુઓં કા પંથ નષ્ટ હુયે એક દો શતાબ્દિયાં ભી નહીં બીતી થીં કિ શૈવ ઔર વૈષ્ણવ ગુસાઇંયોં તથા વૈરાગિયોં કે પંથોં કા ઉદય હુઆ. યે લોગ ભી બૌદ્ધ ભિક્ષુઓં કી તરહ અવિવાહિત રહ કર મઠોં ઔર મંદિરોં મેં નિવાસ કરતે થે ઔર ભિક્ષાવૃત્તિ સે જીવિકાનિર્વાહ કરતે. વિચારણીય સમય મેં ઇન પંથોં કા દૌર-દૌરા નહીં થા ઔર બૌદ્ધ ભિક્ષુઓં કા અંત હો ગયા થા. ઇસ કારણ દેશ મેં ભિક્ષાચર્ય કા ઉપદ્રવ બહુત હી કમ થા.

પ્રાચીન સમય સે ભિક્ષાવૃત્તિ નિંદનીય માની ગઈ હૈ. કુછ વિશિષ્ટ બ્રાહ્મણોં કો હી ભિક્ષા કા અધિકાર દિયા ગયા થા, કિંતુ ઉનકી ભી ધાર્મિક વૃત્તિ દેખી જાતી થી. સબ બ્રાહ્મણ ભિક્ષા નહીં માંગ સકતે થે. અધર્મી યા અશિક્ષિત બ્રાહ્મણ ભિક્ષા માંગને કે અધિકારી નહીં થે. એક સ્મૃતિ મેં ઐસે બ્રાહ્મણોં કો ભિક્ષા દેને-વાલે ગ્રામ કો દંડ દેને કી વ્યવસ્થા હૈ; ક્યોંકિ ઇસ પ્રકાર કી ભિક્ષા યા દાન સે ચોરોં કા સમર્થન હોતા હૈ—"**तं ग्रामं दण्डयेद्राजा चोरभक्तप्रदो हि सः।**" જબ બ્રાહ્મણોં કે લિયે ઇતના કડા નિયમ થા, તબ અન્ય વર્ણોં કે લિયે તો કહના હી ક્યા હૈ. ભિક્ષાવૃત્તિ કે સંબંધ મેં ઇતના કડા બંધન હોને કે કારણ હી સબ વર્ણોં કે લોગ અપને પૂર્વપરંપરાગત ધંધોં સે હી જીવિકા નિર્વાહ કરતે થે; ઉન્હેં અન્ય કોઇ ઉપાય નહીં થા. બ્રાહ્મણ પ્રાયઃ ધર્માચરણ મેં હી અ-પના કાલક્ષેપ કરતે થે, નહીં તો છાત્રવૃત્તિ સે જીવિકા-નિર્વાહ કરતે

ઔર વિવશ હો કર હી ખેતી કરતે થે. અસ્તુ ઉસ સમય ભિક્ષાવૃત્તિ નિષિદ્ધ માની જાને કે કારણ કોઈ નિકમ્મા નહીં રહને પાતા થા. જિસ દેશ મેં નિરુદ્યોગિયોં કા આદર કમ હોતા હૈ, ઉસ દેશ કે ઉત્કર્ષ મેં સંદેહ હી ક્યા રહ જાતા હૈ ?

બૌદ્ધ ધર્મ સે હિંદૂ સમાજ કો લાભ ભી કમ નહીં હુયે હૈં. હિંદૂ ધર્મ કે હી કુછ મૂલ સિદ્ધાંતોં પર બૌદ્ધ ધર્મ ને ઇતના અધિક જોર દિયા કિ લોગ ઉન્હેં બૌદ્ધ સિદ્ધાંત હી સમઝને લગે. બહુત પ્રાચીન કાલ સે હિંદૂ તત્ત્વજ્ઞાન મેં પુનર્જન્મ ઔર કર્મવાદ કે સિદ્ધાંત રહે હૈં. બૌદ્ધ ધર્મ ને દોનોં કા ઐસા સુંદર ઔર પ્રભાવશાલી મેલ મિલાયા કિ યહ નીતિ કે સંવર્ધન મેં બહુત હી ઉપયોગી સિદ્ધ હુઆ. ઇન દો તત્ત્વોં કી હી નીંવ પર બૌદ્ધ ધર્મ ને નીતિ કા ભવ્ય મંદિર નિર્માણ કિયા, જિસસે હિંદૂ સમાજ નીતિ કે અત્યુચ્ચ શિખર પર બિરાજમાન હૈ. તત્કાલીન વિદેશી વ્યાપારિયોં ઔર પ્રવાસિયોં ને હિંદૂઓં કી ઇમાનદારી કી ભૂરિ ભૂરિ પ્રશંસા કી હૈ. યહ કહને કી આવશ્યકતા નહીં કિ સર્વસાધારણ લોગોં કી ઉત્તમ નીતિમત્તા હી સમાજ કા બહુમૂલ્ય સદ્‌ગુણ સમઝી જાતી હૈ.

બૌદ્ધધર્મ ને હિંસાયુક્ત યાગ-યજ્ઞોં કા નિષેધ કિયા, યહ ઉસકા દૂસરા ચિરંતન ઔર અનુકૂલ પરિણામ હૈ. બૌદ્ધધર્મ કા અંત હો ગયા, પરંતુ ઉસકે અહિંસા ધર્મ કા લોગોં પર ઇતના અધિક પ્રભાવ પડા કિ અબ હિંસાયુક્ત યાગ-યજ્ઞોં કા પુનઃ પ્રચાર હોના અસંભવ હો ગયા હૈ. બૌદ્ધધર્મ ને વેદોં કે સંબંધ મેં લોગોં કી શ્રદ્ધા શિથિલ કી થી, વહ મીમાંસકોં ને ફિર દૃઢમૂલ કર દી; પરંતુ ઉનસે વેદપ્રણીત હિંસાયુક્ત યાગ-યજ્ઞોં કા પુનરુજ્જીવન કરતે ન બના. હમારે કથન કા યહ તાત્પર્ય નહીં કિ અગ્નિહોત્રસહિત સભી યજ્ઞાદિ કર્મ લુપ્ત હો ગયે થે. હમારે કથન કા આશય યહ હૈ કિ હિંસાપ્રધાન વૈદિક કર્મોં કા બૌદ્ધોં કે સમય મેં જો હ્રાસ હુઆ, ઉસકા ફિર ઉદય ન હો સકા. અગ્નિહોત્રાદિ કર્મોં કા વ્યક્તિ સે સંબંધ રહતા હૈ, સમાજ કે લિયે ઉનકા કુછ ભી મહત્ત્વ નહીં; કિંતુ બડે બડે યજ્ઞોં કે સંબંધ મેં યહ બાત નહીં હૈ. બડે યજ્ઞોં કા બડા આડંબર હોતા હૈ. ઉનમેં શક્તિ ઔર ધન કા બહુત વ્યય હોતા હૈ. ઉનકી ક્રિયાયેં (વિધિયાં) ભી બહુત પેચીલી હોતી હૈં, કેવલ ધની લોગ હી યથાસાઙ્ગ યાગ-યજ્ઞ કર સકતે હૈં. અશ્વમેધ, રાજસૂય જૈસે યજ્ઞ રાજાઓં કે સિવા કોઇ કર હી નહીં સકતા. ઇન યજ્ઞોં કે લિયે સંગ્રામ ભી હો જાતે ઔર સમાજ મેં અકારણ અશાન્તિ ઉત્પન્ન હોતી હૈ. પરલોક મેં ઇન યજ્ઞોં સે જિતના પુણ્યલાભ હોના સંભવ હૈ, ઉસસે કહીં અધિક લોગોં

કી પ્રાણહાનિ યહીં હો જાતી હૈ. ઐસે યાગયજ્ઞોં કે બંદ હોને સે દેશ કા નિરર્થક ધન-વ્યય ઔર હિંસાકર્મ રૂક ગયા ઔર ઇસસે દેશ મેં સુખસમૃદ્ધિ કી વૃદ્ધિ હુઇ. યહાં યહ બાત ધ્યાન મેં રખને યોગ્ય હૈ કિ ઉસ સમય કે નયે રાજપૂત રાજાઓં ને અશ્વમેધાદિ યજ્ઞ નહીં કિયે થે.

સારાંશ યહ હૈ કિ સમસ્ત સમાજ કા એક હી ધર્મ હોને ઔર પંથોં તથા સંપ્રદાયોં કી ઉત્પત્તિ ન હોને કે કારણ ધાર્મિક ફૂટ કે લિયે અવકાશ નહીં થા. જાતિબંધન વર્તમાન કાલ કે સમાન અધિક કઠોર ન હોને કે કારણ ઉસ સમય જાતિદ્વેષ ઇતના તીવ્ર નહીં થા. સમાજ કા શોષણ કરનેવાલા નિરુદ્યોગિયોં કા દલ નષ્ટ હો જાને ઔર સમાજ કી નીતિમત્તા ઉચ્ચ શ્રેણી કી હોને કે કારણ સમાજ કી પરિસ્થિતિ સબ તરહ સે વિભવાનુકૂલ થી ઔર રાજસૂય, અશ્વમેધાદિ ઝગડેવાલે યજ્ઞોં કે બંદ હો જાને કે કારણ દેશ મેં અકારણ યુદ્ધ નહીં હોતે થે.

તત્કાલીન સમાજ કી આર્થિક અવસ્થા ભી સંતોષજનક થી. ઉસ સમય કે વૈભવ કા વર્ણન કરને કે બદલે યદિ વૈભવઘાતક બાતોં કે અભાવ કા વર્ણન કિયા જાય તો વર્તમાન સમય મેં વૈભવ નષ્ટ કરનેવાલી કૌનસી બાતેં પ્રચલિત હૈં, ઇસકા જ્ઞાન પાઠકોં કો હો જાયગા. સંસાર કે ઇતિહાસ કા અવલોકન કરને પર એક યહી સિદ્ધાંત અબાધિત રૂપ સે નિકલતા હૈ કિ જિસ દેશ પર કિસી દૂસરે દેશ કે લોગોં કા કિસી રૂપ મેં અધિકાર હો જાતા હૈ, ઉસ દેશ કી સંપત્તિ ક્ષીણ હો જાતી હૈ. ફિર વહ દેશ યા તો ધીરે ધીરે દુર્દશાગ્રસ્ત હો જાતા હૈ યા એક બાર હી નષ્ટ હો જાતા હૈ. પરંતુ જિસ સમય કા હમ વિચાર કર રહે હૈં, ઉસ સમય સિંધ પ્રાંત કે અતિરિક્ત ભારત કે કિસી ભાગ મેં ઐસા અન્યાય નહીં થા. ઉત્તર, દક્ષિણ ઔર પૂર્વ મેં સ્વતંત્ર રાજ્ય થે. કન્નૌજ, માલખેડ ઔર મુંગેર કે સામ્રાજ્ય સ્થાનીય વંશોં કે હી અધિકાર મેં હોને કે કારણ ઉન પ્રાંતોં કે હિતસંવર્ધક થે. મરાઠોં કા પ્રભુત્વ બંગાલ પર અથવા બંગાલ કા પ્રભુત્વ આસામ પર નહીં થા. કાઠિયાવાડ ઔર ઉત્તર ગુજરાત કન્નૌજ કે અધિકાર મેં થા, કિંતુ અંત મેં ગુજરાત મેં "ચાવડા" રાજપૂત ઘરાને કી સ્વતંત્ર સ્થાપના હોને પર કાઠિયાવાડ ગુજરાત કા ભી સ્વાધીન રાજ્ય હો ગયા. કન્નૌજ કા પ્રભુત્વ અન્યત્ર ભી નિકટવર્તી સ્થાનોં પર થા, પર ઉસે કોઇ પરાયા નહીં સમઝતા થા. દક્ષિણ કે રાજ્યોં કી ભી યહી અવસ્થા થી. દક્ષિણ મેં રાષ્ટ્રકૂટોં કા સમ્રાટ્કુલ થા ઔર ઉસકા પ્રભુત્વ સમસ્ત દક્ષિણ પ્રાંત પર થા. ઉસકી છત્રછાયા મેં અનેક માંડલિક રાજા થે, પર વે આંતરિક રાજ્યપ્રબંધ મેં પૂર્ણતઃ

સ્વતંત્ર થે. ઉન્હેં કેવલ વિશેષ અવસર પર સમ્રાટ્ કે દરબાર મેં ઉપસ્થિત હોના ઔર યુદ્ધ કે સમય સમ્રાટ્ કી સહાયતા કરની પડતી થી. એક અરબી પ્રવાસી ને તો યહાં તક લિખા હૈ કિ ભારત કે પ્રત્યેક પ્રાંત મેં ઉસ પ્રાંત કે રાજા હી રાજ્ય કરતે હૈં.

દેશભર મેં જિસ પ્રકાર પરાઇ સત્તા કા કહીં બંધન નહીં થા, ઉસી પ્રકાર જનતા કો ક્લેશ મેં ડાલનેવાલી અવ્યવસ્થિત રાજ્યપ્રણાલી ભી નહીં થી. ઇસકા પ્રધાન કારણ ઉસ સમય કી કર-ગ્રહણ કી સુંદર રીતિ હૈ. કૃષક ઉત્પન્ન હુયે ધાન્ય કા છઠા ભાગ સરકાર કો દેતે થે ઔર ફસલ તૈયાર હોને પર સરકારી અધિકારી ઉસે વસૂલ કરતે થે. અવર્ષણ આદિ કે કારણ યદિ પૈદાવર કમ હુઇ, તો સરકાર કો ભી ઉસી હિસાબ સે અન્ન મિલતા થા. નકદ કર વસૂલી મેં સરકાર કો સુભીના રહતા હૈ, કિંતુ ધાન્ય કે રૂપ મેં કર દેના કિસાનોં કો નહીં અખરતા ઔર વે નંગે-ભૂખે નહીં રહને પાતે. ઉસ સમય કૃષિ કે અતિરિક્ત અન્ય કોઈ કર નહીં થા. યહ હમ કહ ચુકે હૈં કિ જંગલ યા આબકારી કા વિભાગ તબ નહીં બના થા. અન્ય કરોં કે ન હોને સે જનતા કરભાર કે તલે દબી નહીં થી. ઉસ સમય બેગાર કી પ્રથા અવશ્ય થી, કિંતુ ઉસસે કૃષકોં કો કોઇ કષ્ટ નહીં થા. અરબી પ્રવાસિયોં કે વર્ણનોં સે સબ સે મહત્ત્વ કી બાત યહ માલૂમ હોતી હૈ કિ રાજ્ય કે અંતઃસ્થ શત્રુ ચોર-ડાકુઓં કા દેશ મેં ભય નહીં થા. કન્નૌજ રાજ્ય મેં ઇનકો કડે દંડ દિયે જાતે થે. અતઃ વહ રાજ્ય ઇન ઉપદ્રવિયોં સે બિલકુલ નિશ્ચિંત થા. ઇનકે ઉપદ્રવ સે બચને કા પ્રબંધ પૂર્વ ઔર દક્ષિણ કે રાજાઓં ને ભી કન્નૌજ કે અનુકરણ પર હી કિયા થા.

દેશ કે અનર્થ કા સબસે પ્રબલ કારણ ઉસ પર હોનેવાલા વિદેશિયોં કા આક્રમણ હૈ. ભારતવર્ષ પર અનાદિકાલ સે આજ તક બરાબર વિદેશિયોં કે આક્રમણ હોતે આયે હૈં. પરંતુ ઇસા કી નવવીં ઔર દશવીં શતાબ્દી કી વિશેષતા યહ હૈ કિ ઇન દોનોં શતાબ્દિયોં મેં કિસી ભી વિદેશી ને ભારત પર ચઢાઈ નહીં કી. અરબોં ને સિંધ પ્રાન્ત અપને અધિકાર મેં કર લિયા થા, પરંતુ વે આગે નહીં બઢ સકે; ક્યોંકિ ઉનકી શક્તિ આપ હી ક્ષીણ હો ચલી થી. તબ તુર્ક મધ્ય-એશિયા મેં હી થે. ઉન્હેં ભારત કી અટૂટ સંપત્તિ કા પતા નહીં થા. પરચક્રોં સે ઉસ સમય ભારત બિલકુલ બચા હુઆ થા. રાષ્ટ્રકૂટ અથવા પાલોં કે બીચ જો યુદ્ધ યા આક્રમણ હુયે ઉનમેં કિસીકા યહ ઉદ્દેશ્ય નહીં થા કિ વિપક્ષી કા રાજ્ય હી હડપ લિયા જાય અથવા પ્રજા કો પીડા પહુંચાઈ જાય. વે એક દૂસરે પર કેવલ અપના પ્રભુત્વ સ્થાપન કરના ચાહતે

થે. એક દલ જબ હાર સ્વીકાર કર લેતા તો યુદ્ધ ઉસી સમય બંદ હો જાતા થા. યોરપ મેં ઇસા કી પંદ્રહવીં ઔર સોલહવીં શતાબ્દી મેં ઇંગ્લૅંડ, ફ્રાંસ, જર્મની ઔર સ્પેન મેં અપના અપના પ્રભુત્વ સ્થાપિત કરને કે લિયે જૈસે યુદ્ધ હુયે, ઠીક વૈસે હી યુદ્ધ ભારત મેં નવીં ઔર દશવીં શતાબ્દી મેં હુયે થે.

યહ બાત નહીં કિ પ્રાચીન યુદ્ધનીતિ કા કભી ઉચ્છેદ નહીં હોતા થા. કભી કભી હોતા ભી થા. કૃષિ કી હાનિ હોતી હી થી ઔર કભી કભી કદાચિત્ વિજિત પ્રદેશ ભી ઉદ્ધ્વસ્ત હો જાતે થે; પરંતુ ગ્રીકોં કે આક્રમણોં કે પશ્ચાત્ હી યહાં ઐસી બાતેં હુઈ થીં. બહુત પ્રાચીન કાલ સે ભારતીય યુદ્ધોં મેં અનીતિ કા બર્તાવ અપવાદ કે રૂપ મેં હી હોતા થા. શત્રુ કો જર્જર કરના, ઉસકે પ્રાન્તોં કો ઉદ્ધ્વસ્ત કર ઉસકી શક્તિ નષ્ટ કર દેના, આદિ બાતેં ભારતવાસિયોં ને ગ્રીકોં સે સીખી થીં. રાષ્ટ્રકૂટોં કે ગોવિંદ-રાજ ને કન્નૌજ કો ઐસા ધ્વસ્ત કિયા કિ વહાં કે સુંદર પ્રાસાદોં કે સ્થાન પર ઘાસ કા જંગલ હો ગયા ઔર ઉસકા કુશસ્થલી નામ સાર્થક (અન્વર્થક) હો ગયા. ધ્યાન મેં રખને યોગ્ય બાત યહી હૈ કિ ઐસી ઘટનાયેં પહલે નહીં, મુસલમાનોં કે આક્રમણો કે પશ્ચાત્ હી હુઇં.

યુદ્ધોં સે અનેક હાનિયાં હૈં, પરંતુ ઇસ બાત કો ભી ન ભૂલના ચાહિયે કિ મર્યાદિત યુદ્ધ રાષ્ટ્ર કે અભ્યુદય ઔર ઉન્નતિ કે કારણ હોતે હૈં. છોટે મોટે યુદ્ધોં સે જનતા મેં વીર્યસ્ફૂર્તિ બની રહતી ઔર શૌર્યવૃત્તિ જાગરિત રહતી હૈ. લોગોં મેં ધૈર્યાદિ ગુણોં ઔર કલ્પનાશક્તિ કી વૃદ્ધિ હોતી હૈ. પરંતુ યુદ્ધ મેં અનુદારતા અથવા ક્રૂરતા ન હોની ચાહિયે. ઇસા કી નવીં ઔર દશવીં શતાબ્દી મેં ઇસ પ્રકાર કે ( અનુદાર ઔર ક્રૂર ) યુદ્ધ વિશેષ નહીં હુયે, ઇસ કારણ હમ ઇન દોનોં શતાબ્દિયોં કા કાલ તેજસ્વી ઔર બલશાલી માન સકતે હૈં. ("સરસ્વતી"ના એક અંકમાંથી)

# ૬૦–हजरत मुहम्मद का जन्मदिवस

એક મુસલમાન લેખક અપને પત્ર મેં લિખતે હૈં:—

"સુપ્રસિદ્ધ અરાજકવાદી બેકુનિન ધર્મ–બહિષ્કાર કે લિયે સબસે બડી દલીલ યહ પેશ કરતા થા કિ ધર્મ કા ઉદ્દેશ્ય તો સંસાર મેં શાન્તિ કા રાજ્ય સ્થાપિત કરના હૈ, લેકિન ઉસકે સબબ સે જિતની અશાન્તિ હુઈ હૈ, ઉતની ઔર કિસી સબબ સે નહીં. ઇતિહાસ ઇસ દાવે કી સચાઈ કા સાક્ષી હૈ. લેકિન હમ પૂછેંગે કિ ક્યા વહ ચીજ ધર્મ થી? યદિ શાન્તિ કે પૂજારી હજરત ઇસા કે નામ માત્ર કે અનુયાયી ઇસાઇયતકી આડ લે કર ગરીબ

આદમિયોં તથા નિર્બલ જાતિયોં પર અત્યાચાર કરેં, તો ક્યા ઇસસે ઈસાઇ ધર્મ પર ધક્કા લગ સકતા હૈ? દર અસલ બાત યહ હૈ કિ રૂઢિયોં, કુરીતિયોં, કટ્ટરતા તથા સંકીર્ણતા ને ધર્મ કે નામ પર બહુત જુલ્મ ઢાયે હૈં.

ઇસી પ્રકાર હમ પૂંછ સકતે હૈં કિ વહ કૌનસી ચીજ થી, જિસને માનવપ્રેમ કે અવતાર હજરત મુહમ્મદ કે અનુયાયિયોં કો ઇતના સંકીર્ણ હૃદય બના દિયા કિ વે તમામ ગૈર-મુસલમાનોં કો વધ્ય સમઝને લગે? ઔર કિસ વસ્તુ ને ભગવાન રામ ઔર કૃષ્ણ, બુદ્ધ ઔર મહાવીર કે વંશજોં કે ઇતના અનુદાર બના દિયા કિ વે અપને હી ભાઇયોં કો અછૂત ઔર પશુતુલ્ય માનને લગે? ફિર ભી યહી કહના પડતા હૈ કિ દર અસલ ગલતી યહ હુઇ કિ લોગ ધર્મ ઔર રૂઢિવાદ કો એક હી ચીજ માનને લગે, ઔર ઇસી કારણ ઉનકા ધર્માધર્મ કા જ્ઞાન જાતા રહા.

કિતને અફ્સોસ કી બાત હૈ કિ એક હજાર વર્ષ સે સાથ-સાથ રહને પર ભી હિંદૂ ઔર મુસલમાન એકદૂસરે કી સંસ્કૃતિયોં કે વિષય મેં બિલકુલ અનભિજ્ઞ હૈં. હિંદૂ મુસલમાનોં કો મહમૂદ ગજનવી તથા તૈમુર કે અનુયાયી માનતે રહે ઔર ઉધર મુસ્લિમ ઉન્હેં ફિર ઉનકે વંશજ કહતે રહે. નાનક ઔર કબીર ને અવશ્ય હિંદૂ મુસલમાનોં કો મિલાને કા પ્રયત્ન કિયા, પર ઉનકે ઉચ્ચ સિદ્ધાંતો કી નદી પંથવાદ કે રેગિસ્તાન મેં જા કર વિલીન હો ગઇ. અબુલ ફ્જલ ઔર ફૈજીને 'દીને ઇલાહી' મજહબ ઇસી ભાવ સે પ્રેરિત હો કર પ્રચલિત કિયા, પર વહ ભી પનપને ન પાયા. સરમદ ઔર દારા શિકોહ કી ઉદારતા મુલ્લાઓં કી કોપાગ્નિ મેં ભસ્મ હો ગઇ.

ઇસ કહાની કો દો-સૌ વર્ષ બીત ગયે, પર આજ તક સાંસ્કૃતિક એકતા કે મહત્ત્વ કો હમ લોગોં ને ન પહચાના. કાંગ્રેસ આદિ સંસ્થાએં, રાજનીતિક એકતા કે લિયે જી-તોડ કોશિશ કરતી રહીં, પર સાંપ્રદાયિકતા કી જડ પર કુઠારાઘાત કરનેવાલી સાંસ્કૃતિક એકતા કે લિયે ઉન્હોંને ભી પ્રયત્ન નહીં કિયા.

સાંપ્રદાયિકતા કો દૂર કરને કા એક ઉત્તમ ઉપાય યહ હૈ કિ હિંદૂ-મુસલમાન એક દૂસરે કે ધર્મ કા ધ્યાનપૂર્વક ઔર સહાનુભૂતિ કે સાથ અધ્યયન કરેં, ઔર એક દૂસરે કે મહાત્માઓં કે ચરિતો કો પઢેં. મુસલમાનોં કો ભગવાન શ્રીકૃષ્ણ કે જન્મોત્સવ મેં ભાગ લેના ચાહિયે ઔર હિંદૂઓં કો હજરત મુહમ્મદ કે જન્મ-દિવસ કે જલસે મેં શરીક હોના ચાહિયે. જિસ તરહ ગીતા કા સંદેશ કેવલ હિંદૂઓં કે લિયે હી નહીં, વરન્ સમસ્ત સંસાર કે મનુષ્યોં કે લિયે હૈ, ઈસી પ્રકાર હજરત મુહમ્મદ સિર્ફ મુસલમાનોં કો હી નહીં, બલ્કિ સમસ્ત માનવજાતિ કો અપની વાણી

સુનાને આયે થે. આગામી સાત યા આઠ અગસ્ત (૯ રબીઉલ અવ્વલ) કો સંસાર કે ભિન્ન ભિન્ન સ્થાનોં મેં ઉનકા જન્મોત્સવ મનાયા જાવેગા. કયા હી અચ્છા હો, યદિ હિંદૂ ભાઈ ઉસ અવસર પર સંમિલિત હો કર ઉસ મહાત્મા કે પ્રતિ અપની શ્રદ્ધાંજલિ અર્પિત કરેં ઔર ઇસ પ્રકાર ઉસ સાંસ્કૃતિક એકતા કી નીંવ ડાલેં, જિસકે આધાર પર સુખી ઔર સમૃદ્ધ સ્વાધીન રાષ્ટ્રીય-ભવન તૈયાર કિયા જા સકે."

લેખક કે પ્રસ્તાવ કા હમ હૃદય સે સમર્થન કરતે હૈં. ઇસ વિષય પર હમ અપને વિચાર અન્યત્ર પ્રકાશિત કર ચુકે હૈં, ઇસ લિયે અધિક લિખને કી આવશ્યકતા નહીં.

(જૂન-૧૯૩૦ના "વિશાલ ભારત"માંથી)

# ६१-वायुयानों का मुकुटमणि

પદદલિત જર્મની સંસાર કા સર્વપ્રધાન વિજ્ઞાનવિદ્યા-સંપન્ન દેશ હૈં. અભી ઉસને એક સબસે બડા ઔર અત્યંત વિચિત્ર વાયુયાન બનાયા હૈ. ઉસ વાયુયાન કા નામ 'ડી. ઓ. એક્સ.' રક્ખા ગયા હૈ. ઇસકે નિર્માણકર્તા ડાનિયર બંધુ હૈં. લગભગ ૨૦ વર્ષોં સે વાયુયાન સંબંધી વિષયો સે આપકા સંબંધ હૈ.

ઇસ વાયુયાન કી સબસે બડી વિશેષતા તો યહ હૈ કિ ઇસકા આકાર બહુત બડા હૈ. જિસ જહાજ કે દ્વારા કોલંબસ ને અટલાંટિક મહાસાગર પાર કર કે નઇ દુનિયા કા પતા લગાયા થા ઉસસે યહ ૪૦ ફુટ અધિક લંબા હૈ. ઉસકે પંખ કી લંબાઈ ૧૪૭ ફુટ હૈ ઔર ૬,૩૬૦ હાર્સ-પાવર કી શક્તિ કે ઇંજિન ઇસકો સંચાલિત કરતે હૈં.

ઇસકે અતિરિક્ત યહ યાન બહુત-સા સામાન ભી લે જા સકતા હૈ. ૧૩૬ મનુષ્યોં કો લાદ કર લે જાનેવાલા યહી સર્વપ્રથમ વાયુયાન હૈ. અભીતક જેપલિન કે દ્વારા કેવલ ૮૪ આદમી જા સકે થે.

બડે હી આશ્ચર્ય કી બાત હૈ કિ ન કેવલ સમુદ્ર પર હી બલ્કિ વાયુમંડલ મેં ભી જર્મની ને સંસાર કે અન્ય દેશોં કો હરા દિયા. અભી અધિક દિન નહીં હુયે જબ જર્મની કે "બ્રીમન" નામક જહાજ ને અપની તીવ્ર ગતિ સે સમુદ્ર કી સતહ પર પ્રતિદ્વન્દ્વિતા મેં વિજય પાઇ થી. "આફ જેપલિન" નામક જર્મન હવાઇ જહાજ સંસાર કા એકમાત્ર હવાઇ જહાજ હૈ, જિસને ૨૦ દિનોં મેં સંસાર કી પરિક્રમા કર દિખાઇ હૈ ઔર અબ ડાનિયર જર્મન-બંધુઓં ને સંસાર કે બાજાર મેં સબસે બડા, સબસે ભારી ઔર સબસે અધિક મનુષ્યોં કો લે જાનેવાલા વાયુયાન બના ડાલા. ઇસીકો અધ્યવસાય કહતે હૈં. ("સરસ્વતી"ના એક અંકમાંથી)

# ૬૨—આ તે જ્ઞાતિવરા કે આબરૂના કાંકરા?

## ક્યાં છે યુવાનો?

યુવાનો એટલે આવતી કાલના વારસો! ઘરડાઓ એટલે ગઈ કાલનાં માનવી. આવતી કાલે શું થશે? આ સવાલનો જવાબ આજના કામ ઉપર છે. જેણે આજ ગુમાવી તેણે કાલ ગુમાવી. ઘરડાઓ આજ ગુમાવવા બેઠા છે, યુવાનોને તેમ કરવું નહિ પાલવે!

જગત ઝૂઝે છે, દેશભરના યુવાનો આગળ ધપે છે, ત્યારે હિંદુસમાજનાં જાળાં કોણ ખંખેરશે? કોણ સાફ કરશે? મસીદના હોજનું પાણી બળાત્કારે હોઠે અડે એટલે વટલાવાય! કૉલેરા, મરકી, ઇન્ફ્લુએન્ઝાના રોગે ધણી અકસ્માતથી મરણ પામે એટલે ચૂડા ભાગવાના શરૂ થાય! પાડાને દુઃખ અને પખાલીને ડામ! પ્રભુનાં બે પગ, બે કાન, બે હાથવાળાં બાળકોને ન અડકાય અને કૂતરાં, બિલાડાં, મુસલમાન, ખ્રિસ્તી જેવા ગાયભક્ષકોની નીરાંતે પગચંપી થાય અને આ બધું શાસ્ત્રને નામે! હિંદુધર્મને નામે! પિતૃલોકને સ્વર્ગમાં અનામત ડબ્બો (રીઝર્વ) મળે, પાપના ઢગલામાં દટાયેલા પૃથ્વી ઉપર ઝંપવાવારો નહિ પણ બાપડાને પરભવના સુખ સારૂ પાછળ રહેલાંઓ 'ઘી—દૂધ'ની ધારાના અભિષેક જેવા જ્ઞાતિવરાના છંટકાવ કરે! અને આ બધું શાસ્ત્રને નામે! ઉજળા હિંદુ ધર્મને નામે!

આ બધો દંભ, પોપલીલા, ન્યાયના નામનાં નાટક ક્યાં સુધી નભવાનાં? ક્યાંસુધી ટકવાનાં? ક્યાં સુધી આવા સોનાની ચરખામાં સમાજને પીલાતો જોયાં કરવાનો? વેદ-ઉપનિષદનું ધોળું પૂંછું કે કાળું પૂંછું છે તેનું ભાન નહિ, સ્ત્રીની લાજ લૂટાતાં ઘરમૂણો ખોળે, મંદિરના દેવને પંપાળવાના બહાને માલમલીદાનાં સંગ્રહ-સ્થાન રચવા માંડે, આવા શામજી રામજી ભુદ્રાચોરોની કંપની શાસ્ત્રની, ધર્મની વાતો કરે તેમને ક્યાં સુધી બરદાસ કરવાના છે? બધા દુઃખનું મૂળ ગરીબાઇ છે. આર્થિક મુસ્કેલી છે. ધનની વિટંબણા છે. દૂધ-ઘી ખાવા નથી. દિવસમાં બે ટંક પેટપૂર જમાતું નથી. શરીરમાં હાડકાની હારમાળા થઇ છે; છતાંયે શાસ્ત્રો અને ધર્મ!

**શરીરની રક્ષા કરવા, ધર્મની ધજા ફેરવવા અને સાચાં શાસ્ત્રોની ઝાંખી કરવા રાક્ષસી જ્ઞાતિવરા બંધ કરો!** શું આટલો સહેલો ઉપાય પણ નથી સૂઝતો? તો એમજ કહોને અમારે મરી જવું છે. દુનિયામાં મરદ થવાનું મન નથી, નપુંસક થવામાં રસ આવે છે.

યુવાનોની આંખમાંથી અગ્નિના તણખા ઝરે, રૂઢિનાં જાળાં કાપવાની ઘુમાખી આવે, પોપલીલાના પાખંડીઓને પૂરા કરવાનું

આભૂબળ આવે, અને હિંદુત્વની સડી રહી પડેલી ભાવનાને જાગ્રત કરવાનો જુસ્સો આવે એજ પ્રભુ ઇશ્વરને પ્રાર્થના અને એજ ઇચ્છા !

## ડાહ્યાઓનો ખોરાક "મૂર્ખા !"

હિંદુસ્તાનના લોકોને આજકાલ કેટલીક જળો વળગી છે કે જે નિરંતર લોહી ચૂસવાનો ધંધો આદરી રહી છે. કૉલેરા, મરકી, ઇન્ફ્લ્યુએન્ઝા, તાવ, મેલેરિયા, કોગળિયું, પ્લેગ આ સૌ એક પ્રકારની જળોજ ગણાય. આમાં જ્ઞાતિવરાની 'રૂઢિ' મોટી જળો છે. આપણાં પુરાણોમાં એક કથા છે કે, ભસ્માસુર નામના રાક્ષસને દરરોજ એક હરીફ લડવા જોઇએ. આને સારૂ તેણે તપ કર્યું. આખરે શિવજી પ્રસન્ન થયા. તેણે વરદાન મેળવ્યું કે "જેના માથા ઉપર હું હાથ મેલું તે બળીને ભસ્મ થાય." શિવજી સાથેજ તે પછી બાટકયો, અને શિવજીને માથેજ હાથ મેલવા આવ્યો. શિવજી નાસીને શ્રીકૃષ્ણ પાસે ગયા. શ્રીકૃષ્ણે મોહિનીનું રૂપ લીધું, અને નાચવા માંડયું. ભસ્માસુર મોહમાં પડયો. તેને મોહિનીના રૂપવાળા શ્રીકૃષ્ણને પરણવાનું મન થયું. શ્રીકૃષ્ણે કહ્યું 'તું મારા જેવો હાથ મૂકી નાચે એટલે પરણું.' આમ કરતાંજ ભસ્માસુરનો હાથ પોતાનાજ માથા ઉપર મેલાયો. ભસ્માસુર શિવજીના વરદાન અનુસાર બળીને ભસ્મ થયો. આમ ભસ્માસુર પોતાની રચેલી ભૂલભુલામણીમાં ફસાયો અને મરણ પામ્યો. આજે હિંદુસમાજની સ્થિતિ કંઈ આવીજ થઇ રહી છે, એટલે હિંદુસમાજ પોતેજ પોતાને ખાઈ રહ્યો છે. હિંદુસમાજની ચઢતી સારૂ કરવામાં આવેલા નીતિનિયમના કાયદા કેટલાક સ્વાર્થી લેભાગુ ઉદરંભરી પંડિતોએ વિપરીત અર્થમાં સમાજ સમક્ષ રજુ કરી દીધા છે. આનું પરિણામ એ આવ્યું છે કે, સાચાં શાસ્ત્રો, સાચો ધર્મ અને સાચી ધર્મપ્રણાલિકાને નામે મીંડું થતું જાય છે, અને પોપટિયાં શાસ્ત્રો, કપોલકલ્પિત ધર્મ અને જૂની બે ત્રણ સૈકાની ઘરેડવાળી અર્થવિહીન રૂઢિનો ગુલામ આખો સમાજ થઇ રહેલો છે. શાસ્ત્રમાં શું લખ્યું છે કે, સવારમાં આઠ વાગે ઉઠવું, બીડીઓ પીવી, ચાહ પીવો, ગાંજો ફૂંકવો, તેર વર્ષથી ઓછી ઉમ્મરની કન્યા સાથે લગ્ન કરવાં, તુરત ગૃહસ્થાશ્રમ માંડવો, ગૃહસંસારના ધુંસરામાં બાપડી સ્ત્રીને મોંએ પોતાને પરાણે 'પતિદેવ' કહેવરાવવાનો લહાવો લઈ લેવો ? વળી શાસ્ત્રમાં એવું કયાં લખ્યું છે કે, બારમાં તેરમાં ખૂબ અચ્છી રીતે કરી મરણ પાછળ મોજશોખનો ઓરિયા મરનારને ભોગવવાનો બાકી રહ્યો હોય તો તેમની પાછળ જમણવારનો રાક્ષસી ખર્ચ કરી પૂરો કરી દેવો ? વળી શાસ્ત્રમાં એવું કયે સ્થળે લખ્યું છે કે, ફાંસીની સજા કરતાં પણ વધારે દુઃખ સહન કરવાની તૈયારી ઉપર જતી, યા તો પોતાના પ્રાણનું પડીકું બાંધી સુવાવડના યમદ્વારમાં દાખલ થતી સ્ત્રીના સીમંત ઉપર ખૂબ ચૂરમાં અને મોદકનો

મહાપ્રસાદ ઉડાવવો અને પેટ ઉપર હાથ ફેરવી ઓડકાર આવે અથવા વાછૂટ થાય ત્યાંસુધી ગોઠ્ઠણિયા ગળામાં ઝીંકેજ રાખવા! ખરૂં કહીએ તો હિંદુ ધર્મશાસ્ત્ર એટલે વેદ, ઉપનિષદ્, શ્રુતિ, સ્મૃતિ અને મીમાંસાને ગણી શકાય. આમાંય કોઇએ પાછળથી ઘાલઘૂસલ કરી શ્લોક લખી લીધા હોય તો ભગવાન જાણે! તે છતાં આ ગ્રંથોમાં કેવળ વિધિસંસ્કાર અને ધાર્મિક ક્રિયા સિવાય 'લાડુ-જમણ-ઘીની ધાર-ચૂરમાં-દૂધપાક'નાં કોઇ ઠેકાણે દર્શન થતાં નથી. જેમને દર્શન થતાં હોય તેમને ચેલેંજ કરૂં છું કે, એકાદ સંસ્કૃત લીટી શ્લોક અને પેરો તો બતાવો! પછી આપણે શાસ્ત્રની વાતોનો વિચાર કરીશું. શાસ્ત્રની ફિલ્સુફીને નામે ભોળા લોકોની અંધશ્રદ્ધાનો લાભ લઇ બાપડાં ઘેટાંઓને કતલખાનામાં ધકેલવાં હોય તો તેવા ધશીયા ગુરુ મહારાજોની સાથે અમારે કજીયો નથી! જે દેશમાં દગલબાજીવાળા ડાહ્યાઓનો ખોરાક મૂર્ખાઓ છે, ત્યાં મૂર્ખાઓને સમજાવનાર જગતમાં કોઇજ નથી. સિવાય તેમની જાગ્રત બુદ્ધિની જિજ્ઞાસા!

## 'શાસ્ત્ર'ની વ્યાખ્યા

આપણાં હિંદુ ધર્મશાસ્ત્રો કેવળ સત્ય અને અહિંસાના પાયા ઉપર રચાયાં છે. વળી તેમાં વ્યાવહારિક ધર્મ અને શાશ્વત-સનાતન-સદાનો ધર્મ એવા બે વિભાગ રાખેલા છે. જેઓની નજર આ રીતે શાસ્ત્ર વાંચવાની હોય છે, તેમને કેવળ સત્ય જડી આવે છે. પરંતુ જેઓ ખાલી દેખાવ, મિથ્યા પાંડિત્ય અને વિવાદકળાના શોખની ખાતર શાસ્ત્રોને ઉપરટપકે વાંચવાની તસ્દી લે છે; તેઓને કાં તો ધર્મને નામે ધતિંગનું અજીર્ણ થાય છે, અથવા કાં તો ધર્મને નામે પોપલીલા ચલાવી પાખંડના પૂજારી બની જઇ પ્રસાદના પડિયા ઉડાવવા ભક્તોને ભંભેરવાનો ધંધો લઇ બેસે છે. આપણા શાસ્ત્રમાં કહેલું છે કે, **सत्यान्नास्ति परो धर्मः** । (સત્ય સિવાય બીજો કોઇ ધર્મ નથી.) અથવા **अहिंसा परमो धर्मः** । (અહિંસા સૌથી મોટો ધર્મ છે.) આ બે દાખલાઓમાં સાચાજ રીતે ખરા ધર્મનું રહસ્ય છે. અને તે રહસ્ય સનાતન-સદાસર્વદા-હમેશને સારૂ છે. અને તેથી તે શાશ્વત ધર્મનો સિદ્ધાંત થયો. પરંતુ પ્રાચીન કાળના ઋષિમુનિઓ આજકાલના ભૂદેવો જેવા ઉલ્લુ ન હતા અથવા તેમને પાપી પેટને સારૂ ટેક મૂકીને પાઘડીનો વળ ફેરવવાનો હતો નહિ. તેમને સરવણીના ખાટલાનો સરસામાન જોઇતો ન હતો. અથવા તેમને જીવતાં જાગતાં ગરીબોનાં ગળાં ઉપર છરી ફેરવનારાઓને સારૂ મરણ પામ્યા પછી બ્રહ્મભોજન કે પિતૃભોજન કરી સ્વર્ગનાં દ્વાર ઉઘાડાં નહોતાં રાખવાં. એટલે વ્યવહારમાં અનુકૂળ, ઉપયોગી અને સર્વતોભદ્ર, સૌને સરખી રીતે લાભદાયી થઇ પડે તે સારૂ સિદ્ધાંત રચ્યો કે:—

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् ।**
**प्रियं च नानृतं ब्रूयात् एष धर्मः सनातनः ॥**

(સાચું બોલવું પણ સામાને પ્રિય લાગે તેવું બોલવું. અને સામાને ખરાબ લાગે તેવું સત્ય હોય તો પણ ન બોલવું. વળી સામાને સારૂં લાગે છતાં જૂઠું હોય, તો તે પણ ન બોલવું, એ સનાતન ધર્મ અર્થાત્ હમેશાં આચરણમાં મૂકવાની એ રીત-નિયમ.) આમ વ્યાવહારિક દૃષ્ટિએ સાચું બોલવાની શાશ્વત ધર્મની આજ્ઞાને લોકકલ્યાણ ખાતર ઘટાવી અને ઠસાવી. અહિંસા અને પ્રેમને નામે **आत्मवत् सर्व भूतेषु ।** (સૌ પ્રાણીમાત્રને પોતાના આત્મા સમાન માનવો.) આમ કહ્યા છતાંય હિંસક પશુ, વાઘ, સિંહ વગેરેને મારવાની આજ્ઞા કરી. અને જૂ, ચાંચડ, મચ્છર, સર્પ, વિંછીથી ડરી જવાનું લખ્યું નહિ. અથવા વૈદક શાસ્ત્રમાં વંદો, ગોકળગાય, ધરોળી વગેરે પ્રાણીઓનો વિધિ અનુસાર વધ કરી દવામાં ઉપયોગમાં લેવાનું સૂચવ્યું. દિલીપ જેવા રાજાએ ગાયની રક્ષા ખાતર સિંહને આત્મબલિદાન દેવાની તૈયારી બતાવી. મહારાજા મયૂરધ્વજે પોતાના શરીરનું માંસ જોખવા માંડયું અને હરિશ્ચંદ્રે રાજપાટ લૂંટાવ્યાં. ગુરુ તેગબહાદૂરે શિર રણમાં રોળાવ્યું; સીતાજીએ અશોકવનમાંથી રાવણથી છાનામાના રામ પાસે આવવા ના પાડી. આવા આદર્શ સિદ્ધાંતવાદી સત્ય અહિંસાના ઉપાસકો હમેશાં યાવચ્ચંદ્રદિવાકરૌ પૂજાપાત્ર છે; પણ તેથી વ્યવહારમાં જે ધર્મ આચરવાનો લખ્યો છે તેની કિંમત જરાએ ઓછી સમજવાની નથી. આજે હિંદુ ધર્મશાસ્ત્રો એટલે બાળબોધ લિપિમાં સંસ્કૃત ભાષામાં જેટલું લખ્યું તે સર્વ; અથવા તો ચંડીશાસ્ત્રમાંના દારૂપ્રશંસાના શ્લોકોથી માંડીને બ્રાહ્મણો 'સોમરસ' પીતા હતા, અને શિવજીને ચલમ, ભાગ, ગાંજો, પ્રિય હતો તેથી ધૂમ્રપાનની જરૂર બતાવનારા પોતાને મનમાને તેમ અર્થ કરે એવો તો છેજ નહિ. શ્રીકૃષ્ણની રાસલીલાનો આધ્યાત્મિક અર્થ-રહસ્ય-'શરીરની ઇંદ્રિયોનો સંયમ બાજુએ મૂકી કોઈ અક્ષરશૂન્ય ગોટાલો રૂપસુંદરીઓ સાથે મસ્તી કરવા મંડે તો તમાચો ખાય. તેમ હિંદુશાસ્ત્રોને માખણનો લોચો બતાવી મૂર્ખરાજશિરોમણિ મહારાજો મનગમતા અર્થની મોજો ઉડાવે તો તેમને ગરુડપુરાણમાં લખેલી સજા ધર્મરાજાના દરબારમા ચિત્રગુપ્તના ચોપડે નોંધાયેલી થશે ત્યારે થશે, પણ આજે તો આખો હિંદુસમાજ આવા ભૂખડીબારસ ભામટાઓના પાપનુ પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છે. બુદ્ધિથી પર હોય. અક્કલમાં આવે નહિ, સામાન્ય વ્યવહારક્રમથી વિવિધ રીતનું ભિન્ન વર્તન હોય એવુ શાસ્ત્રમાં કદી લખેલું હોયજ નહિ. ધોળે દિવસે દીવી મશાલ લઇ ફરવાનું કોઇ કહે તો તે જેમ ગધેડો છે, તેવાજ આબેહૂબ હાલત શાસ્ત્રને નામે ઠગી મઠ-મંદિરમાં રહેનારા ગોલંદાજ

ગજરામારૂ ગોલખ સેતાન સાધુઓની છે.

## પુરાણા હિંદની સ્થિતિ

કદાચ દલીલની ખાતર એક વખતે માની લઇએ કે, મરણ પાછળનો બારમાં-તેરમાં વગેરેનો ખર્ચ, સીમંતનો ખર્ચ, બ્રાહ્મણો-માં જનોઈ દેતી વખતનો ખર્ચ શાસ્ત્રમાં કરવાનું કહેલું છે તોપણ તેથી શું? જે સમયે શાસ્ત્રો લખાયાં તે સમયની હિંદુસ્તાનની હાલત શી હતી અને આજે શી છે તે તો તપાસો! મહાભારતમાં-ના મયદાનવે રચેલા મહેલનું વર્ણન વાંચો, યા તો પાંડવોના અશ્વમેધ યજ્ઞ સમયની ભારતની સંપત્તિ તપાસો! અથવા તો સીતાસ્વયંવરની જાહોજલાલીનું ચિત્ર જુઓ! અને રામરાજ્યા-રોહણનો વૈભવ વિચારો તો જણાશે કે, પ્રાચીન ભારતની ધન-વૈભવવિલાસ સામગ્રી અખૂટ અને અતુલ હતી. મહમદ ગિઝનીની હિંદનું જવાહીર લૂટવા કરેલી બાર સવારીઓ, સોમનાથ પ્રભાસ-પાટણના શિવલિંગમાંથી નીકળેલી અઢળક દોલત ક્યાં? નાદિરશા, તૈમુર અને દુરાનીએ લૂટેલું હિંદ ક્યાં? અને ક્યાં આજની હિંદની ગરીબાઇ? અશોકના સમયમાં ઇ. સ. પૂર્વ ૩૨૨ માં એટલે લગભગ ૨૨૦૮ વર્ષ પહેલાં એક રૂપિયાનું ચોસઠ મણ અનાજ, ચોસઠ મણ દૂધ, ચાર મણ ઘી, આઠ આનાનો ઘોડો, છ રૂપિયાનો હાથી અને નોકરને ત્રણ પૈસાનો માસિક પગાર મળતો હતો. અને એક તોલો સોનાની કિંમત ફક્ત ત્રણ આના જેટલી હતી. આજે આ વસ્તુઓની મોંઘવારી કેટલા પ્રમાણમાં વધી ગઈ છે? ઇ૦ સ૦ ૩૯૪ થી ઇ. સ. ૪૧૩ સુધીમાં હિંદની મુસાફરીએ આવેલા હુ આનસિંગ અને ફાહ્યાન નામના ચીના બુદ્ધિસ્ટ મુસાફરોએ હિંદમાં ચાલતી અતિશય સોંઘવારી અને લોકોને સારૂ 'મફત દવાખાનાં'ની સગવડ હતી, એમ લખ્યું છે. વળી આ સમયમાં કેટલેક ઠેકાણે બહુધા વસ્તુઓની અદલા બદલી થતી: એટલે કે જેને ભેંસ જોઇએ તે પોતાને ત્યાં ગાય હોય તો આપે. લોટાની જરૂરતવાળો પવાલું આપે. ઘઉંવાળો બાજરી આપે એટલે વસ્તુની આપ-લેથી સોંઘવારી બહુ ટકી રહેતી. વળી એમ કહેવાય છે કે, લોકો નાણાંનો ઉપયોગ જવલ્લે કરે તે માટે ગ્રીસ દેશમાં એક રાજાએ રૂપિયા, અડધા, પાવલાં વગેરે ગાડાના પૈડાં જેવા લાંબા પહોળા, દશ શેર અધમણ વજનના બનાવ્યા હતા, કે જે સહેલાઇથી ફેરવાઇ શકાય નહિ, અને સંગ્રહ કરતાં બહુ વિશાળ જગા રોકે! ઇ૦ સ૦ ૯૪૨ માં કલ્યાણરાય નામના વણિકે ખંભાત શહેર કબજે કર્યું, તે શહેર વસાવ્યું અને ચોરાશી ગામડાં તેણે પોતાને પૈસે બાંધ્યાં, છતાં દોલત ખૂટી નહિ. તેને માટે એવી કહેવત ચાલી કે:—

માન સરોવર માદણું, મહાકાળેશ્વરનો આરો;

ઢીંગલે (પૈસે) પાંચ શેર બાજરી, કલ્યાણરાયનો આરો.

એ સમયે એક પૈસાની પાંચ શેર બાજરી વેચાતી હતી. ઈ. સ. ૧૫૩૦ ની સાલમાં એક રૂપિયાનું સાઢીબાવીશ શેર ઘી મળતું. ઈ૦ સ૦ ૧૬૦૫ માં અકબર બાદશાહના મરણ પહેલાંનો ઇતિહાસ વાંચતાં 'આઇને અકબરી'માં બાર આને અઢીમણ મગ તથા મઠ, અને ૭ આને મણ ઘઉં તથા આઠ આને ચોખા મળતા હતા. વળી એક રૂપિયાનું સાડા આઠશેર ઘી મળતું હતું. એમ કહેવાય છે કે, દર શ્રાવણ સુદી પૂનમને રોજ બિંદુસાર મહારાજા પોતાનો ખજાનો લૂંટાવતા હતા. વળી પુરાતન વણઝારાની પોઠોનાં વાવ, તળાવ, કૂવા, ધર્મશાળા વગેરે સાર્વજનિક કામોમાં ઇમારતો પાછળ કેટલો અઢળક પૈસો ખર્ચાયો છે! પાવાગઢ ઉપરનો ખાપરા ઝવેરીનો મહેલ, આબુનાં વિમળશાનાં દહેરાં, પાલીતાણાનું જૈન મંદિર, અમદાવાદની હઠીસિંગની વાવ, દિલ્હીની જુમ્મા મસ્જીદ, આગ્રાનો તાજમહેલ, અશોકનો લોહસ્તંભ વગેરે જોતાંજ જણાય છે કે આમાંનું કશુંય આપણાથી હાલમાં થઈ શકે એમ છે? હિંદુસ્તાન આજે હિમાલયથી રક્ષાયેલો અને સમુદ્રથી વિંટળાયેલો સુરક્ષિત સ્વરાજ ભોગવતો દેશ નથી. આજે હિંદુસ્તાન કેવળ આર્ય જાતિથી વસાયેલો અખંડ જંબુદ્વીપ નથી. આજે હિંદુસ્તાનમાં રામચંદ્ર, હરિશ્ચંદ્ર, અશોક, કુમારપાળ, શાલિવાહન જેવા ત્યાગી પ્રજાપ્રેમી રાજાધિરાજો નથી. આજનું હિંદુસ્તાન કંઈક જુદુંજ છે. આજે હિંદમાં પરદેશીઓ ઘુસ્યા છે. પરદેશીઓએ પોતાનો પગદંડો જમાવવા હિંદુ વિ૦ મુસલમાન, બ્રાહ્મણ વિ૦ અબ્રાહ્મણ, સ્પર્શ્ય વિ૦ અસ્પર્શ્ય આમ તેખડાં ઉભાં કર્યાં છે. રેલ્વે, તાર અને વિમાનદ્વારા પરદેશી યાંત્રિક કળાના પ્રભાવે દેશનું હીર ઝપાટાબંધ ચૂસાવા માંડ્યું છે. આજે દેશના રાજામહારાજાઓને વિલાયતના વાયરા વાવા માંડયા છે અને પરદેશનાં હવાપાણી રુચતાં થઈ જતાં ત્યાંનીજ પરદેશી ચીજો પ્રિય થઇ પડી છે. આજે દરેક હિંદીની વાર્ષિક સરાસરી આવક ફક્ત રૂપિયા સત્તાવીસ જેટલી થઇ રહી છે. જીવનમર્યાદા સરાસરી ૨૪.૫ (સાડીચોવીસ) વર્ષ જેટલી છે. તેવા સમયે જ્ઞાતવરાને નામે શાસ્ત્રનો ઓથો લઇ, કલ્પિત સ્વર્ગ મેળવવાની ઝંખનામાં પડી, હજારો રૂપિયા ખર્ચી નાખવા તે આપણા જેવા ગરીબ દેશને પાલવે તેમ નથી. કદાચ અસલના વખતમાં ધનધાન્યની સોંઘવારી હતી ત્યારે ભાઇઓ ભેગા થઈ જમે એવો આશય ભલે રાખ્યો હોય, પરંતુ આજે સગા ભાઇઓમાં સંપ રહ્યો નથી, અને કાકા ભત્રીજાઓ સરકાર દેવડીએ ચઢી ન્યાય માગે છે; ત્યાં જ્ઞાતિના ભાઇઓ ભેગા બેસી સંપથી અને શાંતિથી જમે એ તો લગભગ દુર્લભજ થઈ પડયું છે. આજે રૂપિયાનું એક-શેર સવાશેર ઘી મળતું હોય ત્યાં જ્ઞાતિવરા પાછળ ખર્ચ કરી દેશના

અનાજપાણીનો જથો એક રાત્રિના વાળુ ખાતર વેડફી નાખવો એ ગરીબના મોંમાંથી કોળિયો ખુંચવી લેવા બરાબર છે.

## જ્ઞાતિગંગાનો પ્રવાહ (?!)

આપણે અત્યાર સુધી જોયું કે, શાસ્ત્રોને સાચી રીતે જોઈએ તો કોઈ સ્થળે રાક્ષસી જ્ઞાતિવરાની પ્રથાને પોષવા સારૂ, બારમાં-તેરમાં, સીમંત, જનોઈ કે બીજા પ્રસંગે ધર્મની ખાતર ખર્ચ કરવાનું જરાએ લખ્યું નથી. કેવળ ધર્મની ક્રિયા ખાતર કેટલેક ઠેકાણે અમુક વિધિ લખેલો છે. તેમાં 'અન્ન' એ ઉત્તમ વસ્તુ છે, એમ માની કેટલાકોએ તે વિધિસમયે જમાડવાનું નક્કી કર્યું હશે, અને તેમાં પુણ્ય માન્યું હશે. પરંતુ આજે

**अन्नदानं महादानम् विद्यादानमविशिष्यते ।**
**अन्नाय क्षणिका तृप्तिर्यावत् जीवंत विद्यया ॥**

(અન્નદાન મોટું દાન છે, પરંતુ તે કરતાં અધિક મોટું દાન વિદ્યાદાન છે. અન્નથી તો જીવને થોડોક સંતોષ થાય છે, પરંતુ વિદ્યાથી આખો જન્મારો માણસને તૃપ્તિ થાય છે) અન્નદાન કરતાં વિદ્યાદાનનું વધારે મહત્ત્વ ગણવાનો વખત આવી લાગ્યો છે. હિમાલયમાં ગંગોત્રીનું મૂળ છે, તેમ ગરીબાઈમા આપણી પડતીનું મૂળ છે. શું યુવાનોને પૂરતી કેળવણી મેળવવાનાં સાધનો આપણી પાસે છે? શું તેઓને પૌષ્ટિક ખોરાક આપવાના ફાજલ પૈસા આપણી પાસે છે? શું તેમને દૂધ-ઘી ખવરાવવાના પણ સાંસા પડતા નથી? પછી શરીરે શિથિલ થાય, મગજે સણકા નાખે, પરીક્ષાના દિવસોમાં લથડીઆં ખાય અને આખરે નાપાસ થાય તો તેમાં વાંક કોનો છે? આપણા સામાજિક વ્યવહારને નામે ધૂળમાં ઢળી જતાં, જ્ઞાતિવરામાં ખર્ચાતાં નાણાંનો કે બીજા કોઈનો? એક રાત્રિના વાળુમાં નાણાંનો દુરૂપયોગ કરવો, તે તો દિવાળીનું દારૂખાનું ફોડી મલકાવું એના જેવું થયું. હવે જ્ઞાતિવરાના હિમાયતીઓની દલીલો એક પછી એક લઈએ. (૧) પ્રથમ દલીલ એ છે કે, **જ્ઞાતિ એ તો ગંગાનો પ્રવાહ છે. જ્ઞાતિજનો જમે અને આશીર્વાદ આપે તો પિતૃઓ સ્વર્ગમાં બિરાજે અને તેમનાં સગાંવહાલાં ઉપર અમી વરસાદના છાંટા નાખે.** આ દલીલ કરનારા ડહાપણના ઈજારદારોને કાં તો જીભનો હરામ ચસ્કો લાગ્યો હોય છે; અથવા તો જેમને આગળ ઓઠે ઉલાળ નથી, પાછળ ઓઠે ધરાળ નથી, એવા બાયડી છોકરાં મરી ગયા પછી પત્વારીને બેઠેલા હોય છે; અથવા જેઓ ઘરને આગણે ધંધા સિવાય બેસનારા હોઈ જેમના છોકરા પરદેશ કમાવા ગયા હોય છે, અને ખાવાને સારૂ પરસેવાનાં ટીપાં પાડેલા રૂપીઆના મનીઑર્ડર મોકલે છે; અથવા તો જેમનો જીવનવ્યવહાર કેવળ પરાયું અન્ન ખાઈને તાગડધીન્ના કરી 'લોક-

નિંદા કરવામાં શૂરીપૂરી' એવી જીભડીને ચલાવવામાં ખતમ થાય છે; એવા જડભરત આત્મા(!)ઓજ આવી દલીલ કરે છે. તેમને ખબર નથી કે, આજની જ્ઞાતિ સંસ્થાઓ ગંગાનો પ્રવાહ નથી, પણ ગટર કરતાં પણ ભૂંડી થઇ ગઈ છે. કારણ કે ગટરના પાણીથી તો શાક-ભાજી પાકે છે, જ્યારે જ્ઞાતિ સંસ્થાથી અદેખાઇ સિવાય કશું પાકતું નથી. પ્રાચીનકાળમાં ઋષિમુનિઓએ ચાર વર્ણ રચી. બ્રાહ્મણમાં આજે ચોરાશી કરતાં વધારે જાતના બ્રાહ્મણો ક્યાંથી ઘૂસ્યા? બ્રાહ્મણનો છોકરો દારૂ પીએ તોપણ બ્રાહ્મણજ, એ 'ઇજારો-કંટ્રાક્ટ' ક્યાંથી આવ્યો? ત્રિકાળ સંધ્યા કરવાનીજ જેને બાધા (?) હોય, બીડી પીધા સિવાય ઘર બહાર નીકળવું નહિ એવીજ ભીષ્મપ્રતિજ્ઞા હોય, તે બ્રાહ્મણ નામને લાયક છે ખરા? **ब्राह्मणो ब्राह्मणं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते**-બ્રાહ્મણ બ્રાહ્મણને સામો મળે તો કૂતરા પ્રમાણે ભસવા માંડે: આટલી બધી તો તેમની હૈયાની હોળી નિરંતર સળગતીજ હોય છે. વળી

> **कायस्था करदुपा काका यवनाश्च जातिबन्धनः ।**
> **चतुर्थे ज्ञाति विनश्यन्ति श्वानो सर्पो द्विजो गजः ॥**

[કાયસ્થ (નાગર મુત્સદ્દી), કુકડો, કાગડો અને યવન, એ ચાર જાતિ પોતાનું હિત સમજે છે; જ્યારે કૂતરો, સાપ, **બ્રાહ્મણ** અને હાથી પોતાની જાતિનુંજ નખોદ કાઢે છે.]

વર્ણાશ્રમશિરોમણિ બ્રાહ્મણોની આ દશા, પછી બીજાનું તો કહેવાનુંજ શું હોય? સ્વર્ગના દરવાજો ખોલવાનો ઇજારો ધરાવનાર બ્રાહ્મણવર્ગની આ ગંગાપ્રવાહ (!) જેવી જ્ઞાતિ સંસ્થાનું કોહું તો જુઓ! જ્યાં થડમાંજ લિંગ ભરાઇ છે, પછી ઝાડ લીલું શી રીતે રહેવાનું! એનો તો પડચેજ છૂટકો; તેમ વર્ણાશ્રમ ધર્મના અગ્રમુખી બ્રાહ્મણો જ વ્યસન, આળસ અને વહેમની ગળથુથી જન્મથીજ ખાઇ ચૂકયા છે, ત્યાં ચઢતી કયાંથી હોય? તેથી આજે ખરા બ્રાહ્મણો તો તેમનેજ ગણવાના છે, કે જેઓ જનસમૂહના કલ્યાણ ખાતર શાસ્ત્રને સાચાં સ્વરૂપે પ્રજા સમક્ષ રજુ કરી, શયતાની રૂઢિબદ્ધ જ્ઞાતિવરા સામે માથું ઉંચકી ઝુંબેશ ચલાવવા બહાર મેદાને આવે!

આ તો જ્ઞાતિસંસ્થાને 'ગંગાનો પ્રવાહ' માનનારા બ્રાહ્મણોનું વર્ણન થયું: પણ હજુ 'ગંગાના પ્રવાહ' (!) જેવી જ્ઞાતિનું વર્ણન તો બાકી છે. આજની જ્ઞાતિ એ મુખ્ય વર્ણાશ્રમના ભિન્ન ભિન્ન વિભાગ માત્ર છે. વર્ણાશ્રમની ભાવનાનો આજે મુખ્યત્વે જ્ઞાતિ-સંસ્થામાં લોપ થયો છે. દાખલાતરીકે એક જ્ઞાતિમાં પાંચસો ઘર હોય તો તેમાં ત્રણ તડ પડે. એક તડવાળા બીજા તડવાળાને ત્યાં જમે નહિ, કન્યા ન આપે; આ 'ગંગાના પ્રવાહ' (?) જેવી જ્ઞાતિની દશા! વળી અમુક અમુક ગોત્રનો છે, અમુક કુળવાન છે, અમુક

તો હલકો છે એવી નીચ વૃત્તિથી એકબીજાની ખોદણી નિંદાનાં જીવડાં સિવાય જ્ઞાતિના ખાબોચીઆમાં આજે બીજું કશુંજ ખદબદતું નથી. બ્રાહ્મણે બ્રાહ્મણ માત્ર એક થઇ રોટીબેટી વ્યવહાર શરૂ ન કરે, ત્યાં સુધી કન્યા આપવાવાળાનું ક્ષેત્ર બહુ ટુંકુ થવા માંડયું છે. એટલે અભણ, અક્ષરશૂન્ય જડથા સાથે કદળી જેવી કુમળી કન્યાને પરણાવવામાં આવે છે. નથી સંસ્કાર, નથી કેળવણી, નથી સ્વભાવમાં સમાનતા, નથી ઉંમરપ્રમાણ કે નથી જીવનરહસ્યની ચિંતા. કેવળ લાકડે માંકડું વળગાડવાની કળા કરવામાં શૂરાપૂરા જ્ઞાતિના પટેલિયાઓ, કોઇને જ્ઞાતિ બહાર મૂકે, પંકિત બહાર કાઢે, એક ઘર જ્ઞાતિમાં ઘટાડે; વધારવાનું તો સ્વપ્નમાં ન સૂઝે; ભૂલની દરગુજરની વાતજ નહિ, પણ કીડીના ઇંડાને કોહોળાનું રૂપ આપી, રજનું ગજ કરી, કાગનો વાઘ બનાવી, ગરીબને ગરદન મારી, તકાવાળાને ત્રાજવે બેસી જઇ, પૈસાદારની શરમમાં અંજાનારા ન્યાયાધીશ બની બેસે અને 'પીઠ ઉપર માર પડવા છતાંય' કાચબાની ઢાલ જેવી પીઠ બનાવી મોંઘા પૈસા જ્ઞાતિજનોને જમણ આપવામાં ખર્ચવા છતાંય જેઓ લાગ આવે ડસવાનાજ છે, તેમને ખવરાવવાથી આશીર્વાદ મળ્યા જાણ્યા છે? પ્રથમ જ્યારે વર્ણાશ્રમ ધર્મની વિશાળ મર્યાદા અંકાતી ત્યારે વિશાળતા, ઉદારતા, ક્ષમા અને ધીરજના ગુણો સંસ્થાઓમાં હતા. પહેલાં વર્ણાશ્રમ હતો, જ્ઞાતિસંસ્થાઓ તો ન હતી. એટલેજ વાલ્મીકિ ઋષિ ભીલ છતાં ગુણકર્મને લીધે બ્રાહ્મણ થઇ શકતા. જાબાલી ઋષિ અજ્ઞાત કુલના હતા. માતંગ ચાંડાલ હતો. વસિષ્ટ વેશ્યાપુત્ર હતા. વિદુરજી દાસીપુત્ર હતા. દ્રૌપદીના સ્વયંવરમાં અર્જુન બ્રાહ્મણવેશે આવેલા. સીતાના સ્વયંવરમાં રાવણ બ્રાહ્મણ છતાં ક્ષત્રિય કન્યાનું પાણિગ્રહણ કરવા આવેલો. ગર્ગ, શાંડિલ્ય અને કાત્યાયિની ગોત્રો આજે બ્રાહ્મણોનાં છતાં ક્ષત્રિયોમાંથી ઉતરી આવેલાં છે. અગ્નિવંશના રાજપૂતો બ્રાહ્મણપ્રજા છે. નાગકન્યા ઉલૂપીનો અર્જુન સાથે, અને ગ્રીસના સેલ્યૂકસની પુત્રીનો ચંદ્રગુપ્ત સાથે વિવાહ થયો હતો. આ પ્રમાણે હૂણ, સીથિયન, યવન, ક્ષત્ર, તુરષ્ક, મૈત્રિક વગેરે લોકો વિદેશથી આવી હિંદુ પ્રજામાં ભળી ગયા. ક્ષત્રિયવંશી ઋષભદત્તનો સંગમિત્રા સાથે વિવાહ થયો હતો. ઇ. સ. ના ૧૩ મા સૈકામાં કનોજના બ્રાહ્મણ રાજા રાજશેખરનો વિવાહ ચોહાણ કન્યા અવંતીસુંદરી સાથે થયો હતો. આજે આમાંનું શું છે? આવા દાખલાઓથી હિંદનો ઇતિહાસ સોના જેવો ઝળકયો! 'અભડાવું' અને 'વટલાવું' શબ્દો ઘુસ્યા કે હિંદની પરતંત્રતા શરૂ થઇ. પ્રેમની ગંગા ગઇ, સંપની સરિતા સરી ગઇ, એકતાનાં મોજાં ઉડી ગયાં. હુંકાર વધ્યો, વાડાઓ વધ્યા, તડા વધ્યા. તડ વધ્યાં, તાઇફા

આત્મા અને આર્યત્વની ભાવના ભ્રષ્ટ થઈ. પરદેશી યવનો સામે લડવા નીકળતાં 'ગાય અને બ્રાહ્મણો યુદ્ધને મોખરે મૂકે' એટલે રજપૂતો ભાગવા લાગ્યા.

સમૂહ ટુંકો થયો, જથ્થો નાનો થયો, સંખ્યાબળ ઘટયું; એટલે અદેખાઈ જાગી, ઇર્ષ્યા આવી, દ્વેષ પેઠો, વેર વધ્યાં, ઝેર જામી ગયાં, કોઇ ઉંચો ચઢયો તો તેને પછાડયો. એક આગળ આવ્યો તો તેને પાછો ધકેલ્યો. આમ સંતાકૂકડીની ડાકડારીની રમત જ્ઞાતિના હવાડામાં દેડકાંઓએ આરંભી ! કહો ઘરનાં છોકરાંને ઘીનો છાંટો નહિ, નિશાળમાં ભણવાને ફી આપવાનાં ઠેકાણાં નહિ, પરદેશમાં કમાવા મોકલવાને સગવડ સારૂ ટિકિટના પૈસાની તાણાતાણ, તેમાં દેવું કરી વરા કરવામાં આશીર્વાદ આવવાનો હતો ? અને કયા પિતૃઓ સ્વર્ગમાંથી આશીર્વાદ મોકલવાના હતા ? વળી '**ऋणकर्ता पिता शत्रुः**' તેમ દેવું કરનારો બાપ શત્રુતુલ્ય છે, તો પોતાનાં છોકરાં પિતાને સ્વર્ગમાં પહોંચાડવા દેવું કરે તે પુણ્યશાળી પિતાને રૂચે ખરૂં ? વળી દેવું કરીને જ્ઞાતિવરો કરવાથી સ્વર્ગ મળવાનુંજ છે, એવું ચોક્કસ તો કોઈ કહેતુંજ નથી. કોઇના કાગળ–પત્ર, તાર–ટપાલ, સંદેશો કે વાયરલેસ કંઇ સ્વર્ગથી પૃથ્વી ઉપર અત્યાર સુધી આવેલું જણાતું નથી. માટે જ્ઞાતિને 'ગંગાનો પ્રવાહ' માની પિતૃઓને સ્વર્ગ અપાવવાની લાલચે જમણવાર કરનારાઓ ધૂણીમાં બાચકા ભરે છે, યા તો પાણીમાં ડાંગો મારે છે, એમજ માનવું. એમ સ્વર્ગ સસ્તાં નથી, અને 'ગંગાના પ્રવાહ' ગલીકુંચીએ ઉભરાઈ જતા નથી. એ બધી વાતો સાચી હોત તો આજે હિંદુસ્તાનમાં એટલું બધું પુણ્ય જમા બાજુએ થઇ ચૂકયું હોત, કે અંગ્રેજોને સ્વરાજ આપી દઇ વિલાયત વિદાયગીરી લેવાની ફરજ પડી હોત.

## 'ઉતાવળ' એટલે શું ?

બીજી દલીલ જ્ઞાતિવરાના હિમાયતીઓ એવી કરે છે કે, **ભાઈ! ધીરે ધીરે સૌ થશે. ઉતાવળ કરશો તો બાજી બગડશે. જેની પાસે પૈસા હોય તે કરે, ના હોય તે ના કરે. તેને ઘેર કોઈ લાંઘવા બેઠું છે ! જમાડીને જમવું છે. ઘંટી ઉપર ઘઉં મૂકીને ખાવું છે. લાત મારવી અને લાત ખાવી છે તેમાં કાંઈ સપાડું છે ?** વગેરે

આ દલીલ ઉપરટપકે ઠીક દેખાય છે, પણ તેમાં પાપબુદ્ધિ, સ્વાર્થવૃત્તિ અને ગરીબોને લુંટવાની કળા સિવાય બીજું કંઈજ નથી. વળી જમવાની ખાતર જમાડવું એનો અર્થ શું ? 'ધીરે ધીરે' શું અને 'ઉતાવળ' શું એનો અર્થજ આપણે સમજતા નથી, એમ કહીએ તો ચાલે. વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબે એક વખતે કહેલું કે " આપણી એક દિવસની આળસ ' એમાં શું !' 'આવતી

કાલે થશે ' એટલા સમયમાં તો વિલાયત-અમેરિકાવાળા પચાસ વર્ષો જેટલા આગળ વધી જાય છે." કહો ક્યાં એક દિવસ બરાબર પચાસ વર્ષનું પ્રમાણ? આજે બલૂન, વીજળી અને આગગાડીની ઝડપે જમાનો આગળ ધપે છે, ત્યારે 'ઉતાવળની' ગણત્રી કયો ઘડિયો ત્રિરાશી માંડી કરશો? ગામડાંમાં ગાડાં ચાલતાં જોનારો ગામડિયો, વડોદરા શહેરની 'ઘોડાગાડી'ને 'ઉતાવળી' કહે એમાં કંઇ નવાઈ લાગે ખરી? શહેરના 'ઘોડાગાડી'વાળાને મુંબઈની મોટર 'ઉતાવળી' લાગે, મુંબઇની મોટરવાળાને વિલાયતની વીજળીની ઝડપવાળી આગગાડી 'ઉતાવળી' લાગે, વિલાયતવાળાને અમેરિકા-જર્મનીનું 'બલૂન ઝેપલીન' ઉતાવળું લાગે. વળી સંદેશા લઇ જનારો કાસદ 'ટપાલી'ને 'ઉતાવળો' કહે, ટપાલી તારવાળાને 'ઉતાવળો' કહે, તારવાળો વગર દોરડાંથી જનારા સંદેશાને 'ઉતાવળ' માને તો તેમાં કોઈની ગણત્રી ફેર કે બુદ્ધિભેદ યા તો મૃગજળની શંકા છે એમ ગણાય? વાસ્તવિક રીતે તો 'ઉતાવળ'નો અર્થ આમાં તો 'ધીમાશ' એવોજ ગણાય! યુવાનોની ગણત્રી અનુસાર, જૂના જમાનાના ઇતિહાસો પણ આંકડા તપાસી શાંતિથી વિચારશે તો તેમને પણ જણાશે કે, યુવાનોનું જ્ઞાતિવરા સામે પગલું બરાબર વખતસરનું, નીચોવાઈ ગયેલી આર્થિક સ્થિતિને બંધબેસતું અને આત્મશુદ્ધિનું વાતાવરણ તૈયાર કરનારૂંજ છે.

'મુખ મેં રામ બગલ મેં છુરી, રૂપ સાધુકે ઔર દાનત બુરી' તેમ સૌ કહે છે; યથાશક્તિ ખર્ચ કરવાં, છતાં પરિણામ એ પ્રમાણે નથીજ આવ્યું. વધારે મળે તે વધારે ખર્ચ કરે અને ઓછું મળે તે ઓછું ખર્ચ કરે, તે સિદ્ધાંત બોલવાનો સાવ સહેલો છે, પણ સામાજિક જીવનમાં તેનો અમલ કરવો મુશ્કેલ જણાયો છે; એટલે આજે તો જ્ઞાતિમાં રડયા ખડયા પૈસાદાર યા તો કુળવાનોએ પોતાને ત્યાંથીજ દાખલો બેસાડી ખર્ચ કમતી કરી પોતાના બીજા ગરીબ પણ ઉમરાવ દિલના જ્ઞાતિજનોના લાભ માટે રૂઢિને ઉંચી મૂકવી જોઇએ.

## દેશ દળાયો છે!

આજે આપણા દેશમાં રૂ. ૧૦૦૦ ની આવક ઉપર સરકારવેરો લે છે, જ્યારે અમેરિકામાં ઓછામાં ઓછી રૂ. ૧૫૦૦૦ ની આવક હોય તોજ આવકવેરો ચોંટે છે. કહો, પૈસાદારી અમેરિકામાં છે કે હિંદુસ્તાનમાં? હિંદમાં સાચા પૈસાદારો છેજ ક્યાં? પરદેશી કંપનીઓના દલાલો એટલે વેપારીઓની ફોજ. અત્રેથી કાચી ધાતુ વિલાયત જાય ત્યારે આપણે જીવી શકીએ, એવી સ્થિતિ છે. હાડકાં પરદેશ ચઢે, તેમાંથી ચપ્પુના હાથા, બટન, કાંસકી, રમકડાં, છત્રીના હાથા, કમરપટા, ઇન્ડીપેન વગેરે બને, વિલાયતથી આવ્યાં એટલે પવિત્ર થાય; અને બિચારાં હાડકાં હિંદુસ્તાનમાં-કૃષ્ણ ભગવાનની

જન્મભૂમિમાં–રહે તો અપવિત્ર થાય! કપાસ પરદેશ ચઢે, ત્યાં લૂગડાં વણાય અને ખરીદાય. અત્રે વણાયેલી ખાદી પૈસાદારોથી ના પહેરાય! ઊન પરદેશ જાય: ત્યાંથી બનુસ, ટોપીઓ બને અને તે આ દેશમાં પહેરાય. ચામડાં પરદેશ જાય તેમાંથી ફીનીશ ચઢાવી પાવન થઇ ચામડાની ટ્રંક, કોથળી, બૂટ, ચોપડી બાંધવાનો સામાન બને; હિંદના વેપારીઓને આ ન સૂઝે. આમળાં, હેડાં, અરીઠાં વગેરે પરદેશ જાય તેમાંથી રંગ બને; આપણે ત્યાં ઉકરડે નંખાય તો ફિકર નહિ!

આપણા દેશની નદીઓમાં હજારો ટન રેતી મફત પડી રહે છે, પરંતુ જર્મનો રેતીમાંથી લખોટેલાં વાસણો બનાવે છે. અમેરિકાના ધનાઢ્યો પાસે કૂતરાની કિંમત રૂ. ૩૦,૦૦૦ સુધી બેસે છે. મિ. ફૉર્ડ, મિ. રૉકફેલર જેવા અબજપતિની સ્ત્રીઓનું બાર મહિનાનું સેંટ-લવંડર ખર્ચ રૂ. બે લાખ ત્રણલાખ થઈ જાય છે. આના હિસાબે આપણા પૈસાદારો તો કેવળ ગરીબમાં ગરીબ જેવા જ છે. જ્ઞાતિવરા પાછળ ખર્ચાતો પૈસાનો ધોધ જો આવા કોઇ હુન્નર-ઉદ્યોગના કામમાં પૈસાદારો વાપરે તો હજારો ગરીબોને પોષણ મળે. એક જ્ઞાતિની સંકુચિત સંસ્થામાં કહેવાતો પૈસાદાર, ખર્ચ કરીને હરિફાઇ અને હાંસાતુસીનું વિષમય વાતાવરણ ઉભું કરે છે. ગરીબની ઇચ્છા ન છતાંય સમાજની કક્ષામાં રહેવા ખાતર અથવા તો પોતાની પાસે પણ કંઇક છે, તેમ જણાવવા ખાતર (પેટમાં પાશેર પાણી નહિ પણ મારૂં નામ દરિયાખાં) થઇને દેવાના ડુંગર કરીને જ્ઞાતિવરો કરવો પડે છે. શ્રીમંતો જો પહેલ કરે તો ગરીબો પણ નૈતિક હિંમત બતાવતાં શીખે. જે દેશ પરાધીન છે, જ્યાં અરધોઅરધ લોકોને માત્ર એકજ વખત ભાગ્યેજ ખાવાનું મળે છે, જે દેશના કોઇ ભાગમાં નિરંતર દુકાળ, મહામારી, રેલસંકટ આવ્યાજ કરે છે; જ્યાં બેકારોને લઈ લાખો નિરાધારને અન્નવસ્ત્રનાં ફાંફાં છે; ત્યાં શાસ્ત્રની ખોટી બાંગને નામે રાક્ષસી નાણાંનો વ્યય ન શોભે, ન ઘટે, ન યોગ્ય ગણાય. આજે પરદેશીઓની શાસનચક્કીમાં દેશ દળાયો જાય છે. એક જ્ઞાતિમાં તો સૌ એક માતાપિતાનાં અમુક પેઢીએ સહોદર ગણાઇએ ત્યાં ઉંચનીચ, કુળવાન હલકો, પૈસાદાર ગરીબ એવા 'પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર'ના વિચાર શું શોભે? વળી ખવરાવીને ખાવું છે એવો સાટાનો ધર્મ પણ શા કામનો? પ્રભુની રચેલી સૃષ્ટિમાં કોઇને સાધન વધારે હોય તો તે ઓછા સાધનવાળાને મદદ કરવા સારૂજ છે, એમ માનવામાંજ લાભ છે. વધારે સાધનવાળો, ઓછા સાધનવાળાની પજવણી કરશે તો જરૂર એક વખત રશિયાનું 'બોલ્શેવીઝમ' હિંદમાં ધુસી જશે, અને ગરીબો ભેગા થઇ પૈસાદારોને લૂંટી લેશે, એ ચોક્કસ છે. માટે પણ પૈસાદારોએ સાવધ થઈ ગરીબોને સાથ દેવાનો છે.

## જીંદગીને માટે જાતિજમણ

જ્ઞાતિવરાના હિમાયતીઓ વળી એવી દલીલ કરે છે કે **"હવે કમાવાની તાકાત ન રહી, માટે નવરાઓએ જ્ઞાતિવરા બંધ કરવાનો ધંધો આરંભ્યો છે. અમે આટલા વ્યવહાર ચલાવ્યા, અમે તો કંઈ થાક્યા નથી અને તમારે (યુવાનોએ) અત્યારથીજ 'શઠમ્' કરવાની દાનત રાખવી છે."**

આ હસવા જેવી વાતનો સણુસણાટભર્યો રદિયો તૈયારજ છે. આપણે જોયું કે 'પૈસાદારો' પોતાને પૈસાદાર માને પણ વાસ્તવિક રીતે ગુલામી ભોગવતા દેશમાં સૌ ગુલામ. કોઈની બેડી ચળકતી તો કોઈની બેડી કાટ ચઢેલી. ખરો 'પૈસાદાર' જોવો હોય તો મુંબઈમાં જાઓ અને ગગનમાં ગાજતી હવેલીઓ જોઈ મોંમાં આંગળાં ઘાલો. 'કમાવાની તાકાત'વાળા જીભના સ્વાદુઓને પૂછો કે "તમે કયો કરોડોનો વેપાર કરી, લાખોની દોલત ભેગી કરી, હજારોની બક્ષીસ કરી સેંકડોનો ગુજારો ચલાવ્યો ? જ્ઞાતિવરા બંધ કરવાની હિમાયત કરનારા યુવાનો નવરા નથી, પરંતુ 'ઢીકણા ભાઈ ઉતારત, ફૂલાણાનું આવું અને ઢીકણાનું પેલું" એ વાતાવરણના નાશમાંજ જ્ઞાતિનું હિત સલામત છે, તેવું તેમને હૈડે વસ્યું છે. માંખ, પતંગીઆં અને ભમરાંને ઉડતાં જોઈ અરધો કલાક ઠરી ઠામ થઈ રહેનારા જૂના જમાનાના ડહાપણોને 'થાક' નથી લાગ્યો તો તેમણે જીવનમાં જીવતાં છતાં મરવાની આળસેજ જીવવાનું પસંદ કર્યું છે, એમજ માનવાનું છે. યુવાનોની તાકાત, પેટે પાટા બાંધી, મીઠું મરચું રોટલો છાશ સાથે ખાઈ, સુદામાની ચીંદરડીઓમાં દમુ પૈસા સલામત રીતે સાચવી રાખી મરણ પછી બાર તેર દિવસમાંજ સફાચટ થવાના સોદાસટ્ટા કરવામાં નથી વેડરી નાખવાની એ તો ચોક્કસ છેજ. એવી તાકાત તેમને જોઈતી નથી. બાપ મરે ત્યારે પ્રેમથી રડવાને બદલે, માણસની ખોટ પડી તે જાણી જોઈ હૈયું કકળાવવાને બદલે, બાર દિવસમાંજ નાણાંની ત્રેવડ કરવી પડશે, એ ચિંતામાં યુવાનોને સળગતી ચિતામાં કૂદી પડવાનો મોહ નથી. એ મોહ મહાન્ (!) માણસોને સારૂ ભલે અનામત રહે. બંટીબાવટાનો રોટલો શાંતિથી ખાઈ, પ્રભુસ્મરણ કરી, દેશનાં કકળતાં સંતાનોને દિલાસાના બે શબ્દો કહી કોઈ અંગત જનના મરણપ્રસંગે અથવા કોઈ ટાણે 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી' તેના આત્માના કલ્યાણ ખાતર વિદ્યાદાનમાં ખર્ચે એ જ્ઞાતિવરાની ધમાલ કરતાં, અને 'એક ધાલ ઉઠી, બે ધાલ ઉઠી' એમ પોકાર કરી તેની આખી જીવનયાત્રાને ઉઠાડી દેવા કરતાં હજાર દરજ્જે સારૂં છે.

## બિચારાં વસવાયાં !!

જ્ઞાતિવરાના હિમાયતીઓ એક ચોથી દલીલ કરે છે અને

**જણાવે છે કે 'જ્ઞાતિવરા અટકી જાય તો બિચારા ધોબી, હજામ, અંત્યજ વગેરે વસવાયાંનો રોટલો જાય, અને ભૂખમરાનો વખત આવે.'**

જ્ઞાતિવરા કરનારા, કેટલા દયાના દેવતાઓ છે, તે તો 'એંઠુ" આપતી વખતે તેમના મુખમાંથી 'ચચ્ચો-મમ્મો' સિવાય બીજી ગાળોજ નીકળતી નથી, એ દેખાવ જેમણે જોયો હશે, તેઓ જીંદગીભર ભૂલે તેમ નથી. જેઓ 'વસવાયાંને રોટલો નહિ મળે' એવું બકે છે; તેઓને આર્થિક શાસ્ત્રનું બહુજ ઓછું જ્ઞાન છે. ધનસંપત્તિ જેમ એક સ્થળે એકત્ર થાય અને પરિણામે એકહથ્થુ મુડીવાદનું જોર વધતાં, જગતની પાયમાલી સંભવે, તેમ અનાજનો જથ્થો એક સ્થળે અમુક સંયોગોમાં થઇ જાય તેથી સમાજને લાભ કરતાં નુકસાનનો ઝાઝો સંભવ છે. યુરોપમાં મુડીવાદીઓની સંખ્યા વધી, પરિણામે આજે ત્યાં સમાજવાદીઓની—મજૂરોની ચળવળ જોસમાં આવી છે. આના છાંટા એટલે સુધી ઉડયા છે કે કાર્લ માર્કસના સિદ્ધાંતોનો પ્રચાર આજે યુરોપમાં મોટા પાયા ઉપર થઇ રહ્યો છે, અને સોશિયાલિસ્ટ ચળવળે બહુ જોસ પકડયું છે. રૂશિયામાં તો મુડીવાદીઓનાં એકહથ્થુ નાણાંનો સરકારે બળજોરીથી કબજો કરી 'સોવિયેટ-મજૂર સરકાર' સ્થાપી છે. સુભાગ્યે આપણા દેશમાં મુડીવાદીઓની સંખ્યા બહુ થોડી છે, તોપણ શ્રમજીવીઓને સંતોષ થાય એટલો 'રોટલો' નહિ મળે, અને જ્ઞાતિવરાની હાલની પદ્ધતિ ચાલુ રહેશે તો આપણા દેશના 'વસવાયા વર્ગો' એક દિવસ જરૂર બળવો જગાવશે. અંત્યજો બાપડા કૂતરાં બિલાડાં હિંદમાં જન્મ્યાં નથી, નહિ તો તેમને અડકવામાં બાધ ન હતો! તેમના ભોગ છે કે તેઓ માણસ થયા, નહિ તો એક પૂછડાના પ્રાણી બન્યા હોત તો અડકવામાં વાંધો ન નીકળત! આવી દયા આ વસવાયાં કોમ પ્રત્યેની! તુળસીકયારો પૂજે, શ્રીકૃષ્ણનું નામ દે માટે ન અડકાય; પરંતુ તે હિંદુ મટી 'અલ્લા અલ્લા' પુકારે અને ગોમાંસ ભક્ષણ કરે, અથવા તો ક્રિશ્ચિયન બની વિલાયતવાળાના 'ચર્ચ'માં ધુસી ભાખરી, ચા અને શરાબ પીએ એટલે તેને અડકવામાં વાંધો નહિ; આટલી બધી દયા હિંદુસ્તાન સિવાય બીજે કયાં શોભે? વળી અંત્યજો જ્ઞાતિવરાને લીધે પાપરૂપે બીજે દિવસે 'હાજત વધી પડે' તો વાળવાને તૈયારજ છે. તેમને અપાય છે તે મજૂરીના બદલામાં, કંઇ દયાદાનમાં કે વસવાયાં તરીકે નહિ! જો ગુલામીની આપણા દેશમાં પ્રથા હોત, અને વેઠબંધીનો કાયદો ન હોત તો જરૂર અંત્યજો પાસે 'એંઠુ' આપ્યા સિવાય મજૂરી કરતાં કરાવતાં આપણા બુદ્ધિસાગર (!) વર્ગના હિમાયતીઓ પાછા હઠે તેમ નથીજ. ધોબી-ગાંયજાઓનો તો સવારના પહોરથી મરોજ

હોય છે. તેમની મજૂરીનો જાણે હિસાબજ હોય નહિ, અને થોડું 'લોચો ધાન' આપવાનો રિવાજ એ વસવાયાં કોમને સારૂ 'કામધેનુ' ગાય હોય એવો ઢોંગ કરવો વીસમી સદીમાં નભે તેમ નથી. વળી 'લોચો ધાન' વસવાયાંના બહોળા કુટુંબને ઓછું મહિનાઓ સુધી ચાલવાનું હતું? થોડા દિવસમાંજ વળી તેમને 'એંઠું' લેવા આવવાની ગરજ તો ખરીને! શું આ દાસ્યવૃત્તિ–ગુલામીની એક જડ પ્રથા ઇચ્છવા યોગ્ય છે? વળી એંઠું, ઉતરેલું અનાજ ખાઇને તેમની શારીરિક તંદુરસ્તી શી રીતે ટકવાની હતી? જ્ઞાતિવરાના ભોજનની પત્રાળી ઉપર બિરાજેલા ગજાનનસ્વરૂપ પલાંઠીધરોના પેટમાં અપાતી આહુતિઓની ગણત્રી કરો, તેમને થતા આગ્રહ–વિવિધ ખેંચતાણ–લાલાટેકની યાદી તરફ નીધા કરો, અને પછીથી તેની સાથે વસવાયાંને ઉંચેથી બટેરામાં ઠલવાતાં જુઓ. માંડવા મુહૂર્તથી ગાળોની શરૂઆત કર્યા પછી માંડવો છોડતાં સુધી ગાળોજ ગાળો એ દયાના ઢાળા છે? અથવા તો વસવાયાંની આર્થિક સ્થિતિ ઉકેલવાના રસ્તા છે? યા તો તેમની મુશ્કેલીભરી સ્થિતિમાં મદદના રસ્તા છે? અથવા તો તેમના પ્રત્યેનો ઉચ્ચ કોમનો કૃપાકટાક્ષ છે કે તેમની દયામણી, ચુસાયેલી, દબાયેલી–ચંપાયેલી હાલતને વધારે કરુણ બનાવવાના રસ્તા છે? તેનો ખ્યાલ કદીએ પાષાણ દિલમાં આવ્યો છે? દલપતરામે કહ્યું છે તેમ 'રોટલી નાખી ભીખારી ન રાખો' એટલે તેમને સારૂ કાંઇ ધંધારોજગારની વ્યવસ્થા કરો. (આ વ્યવસ્થા તમારા જ્ઞાતિવરાનાં નાણાંમાંના હિસ્સામાંથી આબાદ રીતે થઇ શકશે.) તેમને કંઇ જીંદગીભરના નિર્વાહનું સાધન કરી આપો, પરંતુ તેમને 'ટુકડા રોટલા' નાખી વળી પાછું 'ટુકડો' ફરીથી લેવા આવવાની સ્થિતિમાં ચાલુ નિભાવે રાખવું, એ સેતાનીયત અને હેવાનીયતની પરાકાષ્ઠા છે! એટલે જ્ઞાતિવરા અટકવાથી વસવાયાં ભૂખે મરશે, એ તો દારૂનાં પીઠાં બંધ થવાથી દારૂડીઆઓ ટળવળી મરશે, એવી દયાના જેવી રાક્ષસી દયા (!) થઇ, જેની સમાજને તલભાર પણ જરૂર નથી. વળી આટલાં વર્ષોથી વસવાયાં પ્રત્યેની દયાનો ડુંગર ફાટવા છતાંય દિનપ્રતિદિન તેમની સ્થિતિ વધુ ને વધુ બગડતી જાય છે, તો વધુ નહિ તો કેવળ એક અખતરા તરીકે પણ વસવાયાં પ્રત્યેની દયા–જો ખરેખર દયાના રૂપમાંજ હોય–કોઈ સારે રસ્તે દોરી તેમનો જીવનભવ વધુ મોડું થાય તે પહેલાં બગડતાં અટકાવો. આ અટકાવવાનો ઉપાય ઉપર બતાવ્યો છે. એમ છતાં તેમના પ્રત્યે પ્રેમ હોય તો એ પ્રેમ (હડધૂત–છીઃ છીઃ અડશો મા! અભડાશો!) એવો તો નજ રાખો!

## આબરૂ શામાં છે?

વળી જ્ઞાતિવરાની તરફેણ કરનારાઓ એક પાંચમી દલીલ

કરે છે અને જણાવે છે કેઃ—

**"અમે અમારે ત્યાં આવેલો જ્ઞાતિવ્યવહાર–વરો ન કરીએ તો અમારા બાપદાદાની આબરૂ જાય એટલે ગમે ત્યાંથી ઉછીનાં પાછીનાં નાણાં કરીને ઘેર આવેલું કારજ કર્યેજ છૂટકો."** હવે જમાનો એવો આવ્યો છે કે, આપણી પોતાની આબરૂનો કે 'બાપદાદાની આબરૂ' સાચવવાનો કોઈથી ઈજારો રાખી શકાય એમ નથી. ધાર્યું તો ધરણીધરનું થવાનુંજ છે. 'બાપદાદાની આબરૂ' રાખવાવાળા વળી આપણે કોણ? વળી જે આબરૂ સાચવવા ખાતર પોતાની જાતને દેવામાં ડુબાડવાની હોય અથવા તો ભાવી પ્રજાના માથા ઉપર દેવાના ડુંગર રચવાના હોય, તો તેવી આબરૂને ક્યાંસુધી વળગી રહેવું છે? નજીકમાં લાય લાગી છે અને બળતું પાસે આવ્યું છે. કપડાંને ઝાળ લાગવાનો વખત થયો છે, છતાં કોઈ કહે કે, 'મારે બળી જવું છે' તો તેને બચાવનાર કોણ નીકળશે? તેમ આપણે જોયું કે, જે વસ્તુને શાસ્ત્ર સાથે સંબંધ નથી; જે આર્થિક દૃષ્ટિએ નુકસાનકારક છે; જેને લીધે જીવનપર્યંત કંજુસાઈથી પેટે પાટા બાંધવાના શરૂ થવાના છે; તે વસ્તુને 'બાપદાદાની આબરૂ'ને નામે વળગી રહેવામાં કશોજ સાર નથી. વળી જ્યારથી હિંદુસ્તાન પરદેશીઓના પંજામાં જકડાયું છે, ત્યારથી હિંદુસ્તાનની 'આબરૂ' શાસકમાં છે, એવું માનવાને જરાએ કારણ નથી. હિંદની સાચી આબરૂ આજે સ્વરાજ હાથ કરવામાં છે. વળી જે આબરૂ આપણે 'અમુક વરો–વ્યવહાર' નહિ કરીએ તો જતી રહેવાની છે, તો તેવી તકલાદી, લેભાગુ, કાગળના હોડી જેવી આબરૂની આપણને જરૂર પણ શી છે? આપણે તો કોઈ એવી સંગીન સીમેન્ટ જેવી 'આબરૂ' શોધી કાઢવાની છે કે જે 'જ્ઞાતિવરો ન કરીએ' તોપણ નાસી જઇ ન શકે, અને જે જીવતાં સુધી અને મરણ પછી પણ ટકી શકે. જે નીતિને રસ્તે ચાલે છે, જે ઘરસંસાર કજીયા સિવાય શાંતિથી ચલાવે છે, જે પોતાના પૈસાનો ઉપયોગ આપ્ત કુટુંબીઓને વિદ્યાદાન આપી ભરણ-પોષણમાં કરે છે, જે ફાજલ પૈસાનો ઉપયોગ ગામના કે દેશના હિતમાં કરે છે, તે પોતાની આબરૂ વધારે છે; એટલુંજ નહિ પણ પોતાના 'બાપદાદાની આબરૂ' હજાર દરજ્જે વધારી મૂકી, પેઢીની કીર્તિ ઉપર સોનાનો કળશ ચઢાવે છે.

## સેતાની ચક્કર

જ્ઞાતિવરાના હિમાયતીઓ છઠ્ઠી દલીલ એવી કરે છે કે **"પણ બીજાને ત્યાં આટલી ઉંમર ન્યાતો જમી આવ્યા તેનું શું? અમારે ઘેર પ્રસંગ આવ્યે અમે જમાડવાની ના પાડીએ એ કેમ ચાલી શકે? લોક અમારી સામે આંગળી ન કરે?**

(આ દલીલનો ઉત્તર આપણે શ્રી. કાકાસાહેબ કાલેલકરના સુંદર સચોટ શબ્દોમાં આપીએ.) "આ દલીલમાં કાયરતા છે. દરેક સુધારાની વેળાએ સુધારો કરનારને કેટલીક વસ્તુઓ જતી કરવીજ પડે છે. કેટલીક લોકનિંદા ખમવીજ પડે છે. એટલા માટેજ સુધારકોને બહાદુર કહેવામાં આવે છે. જેમાં પુરુષાર્થ નથી, તેના કામની કિંમત પણ તેટલીજ. હું તમને કહું છું કે, તમે ન્યાતો જમી આવ્યા છો તેના બદલામાં ન્યાતના સાચા કલ્યાણાર્થે બીજી રીતે તમે ન્યાતની સેવા કરો. પૈસો ખર્ચો. તમારે ત્યાંની રાષ્ટ્રીય શાળાનો એક વર્ષનો ખર્ચ આપો. વિદ્યાદાન કરી તે મારફતે આજન્મ અન્નદાન કર્યાનું પુણ્ય મેળવો, અને ન્યાતો ભેગી કરો ત્યારે સાદા સ્વચ્છ અને સાત્ત્વિક ખાનપાનની તજવીજ રાખો." શ્રી. કાકાસાહેબના આ ઉત્તર પછી આ દલીલ ઉપર વધારે વિવેચન કરવાની જરૂર નથી, છતાં લોચા ધાનને પેટમાં નાખ્યું તેના ઉરનો આફરો ચડતો હોય અને પ્રતિઉપકાર કરવાનું મન થઇ જતું હોય તો આ કુંડાળું ક્યાંસુધી ચલાવ્યે રાખવું છે? તેનો કંઇ અંત આવવાનો ખરો? વળી અન્ન જેવી બાબતમાં સાટાં શાં? સામનો શો? આવી ઝીણી ઝીણી બાબતમાં ઉપકાર માનવાની ટેવ પડી ગઇ હોય તો બેશક દેશનો ઉદ્ધાર થવાનો છે, પરંતુ કેવળ દેખાદેખીથી અને દલીલની ખાતર દલીલ કરી ગુંચવણીના માર્ગો શોધવામાં ઉંચી ગતિ નથી થવાની. જ્ઞાતિના જમણવારમાં જવાનું બંધ કરો, પીરસણના ટોપલા લેવાનું માંડી વાળો. હારો મારો કરી બેરક બુદ્ધિને તિલાંજલિ આપો એટલે આપોઆપ 'આંખમાં આંગળાં કરનારાઓનું જોર નરમ પડશે. આમ છતાં મીણબત્તી બેઉ બાજુથી બળવા માંડી છે, એટલે ટીકા કરનારાઓ તમારા ઘરનાં તગિયાં તપાસાય તેની રાહ જોઇને બેઠા છે. એટલે વળિયો, વાંસડા નળિયાં વેચીને પણ જ્ઞાતિવરો કરવાની તમને સલાહ આપવાનાજ છે. તમે સાફ થઈ જશો, એટલે ટીકા કરનારો પણ 'આવ હરખા, આપણે બે સરખા' કરી તમને ભેટી પડશે. અત્યારથી ચાદર ઓઢવાને બદલે પગ ન પહોંચે ત્યાં સુધી રાહ જોવી હોય તો, બેશક 'જમો અને જમાડો'નું સોનાની ચક્કર ચલાવ્યે રાખો. ખૂટશે ત્યારે પરસેવો છૂટશે, એ છેલ્લો જવાબ સાચો!

## મડદાની ચિંતા

જ્ઞાતિવરાના હિમાયતીઓ સાતમી દલીલ કરે છે કે, **મરી જઇએ અને ઠાઠડી ઉંચકે તેમને ખવરાવ્યા વિના કેમ ચાલે? અને આમ જમાડીએ નહિ તો મડદાં ઉંચકવા કોણ ઉભો રહે?**

આ દલીલ કરનારાઓએ હવે ધ્યાન રાખવું જરૂરી છે કે, તેઓ ઇ. સ. ૧૯૨૯ ની સાલમાં જીવે છે. 'મરી જવું' 'ઠાઠડી ઉંચકવી'

અને 'જમવું' ત્રણે વાતનો પૂર્વાપર સંબંધ ઠીક જોડી દીધો જણાય છે! મરનારની ઠાઠડી ઉંચકનારો જમવાની લાલચેજ એ પુણ્યકૃત્ય કરે છે, એમ માનવું તે બિલકુલ નીચ અને આર્ય માતાની કુખને લજાવવા જેવું છે. મરનાર પ્રત્યેની સહવૃત્તિ અને મરનાર પ્રત્યેની ઉચ્ચ માનની લાગણી અથવા તો અંગત પ્રેમ—સ્નેહસંબંધ સિવાય કોઇ ઠાઠડી ઉંચકવા આવતુંજ નથી. ઠાઠડી ઉંચકવા આવનાર ઉપર જાણે અજાણે પણ 'જમવાની લાલચ'નું દોષારોપણ કરવું એ હડહડતી હરામ વિદ્યા સિવાય બીજું કાંઇજ નથી. વળી 'આપ મૂઆ પીછે ડુબ ગઇ દુનિયા' 'મરનારને કંઇ ઉંચકનારનો સંતાપ છે?' આ કહેવતો શું સૂચવે છે? આમ છતાં ઠાઠડી ઉંચકનારને ખવરાવવુંજ હોય તો ઘરને ખૂણે સાદું ભોજન ખવરાવો; પણ તેને સારૂ પ્રદર્શન શાં? ઘીની છાલકો શી? એ તે મરણનો શોક છે કે મરણ પાછળનો શોખ છે? દિલગીરીની લાગણી છે કે માતાની ઉજાણી છે? આજનાં પ્રેતભોજન—મરણભોજન તો મૂએલા મડદા ઉપર બેસીને સ્મશાનમાં લાડુ ખાવા જેટલી અધમતા સૂચવે છે. આમાં નથી જમાડનારની શોભા, નથી જમનારની શોભા. અને ઘરધણીને ખોટા મોભા ખાતર પૈસે ટકે ખુવાર થઈ નાહકની ઓભામણ છે. આ સંબંધમાં લોકમાન્ય તિલકજી વિષે સુંદર વાત છે. ન્યુ ઇંગ્લિશ સ્કૂલ શરૂ થઇ ત્યારે લોકમાન્ય ત્રીસ રૂપિયા પગાર લેતા. એક સાથીએ કહ્યું 'મરી જઇએ ત્યારે પ્રેતદહન કરવા જેટલા પૈસા પણ આપણે ન બચાવી શકીએ?' લોકમાન્યે જવાબ આપ્યો 'તેની પંચાત આપણા કરતાં સમાજને વધારે હોવી જોઇએ. માન આપવા નહિ તો ગંદકી અટકાવવા ખાતર પણ તેઓ આપણું મડદું ફૂંકી બાળશેજ! આપણા મરી ગયા પછી 'મડદું રઝળશે'! 'કોણ ઉંચકશે?' એવી ચિંતા રાખનારાઓને લોકમાન્યનો સચોટ માર્મિક જવાબ બસ છે. વળી આત્માને અમર માનનારી હિંદુ પ્રજા, આત્માના મોક્ષની વધારે ચિંતા કરે કે આત્માવિહીન શરીરની વધારે ચિંતા કરે?

## બચતમાં શૂન્ય "૦"

આજે કુટુંબમાં એક પુરુષ, એક સ્ત્રી અને એક બે સંતાન હોય. પુરુષને સામાન્ય માસિક રૂા. ૩૦ મળતા હોય (જો કે હિંદુસ્તાનના પ્રત્યેક માણસની સરાસરી આવક વાર્ષિક રૂા. ૨૭ જેટલી થવા જાય છે, ત્યાં આવી ગણત્રી કરવાનો આપણને હક્કજ નથી, છતાં દલીલ ખાતર લખ્યું છે.) ત્યાં તેનું માંડ માંડ પૂરૂં થાય છે. ઓછામાં ઓછું એક વ્યક્તિ સરાસરી રોજ ૧ા શેર અનાજ ખાય તો ચાર વ્યક્તિવાળા કુટુંબને એક માસે ઓછામાં ઓછું ૪ા મણ થાય. એટલે ઘઉં, બાજરી, ચોખાની સરાસરી ૧ મણની કિંમત

રૂા. ૩ લઇએ તો રૂા. ૧૩ાા જેટલો ખર્ચ અનાજનો આવે. અનાજ પછી બીજી જરૂરિયાત કપડાંની છે; પ્રત્યેક વ્યક્તિ દીઠ સરાસરી માસિક કપડાંનો ખર્ચ રૂા. ૧ ગણીએ તો રૂા. ૪–૦–૦ થાય. પૌષ્ટિક તત્ત્વો શરીરને પોષણ આપે તે ખાતર ચાર વ્યક્તિનું કુટુંબ ઓછામાં ઓછું મહિને રૂા. ૨ નું ઘી તથા રૂા. ૨ નું દૂધ ખાય તો તેણે ખર્ચાળપણું કર્યું એમ ભાગ્યેજ મનાય. ગામડા ગામમાં બળતણ શહેરના પ્રમાણમાં સોંઘું પડે છે, તોપણ સામાન્ય રીતે માસિક રૂા. ૨) બળતણ ખર્ચ વધારે ન ગણાય. ધોબી, હજામતના આપણે મહિને ચાર આનાજ ગણીએ. મીઠું, મરચું, હળદર, આમલી વગેરે સારૂ આપણે ફક્ત ચાર આનાજ ગણીએ. તેલ, દીવેલ, ઘાસ્તેલ સારૂ આપણે ફક્ત આઠ આનાજ ગણીએ. હવે ટપાલખર્ચ પણ પેઠો છે તો માસિક ચાર આના ટપાલખર્ચ ગણીએ. હવે રેલ્વે પણ આવી ગઇ છે, તેથી સરાસરી ચાર આના રેલ્વે ભાડું પણ માસિક ગણી લઇએ તો વાંધો નથી. હવે દવાખાનાં પણ દાખલ થઈ ગયાં છે. શરીર પણ તકલાદી બની ગયાં છે. ડૉકટરો વધ્યા છે. ફી પણ વધી છે. ઘરગથ્થુ દવા જાણનાર વૃદ્ધ ડોસી-ડોસા ઓછાં થવા માંડયાં છે. તો દવાનો પણ માસિક ખર્ચ ચાર આના ગણીએ તો કોઈ ના નહિ પાડી શકે. ઘેર ઘેર ચ્હાદેવી (!) રાક્ષસી હિંદમાં ઘૂસી છે. રોજનું ૧ તોલો દૂધ, ૧ તોલો ખાંડ, અને ચ્હા રૂપિયાની ૧ શેર કરતાં પણ થોડી મળે છે, તેની ગણત્રી કરીએ તો નિદાન માસિક ખર્ચ રૂા. ૩ નો ચાર માણસના કુટુંબને થાયજ. બીડી પણ ધડાકાબંધ હિંદુ સંસારમાં પેઠી છે, અને સદેહે મોં ઉપર આગ મૂકવાનો લ્હાવો સૌ લેતા થયા છે, (કારણ કે તેમને અશ્રદ્ધા ઉત્પન્ન થઇ છે કે કદાચ મરણ પછી પુત્ર આગ મૂકશે કે કેમ અને આગ નહિ મૂકે તો સ્વર્ગ પમાશે કે કેમ તેની શંકા રહી છે.) એટલે બીડી પાછળ પણ માસિક રોજ એક પૈસો ગણતાં લગભગ આઠ આના થવા જાય છે. બાર માસે એક પગરખાનો જોડો જોઇએ. (સુભાગ્યે કે દુર્ભાગ્યે મોટા પુરુષો જોડા પહેરે છે, પગરખાં સ્ત્રીઓને ન હોય એવું ઘેલાઓ માનીને મનાવવાની કોશિષ કરે છે. અને બાળકોનું તો નાનકડો કાચ, કાંકરી કે વિંછીકુંજીથી પ્રભુ રક્ષણ કરનાર છે, એટલે તેમને તો જોડા જોઇએજ નહિ, એવો તામ્રલેખની કંઇ ગણત્રી હશે ?) તેનો માસિક ચાર આના જેટલો તો હક્ક ખરો ને! હવે એક છત્રી જોઇએ. (કુટુંબના પ્રત્યેક માણસ વાર નોખી ગણત્રી ગણી નથી, કારણ કે એટલું 'સ્વરાજ-સ્વતંત્રતા' હજી આપણા ઘરોમાં દાખલ નથી થઇ, તેથી સૌ વચ્ચે 'એક'ની ગણત્રી કરી છે.) તો માસિક તેના સારૂ પણ ચાર આના અનામત રાખવા સ્હેલા. હવે ફક્ત રૂા. ૩૦ ની માસિક કમાણીમાંથી આટલું ખર્ચ જતાં ફક્ત

બાર આના બાકી રહ્યા. આ બાર આનામાં ઘરવાખરા સારૂ વાસણ-કુસણ, રાચરચીલું, ગોદડાં, પાથરણું, સાધારણ ફર્નિચર, સાવરણી, કાંસકી, ઘરભાડું હોય તો તે વગેરેનો સમાવેશ કરીએ તો ભાગ્યેજ તેમાં પૂરેપૂરૂં થઇ રહે! એટલે રૂા. નો મેળ બેસી ગયો, અને 'ભીયાં નૂરાં અને લેખાં પૂરાં' તેમ માસ આખરે કશુંજ બાકી ન રહે! વળી આ ઉપરાંત ગૃહસ્થાશ્રમને તો ઉચ્ચ કોટીનો આશ્રમ ગણ્યો છે; કારણ કે તેનાથી અતિથિ, મહેમાનો, સંન્યાસી વગેરે વર્ગનું પોષણ થાય છે. તો આપણે ત્યાં મહેમાન આવે તો ઓછું કંઈ બારણે તાળું દેવા જવાનું હતું! અથવા બારણાની સાંકળો ચઢાવવાની હતી! વળી ઘરડાં માબાપ હોય તો તેમને કંઇ ઓછો ગોળીબાર થવાનો હતો?! એટલે આ ઉપરથી એટલું તો ચોક્કસ સાબીત થાય છે કે, માણસની પાસે બચતની વાત આ મોંઘવારીના ખર્ચાળ જમાનામાં શી રીતે કરવી? કળિયુગમાં અકસ્માત્ તો સહેજ થઇ પડયા છે, તો તે વખતે તેણે કોનો આધાર રાખવો?

## જ્ઞાતિવરા 'અનીતિનું મૂળ!'

હવે આપણે એક બીજી સાધારણ ગણત્રી કરીએ! બચત રહેતી નથી, સીલક વધતી નથી, તળિયાં સાફ છે. પરાણે પેટ પૂરાય છે. નાડીઓમાં લોહીના ધબકારા ચાલુ રાખતાં રાખતાં કંઠે પ્રાણ આવે છે. આંકોશિયાં ઉંચાં થાય છે, લોહીનો પરસેવો થાય છે. એટલે પછી બીજા સાંસારિક વ્યવહારને સારૂ ખર્ચ કરવાને નાણાં કયાંથી લાવવાં? શું કોઇને ત્યાં ચોરી કરવી? શું કોઈનું ઘર ફાડવું? શું કોઈ સગાને ત્યાં તફડંચી કરવી? અથવા જે આપણામાં વિશ્વાસ મૂકે તેને ઘેરજ ગોદો ઘાલી, હરામ દાનત કરી, વિશ્વાસઘાત કરવો? ગમે તેમ પણ સંસ્કૃતમાં એક ઠેકાણે લખ્યું છે તેમ '**बुभुक्षितो किं न करोति पापम्।**' ભૂખ્યો કયું પાપ નથી કરતો? અર્થાત્ જ્યારે માણસની પાસેનાં સાધનો પૂરાં થાય છે, ત્યારે પેટનો ખાડો પૂરવા ખાતર ગમે તે પાપ કરતાં પાછું વાળી જોતોજ નથી. એક માણસના જીવનવ્યવહારમાં ઓછામાં ઓછા ચાર જ્ઞાતિવરા આવે (૧) પોતાની માનું બારમું તેરમું—મરણક્રિયા, (૨) પોતાના બાપનું બારમુંતેરમું—ઉત્તરક્રિયા, (૩) પોતાની સ્ત્રીનું સીમંત અને (૪) પોતાને ત્યાંના ફરજંદ-(પુત્ર કે પુત્રી)નું લગ્ન. (આમાં બ્રાહ્મણ કોમને જનોઇનો એક વરો વધારે થાય છે. જે ઇતર કોમોમાં ન હોવાથી ગણત્રીમાં લીધો નથી.) આ ચાર વરામાં સરાસરી રૂ. ૪૦૦ ખર્ચ ગણીએ તો એક વ્યક્તિની પાસે ઓછામાં ઓછા રૂ. ૧૬૦૦ તો બચત હોવીજ જોઇએ. હવે આપણે પ્રથમની ગણત્રીમાં જોયું કે, બચત તો રહેવાનાં ફાંફાં છે, તેથી રૂ. ૧૬૦૦ ને વ્યાજે કાઢેજ છુટકો. હવે દરવર્ષે દર સેંકડે આઠ આનાની તેરીખનું વ્યાજ ગણીએ તો રૂ.

૯૬–૦–૦ વ્યાજના થવા જાય. એટલે મુદ્દી આપવાની વાત તો બાજુએ રહી, પણ વ્યાજ ચૂકવવાપૂરતા પણ એક માણસને કરકસર બચત રૂ. ૮–૦–૦ આઠ બચત માસિક કરવી પડે. આ બચતને સારૂ તેને અનીતિનો રસ્તો લેવોજ પડવાનો, એ વાત દીવા જેવી ચોખ્ખી છે. પાટીદારો સિવાય બીજી કોમમાં કોઈ મોટી જમીનવાળા આસામીઓ નથી; એટલે આડકતરી આવકના અભાવે ખર્ચની સેર પૂરાવી મુશ્કેલ પડે છે. શિક્ષકનો ધંધો કરતા હોય તો બે ચાર ટયૂશન–છોકરાં ભણાવવાનાં રાખે. બે ચાર વિદ્યાર્થીઓને તે બિચારો શું ભણાવી શકવાનો હતો? એટલે બાર માસે પરીક્ષા વખતે પ્રશ્નપત્રો આવે તો પોતાના વિદ્યાર્થીઓને સવાલના જવાબ લખાવવા સારૂ 'કૉપી કરાવે–ચોરી કરાવે–માર્ક સુધરાવે' વગેરે અનીતિમૂલક રસ્તાઓ લેતાં જરાએ ન ખચકાય. તલાટી હોય તો મોંબદલા વખતે, ગણુવતપટા સમયે અથવા જમીન માપણીના બાણ વખતે કંઈક પડાવવાની દાનત રાખે અને અનીતિ આદરે! પોલિસ હોય તો અનેક લાંચના કિસ્સા ઉભા કરે! રેલ્વે નોકરોની લાંચનો ઇતિહાસ તો બેરાંમશહુર છે. આમ પ્રત્યેક પોતપોતાના ધંધાને અનુસરતી ગલીગુંચીઓમાં પારંગત થઇ ગરીબોનાં અથવા જરૂરિયાતવાળાઓના ગજવા ઉપર કાતર ચલાવવાની યુક્તિ પ્રયુક્તિઓ રચે. 'દયા ધર્મનું મૂળ છે' એ બધું પોથીમાંનાં રિંગણાં જેવું થયું. ઘરનાં છોકરાં ટળવળે, અન્નપાણીનાં દાંતીયાં થાય, હાડકાની હારમાળા થાય, ઘરની લજ્જા બોલાય યા તો બાયડીની જણસો ગીરો મૂકાય અથવા તો નાણાંના અભાવે કુમળાં છોકરાંઓને ભણતરમાં ભમરડો ફેરવવાની સ્થિતિમાં રાખી, જ્ઞાતિવરો થાય, જ્ઞાતિ જનોનાં કાળજાં ટાઢાં થાય. કહો આ દયા છે? ધર્મ છે? સ્વર્ગનું નાકું છે કે અધર્મ અને પાપ છે? વળી કન્યાવિક્રયની તૈયારી કરે, સીધી રીતે ન થાય તો આડકતરી રીતે 'માંડવાનું ખર્ચ' વરપક્ષને માથે નાખે; આમ કન્યાવિક્રયનો બાપો થાય! કહો આ તે લ્હાવા કે સળગતા લ્હાળા! સૌને કંકુનો વહાલો છે, કોને મેંશનો ચાંલ્લો રૂચે છે? સૌને જશ જોઇએ છે, અપજશ કોને ગમે છે? સૌને મોટાભા થવું છે. નાનામાં ખપવાનું કોને મન છે? સૌને 'પોતાનાં છોકરાં ઘોડીઆમાંથી ઝડપાય' એવો ઓરિયો–ઉમળકો–ઉલ્લાસ છે. કોને (જૂના વિચારવાળાઓને) આથી વિરુદ્ધ આચાર ગમે છે? સૌને જ્ઞાતિના પટેલ થઈ ઘરાં કાપવાં, નોતરાં કાપવાં, ગરીબને હેરાન કરવાનું ગમે છે. કોને ક્ષમા કરવી, દરગુજર કરવી, ભૂલને ભૂલી જઈ ગરીબની આંતરડી ઠારવાને અમીછાંટો નાખવાનું સૂઝે છે? એટલે આ બધાનો સાર એ છે કે, પોતાની કહેવાતી 'આબરૂ'નો લહાવો લેવા ખાતર અને આંગણે

આવેલો વ્યવહાર ચૂકવવા ખાતર કંજુસાઇ, કરજ, નીતિવિરુદ્ધ કરપીણુ કામો કરવાની કુટેવ તેને મન સહજ થઇ જાય છે. એવો સ્વભાવજ ઘડાઈ જાય છે. અને 'ચોરની મા કોઠીમાં પેસીને રડે' આ તો એક નાકકટ્ટો બધાને બુચિયા બનાવે તેમ જ્ઞાતિસંસ્થામાં એક વ્યક્તિ ઘરબાર ઘરાણે મૂકી ખલાસ થઇ, તેવીજ બીજી વ્યક્તિઓ થાય તેની નિરંતર તજવીજમાંજ રહે છે. કોઇ કોઇની ચઢતી સહનજ નથી કરતું. સૌ બીજો પોતાનાથી વધી ન જાય તેનું નિરંતર રટણ કરે છે. પરિણામે સામાના અણું જેટલા છિદ્રને, ઉણપોને મોટું ટોપલા જેવું રૂપ આપીને ચાડીચુગલી-નિંદા-મેણા-ટાણામાં બિચારાને કચરી નાખે છે, અને તેની સામે એક એવું પ્રચંડ દુઃખદ વાતાવરણ ઉત્પન્ન કરે છે કે પૈસેટકે ખુવાર થયેલો ગરીબ માણસ ઘરબાર વેચીને વરો કરવો કે તીર્થ કરવું એ સ્થિતિએ પહોંચ્યા પછીયે તેને આત્મઘાત સિવાય બીજો મોક્ષનો માર્ગ જણાતોજ નથી. અથવા જેમ તેમ જીવનનો આવરદા પૂરો કરવા સિવાય દિશા દેખાતીજ નથી. પોતાની ભૂલો જોતા થઈ જવાની ટેવ જરાએ બંધાતી નથી. જીવનના આનંદનો નાશ થાય છે. શાંતિનો ભંગ થાય છે, સુખનો અંત આવે છે, ઉંઘ વેચીને ઉજાગરો લેવાનો વારો આવે છે. શિવ! શિવ! છતી આંખે પાટા બાંધી દીવો લઈ જ્ઞાતિવરાને નામે ખર્ચ કરી કરજના કૂવામાં ઉતરી સ્વર્ગમય સંસારને શૂળીમય ન બનાવો. સદેહે સળગતી ચિતામાં પગ મૂકતાં બચો! અને રાક્ષસી જ્ઞાતિવરા બંધ કરી આત્માનું કલ્યાણ કરો!

## સીમંત ઇત્યાદિના વરા વિષે ગાંધીજી—

જંબુસરથી શ્રી. મણિલાલ છત્રપતિ લખે છે કેઃ—તેમના કુટુંબમાં સીમંતનો પ્રસંગ આવવાથી એમણે છેવટે ન્યાતવરો નહિ કરવાની હિંમત કરી છે. આને સારૂ હું તેમને ધન્યવાદ આપું છું. મહાસભાનું કામ કરનાર સેવકોમાં આટલી હિંમત એ નવાઇની વાત ગણાવીજ નહિ જોઈએ. એવી હિંમત આવવાને સારૂ એકજ વસ્તુની જરૂર હોય છે; એટલે કે ન્યાતબહાર થવાને વિષે નીડરતા. ન્યાત બહાર થવું એટલે તેના જમણ ઈત્યાદિમાં ન જવાય ને છોકરાછોકરીની લેવડદેવડ તે ન્યાતમાં ન થાય. જમણોનોજ જ્યાં બહિષ્કાર કરવો છે ત્યાં જમણમાં નોતરૂં ન મળે એ તો 'ભલું થયું ભાંગી જંજાળ.' અને દીકરા દીકરીની સગાઈ તે ન્યાતમાં ન થાય એટલે સહેજે ન્યાતના વાડા ભાંગી શકાય. જો દેશનો ઉદય થવાનો હોય તો તે વાડા તો ભાંગવાનાજ છે. એટલે શ્રી. મણિલાલ છત્રપતિ જેવા સુધારકોએ કશી વસ્તુનો ડર રાખવાનું કારણજ નથી. આ જમણવારો સભ્યને જંગલી બનાવે છે, ગરીબોને કચરે છે, દેશને કલંક પહોંચાડે છે. પૈસેટકે સુખી લોકો પણ જમણવેલા

થાય એ આપણને મુદ્દલ ન શોભે એવી વસ્તુ છે. એટલે શ્રી. મણિલાલ છત્રપતિ જેવા સુધારકો જેમ જેમ વધતા જશે, તેમ તેમ કુરિવાજ મોળો પડતો જશે. આવા વરાથી બચતાં નાણાંનો કંઇક ભાગ સુધારકોએ જાહેર કામમાં ને ન્યાતના વાડામાં રહેવા માગતા હોય તેમની સાત્ત્વિક સેવામાં વાપરવો ઘટે છે. જ્યાં મહાજન અજ્ઞાનવશ વર્તે છે, ત્યાં તે પોતાનું મહાપદ છોડી દે છે ને માનને પાત્ર નથી રહેતું. તેથી ન્યાતના સુધારાને સારૂ યોજેલું દ્રવ્ય પણ સીધી રીતે વપરાય તેની ચોકસી દાન કરનારે કરવી ઘટે છે." ( ગાંધીજી )

## જાપાનમાં જ્ઞાતિવરા નથી ! !

ઘરમાં મરચું ને રોટલો ખાઇને જમણમાં ઉપર ઘીની ધાર કરવી અને એ પેટ કરીને બીજે દિવસે પૂંછડું છૂટી જાય ત્યાં સુધી ખાવું, આ ટેવ શરીર સુધારવામાં આરોગ્યની નજરે પણ આડે આવે છે. ન્યાતવરામાં દેવું કર્યું હોય તે ચૂકવવાની ફિકરમાં અને વળી ઘરમાં ચાર વખત 'ચાહજ' પીવાનો. પછી શરીરમાં જુસ્સો કંઇ મંતર માર્યે આવે નહિ. બારમાં અને સીમંતની નાતો ઘણી જ્ઞાતિમાંથી નીકળી ગઇ છે, અને હવે બીજી જ્ઞાતિઓ પણ સમજાવવાથી નહિ પણ માર ખાઇને તેનું અનુકરણ કરતી જશે, એ ચોક્કસ છે.

× × × × × ×

અહીં (જાપાન દેશમાં) નાતવરાનું તોફાન નથી. શરીરે સુખી રહેવું એને પોતાનું પ્રથમ કર્તવ્ય સમજે છે. ( જાપાન દેશની વસ્તુસ્થિતિ નજરે જોયા બાદ આપણા વાતાવરણ સંબંધી શ્રી. ફૂલશંકર નાથાભાઇ (વસો) કોબે(જાપાન)થી તા. ૪-૧૨-૨૬ ના પત્રમાં લખે છે. )

(મહમદવાડી યુવક મંડળ-વડોદરાની પત્રિકામાંથી)

# ૬૩-વચનામૃત

"જ્ઞાતિની મહત્તા વિષેનાં શાસ્ત્રવચનો ટાંકયે કે સુધારાવાળાઓને ગાળો દીધે જ્ઞાતિ ટકવાની નથી."

× × × ×

"જબરદસ્તીનું તત્ત્વ કાઢી નાખી જો આપણે સહકારનું તત્ત્વ કેળવીએ તોજ જ્ઞાતિનો પુનરુદ્ધાર થાય."

× × × ×

"પણ હું જોઉં છું કે, ન્યાતો સામે લોકોનો જેટલો અસંતોષ

છે, તેટલા પ્રમાણમાં ન્યાત સુધારવાનો કે મટાડવાનો પ્રયત્ન કોઇ કરતું નથી. નિષ્ફળ અસંતોષ સમાજનો સડો કાઢી નાખવાને બદલે વધારવાનુંજ કામ કરે છે. ન્યાત જેટલી છૂટ આપે, અથવા ખાનગી રીતે જેટલી છૂટ લેવાય તેટલી લઇને સ્વચ્છંદ કરવો એ કંઇ સમાજને સુધારવાનો રસ્તો નથી."

× × × ×

"આજે ન્યાતજમણે જે રૂપ પકડયું છે એ જોઇને તો કંપારી છૂટે છે. આ જમણનો પ્રસંગજ ભૂલી જવાય છે. ન્યાત બહાર કોને મૂકવું, કોનું વેર લેવું, કોની કેવી ફેકડી કરવી વગેરેનોજ જાણે એ એક મહોત્સવ હોય છે."

× × × ×

"ગુજરાતને જમણવારનો રિવાજ સુધારવાની જરૂર છે ખરી. જ્ઞાતિબંધન અને જ્ઞાતિપ્રેમ પોષવાની બીજી કોઇ ને કોઈ રીત શોધી કાઢવી જોઇએ. ન્યાતને નામે 'અણુઆચાર'ને ઉત્તેજન નજ મળવું જોઇએ. કેટલીક ન્યાતોમાં હુક્કા-પાણી એજ ન્યાતબંધનનું લક્ષણ થઈ ગયું છે, અને કેટલીકમાં કસુંબો. વ્યસનોને જે ન્યાત પ્રેમ-બંધનની પ્રતિષ્ઠા અર્પે છે તે ન્યાતની વિવેકશક્તિનું દેવાળું નીકળ્યું છે, એમજ દુ:ખ સાથે કહેવું પડે છે." (અધ્યાપક કાલેલકર)

× × × ×

"બારમાં તેરમાં જમવાં એ પાપ છે."

(દરબાર શ્રી. ગોપાળદાસ)

"યુવાનો મરણભોજનનો ત્યાગ કરે એ સાચી સેવા છે."

(મો. ન. અમીન)

"સરકારના કરવેરા સાથે સામાજિક કરવેરા બહુ સાલે છે."

(સૌ. શારદા મહેતા)

"જ્ઞાતિવરાનો મોજશોખ આપણા ગરીબ દેશને પાલવે તેમ નથી."

(ડૉ. સુમંત મહેતા)

"દેખાદેખીથી થતાં ભારે ખર્ચો નુકસાનકર્તા છે."

(ઇંદીલ પુરોહિત)

"સામાજિક સુધારણા સિવાયનું સ્વરાજ શા કામનું ?"

(પંડિત માલવીયાજી)

"અછૂતોના ઉદ્ધાર સિવાય હિંદની ચઢતી નથી."

(સ્વામી શ્રદ્ધાનંદજી)

"મરણભોજન કે સીમંતનો વરો શાસ્ત્રમાં ક્યાંયે નથી."

( પંડિત રમાકાન્ત )

"મારા પુત્રનું લગ્ન કેવળ અગિયાર રૂપીયામાં કર્યું."

(સરદાર વલ્લભભાઇ)

"જ્ઞાતિવરા પાછળ ખર્ચાતા પૈસા કેળવણીમાં વપરાવા જોઇએ."

**(ના. ગાયકવાડ)**

"જ્ઞાતિવરાનો ખર્ચ એટલે ઉગતી પ્રજાને દૂધ-ઘીના સાંસા."

**(ડૉ. ચંદુલાલ.)**

"મરણ પાછળનાં ખર્ચ, લગ્નના વરઘોડા અને દિવાળીનું દારૂખાનું હિંદને સ્વરાજ મળતાં સુધી મુલત્વી રાખો."

**(સ્વ. લાલા લજપતરાય)**

"આપણાં ખોટાં ખર્ચો બંધ કર્યા સિવાય આર્થિક સ્થિતિ નહિ સુધરે !" **(શ્રી. દયાળજીભાઇ)**

"બારડોલી સરકાર સામે જીત્યું, પણ હજી તેટલીજ બહાદુરી સામાજિક સડો દૂર કરવામાં બતાવવાની છે."

**(શ્રી. મહાદેવ.)**

(મહમદવાડી યુવક મંડળ-વડોદરાની પત્રિકામાંથી.)

# ૬૩-भूतकाळनी एक वात

## નિરીક્ષણ

એક સૈકાથી ઓછા સમયની વાત છે. રાજપૂતાનાના જોધપુર રાજ્યની વાત છે. એ રાજ્યના એક નરેશનું અવસાન થયું ત્યારે એમના પાટવી કુમારની ઉંમર સાત વર્ષની હતી. હાલ સરકાર તરફથી સગીર ઉંમરમાં રાજ્યવહીવટ થાય છે, તેમ તે વખતે સરકારી અધિકારીઓ દ્વારા કરવાનો રિવાજ શરૂ થયો ન હતો. કેમકે તે વખતે રાજ્યોની સાથે કરારોથી બંધાતો મિત્રતાનો સંબંધ જન્મ પામતો હતો, એટલે રાજ્યોમાં ડખલગીરી થઇ શકતી ન હતી.

તે વખતે ભાયાતોનું રાજ્યમાં જોર હતું. રાજા અને ભાયાતો જાણે એક કુટુંબના હોવાથી એમના સ્વાર્થની પણ એકતા હતી અને તેથી સુખમાં જેમ સર્વ સાથે આનંદ લેતા હતા, તેમ દુઃખમાં સર્વે એકબીજાને પડખે ઉભા રહેતા હતા. હિંદનાં રાજ્યો આ રીતેજ આટલા લાંબા સૈકાથી ટકી રહ્યાં છે.

એવા એક કાળમાં જોધપુરનરેશની નાની ઉંમરમાં તેમના સગા કાકાએ રાજ્યની સંભાળનો બોજો પોતાના ઉપર લીધો. રાજ્યની સંભાળ રાખી તે કરતાં વિશેષ સંભાળ તેમણે બાળનરેશ-ની રાખી. રાજપૂતીને યોગ્ય ઉછેર થવા માંડયો. રાજ્ય ચલાવવાને પૂરતી કેળવણી માટે એ જમાનાના ધોરણ પ્રમાણે એમને કુલગુરુને સોંપવામાં આવ્યા. તે વખતની રાજપૂતાણીઓ શૂરવીર સ્ત્રીઓ

હતી. એટલે તેની ગોદમાં ઉછરતાં ઉછરતાં બાળક સહૃદય, ખરાતનવાળો અને કેળવણીના પ્રભાવે ઉદારચરિત તથા સારી સમજણવાળો થવા લાગ્યો. પોતાના પુત્રથી પણ અધિક પાળે એવા કાકાની સંભાળ નીચે તે ખૂબ આનંદમાં અને તંદુરસ્તીમાં રહેતો હતો. ઉછેરની આ વ્યવસ્થામાં કયું બાળક સુંદર રીતે ન ઉછરે? સારા ઉછેરના કોઈ પણ સાધનની ખોટમાં સ્વાર્થ જેમ કેટલેક ઠેકાણે ઉછેરને બગાડે છે, તેમ આ જગાએ સ્વાર્થ તો લેશ પણ ન હતો. વર્ષો વીતતાં ગયાં, તેમ લાયકાતમાં કુમાર આગળ વધતા ગયા; અને તેમની ઉંમર વધતી ગઇ તેમ તેમ કાકાની જવાબદારીઓ વધતી જતી છતાં "હવે થોડાજ કાળમાં એનું હું એને સોંપી દઇશ" એ વિચારની હોંશથી કાકાનું જવાબદારીવાળું જીવન આશાના વહનમાં ને વહનમાં આનંદમાં રહેતું. કાકા સમર્થ રાજપૂત હતા. રાજવીનો સગો ભાઈ હોવાથી રાજવીના બધા ગુણો તેનામાં હતા; એટલે ભાયાતોને પોતાની સાથે રાખવામાં, અધિકારીઓને બરાબર પોતાના અધિકારની હદમાં રાખવામાં, ખટપટ અને તોફાનને દબાવવામાં તે સુચતુર હતો. પોતાનાજ વખતને માટે નહિ પણ બાળક ઉંમરલાયક થઈ ગાદીએ આવે ત્યારે કોઇ જાતની ઉપાધિ રાજ્યમાં રહે નહિ એવો એણે પ્રબંધ કર્યો હતો. જે સગીર નરેશને આવો સંભાળ રાખનાર મળે તે નશીબદાર છે. હાલમાં ઉંચી કેળવણીના સમયમાં તેવા હૃદયનો કોણ જાણે કેમ કયે કમનસીબે અભાવ છે. જોધપુરને તે વખતે તેવો એક નર સાંપડ્યો હતો, કે જેણે પોતાની જવાબદારીના વખતમાં રાજ્ય સારૂં ચલાવ્યું અને બાળકને ઉછેરવામાં એવો બનાવવાનો પ્રયત્ન કર્યો, કે જે પોતાની જીંદગી સુખરૂપ ભોગવતાં ભોગવતાં રાજ્ય તરફ ભક્તિભાવથી વર્તે.

જ્યાં આવી જાતનો પ્રબંધ હોય છે, ત્યાં વર્ષો જતાં વાર લાગતી નથી. સાત આઠ વર્ષની ઉંમરમાં બાળરાજ્યવહીવટ થયો હતો તે અગિયાર વર્ષ પૂરાં થયાં ત્યારે બાળજીંદગી પૂરી થઇ. અને રૈયત હર્ષથી નીરખી શકે એવો રાજ્યાભિલાષી યુવાન તૈયાર થયો. કાકાની જીંદગી તો તેને માટે જ હતી. એટલે તેમને વિચાર થયો કે ભત્રીજો હવે પરણીને ગાદીએ બેસે તો મારી આંખો ઠરે. સારૂં મુહૂર્ત જોઇને રાજ્યાભિષેકનો દિવસ ઠરાવ્યો. રાજ્યોમાં, ભાયાતોમાં, રૈયત વર્ગમાં એ શુભ દિવસનાં આમંત્રણ મોકલાવ્યાં. બીજે દિવસે સવારે રાજ્યાભિષેક થવાનો હતો. તેને આગલે દિવસ કાકાએ ભત્રીજાને કહેવરાવ્યું કે, આજ આપણે બંનેએ સાથે એકલા શિકારે જવું છે. સ્નેહમાં ઉછરેલો, આંખની કીકીના જેવી સંભાળથી પોષાયેલો અને બાળપણુથીજ કાકાના ખોળામાં રહેલો એવા એ કુમારે એ કહેણ માથે ચઢાવ્યું. રાજા થયા પહેલાં

દીકરાતરીકે કાકા સાથે છેલ્લો શિકારનો આનંદ લઇ લઉં એવો તેને ઉત્સાહ થયો. શિકારે જવાનો વખત ૧૧ વાગ્યાનો હતો. કાકે-ભત્રીજો સફેદ અશ્વ ઉપર સજજ થઇને નીકળ્યા.

ઉનાળાના દિવસો હતા. મારવાડ એટલે મરુભૂમિ. રેતીનું રણ અને ઉનાળાનો સૂર્ય. પછી ગરમી માટે શું પૂછવું હોય ? વિશ્રામને માટે ઝાડ આ સુધરતા જમાનામાં પણ મારવાડમાં થોડાં છે, તો એ કાળમાં છાયાની આશા શાની હોય ?

ત્રણેક ગાઉ ગયા પછી સૂર્ય બરાબર મધ્યાહ્ને માથા ઉપર આવ્યો હશે ત્યારે કાકાએ કુમારને હુકમ કર્યો "ભાઇ! ઘોડા ઉપર-થી નીચે ઉતરી જાઓ." વિશ્વાસુ કુંવરે તેમ કર્યું. નીચે ઉતર્યા પછી હુકમ થયો "પગરખાં કાઢી નાખો." આશ્ચર્યચકિત કુંવરે તે પણ કર્યું. મહેલમાં પણ ઉઘાડે પગે ન ચાલનાર બાળકને ધગધગતી રેતીમાં પગ મૂકતાં શા ભાવો થયા હશે તે એવી સ્થિતિ ન ભોગવી હોય એવા માણસો અટકળ પણ ન કરી શકે. પગરખાં પગમાંથી નીકળી ગયાં. જમીન ઉપર પગ મૂકતાં એક પગ મૂકે અને એક પગ અદ્ધર લે તેમ વારાફરતી ઘોડાના થનથનાટ માફક બાળક થનથનાટ કરવા લાગ્યો. કાકાના હાથમાં ચાબૂક હતો. એક ચાબૂક ફટકાવી કાઢીને કાકાએ કહ્યું "મારા ઘોડાની આગળ દોડ." આગળ ભાવિ નરેશ અને પાછળ ઘોડા ઉપર સવાર થયેલો કાકો. ઘોડો દોડતો જાય અને કુમાર આગળ ભાગતો જાય અને ભાગતાં ભાગતાં ચાબૂકના સોટા વાંસામાં પડતા જાય, આંખમાંથી અશ્રુ વહેતાં જાય, પગનાં તળિયાંમાં ફોલ્લા પડતા જાય, રાજપૂતી હિંમત છતાં મુખમાંથી રડવા જેવો અવાજ નીક-ળતો જાય; એવું દશ્ય ત્યાં થઇ રહ્યું. લગભગ માઇલેક દોડાવ્યો હશે, પછી ઉભો રાખી સાથે લઈ લીધેલાં પગરખાં પહેરાવી કાકાએ સાથે દોરવેલા ઘોડા ઉપર કુમારને ચઢી જવા હુકમ કર્યો. થરથર ધ્રૂજતે શરીરે રીસને દબાવી અને મારો અધિકાર થશે ત્યારે કાકાને ઘાણીમાં ઘાલી તેલ કાઢીશ એવો નિશ્ચય કરતાં કરતાં કુમાર ઘોડા ઉપર ચઢયો.

શહેર કાંઇ બહુ દૂર ન હતું. દોડતે ઘોડે થોડાક વખતમાં બધા રાજદરબારમાં આવી પહોંચ્યા.

મહેલમાં દાખલ થયા પછી શિકારથી આવીને જેમ માણસ સ્નાન કરી સ્વચ્છ થાય, તેમ કાકો ભત્રીજો સ્નાન કરી પોતપોતાના આગારમાં ગયા. યુવાન રાજા મનમાં ને મનમાં સમસમી ગયો. ગાદી ઉપર આવવાને હજુ ૮ દિવસની વાર હતી. એટલે શું કરવું તે બાબત કોઇની સલાહ લેવાની તેને જરૂર લાગી નહિ. પણ પડેલું દુઃખ કોઇને કહ્યા વગર કે એકલું બેસીને રડી લીધા વગર ઓછું થતું નથી. તેની મા પાસે જઇને તે દિવસે બનેલ હકીકત યથેચ્છ

બની હતી તેવી કહી સંભળાવી અને ઉમેર્યું કે "મા ! મને એ વખતે તો એમ થયું કે ૧૧ વર્ષ સુધી પાળીપોષીને મોટો કર્યો પરંતુ ૧૧ વર્ષ સુધી કાકાએ યથેચ્છ રાજ્ય કર્યાને લીધે મને રાજ્ય સોંપવાની એની ઇચ્છા નહિ હોય તેથી એકલો જંગલમાં આ રીતે લઇ જઇને જાણે મને મારી નાખવાનો ઈરાદો હોય એવું મને લાગ્યું હતું. હું પાછો કેમ આવવા પામ્યો તે હું જાણી શકતો નથી." એમ કહેતાં બાળક, બાળકની માફક રડી પડયો. માએ માથે હાથ ફેરવી શાંતિ આપી અને સ્નેહથી માથું સૂંઘ્યું.

મજબૂત પાળથી બંધાયેલું તળાવ હોય અને ધાર્યા કરતાં વિશેષ વરસાદ આવે અને તે છલોછલ ભરાઇ જાય ત્યારે કોઇ વખત એવો ભય ઉત્પન્ન થાય છે કે પાળ ફાટશે અને નીચેનાં ગામોને નુકસાન કરશે. એવે સમયે તળાવની એકાદ પાળ તોડીને પાણીના પ્રવાહને રસ્તો આપવામાં આવે છે, ત્યારે ગામમાં શાંતિ થાય છે. એજ પ્રમાણે જ્યારે અતિશય શોક કે દિલગીરીથી હૃદય ફાટી જાય એવું દુઃખ થાય છે, ત્યારે કોઇ સ્નેહીની ગોદમાં કે પછી એકલા રહીને માણસ પોતાના ચિત્તને સાંત્વન આપે છે. પડતાં એ અશ્રુ, જેમ હૃદય ફાટવાના ભયને દૂર કરે છે, તેમ આ બાળક મહારાજાએ માના ખોળામાં કર્યું.

રાજ્યાભિષેકને ચોવીસ કલાકથી પણ ઓછા કલાક બાકી રહ્યા હતા. સવારે સાડા આઠ વાગતે મુહૂર્ત હતું. દરબારની સઘળી તૈયારી થઇ રહી હતી. અભિષેક માટે કાવડોમાં કાશીથી ગંગાજળ પણ આવી ગયું હતું. આખા મેવાડ અને મારવાડના રાજાઓની બેઠકો ગોઠવાઇ ગઇ હતી. એવું કાંઈ બાકી ન હતું કે જે આવા શુભ પ્રસંગ માટે તૈયાર હોય નહિ. બીજા દિવસની સવારે શહેરમાં આનંદ પ્રસરી રહ્યો. સાડાઆઠ વાગે રાજ્યાભિષેક થયો. રાજ્યની સીલ એક પણ શબ્દ બોલ્યા વગર કાકાએ નરેશ થયેલા ભત્રીજાના હાથમાં ઘણાજ નમન સાથે મૂકી અને પછી જાતે નમીને પગનું ચુંબન લીધું. પાછા ઉભા થતા લોકોએ કાકાની આંખમાં અશ્રુની નદીઓ વહેતી દીઠી. એકજ શબ્દ કહ્યો "ભાઇ ! તમારૂં તમને સોંપીને આજ હું કૃતાર્થ થયો. સુખેથી ભોગવજો. પ્રજાને સ્નેહથી પાળજો, જેમ મેં તમને આજસુધી પાળ્યા હતા તેમ." એટલું બોલતાં ત્યાંજ બેસી જવાયું. નવા રાજાને આશ્ચર્ય થયું. એને થયું કે કાલે હું અનુભવતો હતો તે સાચો કે આજ હું જોઉં છું તે સાચું. અગિયાર વર્ષનું વહાલ આજ રાજ્યાભિષેક વખતે તેમણે ફરીને જોયું, ત્યારે એમને થયું કે કાલનો બાર વાગ્યાનો અર્ધો કલાક આ બધા જીવનથી સાવ નોખો કેમ તરી રહેતો હશે ? એ વિચાર થતાં થતાં પણ બાળક

ઉપર, અનુભવનું અજ્ઞાન અને નવા અધિકારનો મોહ એને એમ કહી રહ્યો કે "ના ના, એ માફ થઇ શકે એવું નથી." એ વિચાર આવતાંજ નેત્રમાં સહેજ ફેરફારની સાથે, હમેશની ટેવ પડી ગયાને લીધે નરમાશથી તો ખરૂં પણ સહેજ કડકાશથી ગાદીનશીન નરેશે કહ્યું:–" મને કાંઇ ખુલાસો કરશો ? કાલના પ્રસંગનો કાંઈ ખુલાસો થશે ? તે અસહ્ય વાત હતી. હું સમજી શકતો નથી કે કાલે તમે એજ કાકા હતા કે જેણે મારા પિતા કરતાં પણ વિશેષ અગીઆર વર્ષ સુધી મને પાળ્યો અને પોષ્યો ?" એ નેત્રની કડકાશમાં પણ કાકાને વિશ્વાસનો આનંદ આવ્યો. એને થઇ ગયું કે એનો શ્રમ સફળ છે. કાકાએ ઘણાજ વિનીતભાવે ( કેમકે આજ તે ભત્રીજો નહિ પણ ધણી હતો ) કહ્યું કે "મહારાજ ! આપ ન સમજી શકો એવું હું માનતો નથી; છતાં ખુલાસો કરવાની રજા લઉં છું કે, આખી ઉંમર મેં ફૂલની માફક આપને રાખ્યા હોવાથી ગરીબ માણસોની સ્થિતિનું આપને ભાન થાય નહિ, તો રાજ્ય હાથમાં આવ્યા પછી રૈયત તરફની વર્તણુંક શી હોવી જોઇએ તે સમજાય નહિ. આપને પાળવામાં જેમ મેં મહેનત કરી છે, તેમ આપને ભણાવવામાં પણ તનતોડ મહેનત કરી છે. કોઈ પાઠ એવો રહી ગયો નથી કે આપને ભણાવવામાં નહિ આવ્યો હોય. મને લાગ્યું કે, એક પાઠની ઉણપ છે. અને તે પાઠ મારે આપને કાલે ભણાવવો હતો તે ભણાવ્યો."

"માણસના પોતાના ઉપર જ્યાંસુધી દુઃખ પડતું નથી ત્યાં સુધી બીજાનાં દુઃખોનું મનુષ્યને ભાન થતું નથી. જે નરેશને ગરીબ લોકોના ઉપર પડતી હાડમારી પડી હોતી નથી, તેઓને લોકોનાં ખરાં દુઃખનો ખ્યાલ પણ આવતો નથી. ઘણાં રાજ્યોમાં લોકોની પીઠ ઉપર ચાબુકના માર પડતા મેં જોયા છે તે વખતે મને થયું કે, તે વાગનારને કેવું દુઃખ થાય છે તેનું ભાન ન થવાનું મારનારને એજ કારણ હોવું જોઇએ કે તે માર પોતાને નથી પડતો."

"આપની રૈયતના સુખ માટે, આપના રાજ્યના સ્થાયીપણા માટે કોઇ પણ પાઠ ભણ્યા વગરનો ન રહી જાય માટે તમને ઘણું દુઃખ થયું હશે છતાં અને મારૂં તો મેં જે કાલે કર્યું તે માટે હૃદય ચીરાઇ જતું હતું; છતાં આ છેલ્લો પાઠ આપને ભણાવી દઉં તો મારા અવસાન પછી પણ મારી હયાતીમાં જેવા સુરક્ષિત છો તેવા આપની પ્રજામાં રહી શકો તેટલા માટે તે સાહસ મેં કર્યું." હાથ જોડીને ખુલાસો કરતાં કરતાં તેનાં નેત્રમાંથી આંસુ ઢળતાં હતાં. બાળરાજા નરેશ થયા હતા, પણ એવા ઉછેરમાં ઉછર્યા હતા કે કાકાના આ શબ્દો, કાકાનાં અશ્રુ, અને કાકાનું વિનીતપણું જોઇને સિંહાસન ઉપરથી ઉભા થઇ ગયા. બે હાથે કાકાને ઉભા

કર્યો અને પછી પગમાં પડયા. અને કહ્યું કે "પિતાના મરણ પછી એનાથી પણ અધિક આપે પાળ્યો છે, પણ આજે આ પાઠ ભણાવીને તો આપે મને હમેશને માટે જીવાડયો છે."

રાજા સત્તાધીશ હતા છતાં કાકા જીંદગી સુધી તેના માનને પાત્ર રહ્યા. જાણે એજ રાજા હોય, તેમ તેની સૂચનાઓનો અમલ થતો.

( "ક્ષત્રિય"માંથી )

## ६४–अकबर का विद्याप्रेम

(લેખકઃ-શ્રી. પારસનાથ સિંહ બી. એ. એલ. એલ. બી.)

અકબર કો પઢાને-લિખાને કી સારી ચેષ્ટાએં નિષ્ફલ હુઇ, ઉસને અક્ષરજ્ઞાન તક પ્રાપ્ત ન કિયા. કઇ શિક્ષક આયે-ગયે; પર કિસીસે કુછ ન બન પડા. હુમાયૂ ને બહુત સમઝાયા-બુઝાયા કિ બચપન વિદ્યાભ્યાસ કા સમય હૈ, કુછ તો હાસિલ કર લે; પર અકબર ઇસ વિષય મેં પિતા કી ભી સુનનેવાલા ન થા. ઉસકા ધ્યાન ઔર હી અભ્યાસ કી ઓર થા, ઉસને ઔર હી વિદ્યાઓં મેં કમાલ હાસિલ કિયા. અક્ષરોં કો તો ન પહચાન સકા, પર કુત્તોં ઔર ઘોડોં કા થોડી હી ઉમ્ર મેં અચ્છા પારખી હો ગયા. ચલો, ઉસકે હક મેં યહ અચ્છા હી હુઆ.

પર પઢને-લિખને મેં અસમર્થ હોતે હુયે ભી વહ અશિક્ષિત ન થા. શિક્ષા કેવલ પુસ્તકોં સે હી નહીં મિલતી, ઉસે પ્રાપ્ત કરને કે ઔર ભી સાધન હૈં. અકબર ને સંસાર કે અનુભવ સે હી બહુત કુછ સીખા થા, ફિર ભી વહ પુસ્તકોં કા મહત્ત્વ અચ્છી તરહ સમઝતા થા, ઔર ઉનસે લાભ ઉઠાને કે લિયે બરાબર તૈયાર રહતા થા. કઇ વિદ્વાન્ કેવલ ઉસે ગ્રંથ પઢ સુનાને કે લિયે નિયુક્ત થે. 'આઇને-અકબરી' મેં લિખા હૈ—"સમ્રાટ્ ને પ્રત્યેક ગ્રંથ કો આદિ સે અંત તક સુનને કા નિયમ કર રખા હૈ. પાઠ-વિરામ-સ્થલ પર વહ સ્વયં અપને હાથ સે એક ચિહ્ન કર દેતે હૈં, ઔર પુસ્તક પઢ સુનાનેવાલે કો પૃષ્ઠોં કે હિસાબ સે સોના યા ચાંદી પુરસ્કાર મેં દેતે હૈં. શાયદ હી કોઈ પ્રસિદ્ધ ગ્રંથ ઐસા હોગા, જિસે ઉન્હોંને ઇસ પ્રકાર ન સુના હો; ઔર ઇતિહાસ, વિજ્ઞાન યા દર્શન-શાસ્ત્ર કી શાયદ હી કોઇ ખાસ બાત હોગી, જિસસે વે અપરિચિત હોં." અકબર કે પ્રિય ગ્રંથોં મેં 'ઇખલાકે-નાસિરી', 'કીમિયાયે-સઆદત',* 'ગુલિસ્તાં', બોસ્તાં', 'મસનવી-એ-માનવી' 'જામે-જમ',

---

* આ ગ્રંથ એક હજારથી પણ વધુ વર્ષ અગાઉ એક મુસ્લીમ મહાત્માએ (ઘણું કરીને તેમનું નામ 'અલ ગઝાલી' હતું તેમણે) રચેલો હોઇ સુપ્રસિદ્ધ સંતપ્રિય હિંદીગ્રંથ "પારસભાગ" એનો અનુવાદરૂપ છે, એમ આ લેખકે સાંભળ્યું છે. ભિક્ષુ અખંડાનંદ

'શાહનામા' આદિ મુખ્ય થે. અમીર ખુસરો ઔર જામી કા ભી વહ બડા ભક્ત થા, ઔર ઉનકે કિતને હી પદ ઉસે કંઠસ્થ થે.

અકબર કો પુસ્તકોં સે બડા પ્રેમ થા, ઔર ઉસકા સંગ્રહ ઉસ સમય અદ્વિતીય કહા જા સકતા થા. સભી ગ્રંથ હસ્તલિખિત થે. પોર્ટગીજ પાદરિયોં ને કુછ છપે હુયે ગ્રંથ ઉસકે પાસ ઉપહાર-સ્વરૂપ ભેજે ભી, તો ઉસને ઉન્હેં અપને સંગ્રહ મેં સ્થાન ન દિયા. એક-એક ગ્રંથ કો 'સજિલ્દ ઔર સચિત્ર' કરાને મેં હજારોં રૂપયે ખર્ચ હુયે થે, ઔર ઉનકી સજધજ યા શોભા દેખતે હી બનતી થી. અકબર કે દેહાંત કે બાદ સન્ ૧૬૦૫ ઇસ્વી મેં જો લિસ્ટ તૈયાર હુઈ થી, ઉસમેં ૨૪ હજાર ગ્રંથોં કે નામ થે, ઔર ઉનકી કિંમત ૬૪,૬૩,૭૩૧ રૂ. બતાઇ ગઇ થી. ઇન અંકોં કી પુષ્ટિ ઉસ સમય કે દો એક યુરોપીયન યાત્રિયોં કે વિવરણ સે ભી હોતી હૈ, ઔર આધુનિક ઈતિહાસકાર ભી ઇનકી સત્યતા સ્વીકાર કરતે હૈં. પુસ્તકાલય કઇ વિભાગોં મેં બંટા હુઆ થા. પહલા વિભાગ 'હિંદી' યા સંસ્કૃત ગ્રંથોં કા થા ઔર અંતિમ વિભાગ અરબી ગ્રંથોં કા. કહના અનાવશ્યક હૈ કિ સબકી દેખ-રેખ કા ઉત્તમ-સે-ઉત્તમ પ્રબંધ થા.

અકબર કે વિદ્યાપ્રેમ કા એક ફલ યહ હુઆ કિ કઇ અચ્છે ગ્રંથોં કે ફારશી મેં અનુવાદ હો ગયે. સંસ્કૃત સે—જિસે અબુલ ફઝલ બરાબર 'હિંદી' લિખતા હૈ—'અથર્વવેદ', 'મહાભારત', 'રામાયણ', 'લીલાવતી', 'હરિવંશ' આદિ અનૂદિત હુએ; પર ઇન અનુવાદોં કા મહત્ત્વ બહુત કમ હૈ. અનુવાદક, યા યોં કહના ચાહિયે કિ સંપાદક, પ્રાયઃ મુસલમાન વિદ્વાન્ થે, જિનકા સંસ્કૃત જ્ઞાન નહીં કે બરાબર થા. ઇસ વિભાગ કે પંડિત જો ઉલટા-સીધા અર્થ બતા દેતે થે, ઉસીકે આધાર પર વે ફારસી-અનુવાદ તૈયાર હોતે થે. સાહિત્યિક દૃષ્ટિ સે વે દોષોં સે ભરે પડે હૈં—કહીં-કહીં મૂલ કો પહચાનના ભી મુશ્કિલ હો જાતા હૈ; પર ઉસ સમય કો દેખતે હુયે કહના પડતા હૈ કિ જો કુછ હુઆ, વહી બહુત થા. કમ-સે-કમ અકબર કી તો પ્રશંસા કરની હી પડતી હૈ કિ ઉસને પ્રોત્સાહન ઔર પુરસ્કાર દે કર વિદ્યાપ્રચાર મેં ઐસી સહાયતા પહુંચાઇ ઔર દો ભાષાઓં કે બીચ ઐસા સંબંધ સ્થાપિત કિયા.

મૌલાના અબ્દુલ કાદિર બદાયૂની લિખતા હૈ—"સન્ ૯૮૩ હિજરી (૧૫૯૫ ઇસ્વી) મેં દકિખન સે શેખ ભાવન નામ કા વિદ્વાન આગરે આયા. યહ બ્રાહ્મણ સે મુસલમાન બન ગયા થા. ઇસી સમય મુઝે સમ્રાટ્ સે અથર્વ (વેદ) કા અનુવાદ કરને કી આજ્ઞા મિલી. ઇસ ગ્રંથ કી કુછ બાતેં ઇસ્લામ કે આદેશોં સે મિલતી-જુલતી હૈં. અનુવાદ મેં મુઝે કિતની હી કઠિનાઇયોં કા સામના કરના પડા.

જબ વે શેખ ભાવન સે હલ ન હો સકી, તબ મૈંને સમ્રાટ્ કો ઇસકી સૂચના દી. ઉન્હોંને શેખ ફૈજી ઔર ફિર હાજી ઇબ્રાહીમ કો અનુવાદ કરને કી આજ્ઞા દી......અથર્વ મેં એક મંત્ર કે વિષય મેં યોં લિખા હૈ કિ બિના ઇસકા પાઠ કિયે મુક્તિ નહીં મિલ સકતી. ઇસ મંત્ર મેં 'લ' અક્ષર કઇ બાર આયા હૈ, ઔર યહ હમ લોગોં કે 'લા ઇલાહ ઇલ્લિલાહ' સે બહુત-કુછ સાદૃશ્ય રખતા હૈ. ઇસ ગ્રંથ સે મુઝે માલૂમ હુઆ કિ હિંદૂ અવસ્થાવિશેષ મેં ગોમાંસ ખા સકતે હૈં. યહ ભી માલૂમ હુઆ કિ પહલે વે મુર્દોં કો જલાને કે બજાય દફનાતે થે. શાસ્ત્રાર્થ મેં શેખ ભાવન યહી બાતેં દિખા કર બ્રાહ્મણોં કો નિરુત્તર કર દેતા થા. વહ સ્વયં ઇન્હીં કો દેખ કર મુસલમાન હુઆ થા, જિસકે લિયે હમેં ખુદા કા શુક્રિયા અદા કરના ચાહિયે."

મહાભારત કે અનુવાદક યા અનુવાદનિરીક્ષક નકીબખાં, અબ્દુલ કાદિર બદાયૂની ઔર થાનેશ્વર કે શેખ સુલતાન થે. બદાયૂની કો યહ કામ જરા ભી પસંદ ન થા; પર પાપી પેટ કે કારણ ઉસે ઇસ જુયે મેં જુતના હી પડા. ઇસ ગુનાહ કે લિયે ખુદા સે માફી માંગતે હુયે વહ લિખતા હૈ—"દો રાત તો સમ્રાટ્ ને ખુદ તર્જુમા કિયા ઔર નકીબખાં સે ભાવાર્થ લિખાતે ગયે. તીસરી રાત ઉન્હોંને મુઝે બુલા કર નકીબખાં કે સાથ કામ કરને કા હુકમ દિયા. તીન-ચાર મહીને મેં, 'ખુરાફાત' ઔર 'બેહૂદગી' સે ભરી હુઇ, ઇસ કિતાબ (મહાભારત) કે ૧૮ પર્વોં મેં સે દો કા અનુવાદ પૂરા હુઆ, ઔર સમ્રાટ કે સામને પેશ કિયા ગયા. ઉન્હેં મેરા અનુવાદ પસંદ ન આયા ઔર ઉન્હોંને મુઝે ગુસ્સે મેં 'હરામખોર' તક કહ ડાલા! ફિર યહ કામ નકીબખાં, મુલ્લા શેરી, થાનેશ્વર કે સુલતાન હાજી ઔર શેખ ફૈજી કો સોંપા ગયા. હાજી સાહબ ને અપને અનુવાદ મેં મક્ષિકા સ્થાને મક્ષિકાવાલી કહાવત ચરિતાર્થ કર દી. કુછ હી સમય બાદ ઉનકી દરબાર સે બિદાઈ હો ગઇ, ઔર આજકલ આપ ભકખર મેં સમય બિતા રહે હૈં. હાં, કૌરવોં ઔર પાંડવોં કા યુદ્ધ જારી હૈ, અનુવાદ હોતા હી જા રહા હૈ. હમારી તો ખુદા સે યહી દુઆ હૈ કિ જિન લોગોં કા ઇસ કામ મેં હાથ નહીં હૈ, જો ઇસ્લામ કે સચ્ચે બંદે હૈં ઔર અપને ગુનાહોં કી સચ્ચે દિલ સે માફી માંગતે હૈં, ઉન પર વહ રહમ કરે ઔર ઉન્હેં દોજખ કી આગ સે બચાવે!" મહાભારત કો અકબર 'રજ્મનામા' (વીર-રસ કા કાવ્ય) કહા કરતા થા. ઉસને ઇસકે અનુવાદ કી કિતની હી સુંદર પ્રતિયાં તૈયાર કરાઈ થીં. એક પ્રતિ કલકત્તે મેં 'એશિયાટિક સોસાઇટી' કી લાઇબ્રેરી મેં ભી હૈ.

રામાયણ કે અનુવાદક ભી પ્રાયઃ વહી થે, જો મહાભારત કે.

બદાયૂની કો ૨૪ હજાર શ્લોકોં કે અનુવાદ કે લિયે ૧૫૦ અશર્ફિયાં ઔર ૧૦ હજાર 'ટંકે' ઈનામ મેં મિલે થે. 'લીલાવતી' કે અનુવાદ કા ઉલ્લેખ અબુલ ફ્જલ ને ઇન શબ્દોં મેં કિયા હૈ—"લીલાવતી ભારત કે ગણિતવિષયક ઉત્તમ-સે-ઉત્તમ ગ્રંથોં મેં હૈ. મેરે બડે ભાઈ ફૈજી ને ઇસકા હિંદી (સંસ્કૃત) કા ઘૂંઘટ ઉતાર કર ઈસે ફારસી કા બુર્કા ઉઢા દિયા." ફૈજી ને નલ-દમયંતી કે ઉપાખ્યાન કે આધાર પર અપની 'નલ-દમન' નામક પ્રસિદ્ધ મસનવી ભી લિખી. ઇસમેં ૪૨૦૦ પદ્ય હૈં, ઔર યહ ગ્રંથ પાંચ મહીને મેં પૂરા હુઆ થા. ફૈજી કે પ્રબલ વિરોધી બદાયૂની ને ઇસકી પ્રશંસા મેં લિખા હૈ—"યહ સચમુચ 'મસનવી' હૈ. અમીર ખુસરો કે બાદ, ઇંધર તીન સૌ બરસ કે બીચ, ઐસી કવિતા કિસી દૂસરે ને નહીં કી." 'હરિવંશ પુરાણ' ઔર 'પંચતંત્ર' કે ભી અનુવાદ હુયે. પંચતંત્ર કા પરિચય ફારસી-સંસાર કો 'કલીલાદમના' કે દ્વારા પહલે હી હો ચુકા થા. 'કલીલા દમના' વાસ્તવ મેં કર્કટ દમનક કા વિકૃત રૂપ હૈ, પર સમ્રાટ્ કો ઉસ પુસ્તક કી ભાષા પસંદ ન થી, ઇસ લિયે 'અય્યારદાનિશ' કે નામ સે 'કલીલા-દમના' કી કહાની ફિર સે ફારસી મેં લિખી ગઇ. અબુલ ફજલ ને ઇન અનુવાદોં કે પ્રસંગ મેં તીન ઔર સંસ્કૃત ગ્રંથોં યા ગ્રંથકારોં કા જિક્ર કિયા હૈ. ઉનકે નામ હૈં કૃષ્ણ જોશી, ગંગાધર ઔર મહેશ મહાનંદ.

સંસ્કૃત કે અલાવા ઔર ભાષાઓં કે સાહિત્ય કી ઓર ભી અકબર કા ધ્યાન ગયા, ઔર ઉસકી પ્રેરણા સે ચુને હુયે ગ્રંથોં કે ફારસી મેં અનુવાદ હુયે.

અબુલ ફજલ ને લિખા હૈ કિ હજારોં કવિ દરબાર મેં આતે-જાતે થે, ઔર ઉસને ૫૯ ઐસે કવિયોં કે નામ દિયે હૈં, જો સમ્રાટ્ કે વિશેષ કૃપાપાત્ર થે. ઉસને અકબર કો કવિતા કા મર્મજ્ઞ બતાયા હૈ, ઔર લિખા હૈ કિ વહ ઉસી કવિ કા આદર કરતે થે, જિસકી કવિતા મેં પ્રધાનતા ભાવ કી થી, ભાષા કી નહીં. કુછ લોગોં કા કહના હૈ કિ અકબર 'રહસ્યવાદી' થા.

'આઇને-અકબરી' મેં ઉન વિદ્વાનોં કી નામાવલી મિલતી હૈ, જિનકી દરબાર મેં ઇજ્જત થી, યા કમ સે કમ જિનકે ગુણોં સે સમ્રાટ્ પરિચિત થે. યે વિદ્વાન્ પાંચ પ્રકાર કે થે. અબુલ ફજલ ને અપની સફાઇ મેં કહા હૈ—"મૈં નિર્ણેતા યા ન્યાયાધીશ હોને કા દાવા નહીં કરતા. કિસીકે દોષોં પર પ્રકાશ ડાલના ભી મુઝે અભીષ્ટ નહીં. વિદ્વાનોં કા શ્રેણીવિભાગ કરને કી તનિક ભી ઇચ્છા ન થી, પર સત્ય કે અનુરોધ સે કરના હી પડતા હૈ." પહલા દર્જા ઉન વિદ્વાનોં કા થા, જો પૂરે દાર્શનિક થે ઔર જિનકી આંખેં માયા કે આવરણ કો ભેદ ચુકી થીં. ઉનકે લિયે સંસાર મેં ન તો કોઈ

રહસ્ય થા, ન કોઇ પહેલી. દૂસરે દર્જે કે વિદ્વાન ભક્ત યા ભાવુક થે ઔર સંસાર સે પ્રાયઃ વિરક્ત રહતે થે. તીસરા દર્જા 'માકૂલ વ મન્કુલ' માનનેવાલોં કા થા, પર ઇસમેં પ્રધાનતા યુક્તિવાદિયોં કી હી થી. ચૌથે દર્જે કે વિદ્વાન્ ભી કુછ ઐસે હી થે. યે 'અકલી કલામ' કે કાયલ થે ઔર બિના તર્ક કી કસૌટી પર કસે કુછ ભી માનને કો તૈયાર ન થે. અબુલ ફઝલ ને પાંચવે દર્જે મેં ઉન વિદ્વાનોં કો રકખા હૈ, જો સંકીર્ણ હૃદય ઔર દુરાગ્રહી થે—જિનમેં અબ્દુલ કાદિર બદાયૂની જૈસે તઅસ્સુબી લેખક યા આલોચક થે. ઇસ સિલસિલે મેં અબુલ ફ઼જલ ને કુછ હિંદૂ વિદ્વાનોં કે ભી નામ બતાયે હૈં, જો ઉસીકે ક્રમાનુસાર નીચે ઉદ્ધૃત હૈં:—

**પ્રથમ શ્રેણી:**—(૧) માધવ સરસ્વતી, (૨) મધુસૂદન, (૩) નારાયણ-આશ્રમ, (૪) હીરવિજય સૂરિ, (૫) દામોદર ભટ્ટ, (૬) રામતીર્થ, (૭) નૃસિંહ, (૮) પરમેન્દ્ર (?) ઔર (૯) આદિત્ય.

**દ્વીતીય શ્રેણી:**—(૧) રામભદ્ર ઔર (૨) જગરૂપ.

**તૃતીય શ્રેણી ઔર ચતુર્થ શ્રેણી:**—(૧) નારાયણ, (૨) માધવભટ્ટ, (૩) શ્રીભટ્ટ, (૪) વિષ્ણુનાથ, (૫) રામકૃષ્ણ, (૬) બલભદ્ર મિશ્ર, (૭) વાસુદેવ મિશ્ર, (૮) વામન ભટ્ટ, (૯) વિદ્યાનિવાસ, (૧૦) ગૌરીનાથ, (૧૧) ગોપીનાથ, (૧૨) કૃષ્ણ પંડિત, (૧૩) ભટ્ટાચાર્ય, (૧૪) ભગીરથ ભટ્ટાચાર્ય, (૧૫) કાશીનાથ ભટ્ટાચાર્ય, (૧૬) મહાદેવ, (૧૭) ભીમનાથ, (૧૮) નારાયણ ઔર (૧૯) શિવાજી. (ઇનમેં અંતિમ ચારોં રાજવૈદ્ય થે.)

**પંચમ શ્રેણી:**—(૧) વિજયસેન સૂરિ ઔર (૨) ભાનુચંદ્ર. (અબુલ ફ઼ઝલ ને યહ સમઝ કર ઇન્હેં ઇસ શ્રેણી મેં રકખા હૈ કિ યે દોનોં હી શબ્દપ્રમાણ માનનેવાલે થે.)

આશ્ચર્ય કી બાત હૈ કિ ઇસ લિસ્ટ મેં ગોસ્વામી તુલસીદાસજી યા ભક્તશિરોમણિ સૂરદાસજી કા કહીં ઉલ્લેખ નહીં હૈ. અબુલ ફ઼ઝલ ને દૂસરે પ્રસંગ મેં 'સૂરસાગર' કે સુકવિ કા નામ લિયા હૈ, પર 'રામચરિતમાનસ' યા ઉસકે રચયિતા સે વહ અપરિચિતસા હી જાન પડતા હૈ. વિન્સેન્ટ સ્મિથ કા અનુમાન હૈ કિ અકબર કો ઇન મહાકવિયોં કે અસ્તિત્વ તક કા પતા ન થા, ઔર રહીમ તથા રાજા માનસિંહ, સમ્રાટ્ કી મૃત્યુ કે બાદ, ગોસ્વામી તુલસીદાસજી સે પરિચિત હુએ થે. સ્મિથ ને સ્વામીજી કે સંબંધ મેં જો કુછ લિખા હૈ, વહ ઉદ્ધૃત કરને લાયક હૈ:—

"અધિકાંશ ફ઼ારસી કવિયોં કી રચનાએં અશ્લીલ ઔર અસાર થીં. ઉનકી ઓર સે ધ્યાન સમેટ કર ઉસ સમય કે એક હિંદૂ કવિ કે કૂચે મેં આતે હી આલમ બદલ જાતા હૈ, કવિતાપ્રેમી કે દિલ કી કલી ખિલ ઉઠતી હૈ. ઇસ કવિ કી લેખની મેં

અપૂર્વ ઓજ થા, ઔર ઇસકે વિચાર અત્યંત શુદ્ધ તથા સાત્ત્વિક થે. હમ ઇસે મધ્યયુગ કે કવિતાકાનન કા સબસે ઉંચા વૃક્ષ કહ સકતે હૈં. ઉસકા નામ આપકો ‘આઇને-અકબરી’ યા કિસી દૂસરે મુસલમાન ઇતિહાસકાર કે ગ્રંથ મેં કહીં ન મિલેગા. ફારસી તવારીખોં કે આધાર પર લિખનેવાલે યુરોપીયન યાત્રિયોં કે વૃત્તાંતોં મેં ઉસકા કહીં જિક્ર નહીં હૈ. ફિર ભી વહ હિંદૂ ભારતવર્ષ મેં અપને સમય કા સર્વશ્રેષ્ઠ વ્યક્તિ થા ઔર ઉસકા આસન અકબર સે ભી કહીં ઉંચા થા. અકબર ને અપને શત્રુઓં પર વિજય અવશ્ય પ્રાપ્ત કી, ઉનકો અપને વશ મેં કર કે છોડા; પર ઇસ કવિ ને તો લાખોં-કરોડોં હૃદયોં પર અપના અધિકાર જમા લિયા. ઉન્હેં સદા કે લિયે અપને વશ મેં કર લિયા. મહત્ત્વ યા સ્થાયિત્વ મેં અકબર કી કોઇ ભી વિજય યા દિગ્વિજય, ઈસ મહાકવિ કી વિજય કી બરાબરી નહીં કર સકતી.”

અકબર પઢા-લિખા ન હોને પર ભી ઉસ સમય કી શિક્ષા-પ્રણાલિ કે દોષોં કો ખૂબ જાનતા થા, ઔર ઉસકે આદેશ સે ઇસ વિષય મેં બહુત-કુછ સુધાર ભી હુઆ થા. થોડે સે થોડે સમય મેં અધિક સે અધિક વિદ્યા પ્રાપ્ત કરા દેના, યહી અકબર કે શિક્ષા-સુધાર કા મુખ્ય ઉદ્દેશ્ય થા. યહ કહના કઠિન હૈ કિ ઈસ સુધાર કા કિતના શ્રેય ઉસે મિલના ચાહિયે ઔર કિતના અબુલ ફઝલ કો; પર ઈસમેં સંદેહ નહીં કિ સમ્રાટ્ કે શિક્ષા સંબંધી આદેશ કી તહ મેં ઉસકા બચપન કા અપના અનુભવ થા. ‘આઇને-અકબરી’ મેં લિખા હૈઃ—

“પ્રત્યેક દેશ મેં, ખાસ કર હિંદુસ્તાન મેં, બચ્ચોં કો કઈ બરસ મકતબ યા મદરસે મેં બિતાને પડતે હૈં. વહાં કેવલ અક્ષરોં ઔર ઉનકી માત્રાઓં કે ભેદ જાનને મેં ઉનકા બહુત કીમતી સમય નષ્ટ હો જાતા હૈ. સમ્રાટ્ કા આદેશ હૈ કિ અક્ષરજ્ઞાન ઈસિ તરહ પ્રાપ્ત કરાયા જાય કિ દો દિન મેં બાલક પ્રત્યેક અક્ષર કે નામ ઔર સ્વરૂપ સે પરિચિત હો જાય. ફિર ઉસે સંયુક્ત અક્ષરોં કા અભ્યાસ કરાના ચાહિયે. ઇસ કામ કે લિયે એક સપ્તાહ કાફી હૈ. બાદ ઉસે કુછ નજમ (પદ્ય) ઔર નસ્ર (ગદ્ય) યાદ કરા દેના ચાહિયે. યહ (ગદ્ય-પદ્ય) યા તો ઈશ્વર કી સ્તુતિ હો યા નીતિ કા ઉપદેશ હો. ધ્યાન ઈસ બાત કા રખના ચાહિયે કિ બાલક કુછ તો આપ સમઝતા જાય ઔર કુછ ઉસે શિક્ષક સમઝાતા જાય. ફિર રોજ કુછ દેર તક બાલક સે કોઈ મિસરા (પાદ યા ચરણ) યા બૈત (પૂરા પદ્ય) લિખાયા જાય, તાકિ લિખને મેં ઉસકા હાથ ખુલ જાય. શિક્ષક કો પાંચ ચીજોં કા વિશેષ ધ્યાન રખના ચાહિયે. યે હૈંઃ—(૧) અક્ષરજ્ઞાન, (૨) અલ્ફાજ, (૩) મિસરા,

(૪) અંત ઓર (૫) પિછલે પાઠ કી પુનરાવૃત્તિ. અગર ઇસ પ્રણાલી સે શિક્ષા દી જાય, તો જો બાત પહલે બરસોં મેં આતી થી, વહ એક મહીને યા એક દિન મેં હી આ જાય, ઔર લોગ યહ દેખ કર દંગ રહ જાયં. પ્રત્યેક બાલક કો ઇન વિષયોં કી શિક્ષા દેની ચાહિયે—નીતિ, ગણિત, રેખાગણિત, નાપ-જોખ, ગૃહનિર્માણ વિદ્યા, રમલ, શાસનપદ્ધતિ, ચિકિત્સાશાસ્ત્ર, જ્યોતિષ, ન્યાય, વિજ્ઞાન, દર્શન ઓર ઇતિહાસ.

"સંસ્કૃત કે વિદ્યાર્થિયોં કો વ્યાકરણ, ન્યાય, વેદાંત તથા પાતંજલ (યોગદર્શન) કા અધ્યયન કરના ચાહિયે. સબસે જરૂરી યહ હૈ કિ સમય કા દુરૂપયોગ ન હો."

અબુલ ફજલ કા દાવા હૈ કિ સમ્રાટ્ કે ઇસ આદેશ કે ફલ-સ્વરૂપ શિક્ષાપ્રણાલિ મેં આશ્ચર્યજનક સુધાર હો ચલા. સ્મિથ સાહબ યહ માનને કો તૈયાર નહીં હૈ. સંભવતઃ વહ સુધાર સ્થાયી ન હો સકા, પર કિન્ડર ગાર્ટન યા ડાઇરેકટ મેથડ કે જન્મ સે બહુત પહલે ઇસ દેશ કે એક શાસક કા ધ્યાન ઇસ ઓર ગયા થા કિ અગર ઉચિત રીતિ સે શિક્ષા દી જાય, તો બરસોં મેં આનેવાલી વિદ્યા મહીનોં મેં આ સકતી હૈ.

(ઑગસ્ટ-૧૯૨૯ના "વિશાલ ભારત" માંથી)

# ६५—मानवी प्रेम विषे वेदपरिचय

(લેખકઃ—શ્રી. પં૦ ગંગાપ્રસાદજી, ઉપાધ્યાય એમ૦ એ૦)

**सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः ।**
**अन्यो अन्यमभिहर्यत वत्सं जातमिवाघ्न्या ॥**

( અથર્વવેદ કાંડ ૩, સૂક્ત ૩૦, મંત્ર ૧ )

ઈશ્વર કહતા હૈ કિ (**कृणोमि**) મૈં બનાતા હૂં (**वः**) તુમકો (**सहृदयं**) હૃદયવાલા ઔર (**सांमनस्यम्**) મનનશક્તિ વાલા (**अविद्वेषं**) ઔર વૈરરહિત. (**अभिहर्यत**) વ્યવહાર કરો (**अन्यो अन्यं**) એક દૂસરે કે સાથ (**इव**) જૈસે (**अघ्न्या**) ગૌ (**जातम्**) ઉત્પન્ન હુવે (**वत्सं**) બચ્ચે કે સાથ.

ઇસ મંત્ર મેં મનુષ્યોં કે પરસ્પર વ્યવહાર કી રીતિ બતાઇ ગઈ હૈ. ઈશ્વર ને સમસ્ત પ્રાણિયોં કો હૃદયવાલા બનાયા હૈ—અર્થાત્ ઉનકે હૃદય મેં પ્રેમ આદિ ભાવ ઉઠતે રહતે હૈં. સિંહની અપને બચ્ચે સે પ્રેમ કરતી હૈ. કુતિયા અપને પિલ્લે સે પ્યાર કરતી હૈ. અન્ય પશુપક્ષી ભી અપની સંતાન સે સ્નેહ કરતે હૈં; પરંતુ મનુષ્ય મેં એક વિશેષતા હૈ, મનુષ્ય કો ઈશ્વર ને ન કેવલ '**सहृदयं**' અર્થાત્

દિલવાલા હી બનાયા હૈ કિંતુ 'सांमनस्यं' અર્થાત્ દિમાગવાલા ભી બનાયા હૈ. ઉસે ભાવોં કે સાથ સાથ ઉન ભાવોં કો નિયમિત કરને કે લિયે બુદ્ધિ ભી દી હૈ. ઇસ બુદ્ધિ કા પ્રતિફલ યહ હોતા હૈ કિ ઉસકે ભાવ વિશદ ઔર વિકસિત હો જાતે હૈં. ઉનમેં અનિયમતા નહીં રહતી. ઉનમેંસે પશુતા દૂર હો જાતી હૈ.

પશુઓં ઔર મનુષ્યોં કે ભાવોં કા ભેદ જાનનેકા યત્ન કીજિયે. અશિક્ષિત મનુષ્યોં તથા શિક્ષિત મનુષ્યોં કે ભાવોં કી વિશેષતાઓં પર વિચાર કીજિયે. પરિણામ યહ નિકલેગા કિ જયોં જયોં મનુષ્ય મેં વિચારશીલતા અધિક હોતી જાતી હૈ, ત્યોં ત્યોં ઉસકે ભાવ ઉત્કૃષ્ટ હોતે જાતે હૈં. ગધે કે પ્રેમ ઔર મનુષ્ય કે પ્રેમ મેં ભેદ હૈ. અસભ્ય મનુષ્ય ઔર સભ્ય મનુષ્ય કે પ્રેમ મેં ભેદ હૈ. એક અશિક્ષિત માતા અપની સંતાન સે ઔર પ્રકાર પ્રેમ કરતી હૈ ઔર શિક્ષિત માતા ઔર પ્રકાર. યહ કયોં ? ઇસ લિયે કિ મનુષ્ય કો પરમાત્મા ને 'सांमनस्यं' અર્થાત્ બુદ્ધિવાલા બનાયા હૈ. યહ બુદ્ધિ મનુષ્ય કો ભાવોં કે ઉપર આધિપત્ય સ્થાપિત રખને કે યોગ્ય બનાતી હૈ. વિચારશૂન્ય પુરુષ ભાવોં કા દાસ હોતા હૈ. વિચારશીલ પુરુષ કે ભાવ ઉસકે દાસ હોતે હૈં. વિચારશીલ પુરુષ ક્રોધ કરેગા તો સોચ સમઝ કર. વહ પ્રેમ કરેગા તો સોચ સમઝ કર. વહ અપની આંખેં ખોલ કર ચલતા હૈ. વહ અપને મસ્તિષ્ક કો અપને હૃદય કા ગુલામ બનને નહીં દેતા.

જબ ઇશ્વર ને મનુષ્ય કો હૃદય દિયા ઔર બુદ્ધિ દી તો ઉસસે તીસરી બાત કી આશા રખના સ્વાભાવિક હી હૈ-અર્થાત્ 'अविद्वेषं' (વૈર રહિત હોના). કભી કભી મનુષ્ય અંધે કે સમાન 'ભાવોં' કા દાસ હો જાતા હૈ. યહ ભાવ હી ઉસે કિસીસે પ્રેમ ઔર કિસી સે ઘૃણા કરને પર બાધિત કરતે હૈં. પરંતુ યદિ ઉસને અપની બુદ્ધિ કે દ્વારા અપને ભાવોં કા નિયંત્રણ કિયા હૈ, યદિ ઉસકે મસ્તિષ્ક કા ઉસકે હૃદય પર પૂરા આધિપત્ય હૈ, યદિ ઉસને અપને ભાવોં કે ઘોડોં કો સ્વતંત્ર નહીં છોડ દિયા હૈ તો વહ અવશ્ય વૈરરહિત હો જાયગા. કહતે હૈં કિ પૂર્ણ યોગી કો સિંહ આદિ હિંસક જીવોં સે ભી વૈર નહીં રહતા. ઈસી લિયે કિ ઉસે સૃષ્ટિ કે ઉદ્દેશ્યોં કા પતા હોતા હૈ. વહ જીવોં કી પરિસ્થિતિ તથા ઉનકે જીવન કે ઉદ્દેશ્ય કો સમઝતા હૈ. વહ જાનતા હૈ કિ સૃષ્ટિ કા ઐકય હમકો વૈરશૂન્ય હોને કે લિયે ઉપદેશ કર રહા હૈ.

મંત્ર કે અગલે પદ મેં પરસ્પર વ્યવહાર કી રીતિ કો એક ઉત્તમ દૃષ્ટાંત દે કર સ્પષ્ટ કિયા હૈ. યહ દૃષ્ટાંત ઇતના અદ્ભુત, ઇતના ઉત્કૃષ્ટ ઔર ઇતના સ્પષ્ટ હૈ કિ સામાજિક વ્યવહાર કે લિયે ઉસસે ઉચ્ચ આદર્શ સંસાર કી કિસી પુસ્તક મેં પાયા નહીં જાતા. ઈસ

પર ચલને સે વ્યક્તિ તથા સમાજ સભી પ્રકાર કી સામાજિક ઉન્નતિ કર સકતે હૈં ઔર હર પ્રકાર કે સામાજિક દોષોં તથા સામાજિક અત્યાચારોં સે બચ સકતે હૈં. યહ દૃષ્ટાંત હૈ ગૌ કા અપને નવજાત બછડે કે સાથ વ્યવહાર કા. ગૌ અપને નવજાત બચ્ચે સે ક્યા વ્યવહાર કરતી હૈ ? યોં તો સભી માતાયેં અપને બચ્ચોં સે પ્યાર કરતી હૈં. પરંતુ ગૌ મેં એક વિશેષતા હૈ. ગૌ કો હિંદૂ લોગ માતા કહતે હૈં. યહ ઠીક હી હૈ કિ માતૃપ્રેમ કી જો ઉત્કૃષ્ટતા 'ગૌ' મેં દેખી જાતી હૈ, વહ અન્ય પ્રાણિયોં મેં કમ હોતી હૈ. અર્થાત્ ગૌ સચ્ચી માતા કહલાને કે યોગ્ય હૈ. ગૌ માતૃત્વ કા આદર્શ હૈ. જરા વિચારિયે.

બચ્ચા પૈદા હોતા હૈ તો વહ અનેક પ્રકાર કે મલોં સે સના હોતા હૈ. ઉસકો છૂને કો ભી જી નહીં ચાહતા. પરંતુ ગાય ક્યા કરતી હૈ ? વહ અપને શરીર કે પવિત્રતમ અંગ અર્થાત્ જીભ સે ઉસકો સાફ કરને લગતી હૈ ઔર ઉસ સમય તક દમ નહીં લેતી જબ તક બચ્ચા બિલકુલ સ્વચ્છ નહીં હો જાતા. વહ ઉસસે ઘૃણા નહીં કરતી. વહ ઉસકો ચાટને લગતી હૈ. જબ બચ્ચા સ્વચ્છ હો ગયા તો ઉસ સમય વહ ઉસે અપના મધુર દૂધ પિલાતી હૈ, જિસસે બચ્ચા પુષ્ટ હો જાય. વેદ ને મનુષ્ય કે લિયે ઇસી આદર્શ કી ઓર સંકેત કિયા હૈ. ઇસ આદર્શ કો ધ્યાન મેં રખના મનુષ્યમાત્ર કા કર્તવ્ય હૈ. મનુષ્ય કે પરસ્પર વ્યવહાર કે લિયે દો ઉદ્દેશ્ય સામને હોને ચાહિયે. ગાય દો કામ કરતી હૈ; એક બચ્ચે કી શુદ્ધિ ઔર દૂસરા બચ્ચે કી પુષ્ટિ. ઇસી પ્રકાર મનુષ્ય કો ભી દૂસરે મનુષ્યોં કે મલોં કો દૂર કરના પહલા ઉદ્દેશ હોના ચાહિયે ઔર ફિર ઉનકે સાથ ઉપકાર કરના દૂસરા. જબ તક બચ્ચે કા મલ દૂર ન કિયા જાય, ઉસ સમય તક દૂધ પિલાના વ્યર્થ હૈ. ઇસી પ્રકાર હમકો ઐસા યત્ન કરના ચાહિયે કિ અન્ય પ્રાણિયોં કે શારીરિક, માનસિક તથા આત્મિક મલ દૂર હો જાયં. યહ મલ હી કમજોરી ઔર રોગ કા કારણ હૈ. જબ તક મલ હૈ ઉસ સમય તક પૌષ્ટિક પદાર્થ પુષ્ટિ નહીં પહુંચા સકતે. ઇસી લિયે મલ દૂર કરના પહલા કર્તવ્ય હૈ. પરંતુ મલ કૈસે દૂર કિયે જાયં ? ઇસ પ્રકાર નહીં જૈસે કિ ધોબી અપને કપડે કો પથ્થર પર પટક પટક કર સાફ કરતા હૈ, કિંતુ ઉસ પ્રકાર જૈસે ગાય અપને બચ્ચે કો ચાટતી હૈ.

ગાય કા હૃદય પ્રેમ સે પૂર્ણ હૈ. ઉસકે ધ્યાન મેં બચ્ચે કો છોડ કર ઔર કિસી વસ્તુ કા ધ્યાન હી નહીં. વહ અપનાપન ભૂલ ગઇ હૈ. ઉસકે સામને ગુડ રખ દો તો વહ ગુડ કો છોડ કર બછડે કો ચાટને લગેગી; ઔર બચ્ચા ભી અદૃશ્ય શક્તિ સે અપની માતા કે પ્રેમ કો પહચાનતા હૈ. વહ માતા કે ઇસ શુદ્ધીકરણ કે

કાર્ય સે અપ્રસન્ન નહીં હોતા. જ્યોં જ્યોં માતા ઉસે ચાટતી હૈ, ઉસે મજા આતા હૈ. ઉસે માતા કા ચાટના દૂધ સે અધિક મીઠા પ્રતીત હોતા હૈ. યદિ મનુષ્ય મેં દૂસરે ભાઇયોં કે પ્રતિ યહ ભાવ ઉત્પન્ન હો જાય તો વહ ઉનકે મામલોં કો સુગમતા સે દૂર કર સકતા હૈ. સંસાર મેં નામ કે કિતને સુધારક હૈં. વહ જિનકા સુધાર કરના ચાહતે હૈં ઉનસે ઘૃણા કરતે હૈં, વહ ઉનકી તાડના ઔર ભર્ત્સના કરતે હૈં. વહ ઉનકો તાને દેતે હૈં. વહ ઉનકો ચિડાતે હૈં. કભી કભી તો વહ ઉનકો ભયાનક દંડ દેતે હૈં. યહ સબ કિસ લિયે ? સુધાર કે લિયે. પરંતુ યહ સુધાર વાસ્તવિક સુધાર નહીં હૈ. વાસ્તવિક સુધાર વહ હૈ જો અગાધ પ્રેમ કે સાથ કિયા જાય, સુધરનેવાલે કો ભી મજા આ જાય.

પરંતુ સુધાર કે સાથ ઉપકાર ભી કરના હોગા. ગાય બચ્ચે કો ચાટ કર હી સંતુષ્ટ નહીં હો જાતી, કિંતુ વહ ઉસકો મીઠા દૂધ ભી પિલાતી હૈ. ઈસી પ્રકાર હમકો દૂસરોં કે સાથ ઉપકાર કરના ચાહિયે.

હે સુધારક લોગો ! યદિ તુમ્હારે હૃદય મેં ઉન લોગોં કે લિયે અગાધ પ્રેમ નહીં હૈ જિનકા તુમ સુધાર કરના ચાહતે હો તો તુમકો સુધાર કા અધિકાર નહીં. તુમ સુધાર કા કામ છોડ દો ઔર ઉસ સમય તક સુધાર કા નામ મત લો, જબ તક તુમકો ઉનકે પ્રતિ પ્રેમ ન હો.

વેદ ઈસ દૃષ્ટાંત સે એક બાત ઔર સ્પષ્ટ કરતા હૈ. યદ્યપિ ગાય મેં માતૃત્વ કા આદર્શ હૈ તથાપિ વહ પશુ હૈ. નવજાત બચ્ચે કે સાથ તો વહ અગાધ પ્રેમ કરતી હૈ; પરંતુ અન્ય પશુઓં કે સમાન ઉસકા બડે બચ્ચોં કે સાથ વહ પ્રેમ નહીં રહતા. વેદ યહ કહતા હૈ કિ મનુષ્ય કો પ્રત્યેક મનુષ્ય કે સાથ ઉસી પ્રકાર વ્યવહાર કરના ચાહિયે જૈસે ગાય અપને નવજાત બચ્ચે કે સાથ. મનુષ્ય જિતના ઇસ આદર્શ કી ઓર ચલતા જાયગા ઇતના હી વહ ઉત્કૃષ્ટ હોતા જાયગા.

વેદ મેં ' **अघ्न्या** ' શબ્દ યોગરૂઢિ રૂપ સે ગાય કે અર્થ મેં આતા હૈ. અઘ્ન્યા કહતે હૈં, ઉસ આદમી કો, જો મારને કે યોગ્ય ન હો અર્થાત્ જો પ્રેમ કરને યોગ્ય હો. જો પશુ, સૃષ્ટિ મેં હમારે સાંસારિક જીવન કે સુધાર કા ઈસ પ્રકાર આદર્શ હો સકે ઉસકે લિયે 'અઘ્ન્યા' કહના ઔર ઉસ પર પ્રેમ કરના કેવલ કૃતજ્ઞતા માત્ર હૈ.

( જાન્યુઆરી–૧૯૩૦ ના " સાર્વદેશિક " માંથી )

# ६६—भविष्य का महान् प्रदीप

(લેખકઃ—શ્રી. સાધુ ટી॰ એલ॰ વાસ્વાની)

સંસાર મેં ક્યા ત્રુટિ હૈ? અવિદ્યા. એક પ્રકાર કે જ્ઞાન કી ખોજ કી જા રહી હૈ; પરંતુ ઇસકા બહુતસા ભાગ મુર્દા જ્ઞાન હૈ. વિદ્યા મુર્દા જ્ઞાન નહીં; વિદ્યા, જીવન કે આધ્યાત્મિક કેંદ્ર કે લિયે ખોજ હોતી હૈ.

સાધનોં કે બિના ખોજ કહાં? અધ્યયન સ્વયં એક સાધન હૈ, પરંતુ યહ અપૂર્ણ હૈ, ઇસે સફલ બનાને કે લિયે અન્ય સાધનોં કી જરૂરત હોતી હૈ. અધ્યયન કે અલાવા જિન તીન સાધનોં કો પ્રાચીન ગુરુકુલોં ઔર આશ્રમોં કે વિદ્યાર્થી કામ મેં લાતે થે, વે **બ્રહ્મચર્ય, પરિશ્રમ ઔર ઉપાસના થે.**

વહ જ્ઞાન જો બુદ્ધિમત્તા મેં પરિણત હોતા હૈ કિતાબોં કે રટને સે નહીં મિલતા. આત્મા કા શિક્ષણ જિસસે હોતા હૈ, ઉસે વિદ્યા કહતે હૈં. યહ શિક્ષણ શરીર ઔર મસ્તિષ્ક કે બ્રહ્મચર્ય કે બિના સંભવ નહીં. હમેં બિના કારણ કે હી યહ નહીં બતલાયા ગયા હૈ કિ સરસ્વતી કા વિવાહ શાશ્વત બ્રહ્મચારિયોં સે હુઆ થા.

પાશ્ચાત્ય દેશોં કે નવયુવકોં કે આન્દોલનોં મેં બ્રહ્મચર્ય કે સત્ય કી અવહેલના કી જા રહી હૈ. પ્રાચીન કાલ મેં વિદ્યાર્થી-જીવન કી શ્રેષ્ઠતા કા આધાર બ્રહ્મચર્ય સમઝા જાતા થા, તથા શરીર ઔર મસ્તિષ્ક કો નિયંત્રણ મેં રખના, વિચારોં ઔર ઇચ્છાઓં કો પવિત્ર બનાયે રખના, મુખ્ય ઉદ્દેશ્ય સમઝા જાતા થા. સાદા જીવન પવિત્ર હોતા હૈ. આમોદ-પ્રમોદ હી ઇસ જીવન કો નિકૃષ્ટ બના દેતે હૈં, દૂસરા સાધન પરિશ્રમ વા હાથ કા કામ હૈ. હમને પુસ્તકોં મેં પઢા હૈ કિ વિદ્યાર્થી અપને ગુરુ કે લિયે પાની ભરતે, ઇંધન લાતે ઔર પશુઓં કા પાલન ભી કિયા કરતે થે. ઇસી રીતિ સે સેવા આશ્રમોં મેં વિદ્યાધ્યયન હોતા થા. પ્રાચીન ભારત કે શિક્ષણાલયોં મેં સદાચાર ઔર પરિશ્રમ એકસાથ હાથ બંટાતે થે.

ઇસકે બાદ દૈનિક ઉપાસના કા સાધન હૈ. અધ્યયન, બ્રહ્મચર્ય, પરિશ્રમ ઔર ઉપાસના ને પ્રાચીન ભારત મેં ગુરુગૃહ કો પુણ્ય તીર્થ બના દિયા થા.

મૈંને બહુધા ઇસ બાત પર વિચાર કિયા હૈ કિ યદિ હમ ચાર પ્રકાર કે કામ પર ધ્યાન દેં તો સ્વરાજ્ય કી પ્રાપ્તિ શીઘ્ર હી હો જાવે. વહ ચાર પ્રકાર કા કામ શિક્ષા, સ્વાસ્થ્યશાસ્ત્ર, સ્વદેશી ઔર કૃષિ હૈ. યહ કાર્ય હમારે જનસમુદાય કી ઉન્નતિ કે લિયે પરમાવશ્યક હૈ.

પ્રાચીન ભારત મેં વિદ્વાન્ ઔર પ્રચારક સ્થાન સ્થાન પર જાતે ઔર જનતા મેં શાસ્ત્રોં કી શિક્ષા કા પ્રચાર કરતે થે. વે લોગ જનતા કે સામને મહાત્મા લોગોં કે જીવન કો ભી પઢ કર સુનાતે. ઉસ સમય સર્વસાધારણ કી શિક્ષા મેં વાસ્તવિકતા થી. આજકલ યુરોપ મેં સર્વસાધારણ કી શિક્ષા કે મહત્ત્વ કો લોગ સમઝને લગે હૈં. વહાં પર સર્વસાધારણ કે લિયે પુસ્તકાલય, વાચનાલય, લેકચર હૉલ મૌજૂદ હૈં. વહાં કે લોગ હમારે દેશ કે સર્વસાધારણ કી અપેક્ષા વર્તમાન જીવન કા અધિક આદર કરતે હૈં. પાશ્ચાત્ય દેશોં કે મોચી હમારે દેશ કે મધ્યમ શ્રેણી કે લોગોં મેં સે બહુતોં કી અપેક્ષા રાજનીતિ મેં અધિક દિલચસ્પી લેતે હૈં.

હમારે સર્વસાધારણ તો અફ્વાહોં ઔર પુજારિયોં કે ગુલામ બને હુએ હૈં. હમારા પરિશ્રમ સુવ્યવસ્થિત નહીં. હમારે કિસાન અભી તક કૃષિસંબંધી શાન્તિ મેં નિવાસ કર રહે હૈં. ઉન્હેં પતા ભી નહીં કિ સંસાર મેં ક્યા ક્યા મૌલિક પરિવર્તન હો રહે હૈ? પશ્ચિમ કે બહુતસે દેશોં મેં પ્રાયઃ સર્વસાધારણ શિક્ષિત હૈં. કઈ વર્ષ હુએ મૈંને બ્રિસ્ટલ મેં શ્રમજીવી કાન્ફ્રન્સ મેં ભાષણ દિયા થા. મુઝે યહ જાન કર આશ્ચર્ય હુઆ થા, કિ બહુતસે શ્રમ-જીવી સંઘ ભારતીય સમસ્યા મેં દિલચસ્પી રખતે હૈં.

કિસાનોં ઔર શ્રમજીવિયોં કે સ્કૂલોં કી ઉપયોગિતા કે સંબંધ મેં કોઈ અત્યુક્તિ સે કામ નહીં લે સકતા. ભવિષ્ય સર્વ-સાધારણ કે હાથ હોતા હૈ. હમ પહલે દેખ ચુકે હૈં કિ યોગ્ય નેતૃત્વ મેં સર્વસાધારણ ક્યા નહીં કર સકતે? હમ કમાલ કી વિજય કી ચર્ચા કરતે હૈં. હમ ભૂલ જાતે હૈં કિ 'કમાલ' કા કમાલ અંગોરા કે કિસાનોં કી બજહ સે હૈ. નવીન રૂસ પર વહાં કે મજદૂરોં કા ઋણ હૈ. રૂસ કે કૃષકોં ઔર મજદૂરોં કે લિયે હજારોં કી સંખ્યા મેં સ્કૂલ ઔર પુસ્તકાલય ખોલ દિયે ગયે હૈં. ક્રાન્તિ કે વાદ સે અબ તક લગભગ ૪ કરોડ રૂસી લિખના પઢના સીખ ચુકે હૈં. હર જગહ ભવિષ્ય સર્વસાધારણ કે હાથ હોતા હૈ. ઇસી લિયે મૈં કહતા હૂં કિ સર્વસાધારણ કો શિક્ષિત બનાઓ.

મૈં સ્કૂલોં કી દીવાલોં પર ભારત માતા, ભારત કે ઋષિયોં, કવિયોં, વીરોં, શહીદોં, ધર્માચાર્યોં ઔર દેશભક્તોં કે ચિત્ર લગે દેખના ચાહતા હૂં; ક્યોંકિ પ્રત્યેક ચિત્ર એક શિક્ષક કા કામ દેતા હૈ. પ્રત્યેક ચિત્ર ઠીક રીતિ સે એક પાઠ હમારે સામને રખતા હૈ. મૈં યહ ચાહતા હૂં કિ હમારે જનસમુદાય રામાયણ ઔર મહા-ભારત કા પાઠ કરેં. ઇન પ્રાચીન ગ્રંથોં મેં આશ્ચર્યપૂર્ણ બાતેં ભરી હૈં. મહાભારત કો પઢો તો પતા લગેગા કિ પન્ને પન્ને પર કૈસી સુંદર સુંદર કહાવતેં ઔર ઉપદેશ દિયે ગયે હૈં. 'બેઈમાની

ક્ષેત્ર મેં રવીન્દ્રનાથ ટાગોર, મોહમ્મદ ઇકબાલ ઔર બંકિમ ચટર્જી જૈસે મૌજૂદ હૈં. વિજ્ઞાન મેં સર બોસ, સર રમન ઔર સર રે કે સામને સમસ્ત સંસાર નીચા દેખતા હો ઔર મ૦ ગાંધી કી સહનશીલતા કા સંસારભર મેં અચ્ચા–અચ્ચા સંમાન કરતા હૈ. ક્યા ઉન પર તુમ્હારા હૃદય દેશભક્તિ સે નહીં ઉમડ પડતા ઔર છોટે છોટે ભેદ–ભાવપને કો એકદમ ભુલા દેને મેં કુછ સહાયતા નહીં પહુંચાતી?……"

"……મગર કોઈ અમાનુલ્લાખાં, મુસ્તફા કમાલ પાશા, માનનીય જગલૂલ પાશા, યા રિજા ખાં પહલવી કે પાસ યા કિસી ભી ઉચ્ચ-હૃદય મુસલમાન કે પાસ જાય તો વહ નિસ્સંદેહ યહી કહેગા કિ દેશ–સેવા કે લિયે હિન્દૂ મુસલમાનોં એક હો જાઓ!……"

ક્યા મુસલાન ભાઇયોં ને ઇન શબ્દોં કા સચ્ચે હૃદય સે સ્વાગત કિયા હૈ?

(નવેમ્બર–૧૯૨૯ના "સાર્વદેશિક"માંથી)

# ૭૪–ઇતિહાસદર્શન

[ લેખકઃ–શ્રી. ધૂમકેતુ ]

રાજ્યરક્ષકનું પદ ખોયું ને માધવરાવ પેશ્વાના હાથમાં સત્તા સોંપવી પડી તેથી રિસાઇને રઘુનાથરાવ પેશ્વા નિઝામઅલી નિઝામને આશ્રયે ગયો. ત્યાં તેણે સંધિ કરી તે પ્રમાણે વાર્ષિક ૫૧ લાખ રૂપિયા અને ચાર કિલ્લા નિઝામને આપવા તેમ ઠર્યું. રઘુનાથરાવનું લશ્કર નિઝામની મદદ લઇને મરાઠા ઉપર આવ્યું. થઈ શકે તેટલું લશ્કર ભેગું કરી માધવરાવ પેશ્વા તેની સામે ગયો. પાંચ દિવસ લડાઈ ચાલી. બંને પક્ષમાંથી કોઇની હારજિત ન થઈ. માધવરાવે વિચાર કર્યો કે, આ લડાઇમાં હારવાથી મરાઠી રાજ્યની પાયમાલી છે ને જીતવાથી પણ પાયમાલીજ છે. રઘુનાથરાવના પક્ષનું મરાઠી લશ્કર નાશ પામશે તોપણ મરાઠા તો નબળાજ પડશે; એટલે તેણે લડાઇનો અંત આણવા નવી યુક્તિ અજમાવી. તે હિંમતભેર એકલો કાકાની પાસે ગયો ને ત્યાં જઇને કહ્યું:–'કાકા! લ્યો મને કેદ કરો, તમે સત્તાધીશ બનો, પણ આ આપણી જાતિનુંજ નિકંદન કરનાર યુદ્ધ પૂરું કરો.'

રઘુનાથરાવ આ હિંમતથી અંજાઈ ગયો. તેણે રાજી થઈ સત્તાનો સ્વીકાર કર્યો ને નિઝામનો પક્ષ છોડી દીધો. માધવરાવ પ્રત્યે તેણે સંપૂર્ણ માનભરી વર્તણૂક રાખી.

× × × ×

પરંતુ આટલું છતાં આ ભયંકર કુસંપનો અંત આવ્યો નહિ. મહારાષ્ટ્રના સાડાત્રણ ડાહ્યા પુરુષો—(સખારામ બાપુ, દિવાજી પંત, વિઠ્ઠલ સુંદર રાજે પ્રતાપવંત અને અરધો ડાહ્યો તે નાના ફડ્નવિસ. પરંતુ અરધો ડાહ્યો ગણાતો નાના બધાના કરતાં બુદ્ધિબળમાં ચઢ્યો)—માં ગણાતો વિઠ્ઠલ સુંદર રાજે તે વખતે નિઝામનો દિવાન હતો. હવે તેણે, જે મરાઠા સરદારો રઘુનાથરાવ ફરી સત્તા પર આવવાથી નાખુશ થયા હતા, તેમને પોતાના પક્ષમાં આવવા આમંત્રણ કર્યું, અને હરિપંત ફડકે તથા નાના ફડ્નવિસ સિવાય ઘણાખરા ગયા પણ ખરા.

અંદરઅંદર વધારે કુસંપ થાય માટે નિઝામે એમ પણ જાહેર કર્યું કે, નાગપુરના જાનોજી ભોંસલેને ગાદી આપવી છે અને બ્રાહ્મણોની સત્તા નિર્મૂળ કરવી છે. રઘુનાથરાવે હૈદ્રાબાદ પર ચડાઈ કરી અને નિઝામે પૂના ઉપર સવારી કરી. અંતે સખારામ બાપુની દૂરંદેશીથી જાનોજી ભોંસલેને શત્રુપક્ષમાંથી છૂટો પાડવામાં આવ્યો. નિઝામે પૂના તો લૂટ્યું. તેણે ઔરંગાબાદમાં ચોમાસું ગાળી પછી લડાઈ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો હતો. ગોદાવરીના કિનારા પર આવેલા 'રાક્ષસ ભુવને' તે પહોંચ્યો અને તેનું અરધું લશ્કર હજી ગોદાવરી ઓળંગી જાય, અરધું બાકી રહ્યું ત્યારે સખારામ બાપુએ જાનોજી સાથે ચલાવેલા સંદેશાનું પરિણામ આવ્યું. જાનોજી ભોંસલે તે વખતે વિઠ્ઠલ સુંદરથી છૂટો પડ્યો અને આ તકનો લાભ લઇ રઘુનાથરાવ, વિઠ્ઠલ સુંદરની સરદારી નીચેના અફઘાન લશ્કર પર તૂટી પડ્યો.

× × × ×

'બીજું પાણીપત થશે કે શું?' એ ચિંતાથી માધવરાવ પેશ્વા વ્યાકુળ બની ગયો. મરાઠા લશ્કરના છેક પાછલા ભાગમાં, નામધારી સરદાર તરીકે, પરંતુ ખરી રીતે તો રાજદ્વારી કેદી જેવીજ સ્થિતિમાં, માત્ર પંદરસો માણસો સાથે તે ઉભો છે. રઘુનાથરાવનો હાથી અફઘાન સિપાઇઓથી ઘેરાઈ ગયો છે. બીજીજ પળ મરાઠા રાજ્યનું સર્વસ્વ નાશ કરનારી નીવડશે એવી ભયંકર સ્થિતિ બની રહી છે. એજ વખતે મલ્હારાવ હોલ્કર માધવરાવ પાસે આવી પહોંચ્યો. હોલ્કરનું લશ્કર નાસભાગમાં પડ્યું હતું અને તે પણ નાસભાગમાંજ માધવરાવ પેશ્વા પાસે થઇને નીકળ્યો હતો. માધવરાવે તેને રોક્યો ને આ ભયંકર સ્થિતિને પહોંચી વળવા, અનુભવી સરદારતરીકે તેની સલાહ માગી. 'પૂના તરફ ચાલો, ત્યાં સિંહાસનારૂઢ થઈ જાઓ પછી જોઇ લેવાશે' મલ્હારરાવે કહ્યું.

જુવાન માધવરાવના અંતઃકરણમાં સ્વદેશપ્રેમની જે આગ બળી રહી હતી તે ભભૂકી ઉઠીઃ 'શું!—' તેનાથી ભયંકર બૂમ

પડાઈ ગઈ: 'અત્યારે સિંહાસન પડાવવાનો વખત છે? તારામાં નર્યો દેશદ્રોહ ભર્યો છે; પાણીપતના મેદાનમાં મરાઠી લશ્કર તેંજ સાફ કરાવ્યું એ સાચું છે કે શું?'

અને એક ક્ષણ પણ ગુમાવ્યા વિના પોતાનાં પંદરસો માણસો સાથે માધવરાવ વિઠ્ઠલ સુંદરના અફઘાન લશ્કર તરફ ધસ્યો. વિઠ્ઠલ સુંદર ગોળીથી વિંધાઈ ગયો અને રઘુનાથરાવ ઘેરામાંથી છૂટો થઇ ગયો.

રઘુનાથરાવે પોતાના ભત્રીજાની બહાદૂરી જોઇ લીધી અને આજન્મ સરદાર તરીકેની તેની હોંશિયારીથી ખુશખુશ થઈ ગયો. રાજ્યકારભારની ઘણીખરી સત્તા તેણે માધવરાવના હાથમાં સોંપી અને પોતે નામનો રાજ્યરક્ષક થઈ રહ્યો.

× × × ×

આજથી આશરે ઓગણીસસો વર્ષ પૂર્વે મહારાજા કનિષ્કે મગધ ઉપર સવારી કરી ત્યારે એક જુવાન માણસ તેની સાથે હતો. આ જુવાનમાં અદ્‌ભુત શક્તિ હતી, તે મુડદામાં પ્રાણ ફૂંકી શકતો. ગાંધારમાં જ્યારે રોગચાળો ફાટી નીકળ્યો ને કનિષ્ક ઘડી બે ઘડી જીવશે એમ લાગ્યું ત્યારે આ જુવાને તેની જીવનદોરી લંબાવી દીધી હતી.

જેવી નિષ્કલંક એની વિદ્યા હતી, તેવુંજ નિષ્કલંક એનું યૌવન હતું. રાજાની બહેન કમલાવતીને એના પર અત્યંત પ્રેમ હતો. એની આંખમાં જીવનને સંપૂર્ણ રીતે જાણવાનો નશો હતો. પણ આ જુવાનનું હૃદય રાત ને દિવસ શંકાથી વિંધાઈ રહ્યું હતું. તથાગતના શબ્દો એના કાનમાં આઠે પહોર અથડાયા કરતા. જીવન ક્ષણિક હોય તો પછી વૈભવ–ભોગ–શકિત એ બધાંનો ઉપયોગ શો? પછી તો રાત્રિદિવસ અર્હંતપદ મેળવવા મથવું એજ સર્વશ્રેષ્ઠ મનુષ્યધર્મ નથી?—પછી આ વિદ્યા, જ્ઞાન, બધાંનું કામ શું?–સંતોષ પરમધન હોય તો પછી જીવનમાં મહત્ત્વાકાંક્ષા શા માટે જોઇએ?

એ જુવાનને ક્યાંય ચેન પડે નહિ. એનામાં શક્તિ અપરિમિત; એનામાં કલ્પના તેજસ્વી; એનામાં ઝીણવટ વિજ્ઞાનવેત્તાને શોભે તેવી. ઉપનિષદ્ એને મોંએ. એરિસ્ટોટલ ને સૉક્રેટિસના વિચારો પણ જાણે. કનિષ્કના દરબારમાં માત્ર એ એકજ જુવાન સઘળા વૈભવોથી ઢંકાયેલો છતાં ઉદાસી ને એકલો રહેતો.

મહારાજા કનિષ્કની મગધની સવારી વખતે તે સાથે ગયો. એનો હેતુ હતો તે વખતના વિદ્વાન આચાર્ય અશ્વઘોષને મળવાનો. પોતાની શંકા તેની પાસે ઠાલવવાને એને જીવનનો મર્મ શોધવાની-પોતાનો જીવનમાર્ગ જાણવાની ધગશ હતી.

આચાર્ય અશ્વઘોષને તે મળ્યો. મગધરાજ તો હવે કનિષ્કનો ખંડિયો ને મિત્ર બની ગયો હતો. એક દિવસ કનિષ્ક, મગધરાજ,

અશ્વઘોષ ને આ જુવાન ચાર જણા એકાંતમાં ધર્મકથા કરતા હતા.

જુવાને પોતાની શંકા રજુ કરીઃ 'સંસાર અસાર છે એ જાણ્યા પછી સંસારમાં કોણ રહી શકે? જે નિર્વાણ માટે મહાપુરુષો મથન કરે છે તે નિર્વાણ આ જીવનમાં ન મળતું હોય ને બીજા જીવન ઉપર આધાર રાખતું હોય, તો પછી એવા નિર્વાણનો ઉપયોગ શો?'

મહારાજા કનિષ્કે કહ્યુંઃ 'આચાર્યદેવ! આ જુવાન વિહારમાં વસીને અને સાધુ થઇનેજ જીવનનો મર્મ શોધવા મથે છે. એનામાં અદ્ભુત શક્તિ છે અને એ સંસારમાં રહે એમાંજ સમાજનું શ્રેય છે.'

આચાર્ય બોલ્યાઃ 'તથાગતે શું કહ્યું છે તે તને યાદ છે જુવાન? અનાથપિંડદને તથાગતે કહ્યું છે કે, ધનવૈભવ કે સત્તા મનુષ્યને બંધન કરતાં નથી, પરંતુ તૃષ્ણા ભરેલા હૃદયે એને ચોંટી રહેવાની મનોવૃત્તિ એજ બંધન કરે છે. ક્યારે જીવન સમર્પણ કરવું એમ સમ્યક્ રીતે જાણનારો માણસ જીવનમુક્ત છે અને તે આ જન્મમાંજ નિવાર્ણ પામ્યો છે.'

જુવાનના હૃદયમાં અજવાળું અજવાળું થઇ ગયું હોય તેમ તે એકદમ બેઠો થઈ ગયોઃ 'આ વિચાર હું કરી રહ્યો હતો, પણ કોઇ આચાર્યે મને ટેકો આપ્યો નહિ, કોઇ શાસ્ત્રે સંમતિ આપી નહિ, એટલે મને લાગ્યું કે હું ખોટો છું, અધાર્મિક છું, નાસ્તિક છું.'

આચાર્ય બોલ્યાઃ "મારો તને ટેકો છે, જા. પોતાના ધર્મ માટે જીવન સમર્પણ કરવું તેમાં ઉંચામાં ઉંચી ધાર્મિકતા છે."

કનિષ્ક બોલ્યાઃ 'એના જેવો વિદ્વાન ભિષગ્વર ભર્યા ભારતવર્ષમાં અત્યારે નથી.'

આચાર્ય બોલ્યાઃ 'તારું નામ શું?'

જુવાન બોલ્યોઃ 'ચરક!'

ચરક અને સુશ્રુત નામથી જે બે વિદ્વાન વૈદ્યરાજ થઇ ગયા તેજ આ ચરક. અશ્વઘોષના ઉપદેશને પરિણામે તે બૌદ્ધધર્મનો સાધુ થતો મટયો અને એને હાથે ભારતવર્ષની વૈદ્યવિદ્યાની અભિવૃદ્ધિ થઈ. (આસો-૧૯૮૬ ના "કુમાર"માંથી)

---

# ૭૫-શ્રી તુલસીદાસાષ્ટક

## હરિગીતિકા છંદ

જે બાળપણમાં લોકથી અપમાન અતિશય પામિયા,
પણ મોટપણમાં મહીપતિનાં શીશ નિજપદ નામિયાં;
સત્કૃપા પર નરહર ગુરુએ જેહનું લાલન કર્યું,
તે બાલ તુલસીદાસ! તમને વહાલથી વંદન કરૂં. ૧

થઈ વેદ–શાસ્ત્ર–પુરાણ–પારગ ગુણનિધિ શીલોદધિ,
સૌંદર્યનો શણગાર ગુણભંડાર રત્નાવલી વરી;
થઇ પ્રેમમસ્ત સમસ્ત જેણે નારીને ચરણે ધર્યું,
**આસકત તુલસીદાસ !** તમને વહાલથી વંદન કરૂં. ૨
"સંસાર આ નિઃસાર નહિ કીરતાર વિણ બેલી કશું"
એ સત્ય પત્ની પ્રતાપથી બસ જેહને અંતર વસ્યું;
ત્રણ ટુક કોપીન તુંબડી સિવાયનું સઘળું તજ્યું,
**તે ત્યાગી તુલસીદાસ !** તમને વહાલથી વંદન કરૂં. ૩
દુઃખ દેખી દાઝે દિલમાં દીનોતણાં દુનિયા મહીં,
અપકારના કરનારનું ચાહનાર હિત નિત્યે સહી;
વળી માન ને અપમાન જેણે સમ ગણી દિલ ના ધર્યું,
**તે સાધુ તુલસીદાસ !** તમને વહાલથી વંદન કરૂં. ૪
હનુમાન હાજર રહે હમેશાં જેહના આવાસમાં,
ભગવાન પણ પહેરો ભરે જે સાધુના સહવાસમાં;
પથ્થર તણા પશુનેય જેણે ખંતથી ખાતું કર્યું,
**તે ભકત તુલસીદાસ !** તમને વહાલથી વંદન કરૂં. ૫
કાશી, અયોધ્યા, ચિત્રકૂટ, પ્રયાગ આદિમાં વસ્યા,
અભિરામ રટી રટી રામ નામ જે ભક્તિના રસથી રસ્યા;
ભાગીરથી, મંદાકિની, સરયૂ, યમુનજલ પ્રાશીયું,
**તે યાત્રી તુલસીદાસ !** તમને વહાલથી વંદન કરૂં. ૬
સંસાર દારુણ કેરૂં તારણ **રામ–યશ–માનસ** રચ્યું,
રસ, ભાવ, ધ્વનિ, શણગાર, ગુણ, છંદોતણાં રત્ને ખચ્યું;
માયા–વિદારણ જ્ઞાન–કારણ ભક્તિના રસથી ભર્યું,
**તે કવિ તુલસીદાસ !** તમને વહાલથી વંદન કરૂં. ૭
ભવ ગહન વન ઝાડી અતુલ ભૂલામણીઓથી ભર્યું,
ત્યાં ચોર ને હિંસક પશુનું લેખું કયમ જાયે કર્યું;
ભૂલો પડયો છું, આવજો, ઉદ્ધારજો, અરજો કરૂં,
**હે ! ગુરો ! તુલસીદાસ !** તમને વહાલથી વંદન કરૂં. ૮

માધવલાલ ત્રિભુવન રાવળ

# ૭૬–મૉક્સિમ ગૉર્કી

રશિયન પ્રજાના પુનર્વિધાન અને રશિયાની રાજકીય ઉત્ક્રાન્તિમાં સાહિત્યકારોનો જેવો તેવો ફાળો નથી; બલ્કે રશિયાનું આજનું નૂતન રાષ્ટ્રવિધાન ઘણું ખરૂં ત્યાંના નવા યુગના સાહિત્યકારોની અસરનું પરિણામ છે. એવા અનેક સાહિત્યકારોમાં લીઓ ટૉલ્સ્ટૉય ને મૅક્સિમ ગૉર્કીનાં નામ અગ્રણી છે.

ટૉલ્સ્ટૉય ગર્ભશ્રીમંત અમીરનું ફરજંદ હતો. જીવનપલટો કરી, જમીનદારીની બાદશાહી ને મોજશોખ છોડી, તેણે સામાન્ય રશિયન ખેડુતનું જીવન સ્વીકારી ગરીબની જોડે અનુસંધાન કર્યું. ગૉર્કી ગરીબ રશિયન આમપ્રજાના એક મામૂલી ગાદીતકિયા મઢનાર કારીગરનો છોકરો હતો; ને જગતના સાહિત્યસ્વામીઓની હરોળમાં આજ ઉભેલો છતાં હજી મહત્તાનો દંભ એને લેશમાત્ર સ્પર્શી શક્યો નથી.

રશિયાનો સામાન્ય પ્રજાવર્ગ જેને પોતાના જીવનનું હૂબહૂ, સત્યને વેધક પ્રતિબિંબ આલેખીને જગત સમક્ષ ધરનાર સમર્થ સાહિત્યકાર તરીકે સન્માને છે તે મૅક્સિમ ગૉર્કીના નામનો અર્થ 'કડવો મૅક્સિમ' એવો થાય છે. પરંતુ એ તો એનું તખલ્લુસ છે. એનું ખરૂં નામ તો ઍલેક્સે મૅક્સિમૉવિચ પેશ્કૉફ. પણ નીચેનું એનું ટુંકું જીવન બતાવે છે તે પ્રમાણે શરૂઆતની જીંદગી જે હાડમારીઓ અને જહેમતોમાં એણે ગાળી તેની કડવી અસરને લીધે એણે એવું વિચિત્ર તખલ્લુસ પસંદ કર્યું. (રશિયન ભાષામાં ગૉર્કી એટલે કડુ) અને તેથીજ એનાં શરૂઆતનાં લખાણોમાં જીવન પ્રત્યે કડવું વલણ જોવામાં આવે છે.

પાંચ વર્ષના મૅક્સિમને નિજની–નૉવગૉરોડના ભર્યા ગામમાં અનાથ મૂકીને એનો ગરીબ કારીગર બાપ ગુજરી ગયો, ને એ અનાથતામાં ઉમેરો કરી માતાએ પુનર્લગ્ન કર્યું; એટલે નાનો મૅક્સિમ માતામહને ત્યાં મોટો થયો. પણ એ ગરીબ રંગરેજને ઘડપણમાં મોટા કુટુંબનું પોષણ કરવાના વાખા પડતા ગયા અને અંતે નવ વર્ષના મૅક્સિમને જાતેજ પોતાનું ભરણ પોષણ કરી લેવાનો વખત આવ્યો. તે પછીનાં પંદર વર્ષ એણે શી રીતે વીતાવ્યાં તે એનું મનજ જાણે છે. પેટનો ખાડો પૂરવા એને ચીંથરાં વીણવાનો, ફળફળાદિની ફેરી કરવાનો, ગોદીની મજૂરીનો, ભઠિયારાનો, મૂર્તિઓ રંગવાનો, દેવળના ગવૈયાના મદદનીશનો, વકીલની ગુમાસ્તીનો—એવા એવા ચિત્રવિચિત્ર ધંધાઓ કરવા પડયા. એ પંદર વર્ષમાં આવી વિવિધ રોજી મેળવવા એ નિજની–નૉવગૉરોડથી માંડીને ડાન્યૂબ તથા જ્યૉર્જિયા–કૉકેસસ સુધીનો પૂર્વ અને દક્ષિણ

રશિયા આખો ખૂંદી વળ્યો, અને એ દરમિયાન અનેક આપત્તિઓ ને વખા એને વેઠવી પડી.

બાળપણની અનાથતા અને આ ત્રાસભરી ગરીબાઈમાં એને શાળાનું શિક્ષણ તો પૂરું ક્યાંથીજ મળ્યું હોય? થોડું વાંચતાં લખતાં શીખેલો. પણ સાહિત્યનો ઉમંગ અંતરમાંથી થાય છે; યુનિવર્સિટી શિક્ષણમાંથી નહિ. ઉગતી અવસ્થામાંજ કિશોર ગૉર્કીને એક એવો ગુરુ મળ્યો, જેણે એના અંતરના દરવાજા ઉઘાડી નાખ્યા. વૉલ્ગા નદીની એક હોડી ઉપરના એક રસોઇયા પાસે ગૉર્કી નોકર રહેલો. તેણે એને વાચનનો રસ લગાડ્યો. એ રસોયા પાસે શોખથી ભેગાં કરેલાં ઘણાંજ સુંદર પુસ્તકોનો સંગ્રહ હતો. તેમાંથી એ રોજ ગૉર્કીને કંઇ ને કંઇ વાંચી સંભળાવતો. ગૉર્કીની જ્ઞાનપિપાસા ઉત્તેજિત થઇ અને એ તૃષાને તૃપ્ત કરવામાં, એને કદી કોઇ શાળા ન આપી શકત એવી કેળવણી મળી.

જુવાન ગૉર્કીનું બીજું ઘડતર કર્યું કઝાન ગામના રામસ નામના એક ભઠિયારાએ. અઢાર વર્ષની ઉંમરે ગૉર્કી એને ત્યાં ભઠિયારું કરવા નોકર રહેલો. ગૉર્કીથી પંદર વર્ષે મોટો રામસ બહુ તેજસ્વી બુદ્ધિનો ને મધુર આદમી હતો. એની અસરથી ગૉર્કીનું ચારિત્ર્યગઠન બહુ સંગીન થયું. એને ત્યાંજ ગૉર્કી પહેલવહેલો ક્રાંતિકારી ચળવળના પ્રસંગમાં આવ્યો. રામસ એક ક્રાંતિમંડળનો અગ્રણી હતો અને તેની દુકાનમાં રોજ રાત્રે મંડળની બેઠક મળતી. ભઠિયારાનો ધંધો એટલે રાત્રે ભઠ્ઠીઓ તો સળગતીજ હોય; એજ કારણે સત્તાધીશોની શંકામાંથી એ મંડળ બચી જવા પામતું અને રોજ એ ભઠ્ઠીઓના ભડકાને ઓથે રહી સિતમગારોના જુલમોને ગાળવાની બીજી પ્રચંડ જવાળાઓ ચેતાવતું.

તે પછીને વર્ષે સહૃદય માનવતાથી પ્રેરાઇને વહોરેલો જે ઘાત ગૉર્કીને માથે ગઇ તેણે એના શરીરના બંધેબંધ તોડી નાખ્યા ને એને જીવનભરનો માંદલો બનાવી દીધો. દક્ષિણ રશિયાનાં ગામડાંઓમાં તે ભટકતો હતો એવામાં એક ગામને પાદરે કેટલાક ખેડૂતો એક સ્ત્રી પર સામાજિક સજાનો અસહ્ય જુલમ ગુજારતા તેણે જોયા. કોઇ ખેડૂતની એક સ્ત્રીને બેવફા થવાના ગુન્હા બદલ, તેમની અનાદિ કાળથી ચાલી આવેલી શિક્ષાની પરંપરા મુજબ, ગાડાને ઠૂંઠે તેનો ચોટલો બાંધીને પછી ગાડાને તોફાની ઘોડા જોડી સ્ત્રીને ઘસડતા ઘસડતા બીજે ગામ લઈ જવાની તેઓ તૈયારીમાં હતા. ગૉર્કીથી આ સીતમ સહ્યો ન ગયો. પેલી સ્ત્રીના રક્ષણ માટે તે એકલે હાથે ગામલોકોની સામે થયો, અને પરિણામે ક્રોધે ભરાયેલા આખા ગામે—બસો ત્રણસો માણસોએ—તેના પર તૂટી પડીને નિર્દયપણે તેને બેશુમાર માર માર્યો. તેની પાંસળીઓ બધી ભાંગી ગઇ; તેનાં

બને જડબાંનો ચૂરો થઈ ગયો. મારથી અધમૂઆ ને મૂર્ચ્છિત બનેલા ગૉર્કીને મરી ગએલો ધારી તેમણે ગામ બહાર ખાઇમાં ફેંકી દીધો. ત્યાંથી બીજે દહાડે કોઈએ એને ઇસ્પિતાલમાં પહોંચાડયો. લાંબી મુદતે તે સાજો તો થયો, પણ મારથી ફેફસાં પર થયેલા નુકસાનને લીધે એને જીવનભરનો ક્ષય ચોંટયો.

રખડપાટ તો ચાલુજ હતો. ધંધાઓ બદલાયા કરતા હતા. શૅલિયાપાઇન જોડેની મિત્રાચારીને લીધે ( અને બેકાર હોવાથી પેટ પૂરવા ) ગાતાં આવડતું ન હોવા છતાં તેની સાથે તે કઝાનની નાટકશાળાના ગાયકમંડળમાં નોકરીએ રહ્યો. આ દરમ્યાન વાચન ચાલુજ હતું અને લેખનની પણ થોડી થોડી શરૂઆત થઈ હતી. તેનો પરચો પણ તરત મળ્યો. પ્રચલિત ધર્મરૂઢિ સામે કંઇક નીડર લખાણ કરવા માટે ધર્મસત્તાધીશોએ તેનો 'ચર્ચ'માંથી મુદતી બહિષ્કાર કર્યો. ૧૮૯૭ માં, એ બહિષ્કારની મુદત પૂરી થઇ તેજ દિવસે, ગૉર્કી ચર્ચમાંજ જઇને પરણ્યો.

૧૮૯૨ માં ૨૪ વર્ષની ઉંમરે ટિફ્લિસની રેલ્વે વર્કશૉપમાં મિકૅનિક તરીકે તે કામ કરતો હતો તે વેળા તેની પહેલવહેલી ટૂંકી વાર્તા એક સ્થાનિક રોજીંદા પત્રમાં પ્રકટ થઇ મૅક્સિમ ગૉર્કીના તખલ્લુસથી, જે નામેજ આજ આખું જગત એને ઓળખે છે. પણ એને ખરી કીર્તિ તો અપાવી ત્રણ વર્ષ પછી પ્રકટ થએલી 'ચેલકાશ' નામની એની વિખ્યાત નવલિકાએ. ૧૮૯૫ માં સેન્ટપીટર્સબર્ગના એક અગ્રગણ્ય સામયિકમાં તે આવી ને જગતે એની પ્રતિભા બરોબર પ્રીછી. એ વાર્તાએ એને અપૂર્વ નામના અપાવી અને એનું નામ ટૉલ્સ્ટૉય જેવા સમર્થ વિચારકની જોડાજોડ મૂકાવા લાગ્યું. બે વર્ષ પછી ૧૮૯૭ માં એનો પહેલો વાર્તાસંગ્રહ બહાર પડયો.

હથોડા છોડી એણે હવે કલમ પકડી. પત્રકારિત્વનો ધંધો લીધો; નાટકો, વાર્તાઓ ને છૂટક લેખો પર ખૂબ હાથ અજમાવ્યો. થોડાજ વખતમાં રશિયાના સીમાડા ભેદી એનું નામ દેશદેશાંતરમાં પહોંચી ગયું; જગતકીર્તિનો કળશ એને શિર ઢળ્યો.

કઝાનની ભઠિયારાની દુકાનની પેલી ક્રાંતિ-મંડળીઓની છાપ દિવસે દિવસે મન પર દૃઢ થતી જતી હતી; અને રશિયામાં દિનપર દિન વધતી જતી સત્તાધીશો ને ધનિકો તથા જમીનદારો ને ધર્માધિકારીઓની આપખુદીની સામે હવે ખુલ્લી રીતે તે વલણ ધરાવતો થયો હતો. ૧૮૯૯ માં સોશિયલ ડેમોક્રૅટ મંડળમાં તે જોડાયો તેની સાથેજ પોલીસને ચોપડે તેનું નામ ચડયું; અને જેલની મુલાકાત થવા માંડી ! પણ એથી તો એની નામના વધતીજ ચાલી.

૧૯૦૫ માં ક્રાંતિની ઝુંબેશમાં એણે છડેચોક ભાગ લીધો અને શિશિર-રાજમહાલય (વિન્ટર પૅલેસ) ઉપર બિશપ ગ્રૅપન કામગારો

ને કારીગરોની જે ધાડ લઈ ગયો તેની પકડાપકડીમાં એ પણ ઝડપાઈ ગયો. આ સમયનો એક નોંધવા જેવો પ્રસંગ એ છે કે, સેંટ પિટર્સબર્ગની સાયન્સ ઍકેડેમીમાં આજ વર્ષે તેનું નામ રજુ થયેલું. ઝાર પાસે જ્યારે એ કાગળ મંજૂરી માટે ગયો ત્યારે એણે ગૉર્કીનું નામ એમાં જોતાંજ હાંસિયા પર શેરો માર્યો કે 'બહુજ વિચિત્ર!' કહેવાની જરૂર નથી કે, ગૉર્કીની ઍકેડેમીની નીમણૂક રદ થઈ. આથી બધે બહુ ખળભળાટ મચ્યો ને ગૉર્કીના બે મિત્રો ચેકોફ અને કૉરૉલેંકોએ તો એકેડેમીમાંથી રાજીનામાં આપી દીધાં.

ક્રાંતિની ચળવળમાં હવે તે ઘણો વખત આપતો; પણ રાત ને દિવસ પોલિસની છુપી નજરની છાયા તળે જીવન ગાળવાથી તે કંટાળી ગયો. એટલે ૧૯૦૬ના અંતમાં મોસ્કોના નાટ્યકલાગૃહની નટી માદામ આંદ્રેયેવના સાથે અમેરિકામાં ઝારશાહી–વિરોધી પ્રચારકાર્ય કરવા જવા માટે તેણે રશિયા છોડ્યું. પણ પરિણામ સારું ન આવ્યું. છેવટે ૧૯૦૭માં તે કૅપ્રી મુકામે જઇને ઠરીઠામ થયો. અહીં તેને લેનિનનો પરિચય થયો અને બંને વચ્ચે મૈત્રી જામી.

કૅપ્રીમાંના વસવાટ દરમ્યાનની ૭ વર્ષની એ મૈત્રીમાં બંનેએ મળી નૂતન રશિયન રાષ્ટ્રવિધાનનાં કૈં કૈં સ્વપ્નો રચ્યાં, કૈં કૈં યોજનાઓ ઘડી. સમય પાકતો આવતો લાગ્યો. ૧૯૧૩માં ફરી સેંટ પિટર્સબર્ગ આવીને ગૉર્કીએ 'લેટોપિસ' નામનું એક પત્ર શરૂ કર્યું. ત્યાં તો પૂરું વર્ષ પણ ન વીત્યું ને મહાયુદ્ધ સળગ્યું. ગૉર્કીનું વલણ યુદ્ધવિરોધી શાંતિપક્ષનું હતું.

પણ હવે ઘણા સમયની સાધના, તપશ્ચર્યા અને લોકોની મૂંગી સહનશીલતાનું ફળ પાકી ગયું હતું. જુલમનો ઘડો ભરાઈ ચૂક્યો હતો. કાળની નોબત ગગડી ઉઠી ને ક્રાંતિકારીઓએ બરોબર સમય વર્તી નગારે ઘાવ દીધો. મહાયુદ્ધની જ્વાળાઓ હજી એક તરફ શમી પણ નહોતી ત્યાં રશિયામાં બોલ્શેવિઝમનો હુતાશ શતશિખાએ ભભૂકી ઉઠ્યો. કોઇની મગદૂર નહોતી કે એનો સામનો કરી શકે કે એને શમાવી શકે. કાં તો એની સાથે ભભૂકતું રહ્યું, કાં તો એમાં ભસ્મ થવું રહ્યું.

લેનિન હોય ત્યાં ગૉર્કી હોયજ. ૧૯૧૭ના એ રશિયન રાજ્યપલટા તરફ એણે સહૃય સહાનુભૂતિ આપી. ક્રાંતિ પૂરી થઈ, ઝારશાહી નાબૂદ થઈને બોલ્શેવિક રાજ્યતંત્ર સ્થપાયું. ગૉર્કી તેમાં શિક્ષણ ને સંસ્કારિતાનો મુખ્યાધિકારી નીમાયો.

પણ એની તબિયત હવે રશિયાની ઠંડી હવા સહી શકે તેવી રહી નહોતી. એની ઘણી આનાકાની અને વિરોધ છતાં લેનિને એને આગ્રહપૂર્વક એની તબિયતને ખાતર રશિયાની બહાર વસવાટ કરવા મોકલ્યો. થોડો સમય ફિન્લૅન્ડમાં ને ત્રણ ચાર માસ જર્મનીના

બ્લૅક ફૉરેસ્ટમાં ગાળી અને ૧૯૨૨માં તે ઇટાલીના કુંપો ડી સૉરેન્ટો ગામે આવી વસ્યો, અને એજ આજ આઠ વર્ષથી એનું કાયમી વતન થઇ રહ્યું છે. વચ્ચેવચ્ચે જરૂર પડયે તે સારી ઋતુમાં રશિયા આંટો મારી આવે છે.

ગૉર્કીની સાહિત્યપ્રવૃત્તિના ત્રણ સ્પષ્ટ વિભાગ પડી આવ્યા છે. શરૂઆતનાં વર્ષોમાં તેણે નવલિકાઓ લખી, જેણે એને કીર્તિમાળ આરોપાવી. એ વાર્તાઓનાં મુખ્ય પાત્રો ભટકેલ રખડુઓ અને સમાજે તરછોડેલી વ્યક્તિઓનાં છે. પણ ગૉર્કીએ સહૃદય સહાનુભાવથી એમનાં જીવનનાં જે ઉઠાવદાર ચિત્રો આલેખ્યાં છે ને એમાં રહેલી રંગીલા જીવનની ભભક વર્ણવી છે તેને લીધે એ રશિયનોમાં અતિ પ્રિય થઇ પડયો. 'ચેલકાશ ને બીજી વાતો', 'જે પ્રાણીઓ એકાદ માનવી હતાં' તથા 'એક નવલકથાની કથા ને બીજી વાતો' એ ત્રણ એના ટૂંકી વાર્તાઓના સંગ્રહ છે.

૧૮૯૯ પછી એણે લાંબી નવલો ને નાટકો લખવાં શરૂ કર્યાં અને એમાં રશિયન પ્રજાજીવનનું વિશાળ દૃષ્ટિબિંદુ લઇને તેના બળતા પ્રશ્નો છણ્યા. 'પાતાળાગાર' ( લોઅર ડેપ્થ્સ ) નામનું એનું નાટક જગપ્રસિદ્ધિ પામ્યું છે. બર્લિનમાં તે લાગટ બે વર્ષ સુધી ભજવાયેલું. બીજું એક એનું નાટક 'રાતવાસો' ( નાઇટ્સ લૉજિંગ ) નામનું છે. લાંબી નવલકથાઓમાં રશિયા—અને દુનિયા—ના આમવર્ગે જેને અંતરથી વધાવી છે તે 'જનેતા' (મધર) નામની કથા. આમજીવનનું પ્રતિબિંબ પાડતી એ સમાજવાદી નવલનો અનુવાદ ચાલુ વાર્તા તરીકે ગુજરાતી માસિક 'નવયુગ'માં આવે છે. 'અસ્ત' (ડીકેડન્સ) 'જાસૂસ', 'મારૂં બાળપણ' અને 'દુનિયામાં' એ ચાર એનાં બીજાં નવલો છે. એમાંનાં છેલ્લાં બે એની આત્મકથા જેવાં છે, અને એના પ્રકાશન સાથે એની સાહિત્યપ્રવૃત્તિનો ત્રીજો—અને વધારે ઉજ્જવલ—ટપ્પો શરૂ થયો છે. પછી તો એણે 'મારી વિદ્યાપીઠો' માં પોતાની યુવાવસ્થાનાં સ્મરણો આલેખ્યાં અને 'સંસ્મરણો' નામના પુસ્તકના એક ભાગરૂપે 'ટૉલ્સ્ટૉયનાં સંસ્મરણો' જે આલેખ્યાં તે તો બહુજ આદર અને પ્રસિદ્ધિ પામ્યાં. 'મારી રોજનિશિમાંના થોડા ટુકરા' એ પણ એનું એટલુંજ આદરપાત્ર—ને છેલ્લું—પુસ્તક છે.

રશિયનોના જીવનનું વેધક ચિત્ર આલેખવામાં ગૉર્કીને હજી કોઇ આંટી શકયું નથી. એનું પાત્રાલેખન જેટલું ઉઠાવદાર અને સજીવ છે તેટલુંજ વિશાળક્ષેત્રી છે.

વાચનનો જુવાનીનો શોખ એનો હજી ઓસર્યો નથી. 'પુસ્તક તો—' એ લખે છે કે 'હાથમાં લઉં છું ને મને રોમાંચ થાય, છે ને પ્રેરણાના ઓઘ છૂટે છે. મારામાં જે કાંઇ સારૂં માનવ તત્ત્વ હશે તે બધું ગ્રંથવાચનને પ્રતાપે છે.' નૉર્વેજિયન લેખક નટ

હૅમસન, ફ્રેન્ચ લેખક રોમાં રોલાંડ અને જર્મન સાહિત્યકાર ટૅામસ માન—જે હમણાં છેલ્લું નોબેલ ઇનામ જીત્યો—એના પ્રિય લેખકો છે.

(આસો-૧૯૮૫ ના "કુમાર" માંની માધુકરી)

# ૭૭-આંસુ ઉ? ડાં

( લેખિકાઃ—સૌ. બુલબુલ પંડયા )

(૧)

"બહેન જરા પાણી પાશો !" "ભગવાન તમારૂં ભલું કરશે, આ છોકરાને બહુ તરસ લાગી છે માબાપ."

અમદાવાદમાં ખરે બપોરે ઉન્હાળાના સખ્ત તાપમાં કામ કરતી એક કાઠિયાવાડી ઢેયડીએ જેકોર ડોશીના બારણા આગળ જઇ ઉપર મુજબ બૂમ પાડી.

વૈષ્ણવ ધર્મનાં ચુસ્ત ઉપાસક અને અંધશ્રદ્ધામાંજ રચી પચી રહેલાં જેકોર ડોશીને આજે એકાદશી હતી. સવારનાં પાઠપૂજા, દેવદર્શન વગેરેથી પરવારી, ડોશી એકટાણું હોવાથી ફરાળ કરતાં હતાં.

બૂમ સાંભળી ભૂલમાં ઉભાં થઇ ગયાં, અને તરતજ બહાર આવ્યાં. બારણું ઉઘાડી બડબડતાં બડબડતાં પૂછવા લાગ્યાં:—કોણ છે ? કેમ બૂમ મારે છે ? ડોશીને જોઇ મજૂરણે પાછું પાણી માગ્યું. "બેન પાશો તો ભગવાન તમારૂં ભલું કરશે. છોકરાં છૈયાં સુખી રાખશે માબાપ."

જમતાં ઉઠવું પડયું તેમાં ઉપજેલો અને હવે જમાશે નહિ તેનો ગુસ્સો ડોશીએ ગરીબ બિચારી ઢેયડી પર કાઢયો, અને ગુસ્સામાંજ બરાડયાં "રાંડ ચાલી જા, મને જમતી ઉઠાડીને પાછી પાણી માગે છે ! જા નથી આપતી ! ખબર નથી, આજે મારે એકાદશી છે તે ! હવે મારાથી જમાશે નહિ સમજી, જા સીધી સીધી ચાલી જા, પાણી બાણી કંઇ નહિ મળે."

એમ બડબડતાં બડબડતાં એમણે બારણું વાસી દીધું, અને ક્ષુધા તથા ગુસ્સો શાંત કરવાને થોડું દૂધ પીધું. ગરીબ બિચારી મજૂરણ તો જેકોર ડોશીનો ગુસ્સો જોઇને ગભરાઇ ગઇ, અને મૂંગી મૂંગી આંખમાં પાણી લાવીને છોકરાને ઉંચકી ત્યાંથી ચાલી ગઇ.

બપોરે સડક ઉપરના નળ પણ બંધ હતા. પાસે નજીકમાં કોઇ બીજું ઘર પણ દેખાતું ન હતું. નાનો છોકરો પાણી પાણી એમ ધાંટા પાડી મોટેથી રડતો હતો, અને ગરીબ બિચારી બાઇ છોકરાને છાનો રહેવા સમજાવતી હતી, અને પોતાનાં આંસુ એક હાથે લૂછતી હતી. તે પોતાના નસીબને દોષ દેતી હતી.

એટલામાં ત્યાં આગળ મીશનરીના એક બે માણુસો આવી પહોંચ્યા. તેમણે પેલી મજૂરણને ભાગીતૂટી હિંદુસ્તાની ભાષામાં પૂછયું: 'કૌન હય! કયોં રડતી હય! કયા કુછ કામ હય?'

મજૂરણે ડોકું હલાવી ધીમેથી રડતાં રડતાં કહ્યું "છોકરાને પાણી પીવું છે, તેથી એ રડે છે. મારી પાસે પૈસા પણ નથી કે કોઇ હોટેલમાં લઇ જાઉં. પાસેના ઘરમાં પાણી માગ્યું પણ ગાળ દઈ કાઢી મૂકી."

આ સાંભળી પેલા મુક્તિ ફૉજના માણુસોએ પોતાની પાસેના પૈસામાંથી હૉટેલમાં માદીકરાને લઇ જઇ બરફ નાખેલો લેમોનેડ પાયો, થોડું ચવાણું પણ ખવડાવ્યું અને તેમની ભૂખ તરસ છીપાવી. લેમન પીને અને ખાવાનું ખાઇને જયારે મા દીકરો શાંત થયાં, ત્યારે મીશનરી બોલ્યો: "બાઇ! જોયો આ તમારો હિંદુધર્મ, તમે ને તમારો છોકરો તરસે મરી જાઓ તોપણ પાણી પાવાની તેમને પુરસદ નહિ અને માગતાં પાછો ઉપરથી તિરસ્કાર કરે તે જુદો. આવું દુ:ખ અને અપમાન ફક્ત તમે લોકો સહન કરો. જો તમે મારું કહ્યું માનો તો મારી સાથે આણંદ મીશનરીમાં ચાલો. હું તમને બન્નેને ભણાવી ગણાવીને હોંશિયાર બનાવીશ. પછી એ હિંદુઓ તમને હેરાન નહિ કરે પણ તમારા પગ પૂજતા તમારી પાસે આવશે. ખરેખર ઇસુ ખ્રિસ્તના ધર્મ જેવો સરસ ધર્મ બીજો કોઈ છેજ નહિ, તમે પણ આ ધર્મ છોડી તેમાં દાખલ થશો તો તમે બન્ને સુખી થશો."

પેલા માણુસનું બોલવું સાંભળી બાઇ થોડી વાર વિચારમાં પડી ગઈ. આજે પોતાના એકના એક બાળકને તરસે રખડવું પડયું, તેથી એને પણ હિંદુઓ ઉપર ખૂબજ તિરસ્કાર આવ્યો હતો અને એ તરતજ આણુંદ જઇ ખ્રિસ્તી થવા તૈયાર થઈ.

મુક્તિ ફૉજનો માણુસ એને તથા એના પુત્રને આણુંદ લઈ ગયો. ત્યાં બંનેની પાસે એણે ખ્રિસ્તી ધર્મની દીક્ષા લેવડાવી. થોડાં વર્ષમાં તો બાઇ શાખીને નર્સનું કામ કરવા લાગી.

એનો છોકરો વધારે હોંશિયાર અને ચંચળ હોવાથી દાકતરી લાઇન લઇને પ્રખ્યાત દાક્તર થયો.

(૨)

આજે દશબાર દિવસ થયાં જેકોર ડોશીના એકના એક પુત્ર જયંતિલાલને સખ્ત તાવ આવતો હતો. ડોશીએ ઘણી બાધાઓ રાખી, ઘણી ઘણી દવાઓ કરી પણ હજી ફેર પડતો ન હતો. એટલામાં એમના સગા મંગળદાસ ત્યાં આવ્યા. જયંતિલાલની તબિયત જોઇ એ બોલ્યા "જો મારું કહ્યું માનો તો હાલમાંજ પાસ થયેલા પણ પોતાની હોંશિયારીથી પ્રખ્યાત થયેલા ડૉ. જોસફને બોલાવી મંગાવી

તેની દવા કરો તો સારૂં. આણુંદથી થોડા વખત થયાં એ અહીં આવ્યા છે, પણ ખરેખર બહુ હોંશિયાર માણસ છે. ભલભલા રોગ અને તાવ થોડાજ વખતમાં સારા કરી આપે છે. હા, જરા ફી આકરી છે પણ તે તો શું કરીએ? વખતે એની દવાથી જયંતિલાલને આરામ થઇ જાય."

મંગળદાસની વાત સાંભળી ડોશી બોલી ઉઠયાં "ભાઇ! તમેજ જઇને બોલાવી લાવોની! ભગવાન કરે ને મારો જયંતિ પાછો ઉઠે એટલે બસ. મને કંઇ છોકરા કરતાં પૈસો વધારે વહાલો નથી. "જો શ્રીનાથજી મારા જયંતિને સારો કરશે તો મહારાજની ઘેર પધરામણી કરાવીશ અને ખાટકી પાસેથી સો બકરા પૈસા આપીને છોડાવીશ!" આમ ગળગળતે અવાજે બોલતાં બોલતાં ડોશી રડી પડયાં. મંગળદાસ એમને શાંત કરીને દાકતરને તેડવા ગયા. થોડી વારમાં દાકતરને લઈ મંગળદાસ આવી પહોંચ્યા. દા૦ જોસફને જોઇ ડોશી બોલ્યાં "સાહેબ! ગમે તેમ કરીને મારા દીકરાને સારો કરો. શ્રીનાથજી તમારૂં ભલું કરશે. હું તમારો ઉપકાર જીંદગી સુધી નહિ ભૂલું. એ મારી આંધળીની આંખ છે." દાકતરે ડોશીને ધીરજ આપી, અને પછી દરદીને બરાબર તપાસ્યો. તપાસ્યા બાદ દાકતર બોલ્યા "એમને સખત ટાઇફોઈડ થયો છે, બહુજ સારી સંભાળની જરૂર છે. માથે ચોવીસ કલાક બરફ રાખવો પડશે. માટે જો તમે કહો તો કોઈ નર્સને મોકલી આપું. એમની સારવાર બરાબર કરશે. તમારા એકલાંથી થાય એમ મને લાગતું નથી." એ સાંભળી ડોશી બોલ્યાં "દાકતર સાહેબ! જરૂર મોકલી આપજો; કેમકે એની વહુ પહેલી સુવાવડમાં મરી ગઈ છે. બીજું કોઇ ઘરમાં છે નહિ. મારાથી તમારા કહ્યા પ્રમાણે ચાકરી થશે નહિ. પૈસાની કંઈ મારે ત્યાં ભગવાનની કૃપાથી ખોટ નથી. તમારૂં અને નર્સનું બીલ હું ખુશીથી આપીશ. પણ ફક્ત તમે મારા જયંતિને જલદી જલદી સારો કરી નાખો એટલે થયું."

દાકતરે કાંઇ પણ જવાબ આપ્યા સિવાય ફક્ત મોં મલકાવ્યું, અને ફી લઇ ગજવામાં મૂકી. કહ્યા મુજબ એમણે નર્સ તરત મોકલી આપી. નર્સ પ્રૌઢ વયની હતી. તેનું નામ મેરી હતું. એણે તરત જયંતિલાલની સારવાર કરવા માંડી. એની સારવાર કરવાની પદ્ધતિથી તથા સ્વચ્છતાથી જેકોર ડોશી છક થઇ ગયાં. એમ કરતાં કરતાં રાત પડી. ડોશી વાળુપાણીથી પરવારી પાસે બેસી નર્સ સાથે વાતે વળગ્યાં. વાત કરતાં કરતાં મેરીએ ડોશીને પૂછ્યું "માજી મને ઓળખો છો કે?" એ સાંભળી ડોશીને નવાઈ લાગી અને બોલ્યાં "ના રે બાપા! હું તમને ક્યાંથી ઓળખું? આ વખતેજ મારે નર્સને ઘેર બોલાવવી પડી, આપણે હજી કોઇ દિવસ બોલાવીજ ન હતી.

આજ પહેલો પ્રસંગ છે. પ્રભુ ફરી આવો પ્રસંગ તમને ઘેર બોલાવવાનો ન લાવે એટલે બસ." એ સાંભળી મેરી બોલી "માજી! નર્સ તરીકે નહિ પણ મને કોઇ દિવસ જોઇ હોય એમ તમને યાદ આવે છે કે?" ડોશીએ યાદ લાવવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ એને કંઇ યાદ આવ્યું નહિ. એણે કહ્યું "બહેન! મેં તમને આજે પહેલી વાર જોયાં હોય એમ મને લાગે છે. મેં કોઇ દિવસ તમને સ્વપ્નેય જોયાં હોય એમ મને યાદ આવતું નથી."

એ સાંભળી મેરી હસી પડી, અને બોલી: "માજી! મજૂરણ તે હું અને નાનો છોકરો તે મારો દીકરો ડા૦ જોસફ. તમે અમને કાઢી મૂક્યાં એટલે અમે રડતાં રડતાં ચાલતાં થયાં, રસ્તામાં એક પાદરી મળ્યો તે અમને આણંદ લઇ ગયો. ત્યાં અમે ખ્રિસ્તી થઈ ગયાં, અને ત્યાંજ રહી શીખ્યાં. હું નર્સ થઈ, અને છોકરો દાક્તર થયો. તમારા તિરસ્કારને લીધે અમે હિંદુધર્મ છોડી ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. અમારાં જેવાં કેટલાંય ગરીબો દર વર્ષે ખ્રિસ્તી થાય છે તેનો તમને ભાગ્યેજ ખ્યાલ હશે."

મેરીની વાત સાંભળી ડોશી સડકજ થઇ ગયાં. એમને શું બોલવું તે સૂઝયું નહિ. પછી થોડી વાર રહીને બોલી "બહેન! મારી ભૂલ થઇ ગઇ. મને ક્ષમા કરજો. ખરેખર મારો જયંતિ માંદો પડયો, તેનું કારણ પણ એજ હશે. મારા પરનો ગુસ્સો જયંતિ પર કાઢતાં નહિ, એ બિચારો તો તદ્દન સુધરેલા વિચારનો છે; પણ હુંજ નઠારી છું." એ સાંભળી મેરી બોલી "માજી, જયંતિલાલની ફીકર કરશો નહિ. એ તો મારો ધર્મજ છે, એટલે હું એમની ચાકરી બરાબર કરીશ. ફક્ત તમે લોકો અંધશ્રદ્ધાથી દોરવાઇ કેવું કરો છો અને તેનું શું પરિણામ આવે છે તે તમને સમજાવવા માટે મેં વાત કાઢી."

મેરીની વાત સાંભળી ડોશી નિશ્ચિંત થયાં. ફરીથી એમણે મેરીની માફી માગી. ડા૦ જોસફની દવાથી અને મેરીની સારવારથી જયંતિલાલની તબિયત ધીમે ધીમે સુધરવા માંડી. તબિયત સારી થઈ, એટલે જેકોર ડોશીએ જોસફ અને મેરીની વાત એને કહી. જયંતિલાલ સુધરેલા વિચારનો યુવાન હતો. એણે મેરી તથા જોસફને પાછા હિંદુ થવાનો ખૂબ આગ્રહ કર્યો. જેકોર ડોશી પણ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવા માટે આગ્રહ કરવા લાગ્યાં. માદીકરાના આગ્રહને વશ થઇ મેરી તથા જોસફ બંનેએ આર્ય સમાજ દ્વારા શુદ્ધિની ક્રિયા કરાવી હિંદુ ધર્મ સ્વીકાર્યો.

આ બનાવ બન્યા પછી જેકોર ડોશી તો અંત્યજોનો તિરસ્કાર કરવાનું ભૂલી ગયાં; એટલુંજ નહિ, પણ બીજું કોઇ પણ તિરસ્કાર કરતું તો તેને વારતાં અને પોતાની આપવીતી સંભ-

ભાવતાં. વળી અત્યંજોદ્ધારના કામમાં પોતાથી બની શકતી આર્થિક તેમજ શારીરિક સહાય કરતાં, અને એ રીતે પોતે કરેલી ભૂલનું પ્રાયશ્ચિત્ત કરી અનેક પતિતોનો આશીર્વાદ પામતાં.

("સાહિત્ય"ના એક અંકમાંથી)

## ૭૮—શિલાલેખ

(લેખકઃ-રા. પ્રાણભાઈ મ. મહેતા.)

(૧)

"ઓ કડીઆ! મને એક કાળા પથ્થર ઉપર આટલું કોતરી દે કે 'આ પ્રેમલ જીવે સદાએ પોતાની પ્રાણવલ્લભાને રાજી રાખી છે.' આટલા શબ્દો બોલી એક નિષ્ઠુર જેવી દેખાતી વ્યક્તિએ કહ્યું.

ટાંકણાંથી કામ કરતા કડિયાએ આ શબ્દો સાંભળી ઉંચું જોયું. તેના અવાજમાં એટલું બધું દુઃખ હતું કે તેના બોલવા ઉપરથીજ તે બધું જણાઇ આવતું હતું. અંતરની આહને ઓળખી એ શિલ્પીએ તેણીને તરતજ કહ્યું "ભલે બાઈ, બે દિવસ પછી આવીને શિલાલેખ લઇ જજો; પણ એ પ્રેમલ જીવ તમારે શું થતો હતો?"

"મારે?" આંખમાંથી એકાદ બે આંસુ ખેરતી તે રમણી બોલી "મારે અને એને માત્ર એજ સંબંધ કે હું તેની હતી, તે મારો હતો! પણ તમે એ શિલાલેખનું મહેનતાણું શું લેશો?"

"મેં અત્યાર સુધી પ્રેમીઓની કબર પર મૂકવાના શિલાલેખોનું મહેનતાણું લીધું નથી. મને ખાતરી છે કે જ્યારે હું મરીશ ત્યારે મારા ઉપર શિલાલેખ વિના મૂલ્યેજ મુકાશે. જો કે હું શિલ્પી છું, ચાહું તો અત્યારે જીવતાં મારી કબર ઉપર મૂકવાનો એક શિલાલેખ તૈયાર કરી શકું; પણ તેના ઉપર કયા શબ્દો મૂકવા તે મને જીવતાં યાદ આવતું નથી; માટે હું તેમ કરી શકું તેમ નથી. બાપુ! તારે જોઇતો શિલાલેખ આ શિલ્પી મફત કરી આપશે; પણ હું આ સૃષ્ટિ ઉપરથી ગયેલો છું એવું જ્યારે તારા જાણવામાં આવે ત્યારે તેની ઉપર શું લખવું તે કોઇ મહાકવિને પૂછી, કોતરાવી, રંગ ભરાવી, મારી કબર ઉપર મુકાવજે. આથી મારી અંતરની દહતી આગ ઉપર શાન્તિ થશે. પોતાની ઉંડી ગયેલી આંખો વડે નીચું જોઇ શિલ્પીએ ટાંકણું ચલાવ્યું.

તે શિલાલેખ કોતરાવવા આવેલી મજૂરણ ગઈ. શિલ્પીએ પોતાનું ટાંકણું ચલાવ્યું. આ શિલ્પી પોતાની મૃત પત્નીની મૂર્તિ સંભારી સંભારીને કોરતો હતો. જીવનમાં તેણે જો કે ઘણાં

મંદિરો બાંધ્યાં હતાં, ઘણાં કળાનાં સ્થાપત્ય સૃષ્ટિ ઉપર ખડાં કર્યાં હતાં; પણ જ્યારથી પોતે જેનો હતો એ તેની પત્ની ગઈ ત્યારથી બધાં કામો છોડી દઈ તેની મૂર્તિ ઘડવામાં અને વચમાં વચમાં પ્રેમીઓની કબર ઉપર મૂકવામાં આવતા શિલાલેખો ઘડવામાંજ પોતાની જીંદગી વીતાવતો હતો. સારી આલમમાં વખણાયલો કલાકાર પોતાની બધી કલા સંકેલીને એ મૂર્તિ ઘડવા પાછળજ વાપરતો હતો.

બીજી રાતે ધૂળથી ખરડાયલી પેલી મજૂરણ ત્યાં આવી. તેનો ચહેરો કાલના કરતાં આજ વધારે શ્યામ થયેલો હતો. તેનું હૈયું હમેશાં ભાંગતું હતું. તેની આંખો વધારે ને વધારે ઉંડી જતી હતી. પેલો શિલ્પી, તેણી આવી કે તરતજ પોતાનું ટાંકણું, નીચે મૂકી, ગોઠણુની આસપાસ હાથ ટેકવી સ્વસ્થ થઇને બેઠો અને બોલ્યો “ બાઈ ! બાપુ ! શિલાલેખ કોતરતાં પહેલાં મારે તમારી અને જેની કબર ઉપર શિલાલેખ મૂકવો છે તેની હકીકત સાંભળવી પડશે. મેં ઘણાએ શિલાલેખ આવી રીતે વાતો સાંભળીનેજ કોતર્યા છે. જ્યાંસુધી હું તમારી વાત સાંભળું નહિ ત્યાંસુધી મારૂં ધાર્યું થાય નહિ અને શિલાલેખ અધુરોજ કોતરાય. તમે તમારી વાર્તા કહી સંભળાવો.

(૨)

મજૂરણે વાત કરવા માંડી:-

“ હું એક માબાપ વગરની છોકરી હતી, એમ મને કેટલાક લોકો કહેતા. આ પથ્થરની ખાણુના ઇજારદારે મને પોતાની ખાણુમાં કામ કરવા રાખી. પહેલાં તો મને આખો દિવસ કામકાજ કરવાના બદલામાં માત્ર ફાટયાંતૂટયાં લુગડાં અને ખાવાને વધ્યુંસધ્યું એઠુંજૂઠું અન્ન આપતા. આથી હું મારા પાપી પેટને ભરતી. સાંજે જ્યારે સૌ મજૂરો કામકાજથી થાકીને આરામ માટે ઘેર જતા, ત્યારે હું મારા ઇજારદારનાં છોકરાંઓની પારણાની દોરી તાણી મોડી રાત સુધી ઘેરાતી આંખે બેસી રહેતી. પછી મને ખાવાનું મળતું તે ખાઇ એક ખૂણામાં એક ફાટયાતૂટયા શણુના લુગડા ઉપર પડી રહેતી. ઠંડીના વખતમાં પણ મને માત્ર એક ફાટેલું શણિયું મળતું; આથી હું કૂતરાની પેઠે એક ખૂણામાં પડી રહેતી અને ટાઢથી કકડી જતી.”

“ શું એ ઇજારદાર એવો રાક્ષસ હતો ?” પેલા શિલ્પીથી વચ્ચે બોલી જવાયું.

“ તમે જે અનુમાન કરો તે ખરૂં, પણ મને તો એ દેવ જેવો લાગતો; કારણ કે મને એમજ લાગતું કે મને ખાવાનું તેજ આપે છે !” આમ બોલી પેલી મજૂરણે વળી ફરી વાત શરૂ

કરી. "હું નાનપણથી કંઇક દેખાવડી હતી તોપણ મારા ઉપર અસહ્ય કામના બોજા વડે તે રૂપ બહીક તો સંતાઇ ગયું હતું. એમ કરતાં હું દશબાર વર્ષની થઇ અને પછી તો મને દરરોજના બે આના મળવા માંડયા; એટલે મને કંઇક પૈસા ભેગા કરવાની ઇચ્છા થઇ. એ ભેગા કરી હું મારા શરીર પૂરતાં કપડાં લેવા લાગી. એટલામાં એક રખડતો છોકરો આ પથ્થરની ખાણમાં કામકાજ કરવા આવ્યો. તે ઉંમરમાં સોળેક વર્ષનો તે વખતે હતો અને હું ચૌદ વર્ષની થવા આવી હતી."

"મને ઇજારદારની ગુલામી પસંદ ન પડવાથી પછી હું તેને ઘેર જતી બંધ પડી, અને તેણે પણ મારી ભાળ કદી કઢાવી ન હતી. માત્ર મને દરરોજના પથ્થરના ઢગલા કરવાના ચાર આના મળતા, તે લઈ હું એક ધર્મશાળામાં જતી અને ચાર પૈસાનો લોટ લાવી એક ખૂણામાં ત્રણ પથ્થર ગોઠવી ચૂલો બનાવી રોટલો બનાવતી અને ચાર પૈસાનું દૂધ લાવી તેની સાથે વાળુ કરતી. સવારે વહેલી ઉઠી ચાર પૈસાના દાળિયા લાવી ખાઇને પથ્થરની ખાણમાં કામકાજ કરવા પહોંચી જતી. આમ ઘણો વખત ચાલ્યું."

અધીરા થઇ શિલ્પીએ પૂછ્યું "પછી!"

"પછી" જરા થાક ખાઈ મજૂરણે વળી વાત શરૂ કરી, "પછી પેલો યુવાન મજૂર પણ...(એક આંસુ સરી પડે છે) મારીજ સાથે મારી પાડોશમાં ધર્મશાળામાં સૂતો અને સાંજે રોટલો કરવા બેસતો, પણ બિચારાને રોટલો કરતાં આવડે નહિ, એટલે કાચુંપાકું જેવું હોય તેનું વાળુ કરીને તે સૂઇ રહેતો. આમ બે ચાર મહિના મેં જોયા કર્યું. પછી તો મને દયા આવી, મેં તેને કહ્યું: 'હું તમને રોટલા કરી આપીશ. હવેથી તમારે લોટ લાવી મને આપવો.' આથી એ બહુ રાજી થયો અને મારો ઉપકાર માનવા લાગ્યો. અમે બંને સાંજ પડતાં સાથે બેસી વાળુ કરીએ. અમારાં દુઃખ આથી અમે ભૂલ્યાં. કારીગર! રાત ઘણી ગઇ છે. હવે બાકીની વાત કાલે કરીશ, પણ તમે હજી શિલાલેખ કોતરવાનો પથ્થર પણ ઘડયો નથી?"

"ઘડયો છે" આંગળી બતાવી શિલ્પી બોલ્યો "આ રહ્યો, કાલથી એના અક્ષરો કોતરવા શરૂ કરીશ."

(૩)

બીજે દિવસે શિલ્પીએ સાંભળેલી વાત ઉપરથી અક્ષરો લખવા માંડયા કે "જેણે દુઃખમાં ભાગ લીધો, જે જીવનનો સાથી બન્યો, વહી જતાં હૈયાના પૂરને જેણે રોકયાં," બસ! આટલું લખાયું ત્યાં તો સાંજ પડી અને પોતાના ચારે તરફથી અસ્તવ્યસ્ત જણાતા મકાનમાં એક દીવડો પ્રકટાવી, શિલ્પી પેલી મજૂરણની વાટ જોવા લાગ્યો; ત્યાં તો તે આવી. તેનો ચહેરો કાલના કરતાં વધારે કાળો

હતો, પણ તેની આંખોમાં તેજ વધારે ચમકતાં હતાં.

પેલી મજૂરણ બેઠી અને વાત શરૂ કરી "ઠીક કારીગર! પછી અમે બંને જણાંએ વિચાર કર્યો કે આમ રહેવા કરતાં આપણાં લગ્ન થાય તો શું ખોટું? બંને જણાંએ વિચાર કરી એક જુદું નાનકડું મકાન લીધું અને અમારાં લગ્ન કર્યાં. પછી તો અમે બંને એકબીજાની હુંફમાં સુખપૂર્વક રહેવા લાગ્યાં. તેણે (શરમાતી હોય એમ દેખાડતી) મને કામે જવાની ના પાડી અને ઘેરજ રહેવાનું કહ્યું. અમારી પાસે જે પૈસા વધ્યા હતા તેમાંથી થોડાક ઘરનો સામાન લાવી વસાવ્યો. તેઓ કામે જાય અને હું ઘેર રહું. સાંજ પડવા માંડે, એટલે હું ગીતના ટહુકાર કરતી રોટલા અને શાક બનાવું. તેઓ સાંજે ઘેર આવે એટલે તેમને હાથપગ ધોવાનું પાણી આપી વાળુ કરાવું. તેઓ કહેતા કે "વાળુ કર્યાં પછી મારો તમામ થાક જતો રહે છે."

"એમ કે!" નેણ ઉંચાં ચડાવી કંઇક સાંભર્યું હોય તેમ બતાવી સૂકા મુખ પર જરા હાસ્ય લાવી શિલ્પી બોલ્યો "પછી?"

"પછી પેલા ઇજારદારે મજૂરીના દર સખત કર્યા. હંમેશાં જે ચાર છ આના રોજ હતો તેને બદલે ચાર ઘનફુટ પથ્થરના ચાર આના મળે તેવી જાહેરાત કરી. આથી ઘણા મજૂરો નિરાશ થયા પણ તેઓ તો રાજી થયા. હંમેશાં વહેલા ઉઠી થોડાક રોટલો ખાઇ, બપોરનું ભાથું ભેળું લઇ જઈ પથ્થર ખોદવા મંડી જતા. સાંજ પડતાં ચાર ઘનફુટની એક એવી ચાર ચોકડીઓ તૈયાર કરી એક રૂપીઓ રોકડો લાવતા; તેમાંથી હંમેશાં બજારમાંથી એક ચીજ લાવી મારા હાથમાં મૂકતા અને રાજી થઈ મને એક ચુંબન લેતા. હું પણ તેમને માટે સારૂં ખાવાનું તૈયાર કરતી; પણ કારીગર! અમારાં નસીબ બહુજ મોળાં!"

"કેમ, પછી શું થયું?" શિલ્પી વાત સાંભળવા ટટાર થયો.

"કારીગર! પછી મારો હેતાળ ધણી કાળી મજૂરી કરતાં કરતાં નબળો પડવા લાગ્યો. મને લાડ લડાવવામાં તે પોતાના દેહનું ભાન ભૂલ્યો અને મજૂરી કરતાં પાછું વાળી જોયું નહિ. બહુ મહેનત કરવાથી તેના શરીરમાં રોગ પેદા થયો અને અમારા ઉપર પ્રભુનો કોપ ઉતર્યો. આજથી અઠવાડિયા પહેલાં તે મરણ પામ્યા. તેના મોત અગાઉ ચાર દિવસે તેણે કહ્યું: 'આજે મને સહેજ ગભરાટ થાય છે, તેથી મજૂરી કરવા જવું નથી.' તેઓ ઘેર રહ્યા અને હું તેનું શરીર ચાંપતી આખો દિવસ તેની પાસે બેઠી. બીજે દિવસે તેનાથી ઉઠાયું નહિ. આથી હું બે રૂપીઆ ફીના ભરી એક દાક્તરને તેડી આવી. તે નિર્દય દાક્તરે તરતજ કહી દીધું કે 'આ માણસનું શરીર ક્ષયથી ખવાઇ ગયું છે, બે દિવસ પછી મરી જશે!"

એમ બોલી તે મજૂરણ ધરણી ઉપર ઢળી ગઈ. બે ઘડી થતાં શુદ્ધિમાં આવી ફરી ડૂસકાં ભરતી બોલી:

"કારીગર, પછી તો તેઓ કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર આ લોકમાંથી પરલોકમાં જતા રહ્યા. મેં મારૂં સર્વસ્વ ખર્ચી તેના નામનો એક ચબુતરો બંધાવ્યો, હવે તમે શિલાલેખ આપો એટલે તેમાં જડાવી જગતમાં બાવરી બની ફર્યા કરૂં."

"બાઇ! કાલે એ લેખ પૂરો થશે. આવીને લઇ જજો." એમ બોલી શિલ્પીએ ટાંકણું અને હથોડી હાથમાં લીધાં ને મજૂરણ ચાલી ગઇ.

આખી રાતનો ઉજાગરો કરી, પહેલાં લખેલાના અનુરોધમાં શિલા ઉપર શિલ્પીએ લખ્યું કે " તેણે પોતાનું અર્ધું અંગ આ દુઃખી સંસાર ઉપર મૂકી મૃત્યુદૂત સાથે યુદ્ધ આરંભી, જે માર્ગે બધા જીવો વહેલામોડા જાય છે તે રસ્તો લીધો." સવાર પડતાં શિલ્પી સૂઇ ગયો અને સાંજ પડતાં ઉઠયો અને પેલી મજૂરણની રાહ જોતો શિલાલેખમાં લખેલું વાંચતો વાંચતો બેઠો.

મજૂરણ આવી અને બોલી "કાં કારીગર! ક્યાં છે શિલાલેખ ?"

"આ રહ્યો." આંગળી બતાવી શિલ્પીએ કહ્યું.

"આ નીચેનો ભાગ કેમ ખાલી છે ?" મજૂરણે પૂછ્યું.

"અરે ! શું માપમાં ભૂલ્યો ! તમે મારી ઠીક ભૂલ કાઢી. મને ભાન ન રહ્યું અને અક્ષરો કોતરાઇ ગયા." આશ્ચર્ય સાથે શિલ્પી બોલ્યો.

પેલી મજૂરણે એ શિલાલેખ ઉપર નીચું માથું નાખી તેને એકાદ ચુંબન લઇ અશ્રુથી પવિત્ર કરવા વિચાર કર્યો, પણ ત્યાં તો તેનું હૃદય દુઃખના ભારથી એકાએક બંધ પડયું અને તેનો જીવનદીપ માત્ર આટલું અધુરૂં કાર્ય મૂકી ઓલવાઇ ગયો.

શિલ્પીએ જાણ્યું કે એ એના ધણીના શિલાલેખને ચુંબન કરે છે, પણ ઘડી વારે તેને હલાવી તો તે અચેતન હતી. પેલા શિલ્પીએ તરતજ ટાંકણું લઇ પેલા અધુરા ભાગમાં લખ્યું કે "અને તેનું અર્ધું અંગ, તેની પાછળ તેનો શિલાલેખ કોતરાવી તેની પાછળ માત્ર ચારજ દહાડા આ જગત ઉપર રહ્યું હતું."

બીજે દિવસે પેલી મજૂરણને તેના ધણીના ચબુતરા પાસે દટાવી અને તેના ધણીના જેવો ચબુતરો બાંધી વચમાં એ શિલાલેખ મૂકી દીધો. આ બનાવ જોઇ ઘણાં આશ્ચર્ય પામ્યાં.

પેલો શિલ્પી પણ પોતાની પ્રિયતમાની મૂર્તિ પૂરી કરી રહ્યો એટલે હાથમાં ટાંકણું અને હથોડી સહિત છેલ્લે ટચકે મરણ પામ્યો હતો. કોઇ દિલવાળા કારીગરે તે મૂર્તિની નીચે લખ્યું કે:

"આ મૂર્તિ ઘડનાર શિલ્પી માત્ર પોતાની આ પ્રિયતમાની મૂર્તિ ઘડીનેજ મરણ પામ્યો છે. તે જીવ્યો હતો માત્ર પ્રેમનું આ અવશેષ મૂકી જવા માટેજ." (માર્ચ-૧૯૩૧ના "નવચેતન"માંથી)

# ૭૬—વર્તમાન જીવનપ્રવા

( લેખકઃ—શ્રી. કલ્યાણપ્રિય )

વર્તમાન જીવનપ્રવાહ સન્માર્ગે જાય છે કે ઉન્માર્ગે એ પ્રશ્ન અનેક વિચારશીલ મનુષ્યોના મનને મથી રહ્યો છે. ઉત્ક્રાન્તિવાદીઓ કહે છે કે જગત ચઢે છે. ઉત્ક્રાન્તિનો માર્ગ સીધો સરલ નથી પરંતુ અનેક ચઢાવ–ઢોળાવમાંથી પસાર થતાં આખરે ઉંચે ચઢી શકાય છે એમ તેઓનું મંતવ્ય છે. આ સિદ્ધાંતનું સમર્થન કરતાં ટેનિસન કહે છે કેઃ—

"અહો ! હજુ અમને શ્રદ્ધા છે કે વિપત્તિઓને અંતે કંઇ પણ સારા ધ્યેયની પ્રાપ્તિ થશે."

ઉન્નત આધ્યાત્મિક દષ્ટિબિંદુથી આ કથન યથાર્થ છે. પરંતુ આ દૂર દૂરના ઉજ્જવલ ભવિષ્યની આશા અને શ્રદ્ધા સર્વમાં રહેતી નથી—રહી નથી. જીવક્લેશ જીવનકલહ, નીચ હરીફાઇ, અધમ પ્રપંચ, નિઃસીમ દ્રવ્યલાલસા, જીવનની ઉતાવળ અને ધમાલ જોઇને અનેક આશાવંત યુવાનો પ્રબલ નિરાશાવાદી બન્યા છે. જ્યાં જીવનની સમગ્ર શક્તિ અથવા ઘણીખરી શક્તિ કેવળ ઉદરપોષણને માટે વાપરવી પડે છે અને છતાં ઘણી વાર જીવનનિર્વાહ થઇ શકતો નથી ત્યાં આશા ક્યાંથી રહે ? આ સ્થિતિને ગુલામી વિના બીજું કયું નામ આપી શકાય? યુરોપ અને અમેરિકામાંથી ગુલામીનો વેપાર બંધ થયો તોપણ જનસમાજના મોટા ભાગની સ્થિતિ તો ગુલામી-નીજ છે. કેટલાકને આજીવિકાનાં સારાં સાધનો મળે છે અને ધન અને અધિકાર પ્રાપ્ત થાય છે, પરંતુ ઘણું કરીને તે 'દેહ અને આત્માના રુધિર'ના ભોગે ખરીદેલાં હોય છે. જ્યાંસુધી આત્મનિરીક્ષણ અને તજ્જન્ય આત્મવિકાસને માટે સ્વાસ્થ્ય–આરામ–જંપ–મળે નહિ ત્યાંસુધી તે વર્ગ પણ ગુલામીની બેડીમાંજ જકડાયેલો છે. જે દેશમાં ખરી સંસ્કૃતિ છે, ત્યાં સાધારણ સારૂં જીવન ઘણા થોડા કલાકની મહેનતથી પ્રાપ્ત થઇ શકે છે.

પરંતુ વર્તમાન જગત ધનતૃષ્ણારૂપી રાક્ષસના મુખમાં સપડાયું છે. ધનરસ વિના અન્યત્ર ભાગ્યેજ સુખ અનુભવાય છે. પતંગીઆની પેઠે જીવન હોલવાઇ જાય ત્યાંસુધી મનુષ્ય દ્રવ્યને માટે ભમ્યા કરે છે. આ એક સુવિદિત વાત છે કે, દ્રવ્ય એ પુરુષાર્થ હોઇ સમાજવ્યવસ્થામાં ઉપયોગી સ્થાન ધરાવે છે, પરંતુ તેની સાથે તેની મર્યાદા પણ છે. સ્વાસ્થ્ય અને જીવનરસને ભોગે કરેલું દ્રવ્યો-પાર્જન નિરર્થક છે બલ્કે હાનિકારક છે. શાંત નિઃસ્વાર્થ નિર્લોભી જીવન મનુષ્યઆત્માની ઉન્નતિનું પોષક છે. જો મનુષ્યની પ્રવૃત્તિનું

કેન્દ્ર અને મહત્તાનું ધોરણ ધનસંપત્તિજ હોય, જો અનિયંત્રિત સ્વાર્થબુદ્ધિ અને લાભજ સુખનાં પરમ સાધન મનાય તો સત્ય, સૌંદર્ય, સદાચાર, ન્યાય, દયાભાવ વગેરે ઉન્નત ભાવો જગતમાંથી લુપ્ત થાય અને સમસ્ત જીવન શુષ્ક, અધમ અને યંત્રવત્ બની જાય.

કેટલાક મનુષ્યોને ઐહિક સંપત્તિની પ્રાપ્તિમાં અને ધંધાના અવિરત શ્રમમાં અત્યંત રસ પડે છે. આવા માણસો પોતાની લોભવૃત્તિ બીજાઓ ઉપર લાદવાના પ્રયત્નો કરે છે અને પોતાની આસપાસ ધનલાલસાનું પ્રબલ અને ઝેરી વાતાવરણ ઉભું કરે છે. તેઓ ઉદ્યોગ અને વેપાર દ્વારા શતગણો નફો લઈ અઢળક દ્રવ્ય મેળવી વૈભવમાં આળોટે છે અને ઉદ્યોગનાં અનેક કારખાનાં દ્વારા વધારાની જરૂરિયાતો ઉત્પન્ન કરે છે. આ કારખાનાંમાં કામ કરનાર મજૂરો ગુજરાનને માટે દિવસના ઘણા કલાકો સખ્ત મહેનત કરે છે અને તેમ છતાં નિરંતર થોડો ઘણો ભૂખમરો વેઠે છે અને નીરસ, કંગાળ અને નિરાશામય જીવન ગાળે છે.

અત્રે એક પ્રશ્ન થશે કે, આધુનિક સ્થિતિ કરતાં પ્રાચીન સ્થિતિ સારી હતી? આનો ઉત્તર એ કે, આપણા સમાજની નિષ્ઠુરતા પ્રાચીન સમાજ કરતાં ઘણી વધારે છે. પ્રાચીન કાળમાં સર્વે નિઃસ્વાર્થી સાધુ પુરુષો હતા એમ કહેવાનો લેશ પણ આશય નથી. પરંતુ તે સમયે દ્રવ્ય તરફ તિરસ્કાર નહિ પણ કાંઇક ઉદાસીનતા-કાંઇક વિરક્તિ-જરૂર હતી. પરંતુ હાલમાં દ્રવ્ય એ પરમ અને એકજ પુરુષાર્થ મનાય છે અને જીવનનું અંતિમ ધ્યેય ગણાય છે. આમ ઉત્તમ આદર્શોનું સ્થાન દ્રવ્ય છીનવી લે છે ત્યારે તે વિનાશકારક નીવડે છે. વળી વિજ્ઞાનની ઉત્તરોત્તર થતી શોધોની સહાયતાથી વેપારીઓના નફાની સીમા રહેતી નથી. આ સ્થિતિ પણ પૂર્વે નહોતી. પ્રાચીનકાળમાં બુદ્ધિ અને ધર્મનું જીવન ઉન્નત મનાતું અને તેથી અધ્યાપક અથવા ઉપદેશક વર્ગની આજીવિકાનો પ્રબંધ કરી જીવનની જરૂરિયાતો પૂરી પાડવામાં આવતી અને તેમને દ્રવ્યોપાર્જનના શ્રમમાંથી નિવૃત્ત કરવામાં આવતા. હાલના સમયમાં ધનવાન સિવાય ઇતર વર્ગને ઉદરપોષણ માટે તનતોડ મહેનત કરવી પડે છે અને કોઇ અપવાદ નથી. પ્રાચીન આદર્શ ત્યાગનો હતો; જ્યારે વર્તમાન જગતની ભાવના સુખ અને સમૃદ્ધિમાં પર્યાપ્ત થાય છે.

દ્રવ્યસંપત્તિ જાતે ખરાબ નથી. તેની સહાય વડે જનમંડળનું સુખ અનેકધા વધારી શકાય છે. પરંતુ હાલમાં મનુષ્યજાતિના કલ્યાણને માટે દ્રવ્યપ્રાપ્તિ થતી નથી પણ અમુક વ્યક્તિ કે નાના મંડળના લાભમાટે થાય છે તેથીજ તેનાં પરિણામો દુષ્ટ નીવડે છે. મૂડીદારોના ત્રાસથી મજૂરો અને ખેડુતો પરાધીન અને દુઃખી બન્યા છે. જીવન માત્ર પવિત્ર છે. મનુષ્ય પરમાત્માની પ્રતિકૃતિ છે.

પ્રત્યેક જીવને વધારે ને વધારે સુખી કરવા એ પ્રતિ મનુષ્યનું કર્તવ્ય છે. કોઇ જીવને નિરંતર દારિદ્ર અને દુઃખમાં રહેવા દેવાનો કોઇને અધિકાર નથી.

હવે આ વૈશ્યયુગમાં ઉન્નત આદર્શોરૂપી દેવોને પદભ્રષ્ટ કરી તેમનું સ્થાન ધનતૃષ્ણારૂપી રાક્ષસે શી રીતે લીધું છે તેનાં કારણો વિચારીએ.

પ્લાસીના યુદ્ધને અંતે બંગાળાની સંપત્તિ ઇંગ્લંડ ગઇ અને તાત્કાલિક અસર થઇ. ૧૭૬૦ માં ઇંગ્લંડમાં વર્તમાન યંત્રપદ્ધતિનું મૂળ—ઔદ્યોગિક અને યાન્ત્રિક ક્રાન્તિ થઇ. હિંદમાંથી નિરંતર વહેતા ધનપ્રવાહથી ઇંગ્લંડની રોકડમાં ઘણો ઉમેરો થયો અને દ્રવ્યના ઉત્તેજન વિના પડી રહેલા ઉદ્યોગો સતેજ થયા. વણાટનો સંચો, વરાળના બળથી ફેરવવાનો રેંટિયો, ત્રાકોની ગાઠી અને વરાળયંત્રની શોધ થઈ. વળી પચાસ વર્ષ સુધી કોઈ પણ યુરોપીયન દેશ ઇંગ્લંડનો પ્રતિસ્પર્ધી નહોતો; કારણ કે ઇટલી, સ્પેન, ફ્રાન્સ, જર્મની વગેરે દેશો સ્થાનિક પરિસ્થિતિને લીધે ઇંગ્લંડની સાથે હરીફાઇમાં ઉતરી શકે તેમ નહોતું. આમ કોલસા અને લોઢાની ખાણોથી સંપન્ન ઇંગ્લંડે યુરોપ અને અમેરિકાનાં બજારોમાં પોતાનો વેપાર ધમધોકાર ફેલાવ્યો. અન્ય દેશની પણ જેમ જેમ મૂડી વધતી ગઇ, તેમ તેમ તેમને ઇંગ્લંડનું અનુકરણ કરવાનું મન થયું અને તેથી તેમને તેની સાથે હરીફાઈમાં ઉતરવાનું થયું. પરંતુ દરમિયાન ઇંગ્લંડે તો પૃથ્વીના અનેક ભાગોમાં પોતાનાં સંસ્થાનો જમાવી, પોતાનાં કારખાનાંમાં તૈયાર કરેલો અનર્ગળ માલ વેચવાનાં બજારો હસ્તગત કર્યાં હતાં અને જગતમાં અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યું હતું. વેપારઉદ્યોગમાં આવું સર્વોપરિપણું મેળવવાને જર્મનીએ ઘણી મહેનત કરી અને પોતાના દેશમાં દરેક પ્રકારનો માલ ઉત્પન્ન કરવા માંડયો. પરિણામે જર્મનીને પણ, બીજા દેશોમાં સંસ્થાનો સ્થાપી પોતાનો માલ ખપાવવાના હેતુથી ઇંગ્લંડની સાથે અથડામણ થઇ. આ બધાનું પરિણામ યુદ્ધ, અવ્યવસ્થા અને મનુષ્યજાતિની અવનતિમાં આવ્યું અને મજૂર અને શેઠ, ગરીબ અને તવંગર વચ્ચેનું અંતર વધતું ગયું.

આ વધતી જતી ધનલાલસારૂપી મહારોગને પરિણામે આપણા દેશનું જીવન કેવું જર્જરિત થઇ ગયું છે તે તપાસીએ. પશ્ચિમ સાથેના આપણા વર્તમાન સંબંધને લીધે આપણા દેશનું ધન સહસ્રમુખે પરદેશ ઘસડાઇ જાય છે. કરના અસહ્ય બોજાને લીધે ગરીબ ખેડુતોના દેહમાં રુધિર રહ્યું નથી. દુષ્કાળ એ હવે આપણા દેશમાં અજાણ્યો અતિથિ રહ્યો નથી, પરંતુ ઘરનાં બાળકની પેઠે નિરંતર આપણી સાથેજ વસે છે. આથી રોટલાને માટે ટળવળતાં અનેક

હાડપિંજરો જ્યાં ત્યાં નજરે પડે છે. જૂના વખતમાં દુકાળો પડતા પરંતુ ઘણાખરા સ્થાનિક હતા. હાલ દુકાળની સંખ્યા અને ભયાનકતા સવિશેષ છે અને લગભગ સાર્વત્રિક થયા છે. ઓછો ખોરાક, અધુરાં વસ્ત્ર, અયોગ્ય ગૃહો અને અવિશ્રાંત મહેનતથી ઉત્પન્ન થતા તાવથી લોકોનું મરણપ્રમાણ પણ વધતું જાય છે. વળી ખેતીવાડીની અવદશા અને ગૃહઉદ્યોગનો નાશ એ પણ આપણી કંગાલિયતનાં કારણો છે.

પૂર્વોક્ત શારીરિક અને આર્થિક દુ:ખો ઉપરાંત સામાજિક, માનસિક, નૈતિક અને રાજકીય કષ્ટો કાંઇ ઓછાં નથી. મનુષ્યના આકર્ષણનું પરમ અને પવિત્ર ધામ ગૃહ પણ આજ નીરસ બન્યું છે. દ્રવ્યની લોલુપતાએ ગૃહના સુખનો ધ્વંસ કર્યો છે. હૉટેલો અને કલબોએ કૌટુમ્બિક જીવનમાં વિચ્છેદ નાખ્યો છે. પરિણામે કુટુંબના ભણેલા અને અભણ, સમજુ અને અણસમજુ, પુરુષ અને સ્ત્રી વર્ગ વચ્ચે અંતર વધતું જાય છે. એક સમયે આ દેશમાં રામાયણ, મહાભારત, ભાગવત કે એવા ધાર્મિક ગ્રંથનું અધ્યયન અને શ્રવણ ગૃહમાં અને શેરીઓમાં નિયમસર થતું અને સંખ્યાબંધ લોકોની એ મુખ્ય કેળવણી હતી. હવે એ પ્રાચીન પ્રથા લુપ્ત થતી જાય છે અને તેની જગ્યાએ કોઈ પણ ઉચ્ચ શિક્ષણે સ્થાન લીધું નથી. આપણા દેશની સ્ત્રીઓ (અભણ પણ) શ્રુતિપરંપરાએ સાંભળેલાં ભજનો કે કાવ્યો નિત્ય સવારમાં દળતાં કે ઘરનું કામકાજ કરતાં લલકારતી તે પણ હવે ક્વચિત્જ સંભળાય છે. પ્રભાતમાં સ્નાનસમયે અનેક ભાવિક નરનારીઓ આપણા દેશનાં પવિત્ર તીર્થો, નદીઓ અને પર્વતોના નામોચ્ચારણ કરતાં અને આપણા દેશની વાસ્તવિક એકતાનો નિત્ય સાક્ષાત્કાર કરતાં. વળી સીતા, સાવિત્રી, દમયંતી આદિ મહાસતીઓ અને રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, શંકર આદિ મહાત્માઓનાં ચરિત્રોનાં સતત સ્મરણો જીવનની જ્યોત અખંડ જાગ્રત રાખતાં. આ ઉપરાંત ઇતિહાસપ્રસિદ્ધ દેશભક્ત વીરપુરુષો અને વીરાંગનાઓની કથાઓ દ્વારા પ્રેમશૌર્ય વગેરે ઉન્નત ભાવો દેશનાં બાલકોનાં હૃદયમાં ઉભરાતા અને તેમનાં પરાક્રમનું અનુકરણ કરવાનું તેમને મન થતું અને તેમ કરવાનો અવકાશ પણ હતો.

આ બધો સંપ્રદાય હાલ શિથિલ થઇ ગયો છે. વળી વ્રત, ઉપવાસ, યમ, નિયમ, યાત્રા, ધર્મ, પૂજા, દાન પણ પ્રથમના જેવાં હવે ક્યાં છે ? ક્યાં એ ગ્રામ્ય જીવનની સાદાઇ, નિર્દોષતા અને પ્રાણપોષક શકિત અને ક્યાં વર્તમાન યાન્ત્રિક ઉદ્યોગગૃહોથી ભરપૂર ભરેલાં નરકસમાન શહેરો ! આપણા દેશની સંસ્કૃતિનું મંડાણ ગામડું હાલ અજ્ઞાન અને દારિદ્ર્યરૂપી અંધકૂપમાં ડૂબી ગયું છે.

પણ સાંપ્રત સમયમાં કેળવણીનો બહોળો પ્રચાર થાય છે એ હર્ષનું કારણ નથી? આપણા દેશની સંસ્કૃતિ, સ્વભાવ, સંપ્રદાય અને વાતાવરણને અનુરૂપ કેળવણી મળે તોજ દેશોદય થાય. એ વિના અન્યશિક્ષણ સત્વહીન છે. પ્રાચીન આશ્રમો અને સંગમો, બૌદ્ધોના વિહારો અને મુસલમાનોની મદ્રસાઓનો ઉપયોગ વર્તમાન શિક્ષણને ઘડવામાં અનિવાર્ય છે. માત્ર પશ્ચિમનાં વિદ્યાલયોનું અનુકરણ કરીને આપણી શિક્ષણસંસ્થાઓને આપણે ઉછેરી શકતાં નથી અને ઉછેરીએ તોપણ તેમાં મીઠાં ફળો ખાઈ શકવાનાં નથી. વળી પ્રાચીન કાળમાં કેળવણીનું ધોરણ પણ હાલ કરતાં જુદુંજ હતું. ઘણું ખરૂં જ્ઞાન શ્રવણદ્વારા પ્રાપ્ત થતું. અક્ષરજ્ઞાનનું અજ્ઞાન એ મનુષ્યના ઉત્કર્ષનું બાધક નહોતું-ન હોવું જોઇએ. અકબર અને શિવાજી હાલના અર્થમાં જરા પણ ભણેલા નહોતા, છતાં તેમનું જીવનકાર્ય તેઓ અદ્ભુત કાર્યદક્ષતાથી કરી શક્યા. તેમનું જીવન હેતુ વિનાનું નહોતું. પરંતુ વર્તમાન શિક્ષણમાં જીવનમાં મૂર્તિમંત કરવાના આદર્શોની કેટલી ઉણપ છે? વળી રાજકીય ક્ષેત્રમાં પણ રાષ્ટ્રપૂજાવાદ અને સામ્રાજ્યવાદનો ઉન્માદ કેટલો વિઘાતક નીવડયો છે! આમ જ્યાં જ્યાં દૃષ્ટિ ફેરવીએ છીએ ત્યાં ત્યાં વર્તમાન જીવનપ્રવાહ ઉલટી દિશામાં ચાલી રહ્યો છે. હે સવિતાદેવ! અમારા અંતરમાં અને અમારી આસપાસ પથરાયેલા અજ્ઞાનના થરો દૂર કરી અમારી-મનુષ્યજાતિની-બુદ્ધિને સન્માર્ગે પ્રેરો. 'धियोयो नः प्रचोदयात्'

("વસંત"ના એક અંકમાંથી)

## ૮૦-शिल्पी का अवसान

(લેખકઃ-શ્રીગોપાલ નેવટિયા)

ક્ષિતિજ અસ્ત હોતે હુએ સૂર્ય કી લાલિમા સે સુશોભિત થા. વિસ્તૃત ભૂમિખંડ કે એક છોર પર વટવૃક્ષ કે નીચે એક શિલ્પી બૈઠા થા. પાસ હી ઉસકી જીર્ણશીર્ણ કુટિયા થી. કુટિયા ક્યા થી, અપને સ્વામી કી અવસ્થા કા ચિત્રપટ થી. કુટિયા કા વહ દીન વેશ બતલા રહા થા કિ વહ કલાવિદ ઉસકી ઓર સે ઉદાસીન હૈ, ઉસકી ઓર આંખ ઉઠા કર દેખને કા ભી ઉસે અવકાશ નહીં હૈ, વહ તો કિસી દૂસરે જગત મેં હી વિચરણ કર રહા થા.

તો ક્યા શિલ્પી શિલ્પકલા મેં વ્યસ્ત થા? નહીં; બરસોં સે ઉસને યહ કામ છોડ દિયા હૈ. શિલ્પી કા યૌવન અભી સમાપ્ત નહીં હુઆ હૈ, પર ઉસકે મુખમંડલ પર યૌવનપ્રભા કે સ્થાન મેં વિષાદ કી છાયા દૃષ્ટિગોચર હોતી હૈ. તો ભી, ઉસકી આંખોં મેં

વહ આભા થી જો બતલા રહી થી–વે કિસી ચિર-અભિલષિત કોષ કે અન્વેષણ મેં લગી હુઈ હૈ!

ધીરે ધીરે સૂર્ય કી લાલિમા પીતવર્ણ હો કર અંધકાર મેં પરિવર્તિત હો ગઈ. શિલ્પી ઉસી સ્થાન પર ઉસી ભાવ સે બૈઠા રહા. કિસી અદશ્ય કી ઓર વહ દષ્ટિ ગડાયે થી. રાત્રિ અપના આંચલ પસારે ચલી આ રહી થી.

શિલ્પી કા ધ્યાન ટૂટા. એક ઉસાંસ કા સહારા લે કર વહ બહુત હી મંદ વ ગંભીર ચાલ સે અપની ભગ્ન કુટિર કી ઓર ચલા. કુટિયા કે ટિમટિમાતે દીપક કે પાસ આ, કુશિત જાનુઓં પર સિર ધર કર, કિસી અગાધ કલ્પના મેં ગ્રસિત વહ બૈઠ ગયા. બીચબીચ મેં ઉસકે નેત્રદ્વય સામને ખડી હુઇ પાષાણમૂર્તિ તક જા કર લૌટ આતે થે.

નભમંડલ ચાંદ કે કોમલ પ્રકાશ સે ખિલ ઉઠા. કણકણ મેં એક નવીન શોભા કા પ્રાદુર્ભાવ હો ગયા. ગરીબ કી વહ કુટિયા ભી ચંદ્રિકાસિક્ત હો કર મનોહારી હો ગઈ. વહ સંભ્રાંત શિલ્પી ફિર ઉઠા. મંદમંદ ગતિ સે ઉસ મૂર્તિ કે સમીપ જા કર ઉસને ઉસકા આવરણ હટા દિયા. ઓહ! કિતના સૌંદર્ય થા! નિર્જીવ પાષાણ મેં ઐસા સજીવ સૌંદર્ય અંકિત કરનેવાલા શિલ્પી ધન્ય થા.

સ્થિર દૃષ્ટિ સે શિલ્પી અપની ઉસ મૂર્તિ કો નીરખ રહા થા. અકસ્માત્ ઉસકે લોચનકોણ જલકણોં સે ભીંગ ગયે. એક આહ કે સાથ શિલ્પી કે મુંહ સે યે શબ્દ નિકલે–"ઓહ! કિતની નિર્દય હૈ વહ, ઉસકા કલેજા ભી પથ્થર કા હૈ. ઇતના અનુરાગ, ઇતના આદરસત્કાર ઔર ઇતના પ્રેમ—ક્યા સભી નિરર્થક ગયે? ક્યા વહ ઘડીભર ઔર નહીં ઠહર સકતી થી? ક્યા સારા આકર્ષણવાદી કે ટુકડોં મેં હી સમાયા હૈ? વાર-વિલાસિની કે લિયે તો યહી એક આકર્ષણ હૈ."

ભાવોદ્રેક મેં શિલ્પી સંજ્ઞાશૂન્ય હો કર કુટિર કે આંગન મેં પડ ગયા.

* * * *

સહસા શિલ્પી બોલ ઉઠા—

"તુમ કૌન હો?"

"વિદ્યુત!"—ઉત્તર મિલા.

"વિદ્યુત્ ક્યા તુમ હો? અમીરઉમરાવોં કે માનસમ્માન કો છોડ કર તુમ ઇસ ભયાવહ ઝોંપડી મેં ક્યોં આઈ હો? અથવા તુમ આઇ હી નહીં; તુમ યહાં સાક્ષાત્ ખડી હોં, યા યહ ભી એક સ્વપ્નમાત્ર હૈ? ઉન આશાઓં ઔર મધુર કલ્પનાઓં કા ક્યા હુઆ? હાં, હાં, તુમ્હારે આગે હૃદયદાન–સર્વસ્વ દાન કા કોઇ મૂલ્ય નહીં રહ ગયા થા, તુમ્હારા એક માત્ર આકર્ષણ થા ધન–ચાંદી, સોના! ક્યોં યહી ન? આજ યહાં ક્યોં આઇ હો? ક્યા રાસ્તા ભૂલ ગઈ?"

"હાં, રાસ્તા હી ભૂલ ગઇ થી" દુઃખિત ચિત્ત સે વિદ્યુત્ ને કહા—"મુઝે સત્પથ કા જ્ઞાન હો ગયા હોતા, તો મૈં ઇસ તરહ ક્યોં ભટકતી? શિલ્પી, તુમ્હીં કહો, મૈં ધન કે પીછે ક્યોં દૌડતી, એક હૃદય ખોજતી ઔર ઉસકી પ્રેમમય છાયા મેં સુખી જીવન બિતાતી. શિલ્પી! આજ ઉસીકી ભીખ માંગને મૈં તુમારે દ્વાર પર આઇ હૂં. તુમ દેવ હો, ક્ષમાશીલ આર ઉદાર હો—યહી મેરી આશા હૈ. દયા કરો શિલ્પી!"

"ક્યા કહા? ભીખ માંગને—એક ભિખારી સે? ક્યા તુમ ઉપહાસ કર રહી હો?"

"નહીં નહીં, શિલ્પી, નહીં. મૈં આજ ઉપહાસ કરને નહીં, ભીખ માંગને આઇ હૂં. એક બાર મેરી ઓર દેખો તો સહી. તુમ્હારે મન મેં સહાનુભૂતિ ઔર દયા કા ઉદય અવશ્ય હોગા."

શિલ્પી ને આંખ ઉઠા કર દેખા—"ક્યોં વિદ્યુત્! યહ ક્યા? તુમ આંખ બંદ કિયે ક્યોં ખડી હો? વિદ્યુત્પ્રભાવાલી તુમ્હારી આંખોં કો ક્યા હો ગયા?"

"મેરે નેત્રોં કી શક્તિ કા હરણ કરનેવાલે તુમ હો!" ક્રોધ ઔર દુઃખ સે મિશ્રિત સ્વર મેં યુવતી ને કહા—"જો આગ એક દિન મૈંને તુમ્હારે દિલ મેં લગાઇ થી, વહી આગ મેરી આંખેં ખા ગઇ. અપની આંખેં વાપિસ પાને કે લિયે મૈંને ક્યા નહીં કિયા? દવાદારૂ, પ્રાર્થના, ભત્સર્ના સબ નિષ્ફલ રહે. કોઇ અજ્ઞાત મુઝે પ્રેરિત કર રહા થા 'ઇન સબસે કુછ નહીં હોગા. જાઓ, ઉસી શિલ્પી કી શરણ મેં જાઓ, જિસકા જીવન તુમને નષ્ટ કર દિયા હૈ. શિલ્પી તુમ્હેં અપની આંખેં વાપિસ દે દેગા.' અપને ઇસ સ્વાર્થ કે લિયે બરસોં સે અનેક કષ્ટ સહતી હુઈ આજ તુમ્હારી શરણ મેં પહુંચ ગઇ હૂં. ઓ શિલ્પી! મુઝે આંખેં દે દો! ચારોં ઓર કી દુનિયા દેખને કી શક્તિ દે દો! મૈં પ્રતિજ્ઞા કરતી હૂં, અપના શેષ જીવન ઔર યૌવન સબ કુછ તુમ્હારી સેવા મેં અર્પણ કર દૂંગી."

વહ સંભ્રાન્ત શિલ્પી ચુપચાપ સબ બાતેં સુન રહા થા. અબ વહ કહકહા કર હંસ પડા ઔર બોલા—"મુઝે સ્વાર્થી મત બનાઓ વિદ્યુત્! ભગવાન કે લિયે મુઝે એક સાધારણ સૌદાગર કી શ્રેણી મેં મત લાઓ. તુમ્હારા શરીર લે કર ક્યા ઉસકે બદલે મેં મૈં તુમ્હેં આંખેં દૂંગી? દુઃખ હૈ, યુવતિ! તુમ મુઝસે ઐસી આશા મત કરો. મૈં તુમસે કુછ નહીં ચાહતા. પ્રતિજ્ઞા કરો, ઇન દો મોહિની આંખોં કા ઉપયોગ ભવિષ્ય મેં કિસીકો પાગલ બનાને કે લિયે નહીં કરોગી."

"પ્રતિજ્ઞા કરતી હૂં શિલ્પી! અબ ન કરૂંગી!"

એક હી ક્ષણ મેં શિલ્પી કે ચેહરે પર એક જ્યોતિ દિખાઇ

દી ઔર સચ્ચે હૃદય સે ઉસને ઉસ નેત્રવિહીન વાર-વિલાસિની યુવતી કો આશીર્વાદ દિયા. દૂસરે હી ક્ષણ, પડે-હી-પડે ઉસને અપની ફટી-પુરાની ચાદર અપને શરીર પર ખસકા લી. ઉસ કલાવિદ્ શિલ્પી કે જીવન કા યહ અન્તિમ સમય થા.

વહ સદા કે લિયે સો ગયા; ફિર કભી નહીં જાગા.

વિદ્યુત્ કાંપ રહી થી. ઉસને દેખા—હાય! શિલ્પી અબ નહીં રહ ગયા. ઉસકે ચરણોં પર પડ કર, સજલ નયન હો કર, ઉસને બિસૂર-બિસૂર કર વિલાપ કિયા! કાતર સ્વર સે ઉસને કહા—"ઓ પ્યારે શિલ્પી, અપની દી હુઈ યે આંખેં લૌટા લો! મૈં ઇસ પ્રકાશ કો સહન નહીં કર સકતી. મુઝ પાપિન કે લિયે તો મૃત્યુ કા અંધકાર હી ઠીક હૈ!"

("શિલ્પી" મેં પ્રકાશિત શ્રી. મજુમદાર કી એક અંગ્રેજી કહાની પર)

## ૮૧—પુરુષોત્તમ શ્રીકૃષ્ણ

( લેખકઃ—શ્રી. ચક્રવાક )

"બ્રહ્માંડકેરૂં આકર્ષણુ શ્રી કૃષ્ણુ નામ." બ્રહ્માંડનું નહિ તો હિંદના આકર્ષણુ કેરૂં તો એ નામ છેજ. અને દુનિયાના ફિલ્સુફો-તત્ત્વજ્ઞો, વિદ્વાનો પણુ એ નામને પૂજે છે. અને જ્યારે દુનિયાનો માનવી, માનવી ગીતાના મર્મને પૂછશે; ત્યારે એ બ્રહ્માંડ આકર્ષણુ થતાં વાર નહિ લાગે. અને કદાચ ભુતકાળમાં—એના જમાનામાં, એ બ્રહ્માંડ-નું-જગતનું આકર્ષણુ હોય તો કાંઈ નવાઇ નથી. હતું પણુ તેમજ.

આવા આ નરોત્તમનો જન્મ શ્રાવણુ વદી ૮ ની મધરાતે થયો હતો. એની જન્મદાત્રી અષ્ટમી-માત્ર કૃષ્ણાષ્ટમી ન રહેતાં ભારતના ઇતિહાસે જન્માષ્ટમી નોંધાઇ ચૂકી-જાણે કેમ કૃષ્ણુના બદલે એ જગતની જન્માત્રી હોય!

જન્માન્તરનો એ યોગી કારાગ્રહમાં જન્મે છે. જન્મતાંજ એને જન્મદાતા માબાપથી વછૂટવાનો-ઘોર શૂન્યકાળ કાળી રાતે કાલિંદી-નાં કાળાં જળ પાર થવાનો-અને ગોવાળશ્રેષ્ઠ નંદ યશોદાનો અપત્ય થવાનો યોગ પ્રાપ્ત થાય છે.

એનું લાવણ્ય-એની બાળચેષ્ટા ભલભલાં નરનારીને કામણુ કરે છે. એની બાળમસ્તી-એનું બાળચાપલ્ય ગોકુળને ગાંડુ કરે છે. ગોકુળ એટલા માટે કહેવાતું કે ત્યાં ગાયોનાં કુળોજ વસતાં, બાકી તો વન હતું. ગોપાળો-ગોવાળોની એ ભૂમિ હતી. નંદરાય પાસેજ સવા લાખ ગાયો હતી. એવા અસંખ્ય ગોપાળો ત્યાં વસતા. વંશ-પરંપરાના ગોપાલનના અંતે તેમની જાતિજ ગોપ ગણાવા લાગી

હતી. અને ત્યાંનાં નરનાર ગોપગોપીથીજ ભારતે પ્રસિદ્ધ હતાં. ગાયો વસાવવી–વધારવી–વેલાવવી–એની ઉત્તમોત્તમ ઓલાદ પ્રકટાવવા મથ્યા કરવું, એજ એમનું જીવનકર્તવ્ય હતું. ગો–ગોકુળ એમનું જીવન હતું. એ એની સંપત્તિ હતી, વિશેષ સંતતિ હતી, કીર્તિ હતી. ગોસેવન એ એની ભક્તિ હતી. ગોસમૂહ એ એની શક્તિ હતી. ગોસંગ એ એની આસક્તિ હતી. ગોચર એ એનું મંદિર હતું. એ ગોમય હતા. ગો એ મય હતી, તેથી તે ગોપ હતા. તેથી એ ગોપી હતી. આવા એકધારા ને નિર્લેપ વાતાવરણમાં પળનાર બાળક અજબ નીવડે તેમાં શી નવાઇ! ત્યારે આ તો જન્મનો કલાધર! એની નવનવી લીલા–રમત ભલભલાના દિલને બ્હેલાવતી–ડોલાવતી. એ સૌના ચિત્તનો ચોર હતો. એના ચોર સૌ હતા.

માત્ર તે નંદયશોદાનો બાળક ન હતો. સમસ્ત ગોપગોપીને એ બાળકથી પણ અધિક પ્રિય હતો. એનું આકર્ષણ અજબ હતું. એનું મનમોહન સ્વરૂપ જોતાં ધરાઇએ નહિ તેવું મધુરું હતું. એને જોયા સિવાય–બોલાવ્યા સિવાય દુશ્મનોને પણ ન ચાલતું. એને નીરખ્યા સિવાય ઘણાને અન્ન ભાવતું નહિ. એને રમાડયા સિવાય ઘણાને લહેજત પડતી નહિ. એને અડકયા સિવાય ઘણાનું અંતર સ્ફુરતું નહિ, હૃદય રીઝતું નહિ. એને ન જોતાં તો દિવસો સૂના લાગતા. એને ન સુણતાં તો ચિત્ત સૂકાતું. એ મોહક રૂપ–એ નમણાં નખરાં–એ ચિત્તવેધક હાસ્ય ને ઠમકાં, એ કાળા મધુરા બાળગોપ ગોપીઓને એવાં ઘેલાં કરતાં કે એમને એ એમના બાળકથીએ એના ઉપર અધિક વહાલ ઉછળતું. ખાસ કરીને ગોપીઓ તો એના વિના ગાંડી બની જતી. વિયોગઘેલી વ્હાલુડી માતા! જાણે એ છોકરો એમનો પોતાનો ન હોય, એમ એનાં એમને સ્વપ્નાં આવતાં; રાતે મધરાતે પણ જગવતાં. અસુર સવાર પણ મોહક રૂપ જોવા દોડાવતાં. એની મીઠી મસ્તી એમનાં હૈયાં હુલાવતી. એનું અદ્ભુત ખેલન એના પર વારી જવા પ્રફુલ્લાવતું, એને જોયા સિવાય એનાથી રહેવાતું નહિ. એને ખવરાવ્યા સિવાય એમનાથી ખવાતુંજ નહિ. દૂધ દહીંથી એને નવડાવવો, માખણ મીસરીથી એને ધરવવો, એ ગોપીઓનો જીવનોલ્લાસ હતો. તેમ કરવાથી વધી જવું એ હરિફાઇ હતી–અદેખાઇ હતી–મારૂં તારૂં હતું.

છાતી ભીંસી એને રમાડવો–ગોદે ભેરવી એને ગભરાવવો–હૈયે ચાંપી એને હુલ્લાવવો–એ એમનો જીવનલ્હાવ હતો. એને પોતે લઈ ફુલાવું, બીજું લે એટલે ખસીઆણા પડી જવું, એવું એ મમત્વ હતું. એનો સંગમ એ સાયુજ્ય મુક્તિ હતી.

બાળક વધતો હતો, અને સૌને આકર્ષતો હતો. એની ફોરમ ચોગરદમ પમરતી હતી. કંસે પણ એ અજબ બાળકનાં ગુણગાન

સાંભળ્યાં. એ ભડક્યો, પૂતના નામે તેની બહેન તેના જેવાજ રાક્ષસી સ્વભાવની હતી. તેને આ બાળકને કે તેના પ્રાણને હરવા તેણે મોકલી. પૂતના માશી હતી-માથીએ પણ વહાલી માશી હતી! બેનના દીકરાને એ રમાડયા-રીઝાવ્યા સિવાય કેમ રહી શકે ? પૂતનાને વહાલ આવ્યું, ને ઉછળ્યું-માંડી બાળકને ધવરાવવા. પણ એ દુષ્ટ માશી સ્તનને ઝેર લગાડી બાળક મારવા આવી હતી. પણ આ ચતુર બાળક ઝેરની તીવ્ર ને કટુ વાસ લેતાંજ ચમક્યો-ચોંક્યો ને બાળમસ્તી કરતો હોય તેમ ઉછર્યો. ને પ્રાણ લેવા આવનાર માશીને એવો ગળે ચોંટયો કે નિશ્ચેતન કરી જ્યારે તેને ભોંયે પટકી ત્યારેજ ઝંપ્યો. માશી પ્રાણ લેવાને બદલે દઇને ગઇ.

કાલિંદીના એક તટે કાળીનાગ રહેતો. તે તીવ્ર વિષધર હતો. એના વસવાટના ભાગમાં ગોપકુળો જઇ શકતાં નહિ. એના ફરતે બાર ગાઉનું પાણી પી શકાતું નહિ. બાર બાર ગાઉમાં ચકલું ફરકી શકતું નહિ. આવું ઉગ્ર તેનું ઝેર હતું. વળી તે નદી નીચે એવી રીતે દર કરી રહેતો કે જેનો પત્તો મેળવવો કઠિન હતો; પણ કૃષ્ણ ધેનુ ચરાવતો થયો ત્યારે એ એણે જાણ્યું. એનાથી એ ન જીરવાયું. એજ ઘડીએ એકદમ જઇ તેને શોધી કાઢી તેને નિર્વિષ બનાવી મૂક્યો, ને એ વિશાળ ગૌચર-એ સુંદર જળ ગોપો ને અને ગાયોને નિર્ભય ને નિરુપદ્રવ બનાવ્યાં.

એક વખત અતિવૃષ્ટિ થઇ. અનરાધાર વરસાદ. રાતદિવસ સૂઝે નહિ. કામધંધો થાય નહિ. તેમાં આ તો ગોપકુળ ખુલ્લામાં-સાદા ઝુંપડામાં-ફરતા ફરતા ઘરબાર વિના પણ ચલાવી લેનાર ! બહુ મુશ્કેલીમાં આવી પડયા, ત્યારે આ નાના ગોપે એક પર્વતની તળેટીમાં એવા અધુરા સાધનવાળા બધા ગોપોને એકઠા કરી જુદી જુદી યુક્તિઓ બતાવી, એવી ને એટલી વિશાળ જગ્યા સપાટાબંધ છાવરી દીધી કે જ્યાં વરસાદનું બુંદ ન પડે. જેની નીચે ગોપ ને ગાયો નિર્ભય ચરી-વિચરી શકે-ગોકુળો તો તેનું આ ઐશ્વર્ય-શક્તિ જોઇ છક થઇ ગયાં. ગોવર્ધન-ગાયરૂપી શ્રેષ્ઠ ધન (ગો+ વર +ધન) ત્યાં પળાયું. તેથી એ પર્વત ગોવર્ધન ગણાયો. ગાયરૂપી શ્રેષ્ઠ ધનને રક્ષનારા-ધરનારા કૃષ્ણ ગોવર્ધનધારી કહેવાયા.

અને આલંકારિક ભાષામાં આવા પ્રસંગો 'કાળીનાગ નાથ્યો'-'ગોવર્ધન તોળ્યો' ઇ૦ કહેવાયા.

આ રીતે ગોકુળનાં તમામ વિઘ્નો વિદારણ થતાં આનંદ ઉત્સવ થઇ પડયો. રસછોળ ઉડવા લાગી-જીવન મધુરાં મધુરાં થઇ ગયાં, ઘેર ઘેર નાટારંભ ને લીલા થઇ રહ્યાં. આ વખતે તે ધેનુ ચારતો-ને કંઇ કંઇ નવનવા ખેલ ખેલતો, અનેક વેષ ભજવતો, મોરપીંછ-નો સુરમ્ય મુકુટ બનાવતો ને તે ધરતો. વનસ્પતિના રસ કાઢી

લાલપીળાં કપડાં રંગતો ને તે પહેરતો. વાંસની બંસી-વેણૂ તે બનાવતો ને બજાવતો ને એવું સૂરીલું ગાતો-એવું મધુરું વગાડતો કે ધેનુ પણ એની વાંસળીએ થનગનતી-નૃત્ય કરતી. ગોપીઓ ધંધા વિસરી જોવા દોડી જતી. ને સાનભાન-લૂગડાંલત્તાં-લોકલાજ-ને વડીલના દાબ સૌ અદશ્ય થઇ જતાં. આથીજ આલંકારિક ભાષામાં કહેવાયું કે એ બંસરીથી-"જળ થંભ્યાં, પર્વત ડોલ્યા, સમાધિઓ છૂટી, વાયુ-સૂર્ય-ચંદ્ર ઇ૦ દેવી ચીજોના વ્યવહાર અટકી ગયા, દિવસરાત એક થઇ ગયાં, બલ્કે ભૂલાઇ ગયાં (દિવસ છે કે રાત એ ભાન ન રહે ),ગોપ-ગોપાંગના ભાન ભૂલ્યાં-ગાંડાં થયાં, ગોપીઓ ભાન ભૂલી, વાંસળી વાય ને કપડાં-કામ ચૂકી, નવસ્ત્રી દોડવા માંડે.' ઇ૦ ઇ૦ આમ એ બંસીધર કહેવાયો.

આ અને આવાં કામે એ તેની ખ્યાતિ એટલી બધી વધી પડી કે કંસ મુંઝાઈ ગયો. તેની નિંદ ઉડી ગઇ. શું કરવું તે વિચાર તેને થઈ પડયો. આખરે તેણે નંદરાય કે જે પોતાના ગોધનથી એક રાજા જેવો ગણાતો તેની પાસે મિત્રભાવે તેના પુત્રને મળવા, કલ્લોલવા, આનંદવા આમંત્ર્યો. નંદરાજા આ આમંત્રણ ન ઠેલી શકયો. ને કૃષ્ણ તથા બળદેવ કે જે તેની માતા રોહિણીથી ઉત્પન્ન થયેલો તેનો વડો ભાઇ, તેનો હંમેશનો સહચર, ને અતિ બળશાળી માનનીય વડો ભાઇ હતો, તે બેઉને સાથે મોકલ્યા.

રસ્તે અને રાજધાની મથુરામાં જતાં તેમની અજબ જોડીએ તેના મોહક કમનીય સ્વરૂપે, અજબ વ્યક્તિત્વે રાજના કર્મચારી અને દાસદાસીને એવાં ને એટલાં આકર્ષ્યાં કે ભાન ભૂલી કંસ માટે લઇ જતાં ચંદનપુષ્પો, ગંધધૂપો, પૂજન, અર્ચનો, વેષભૂષાઓ તેને અર્પણ કરવા લાગ્યા. કંસે જયારે આ જાણ્યું ત્યારે તેનો ક્રોધ ભભૂકી ઉઠયો. તેણે દગો કર્યો. તેમના પર હાથીઓ છોડયા-મલ્લો ને મારાઓ મૂકયા. પણ આ બળવાન ભાઇઓએ તેને ચૂર્ણવિચૂર્ણ કરી નાખ્યાં. ત્યારે ક્રોધે ભરાઇ તે જાતે મારવા દોડયો. પણ કંસ કરતાંએ આ નાના લાગતા બાળક વધારે બળવાન હતા. કંસને કૃષ્ણે પળમાં પૂરો કર્યો. અને મથુરા નગરીના રાજ્યમાં જે દુષ્ટતા-પાશવતા, કંસના રાક્ષસી સ્વભાવથી છાઇ હતી તેનો વિનાશ કર્યો. માબાપ વાસુદેવ દેવકીને છોડાવ્યાં, બંધનમુકત કર્યાં. માતામહને ગાદી આપી ને પોતે બાળક બની રહ્યા. મથુરા જેવું મહાન ને સમૃદ્ધ રાજય હાથમાં આવવા છતાં ન લલચાતાં ભણવા માટે પ્રયાણ કર્યું. આનું નામ તે મહાનતા.

ત્યારે ગુલામી નહોતી. પ્રજાની રગેરગમાં સ્વતંત્રતા ભરી હતી, નસેનસમાં જોમ ભર્યું હતું. નિર્મળ દષ્ટિનાં ને તેથીએ વધારે નિર્મળ દિલનાં માનવો ત્યારે જન્મતાં ને વિલસતાં; ને એ વિલાસમાં વિકાર-

ની છાંટે નહોતી.

બાળકૃષ્ણના અતૃપ્તરૂપે, અદમ્ય ઉત્સાહે, અગમ્ય ક્રીડાએ, સુરમ્ય મસ્તીએ, નિઃસ્વાર્થ સ્વાર્પણે ને મધુરા પ્રેમે સૌને એટલાં આકર્ષ્યાં હતાં કે તેને અસંખ્ય બાળસખા થયા; એટલુંજ નહિ પણ તેને અસંખ્ય બાળસખીઓ બની. તેમાં રાધા મુખ્ય હતી. યાદ રહે કે એ નિર્મળ ને નિર્વિકાર અહંતાહીણું એ બાળસખ્ય-બાળ અદ્વૈત હતું. આ બધાં તેના નામે મરી ફીટતાં, તેના કામે ગાંડાં બનતાં, તેના દર્શને મસ્ત બનતાં, તેના સાહચર્યે મુક્તિ અનુભવતાં. ને એ ગાઢ મૈત્રી, એ અજબ આકર્ષણ એટલું વજ્રમય બન્યું હતું કે જ્યારે કૃષ્ણે મથુરાની વાટ લીધી, ત્યારે એ ગોકુળ યમપુર થઇ પડયું. શેરીઓ સૂની, ઘર સૂનાં અને માનવ પણ સૂનાં થઇ ગયાં. જાણે કેમ સૌને ઘેર કોઇ પ્રિય મરી ગયું હોય! આબાલવૃદ્ધ સૌ ફિક્કાં પડી ગયાં, જાણે તેમનાં હૈયાં હરાઇ ગયાં હોય, બુદ્ધિ ગળી ગઈ હોય, આત્મા ઉડી ગયો હોય! કેટલાંયને તો એ સ્નેહસંભારણાં, એ પ્રિય વિહારસ્થળો, એ અબોલ ઉઠતા પ્રિય નાદો એવાં પીડવા લાગ્યાં કે આ સુરમ્ય ભૂમિ હવે તેમને મૃત્યુધામ થઇ પડયું. પોતાનું માદરવતન-પ્રિય પિતૃદેશ ખારાં ખારાં થઇ પડયાં; ને ઘણાં તો ન રહી શકવાથી એ ભૂમિને છેલ્લા પ્રણામ કરી દૂર દૂર નીકળી ગયાં. આવી મોહિની લગાડનાર કૃષ્ણ તે વખતે માત્ર દશ અગીઆર વર્ષના હતા. અને દશ અગિયાર વર્ષનો ગોકુળોને ગાંડાં કરી દેનાર આ બાળક કેવો પ્રતિભાવાન હશે, એ કલ્પીએ છીએ ત્યારે અંતર ઉભરાઇ જાય છે.

અવંતીમાં ત્યારે ઋષિ સાંદીપનનું ગુરુકુળ જગપ્રસિદ્ધ હતું. કૃષ્ણ ત્યાં અભ્યાસાર્થે આવે છે; ત્યાં વિધવિધ કળાએ, કુશાગ્ર બુદ્ધિએ, કમનીયતાએ ગુરુના ગુરુપત્નીના, ગુરુબંધુના ચિત્ત ચોરી લે છે. મરી ગયો માની બેઠેલા ગુરુપુત્રને અજબ રસાયન સાધી આ સવાયો શિષ્ય જીવિત કરે છે, અજબ ચંચળતા સાધી સૌને ચમકાવે છે, અને સંપૂર્ણ વિદ્યા સાધી-સુદામા જેવા રંક બ્રહ્મબંધુનું નિર્મળ સખ્ય સાધી વિદાય લે છે.

મથુરાનો મોહ છોડી-સ્વસામર્થ્યનેજ શ્રેયસ્કર સમજતો એ સ્વકર્મવીર સૌરાષ્ટ્ર સર કરે છે. સમુદ્રકાંઠે એક અને અજોડ, અનુપમ અને અદ્વિતીય, એ વખતના ઇતિહાસે અવર્ણ્ય ગણાયલી પુણ્યધામ દ્વારિકા વસાવે છે. (જે જગતનું જોવા લાયક સર્વશ્રેષ્ઠ સ્થળ થઈ પડે છે. હજારો બલ્કે લાખો ગાઉના યાત્રીઓ આવી જીંદગી ગાળવા છતાં એની વિવિધતા પૂરી મ્હાણી શકતા નથી. એવી એ દ્વારિકા હતી.) અને ત્યારથી કૃષ્ણ કરતાં એ દ્વારિકાધીશ તરીકે વધારે પ્રસિદ્ધ થાય છે.

તેની કીર્તિકૌમુદીથી મુગ્ધ બનેલી-તેના સિવાય બીજાને

ભાઇ બાપ માની બેઠેલી મનોમુગ્ધા-સ્વેચ્છિત વરનારી-દૃઢ મનવાળી રૂકિમણીને કન્યાની સ્વતંત્રતા છુંદી મરજી માફક પરણાવવા મથતા કુટુંબીઓથી-કન્યાની મરજી વિરુદ્ધ પરણવા માગતા મદોન્મત્ત રાજવીઓથી-દુશ્મનોના દવ વચ્ચેથી ઉંચકી લાવી પોતાની ધર્મ-પત્ની બનાવે છે. ને એવું સહચર-સંયમન સાધે છે કે એ એક-પત્નીવ્રતધારી-દૃઢ નિગ્રહી-ઋતુમાં પણ માત્ર ગર્ભદાનક રહી આર્યોનું અસીધારા જેવું ગૃહસ્થ બ્રહ્મચર્ય વ્રત સાધી, સંસારી છતાં બાળ-બ્રહ્મચારીનું અનંત બીરૂદ મેળવે છે.

અને જ્યારે એક દુર્બળ, અકિંચિન, ચીંથરીઆ, મરવા વાંકે જીવતા એ રંક બ્રાહ્મણને એ સશક્ત ને સુબાહુ રસ નીતરતો ને લક્ષ્મીમાં બદબદતો રાજવી બાથમાં ઘાલીને ભેટે છે; ત્યારે એ લંગોટીઆ મિત્રોનું સ્નેહાલિંગન-એ રંકરાયનું અભેદ મિલન વજ્ર-હૈયા ને પણ ભીંજવી મારે છે.

અને તેની દરિદ્ર સ્થિતિ, ગરીબીની યાતના, ભૂખડી બારશપણું જાણવા છતાં તેનું અયાચકપણું પરીક્ષવા અને અમર કરવા એક પાઇ હાથોહાથ ન આપતાં ભેટી વિદાય દે છે. ત્યારે દેખાતી કૃપણતા નીચે ઉછળતું વિશાળ અંતઃકરણ ઝળહળી રહે છે.

અને એ નિર્ધન-નિઃસ્પૃહ મિત્ર જીંદગીભર ભૂખનો બએલો છતાં-ચાહીને હાથ લંબાવવા આવેલ છતાં-મિત્રતા ન લજવતાં નિર્વિકલ્પે વિદાય થાય છે. એ દશ્ય ખરેખર પ્રેરક છે.

અને સુદામા ઘેર પહોંચે ત્યાર પહેલાં એ મિત્રનો તારણહાર જાણે દ્વારિકાને ટક્કર મારે એવી રસસમૃદ્ધિથી ઉછળતી નગરી જાણે આકાશમાંથી ઉતરી આવી હોય એમ-પોતે કાંઇ ન આપ્યું હોય તેમ પોતાનાથી પણ શ્રેષ્ઠ વૈભવ ને સમૃદ્ધિ તેના પર ન્યોછાવર કરે એ કલ્પના-એ સભ્યતાનાં ગુણગાન થઈ શકે એમ નથી.

તેની અજબ ને અફર બુદ્ધિ ચક્રાકારનું સુદર્શન અસ્ત્ર શોધે છે, જેનો પ્રતીકાર જગતમાં નથી. જે છૂટે તો ગમે તેવા ને ગમે તેટલા દુશ્મનનો કચ્ચરઘાણ કાઢી નાખે, ને વળી પાછું પોતા પાસે આવી જાય. આવો તો એ ધનુર્વિદ્. એટલુંજ નહિ પણ એનું ગરુડાકારી વિમાન એવું અને એટલું પ્રસિદ્ધ હતું કે જેના ઘોષથી જેવા તેવાના ગર્ભ ગળી જતા. જેના નામે દુશ્મનો ધ્રુજતા, મિત્રો આલ્હાદતા ને દેખાવે માત્ર જીવતો ગરુડજ જોઇ લ્યો. તે ઉડતું ત્યારે પાંખ જેમ ફેલાતું, તેમાં આકાશી તત્ત્વ શોધી એવી યુક્તિ રચી હતી કે અમુક અવાજના સ્પર્શે એ આવે ને અમુક અવાજ-ના સ્પર્શે એ ચાલ્યું જાય. ધાર્યું કામ આપે, ઉંચે ચઢવું, નીચે જવું, પવનથી પણ વધારે દોડવું, પાણીમાં, જમીનમાં, આકાશમાં ગમે ત્યાં વહેવું-અમુક કળ દેતાં માર માર કરતું દુશ્મનોને ભેદી નાખે એવું

ઘડી ઘડી રંગ બદલતું ને અરંગ થતું વાહનનું વાહન, હથિયારનું હથિયાર, ધ્વજનો ધ્વજ, રક્ષકનું રક્ષક એવું એ વિમાન હતું. આવા યંત્રનો શોધક જગતજેતા થાય તેમાં નવાઇ શી! આથી પછી શિલ્પનિપુણતા બીજી કયી હોઇ શકે?

આ સિવાય અદૃશ્ય રહેવાની વિદ્યા તેણે સાધ્ય કરી હતી. આ વિદ્યાના બળેજ તેણે પાંચાળીનાં ચીર પૂર્યાં હતાં. તેમાં પાપીઓને થકવવાનો હેતુ હતો. પણ જ્યારે પાપીઓની જીદ્દ વધારે લંબાઈ ત્યારે પોતાનું પહેરવાનું હમેશનું કપડું પીતાંબર સહેજ દૃશ્ય કર્યું, જે જોતાંજ એ વસ્ત્રના પહેરનારની કલ્પના આવતાં કૌરવો, એ વ્યક્તિના સામર્થ્યબળની કલ્પનાએજ ફીકા પડી ગયા. ને વસ્ત્રાહરણ ભૂલી ગયા. શી એના નામની હાક હતી!

હાલ જેને વાયરલેસ કહે છે તે વિદ્યા પણ ત્યારે સાધ્ય હતી. તેને આકાશવાણી કે અંતરવાણી કહેતા. પાંડવો હજારો કોશ દૂરથી બોલાવે-પાંચાલી બોલાવે ને એ ઘડી પછી હાજર થાય. એ અંતરવાણી ને ગરુડ વિમાનની શોધનું ફળ હતું, માત્ર વાતો કે ગપાટા નહોતા.

એ મહાપુરુષના કેટલા ગુણ કથીએ? ક્યાં કથીએ? વગર લડયે પાંડવોને જીતાડનાર એ હતો. જ્યાં જ્યાં દુઃખ, જ્યાં જ્યાં પાપ, જ્યાં જ્યાં અનાચાર, ત્યાં ત્યાં કૃષ્ણ ને કૃષ્ણ, ત્યાં અધર્મઅનીતિનું વિદારણ! આમ પૃથ્વીને પાપમુક્ત કરી તે સાચો ગોપાલ બન્યો છે.

ઇશ્વર હોય તો તે એક ને અદ્વીતિય છે, નિરંજન ને નિરક્ષર છે. નથી તે અવતરતો કે નથી તે મરતો. એટલે એ ઇશ્વરાવતાર હતા એમ કહેવું, એ સરાસરી મૂર્ખાઇ છે. પણ દીનના દુઃખે દાઝી જે યોગીઓ ને વિભૂતિઓ એટલે જીવનમુક્તાત્માઓ અવતાર હોય તો એવા અવતાર જગતમાં ઘણા થયા છે ને થશે. ભારતમાં પણ એવા ઘણા થયા છે, થાય છે ને થશે. એમ કહીએ તો અવતાર હતો.

અમારી દૃષ્ટિએ મનુષ્ય એ માત્ર એક જીવ છે. સમજશક્તિવાળો! મથી મથી, સાધી સાધી, ચારિત્ર્ય કેળવી કેળવી તે પુરુષ બની શકે છે. આવા પુરુષો ભારતમાં અનેક થયા છે. તેમાંનો કૃષ્ણ પણ એક; પણ બીજા પુરુષ હતા, જ્યારે આ પુરુષોત્તમ.

ગોકુળોને ગાંડાં કરનાર, તારનાર પાળનાર, બાળાવતાર! ગોપ ગોપીઓમાં આત્મીયતા-નિજત્વના-પ્રકટાવનાર એ રૂપાવતાર! સ્વજનની પેઠે વિરહથી વિધ્ન નાખનો એ વિરહાવતાર! પૃથ્વીને પગલે પગલે પાપપાખંડ-દૃષ્ટતાનો વિચ્છેદનાર એ પુણ્યાવતાર! દીન ને દુઃખીનો તારનાર એ દીનાવતાર! રાધાના બાળસખા ને દ્રૌપદીના ધર્મસખા! ઉદ્ધવના અંતરસખા ને સુદામાના આત્મસખા! અર્જુનના યોગસખા ને રૂકિમણીના જીવનસખા! વાસુ-

દેવદેવકીનો લાલ અને નંદયશોદાનો બાળ! કંસ શિશુપાળનો કાળ અને અક્રૂર અજોડ કળાકાર! અજબ વિષ્ટિકાર ને ગજબ દષ્ટિકાર! એ પાર્થસારથી ને ધર્મભારથી! જગતવંદ્ય પિતામહ જેવા પણ જેને પૂજવા યોગ્ય માને એવો સમર્થ ચારિત્રશાળી! નિષ્કામ ને નિર્લેપ દેહધારી, ગૃહસ્થ છતાં ઇંદ્રિયજેતા બ્રહ્મચારી! એ અનન્ય સુદર્શન ચક્રશોધક, ગરુડ વિમાનવિધાયક, મધુર મોહન બંસીધર, સંગીત–શિલ્પ–શસ્ત્ર, અસ્ત્રવિશારદ, એ ભારતત્રાતા ને ગીતા–ગાતા, એ ગોવાળ ને ગોપાળ, એ ધર્મધાર ને નીતિકાર ને બીજું કહી પણ શું શકાય! એ જગતનો પુરુષોત્તમ હતો–છે–અને રહેશે.

("સાહિત્ય"ના એક અંકમાંથી)

---

## આચાર્ય પ્રફુલ્લચંદ્રરાયે સ્થાપેલું

# ૮૨–बंगाल केमीकल वर्क्स

(લખનારઃ-શ્રી. વ્રજમોહન શર્મા.)

લગભગ ચાળીસ વર્ષ પહેલાંની વાત છે. કલકત્તાના અપર સરક્યુલર રોડ નામે એક રસ્તા પરના એક મકાનમાં દુર્બળ દેહવાળા એક પ્રૉફેસર આવીને વસ્યા હતા. તેઓ રસાયન કૉલેજમાં ભણાવતા. હિંદમાં રસાયનશાસ્ત્રના ઘણા પ્રૉફેસરોની પ્રવૃત્તિ માત્ર "કલાસરૂમ"ની ચાર ભીંત વચ્ચેજ પુરાયેલી રહે છે; પણ આ પ્રૉફેસર એના અપવાદરૂપ હતા. તેમની ઇચ્છા નોકરી કરી ફક્ત દ્રવ્ય કમાવાનીજ નહોતી. તેમના હૃદયમાં હિંદી રસાયણનો પુનરુદ્ધાર કરવાની મહાન આકાંક્ષા હતી. એ આકાંક્ષાની સાથે સાથે તેમના મસ્તિષ્કમાં રસાયણનું અસાધારણ જ્ઞાન, સ્વભાવમાં દઢતા, મનમાં ધૂન અને નિઃસ્પૃહતા હતાં. તેમની એ મહત્ત્વાકાંક્ષા અને ધૂનને પરિણામે "બંગાલ કેમીકલ અને ફાર્માસ્યુટિકલ વર્કસ" જેવી મહાન સંસ્થાનો જન્મ થયો. તે પ્રૉફેસર બીજા કોઈજ નહિ, પણ અત્યારે હિંદમશહૂર બનેલા પરમ ખાદીભક્ત આચાર્ય શ્રી. પ્રફુલ્લચંદ્ર રાય હતા.

ભારતભૂમિ રત્નગર્ભા વસુંધરા કહેવાય છે. તેમાં સેંકડો જાતનાં વૃક્ષો, પાંદડાં, ઔષધિઓ, જડીબુટ્ટીઓ વગેરે પેદા થાય છે. હિંદી વૈદ્યો અને રસાયણજ્ઞો પોતાની દેશી ઔષધિઓનો ઉપયોગ પુરાતન સમયથી કરતા આવ્યા છે. તેમનો આયુર્વેદ તેમજ ઔષધો બનાવવાની તેમની પદ્ધતિ નિરાળાંજ છે. છેલ્લી બે સદીઓમાં યુરોપના વિજ્ઞાને એટલી બધી ઝડપથી પ્રગતિ કરી છે કે યુરોપની ચિકિત્સાપ્રણાલીમાં ઘણાં ક્રાન્તિકારી પરિવર્તનો થયાં છે. વિશ્લે-

પણુની નવી રીતિઓએ તેમજ હજારો જાતનાં નવાં યંત્રોની શોધે રોગના ઉપચારની રીતમાં ફેરફાર કર્યો છે; એટલુંજ નહિ, પણ ઔષધનિર્માણ–પ્રણાલીમાં પણ જબરો ફેરફાર કર્યો છે. પણ વિદેશી શાસનને અંગે તેમજ પોતાની રૂઢિપ્રિયતાને અંગે તથા બીજાં કેટલાંક કારણોથી આપણા આયુર્વેદાચાર્ય શ્રી. રાય પોતાની જૂની રીતિઓને વળગી રહ્યા.

અંગ્રેજી શાસને પશ્ચિમની ચિકિત્સાની રીતિઓને ઉત્તેજન આપ્યું. સારાય દેશમાં અંગ્રેજી હૉસ્પિટલો અને ડાકટરોની જાળ ફેલાઇ ગઈ. આ ડાકટરોની ચિકિત્સાની રીતિઓ વિદેશી હોવા ઉપરાંત તેમની બધી દવાઓ પણ વિદેશીજ હતી. આ દવાઓ-માંની કેટલીક તો હિંદમાં પેદા થાય છે, છતાં કંઇક અંશે અજ્ઞાનને લીધે, કંઇક અંશે ઉત્તેજન અને પુંજીની ઓછપને લીધે, કંઈક અંશે વિદેશી પ્રતિયોગિતા તથા અન્યાન્ય અડચણોને લીધે, લગભગ બધીજ દવાઓ વિદેશથી આવતી. ઘણું કરીને હિંદમાં સૌથી પ્રથમ આચાર્ય પી. સી. રાયેજ દેશી જડીબુટ્ટી અને કંદમૂળમાંથી પાશ્ચાત્ય પ્રણાલી અનુસાર અંગ્રેજી દવાઓ અને રસાયણી પદાર્થો બનાવવાનો યત્ન કર્યો. પરિણામરૂપે નંબર ૯૧ અપર સકર્યુલર રોડમાં “બંગાલ કેમીકલ અને ફાર્મોસ્યુટીકલ વર્ક્સ”નો જન્મ થયો.

આચાર્ય રાયની સાથે ડૉ૦ અમુલ્યચરણ બોઝ, એમ. બી. અને સતીશચંદ્ર સિંહ એમ. એ. નામક બે ઉત્સાહી નવયુવકો પણ જોડાયા હતા. “બંગાલ કેમીકલ વર્ક્સ”ની શરૂઆત એક કંપનીના રૂપમાં થઇ. આ ત્રણે સંસ્થાપકોમાંના કોઇની પાસે પુંજી કે અનુભવ નહોતાં; પણ તેમનામાં કલ્પનાશક્તિ અને ઉત્સાહ-ની ઓછપ નહોતી. આચાર્ય રાયે દવા બનાવવાની રીતિઓ અને વિધિઓ શોધી કાઢવાનું માથે લીધું. બોઝ મહાશયે ડાકટરી વિભાગ અને દવાઓને વીણી કાઢવાનું કામ સંભાળ્યું અને સાધારણ પ્રબંધ તેમજ દવાઓ બનાવવા ઉપર દેખરેખ રાખવાનું કાર્ય શ્રીયુત સિંહે સંભાળી લીધું. આ ત્રિપુટીએ શરૂઆતમાં કેટલીક હિંદી દવાઓ અને કેટલીક જડીબુટ્ટીવાળી ઔષધિઓ તથા અંગ્રેજી ઔષધનિર્માણશાસ્ત્રાનુસાર કેટલાક રસાયણિક પદાર્થો બનાવ્યા.

પણ આગળ ચાલતાં આ ત્રિપુટીને ઘણી અડચણો વેઠવી પડી. તેમની દવાઓ લે કોણ? ડૉકટરો તો યુરોપના જાણીતા દવા વેચનારાઓને છોડીને દેશી દવા શા માટે લે? અને વૈદો તો આધુનિક ઢબે તૈયાર થયેલી દવાઓ પર વિશ્વાસજ ધરાવતા નહોતા.

પણ આની પહેલાં કેટલાક અંગ્રેજી અને કેટલાક હિંદી ડૉકટ-રોએ હિંદની ઔષધિઓનો પ્રયોગ કરીને એ ઔષધિઓને પ્રભાવશાળી જણાવી હતી. સૌભાગ્યવશાત્ તેમના પ્રયોગોના પરિ-

ણામની નોંધ મોજૂદ હતી. આ નોંધનો કંપનીના સંસ્થાપકોએ પૂરેપુરો લાભ લીધો અને ધીરે ધીરે તેમની બનાવેલી ચીજોના ગુણથી જનતા જ્ઞાત થવા લાગી અને તેમની ચીજોની માંગ વધવા લાગી.

પછી આ વર્કસને સન ૧૯૦૧ થી પચાસ હજારની પુંજીથી લિમિટેડ કંપનીમાં ફેરવી નાખવામાં આવી. શરૂઆતમાં પુંજી માટે ડાયરેકટરોને ઘણી ફીકર કરવી પડી, પણ કંપનીના વ્યાપારમાં શરૂઆતથીજ ફાયદો થવા લાગ્યો, તેથી ધીરે ધીરે તેની પુંજી પચાસ હજારથી એક લાખ, પછી ત્રણ લાખ, પછી પાંચ લાખ, પછી દશ લાખ અને છેલ્લે હમણાં હમણાંમાં ઓગણીસ લાખ સુધી વધી ગઇ છે. પહેલે વર્ષે દવાઓનું વેચાણ પચીસ હજારનું થયું હતું અને છવ્વીસમે વર્ષે ઓગણત્રીસ લાખનું થયું. મતલબ કે, ૧૧૬ ગણું વધી ગયું.

જ્યારે કંપનીનું કામ વધ્યું ત્યારે સરક્યુંલર રોડવાળી જગ્યા ટુંકી પડવા લાગી. આથી કંપનીએ માનિકતલ્લાના લત્તામાં ૧૦ વીઘાં જમીન ખરીદી ત્યાં પોતાનું કારખાનું બાંધ્યું. ધીરે ધીરે આ જમીન ૪૦ વીઘાં થઈ; પણ તે છતાંયે જગ્યાની તંગીને લીધે પાનીહાટી નામક સ્થાનમાં ૧૩૫ વીઘાં જમીન ખરીદવામાં આવી, અને ત્યાં પણ એક કારખાનું ઉઘાડવામાં આવ્યું.

કલકત્તાના પૂર્વના છેડા તરફ માનિકતલ્લાની ખારા પાણીની જૂની નહેર પાસે "બંગાલ કેમીકલ"નું કારખાનું આવેલું છે. આ કારખાનાના સમૂહમાં નાનીમોટી ૫૩ ઇમારતો છે, જે જુદા જુદા કામમાં આવે છે. લગભગ બધાં મશીનો વીજળીના બળથી ચાલે છે. વીજળી બનાવવા માટે કંપનીનું પોતાનું "પાવર-હાઉસ" છે. એ ઉપરાંત કેટલાંક સ્ટીમ અને ઑઇલ એન્જીનો પણ છે. આખાય કારખાનાનાં એન્જીનો મળીને બસો ઘોડાની શક્તિ ઉત્પન્ન કરે છે.

આ કંપની આપબળનું સારૂં ઉદાહરણ પૂરૂં પાડે છે. બેચાર મોટાં એન્જીનો સિવાય બાકીનાં મશીનો બધાં એજ કારખાનામાં બન્યાં છે; એટલુંજ નહિ, પણ કેટલાંક મશીનો તો કંપનીના કાર્યકર્તાઓએજ શોધ્યાં છે. પાણી માટે કંપનીના પોતાના 'ટયુબ-વેલ' છે, છાપકામ માટે પોતાનું છાપખાનું છે અને પેકિંગના બૉકસ અને પીપ વગેરે બનાવવા માટે કંપનીની પોતાની "સૉ મીલ" છે.

આ સમયે કંપની મુખ્યતઃ ત્રણ જાતની ચીજો બનાવે છેઃ- (૧) રસાયણિક દ્રવ્ય, (૨) ઔષધિઓ અને (૩) વૈજ્ઞાનિક યંત્ર.

રસાયણિક દ્રવ્યોમાં તેજાબ, ફટકડી, જાતજાતના "સલ્ફેટ" અને "નાઇટ્રેટ" વગેરે બને છે.

**મોટાં શહેરમાં પીવાનું જે પાણી નળમાં આવે છે, તેને સાફ કરવામાં એલ્યુમીનિયમ-સલ્ફેટ વાપરવામાં આવે છે. કલકત્તા,**

લખનૌ, અલાહાબાદ વગેરે જગ્યાની મ્યુનિસિપાલીટીઓ "બંગાલ કેમીકલ" પાસેથી આ પદાર્થ મોટા જથામાં મંગાવે છે. "બંગાલ કેમીકલ" રોજ પોણુાત્રણસો મણ એસીડ ઉત્પન્ન કરી શકે છે. તેનો "એસીડ-ચેમ્બર" 'અપ-ટુ-ડેટ' છે.

"બંગાલ કેમીકલ"નો ઔષધિવિભાગ હિંદમાં સૌથી મોટો છે. તેની દેખરેખ અનેક રસાયણનિષ્ણાત મનુષ્યોના હાથમાં છે. આ વિભાગમાં ડૉકટરી વિધિ અનુસાર અનેક જાતની અંગ્રેજી દવાઓ-જેવી કે સત્ત્વ, અર્ક, ટિંચર, "લિકર", સ્પિરિટ, શરબત વગેરે બને છે. એ સિવાય કેટલીક દવાઓ શુદ્ધ હિંદી જડી-બુટ્ટી-ઓમાંથી બને છે. ડૉકટરો આ ઔષધિઓનો સ્વતંત્રતાથી પ્રયોગ કરે છે. હવે તો ઘણા વૈદ્યો પણ "બંગાલ કેમીકલ"ની બનાવેલી દવાઓ વાપરે છે.

આ દવાઓ સિવાય 'કૉડ લિવર ઑઇલ', 'ઇમલ્શન', લાલ શરબત, ફેરિપન, સાબુ વગેરે પણ ત્યાં બને છે. આ સર્વ વસ્તુઓ આયુર્વેદિક ગુણો ધરાવતી હોવાનો અનેક ડૉકટરોએ સ્વીકાર કર્યો છે.

"બંગાલ કેમીકલ"માં એક પરીક્ષાવિભાગ છે, જ્યાં હંમેશાં ઔષધિઓની પરીક્ષા થયા કરે છે. બજારમાં જે જડીબુટ્ટીઓ કે બીજી વસ્તુઓ વેચાય છે, તેની પહેલે વિશ્લેષણાત્મક પરીક્ષા કરવામાં આવે છે. જો તે તદ્દન નિર્દોષ અને ઉચિત "સ્ટાન્ડર્ડ"ની સાબીત થાય છે, તોજ તેને "બંગાલ કેમીકલ" વાપરે છે-અન્યથા નહિ. દવાઓ જ્યારે બનીને તૈયાર થઇ જાય છે ત્યારે ફરી વાર તેનું વિશ્લેષણ થાય છે અને જો તેમાં બધા આવસ્યક ગુણો મળી આવે તોજ તેને શીશીઓમાં ભરીને બજારમાં મોકલવામાં આવે છે. કેટલીક દવાઓ તૈયાર થતાં તેમનો પ્રયોગ સસલાં કે બિલાડીઓ પર કરવામાં આવે છે અને પછીજ તેમને શીશીઓમાં ભરાય છે.

"બંગાલ કેમીકલ"માં એક જીવ-વિજ્ઞાનની પ્રયોગશાળા (બાયોલૉજિકલ લેબોરેટરી) પણ છે. આ પ્રયોગશાળાના નિરીક્ષક આ વિષયના ખાસ અનુભવી છે અને તેમણે યુરોપની અનેક જાણીતી પ્રયોગશાળાઓમાં દશ વર્ષ સુધી કામ કર્યું છે.

ઇન્જેકશનની દવાઓ બનાવવાનો વિભાગ જુદો છે. અમુક પરમાણુઓને ઠંડાં કરવા માટે એક 'આઇસ રૂમ' છે, જેમાં દાખલ થતાંજ આપણને લાગે કે આપણે હિમાલયમાં પહોંચી ગયા.

મલમપટ્ટી વગેરેના કામ માટે દવાવાળું દબાવેલું રૂ અને પટ્ટીઓ વગેરે પણ અહીં બને છે.

"મશીન-શૉપ"માં વૈજ્ઞાનિક યંત્રો અને ડૉકટરી ઓજારો બને છે. અહીં "ફીઝીકલ બેલેન્સ" જેવું સૂક્ષ્મ ત્રાજવું પણ બને છે.

અહીં બનેલી શૃંગારની સામગ્રીઓ-દંતમંજન, સુગંધી,

નાના પ્રકારનાં માથામાં નાખવાનાં તેલો વગેરેનો જનસાધારણમાં પૂરતો પ્રચાર છે.

આ સંસ્થામાં આ વખતે બે હજાર વ્યક્તિઓ કામ કરે છે.

"બંગાલ કેમીકલ"ની દવાઓની જાહેર ખબર હિંદનાં પત્રોમાં છપાય છે, તેમાં પણ જાહેર ખબરની કલાની સાથે સાથે સુરુચિ અને હિંદી કલાનાં તત્ત્વો હોય છે.

આ મહાન સંસ્થાનું સંચાલન દેશી પુંજી, દેશી બુદ્ધિ, દેશી મહેનત અને દેશી વસ્તુઓથી થાય છે. આ પરથી એ જણાઇ આવે છે કે, હિંદી પુરુષાર્થ ને બુદ્ધિ ગમે તેવું કઠિન કાર્ય કરી શકે તેમ છે. (માર્ચ-૧૯૩૧ ના "નવચેતન"માંથી)

# ૮૩-પતિસેવા

(લેખકઃ-સાહિત્યરત્ન પં૦ અયોધ્યાસિંહ ઉપાધ્યાય "હરિઓધ")

સેવા ભક્તિ કી પરમ-પ્રિય પુત્રી હૈ. યહ હર્ષ ઔર ગૌરવ કી બાત હૈ કિ ઉસકા દેશ મેં પ્રચૂર પ્રચાર હો રહા હૈ. આજ દિન સબ ઓર દેશસેવા, જાતિસેવા, સમાજસેવા આદિ કી ધૂમ હૈ. કિંતુ ન-જાને ક્યોં, પતિસેવા અચ્છી દૃષ્ટિ સે નહીં દેખી જાતી. ઉસે સપત્ની સમઝા જાતા હૈ. શાયદ દાસી કહલાને કા ભય ડરાતા રહતા હૈ. જિસકી દૃષ્ટિ મેં સામ્યવાદ બસા હૈ, વહ દાસી બનના કબ પસંદ કરેગી ? કિંતુ યહ બડા ભ્રમ હૈ. સેવા સામ્યવાદ કી સહચરી હૈ. જિસકો ઉચ્ચતા કા અભિમાન હૈ, વહ કિસીકો નીચ સમઝ કર ઉસકી સેવા કરના પસંદ ન કરેગા. જબ સભી સમાન હૈં, તો કિસીકો કિસીકી સેવા કરને મેં સંકોચ ક્યા ? સ્ત્રી-પુરુષ તો સમાન હી નહીં, ઔર કુછ ભી હૈં. વે ઔરોં કી અપેક્ષા અધિક સમાન હૈં. ફિર પરસ્પર એક-દૂસરે કી સેવા કરને મેં સંકોચ ક્યા ? ક્યા પુરુષ સ્ત્રી કી સેવા નહીં કરતે ? માઁ, બહન, બેટી કી બાત જાને દીજીએ, મૈંને પુરુષોં કો મહિનોં રાત-રાતભર જાગ કર અપની અર્ધાંગિની કી સેવા કરતે દેખા હૈ. ક્યા ઇસસે વે ઉસકે દાસ હો ગએ ? નહીં, વરન્ ઉન્હોંને અપને બહુત બડે કર્તવ્ય કા પાલન કિયા. ક્યોંકિ ઔરોં કી અપેક્ષા સ્ત્રી કા અપને પતિ પર અધિક દાવા હૈ. ફિર સ્ત્રી કો પુરુષ કી સેવા કરને કા ક્યા વિરોધ ! યહ તો ઉસકા ધર્મ હૈ. સ્ત્રી-પુરુષ પરસ્પર ઇતને બંધે હુએ હૈં કિ એક કો દૂસરે કી આવશ્યકતા પૂરી કરની હી હોગી. ઇસમેં દંભ કૈસા ? ભગવાન્ મનુ કહતે હૈં—

**संतुष्टो भार्यया भर्त्ता भर्त्ता भार्या तथैव च ।**
**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥**

જિસ કુલ મેં સ્ત્રી સે પુરુષ પ્રસન્ન રહતા હૈ, ઔર પુરુષ સે સ્ત્રી, ઉસકા અવશ્ય કલ્યાણ હોતા હૈ.

સેવાભાવ આર્ય સંસ્કૃતિ કા એક અંગ હૈ. ઇસી લિયે ચાહે પુરાણ ઉપપુરાણ મેં, પતિ કી સેવા કરના સ્ત્રી કા ધર્મ બતલાયા ગયા હૈ. કારણ ઇસકા યહ હૈ કિ સેવાપ્રવૃત્તિ સ્ત્રિયાં મેં સ્વાભાવિક હોતી હૈ. વે ઉદારહૃદયા, કોમલમના ઔર દયાશીલા હોતી હૈં. દૂસરે કા દુઃખ દેખ કર દ્રવીભૂત હોના ઉનકા પ્રધાન ગુણ હૈ. ઉનમેં સહનશીલતા ભી અધિક હોતી હૈ, સેવા કે લિયે યહ ગુણ અધિકતર અપેક્ષિત હૈ. જિસમેં કષ્ટસહિષ્ણુતા નહીં, વહ સ્થિર ચિત્ત સે સેવાભાવપરાયણ નહીં હો સકતા. સંતાન કો દસ માસ ગર્ભ મેં ધારણ કર કે ઉસે જન્મ દેના ઔર આત્મોત્સર્ગ કર ચિરકાલ તક તન્મયતા સે ઉસકી સેવા કરના માતા કા હી કામ હૈ ઔર ઇસી લિયે ભગવાન્ મનુ કે કથનાનુસાર "**सहस्रन्तु पितृन् माता गौरवेणातिरिच्यते ।**" માતા પિતા સે ગૌરવ મેં સહસ્ર–ગુના અધિક હૈ. યદિ માતાઓં મેં યહ અલૌકિક સેવાભાવ ન હોતા, તો ધરાતલ આજ સંતાનશૂન્ય હોતા. પશુપક્ષિયોં તક મેં યહ ભાવ ઇતના પ્રબલ હોતા હૈ કિ દેખ કર આશ્ચર્ય હોતા હૈ. રણ મેં જિસ સમય પુરુષજાતિ શસ્ત્ર–સંચાલન મેં ઉન્મત્ત દિખલાઈ દેતી હૈ, ઉસ સમય ધીર ભાવ સે મહિલાએં (નર્સેં) ઘાયલ ઔર રોગિયોં કી પરિચર્યા મેં નિરત દેખી જાતી હૈં. જિસકે સેવાભાવ કા પ્રવાહ ઇતના સબલ હૈ, પતિદેવ કી સેવા કી સચ્ચી અધિકારિણી વહી હૈ. શાસ્ત્રોં કી આજ્ઞા કા મર્મ યહી હૈ. ક્યોંકિ પતિ કી હિતકારિણી સંસાર મેં પત્ની કે સમાન ઔર કૌન હૈ? વિપત્તિ મેં, કષ્ટ મેં, દુઃખોં કે અન્ય અવસરોં પર પતિ કી સેવા જિસ લગન ઔર તન્મયતા સે પત્ની કર સકતી હૈ, અન્ય નહીં. પ્રત્યેક કાર્ય કે લિયે યોગ્ય અધિકારી હી અપેક્ષિત હોતા હૈ. શાસ્ત્ર ઇસ સિદ્ધાંત કી ઉપેક્ષા કૈસે કરતા? સદા સે સેવા કા ભાર ઉસી પર પડતા આયા હૈ, જો સમીપી હોતા હૈ. અર્ધાંગિની પત્ની સે બઢ કર સમીપી સંસાર મેં ઔર દૂસરી કૌન હૈ? ફિર પતિસેવા યદિ ઉસકા કર્તવ્ય ન કહા જાય, તો કિસકા કહા જાવે!

ગોસ્વામી તુલસીદાસ કી રામાયણ પવિત્ર આર્ય સંસ્કૃતિયોં ઔર મહાન્ આદર્શોં કા ભંડાર હૈ. શ્રીમતી જનકનંદિની સતી–સાધ્વી સ્ત્રિયોં કી શિરોમણિ હૈ. ઉનકે વિષય મેં ગોસ્વામીજી એક સ્થાન પર લિખતે હૈં.—

**पति अनुकूल सदा रह सीता । सोभा खानि सुसील बिनीता ॥**
**जद्यपि गृह सेवक सेवकिनी । बिपुल सकल सेवा बिधि गुनी ॥**
**निज कर गृह परिचरजा करहीं । रामचन्द्र आयसु अनुसरहीं ॥**

"પતિ અનકૂલ સદા રહ સીતા" ઇસ પદ્ય મેં 'સદા' કા પ્રયોગ બડા હી માર્મિક હૈ. કિસી અવસ્થા મેં શ્રીમતી જનકનંદિની પતિ કે પ્રતિકૂલ આચરણુ નહીં કરતીં; યહ ઇસકા ભાવ હૈ. યૌવન બડા પ્રમાદી હૈ. ગૃહ કે ઝમેલે, આત્મપરાયણુતા, અહંભાવ કભી-કભી ઐસે કારણુ ઉપસ્થિત કર દેતે હૈં, જિસસે પ્રાયઃ પતિ-પત્ની મેં મનોમાલિન્ય હો જાતા હૈ, ઔર કઇ દિન તક ચલતા રહતા હૈ. આપસ મેં બાતચીત તક બંદ હો જાતી હૈ, ઐસી અવસ્થા મેં પ્રતિકૂલ આચરણુ સ્વાભાવિક હૈ, ચાહે વહ સાધારણુ હી હો. શ્રીમતી રાજરાજેશ્વરી વિકટોરિયા કી પતિપરાયણુતા, સરલતા ઔર વિનયશીલતા વિશ્વવિદિત હૈ. વહ એક સાધુસ્વભાવા મહિલા થીં. એક દિન યૌવન કી ઉમંગ મેં અપને પરમ-પ્રિય પતિ પ્રિન્સ અલબર્ટ કે સાથ બાત હી બાત મેં વહ ઐસા વ્યવહાર કર બૈઠીં કિ વહ રુષ્ટ હો ગયે ઔર દૂસરે કમરે મેં જા કર ઉસકે કિવાડ લગા લિયે. થોડી હી દેર મેં પતિપ્રાણુા કો યહ બાત ખટકી. વહ અપને સ્થાન સે ઉઠીં, ઔર કિવાડોં કો સવિનય ખુલવા કર પતિદેવ કો મના લિયા. જો કુછ ઉન્હોંને કિયા ઇસસે ઉનકી વિશાલહૃદયતા સૂચિત હૈ; કિંતુ યૌવનપ્રમાદ કી ઝલક ઉસમેં મૌજૂદ હૈ. કહા જા સકતા હૈ કિ યે ચઢતી જવાની કે રંગરહસ્ય ઔર ચોચલે હૈં, ઇનકો પ્રતિકૂલાચરણુ નહીં કહ સકતે; કિંતુ યહ વિચાર ઠીક નહીં. અનબન કી જડ પ્રતિકૂલાચરણુ હૈ, ચાહે વહ કિતની હી થોડી માત્રા મેં ક્યોં ન હો. ગોસ્વાસ્વામીજી કા 'સદા' શબ્દ ઇસી ભાવ કા સૂચક હૈ. શ્રીમતી જાનકીદેવી સાધ્વી થીં કિ ઐસી નૌબત કભી આતી હી ન થી.

"સોભાખાનિ સુસીલ બિનીતા" ઇસ પદ્ય મેં 'સોભાખાનિ' કા પ્રયોગ માર્કે કા હૈ. નીતિગ્રંથોં મેં લિખા હૈ—'**भार्या रूपवती शत्रु**'—ક્યોં ? ઇસ લિયે કિ વહ ગર્વવતી હોતી હૈ. ઉસમેં ઐંઠ બહુત હોતી હૈ. ઉસકી નાજબરદારી કરતે કરતે-પતિદેવ કે નાકોં દમ આ જાતા હૈ. જબ વહ કિતનોં કો અપની ઓર લાલાયિત આંખોં સે અવલોકન કરતે દેખતી હૈ, તો ઉસકા મિજાજ ચઢ જાતા હૈ. ઇસી લિયે રૂપવતી ભાર્યા કો શત્રુ કહા ગયા હૈ. શ્રીમતી જનકનંદિની સ્વયં 'શ્રી' હૈં. ઇસ લિયે ઉનકી શોભા કા ક્યા કહના; કિંતુ 'સોભાખાનિ' હો કર ભી વહ સુશીલ ઔર વિનીત થીં. યહ બાત ઇસીસે પ્રમાણિત હોતી હૈ કિ વહ સદા પતિ કે અનુકૂલ રહતી

थीं. जो पतिप्राणा है, वह सुशीला और विनयनम्र क्यों न होगी? जो समझती है—

"वाही के सुहाग से सुहागिनी भई हौं बीर, वाही रूपवारे रूप ही ते भइ रूप सी." उसमें ऐंठ कैसी? कैसा रूपगर्व? और कैसा मिजाज? जिसकी यह अवस्था है कि—

"रूपसुधा अकिली ही पियें पिय हूं को न आरसी देखन देति है."

वह नाजबरदारी की भूखी क्यों होगी? और क्यों न चाहेगी कि मैं अपने प्यारे का कौन प्रिय करूं. क्यों न उन्हें अपनी आंखों का तारा बना कर रखुं.

इसके उपरांत गोस्वामीजी लिखते हैं—"यद्यपि सकल सेवा-विधि में दक्ष घर में अनेक दास-दासियों हैं, फिर भी सीतादेवी अपने हाथ से घर की सेवा-टहल करती और पति की आज्ञानुसार चलती रहती हैं." कौन सीता देवी?—जो 'सोभा खानि' हैं! चक्रवर्ती की पुत्रवधू और मिथिलाधिपति की प्रिय पुत्री हैं! उनकी इस गृहिणी-धर्म की महत्ता को प्रथम के दो चरणों ने कितना चमका दिया हैं, इसका विचार सहृदय जन भली भांति कर सकते हैं. आज पतिसेवा के साथ गृहसेवा से भी नाक-भौं चढाइ जा रही है, उसका भी बायकाट किया जा रहा है. क्यों? इस लिये कि जब पतिसेवा ही इष्ट नहीं तो गृहसेवा के जंजाल में कौन पडे-कौन आग के सामने बैठ कर अपने रूप पर आंच आने दे, कौन धुयें में बैठ कर अपनी आंखे फोडे, कौन फूल-से कोमल हाथों से गर्मागर्म बरतनों को पकडे, कौन चौके में बैठे और कौन तरहदार साडियों को मैली होने दे? ये सब काम तो लौंडियों के हैं, गृहस्वामिनी के नहीं. रसोइ अच्छी न बने, बला से पतिदेव आधे पेट खा कर उठ आवें, तो उठ आवें; घरवाले मुंह फुलायें, तो फुलावें; उनको सैर-सपाटे, क्लबों से छुट्टी कहां जो वे इन पचडों में पडें! यह पाश्चात्य शिक्षा-दीक्षा का प्रभाव है. इससे समाज में रोमांचकारी असुविधायें फैल रही हैं. थोडी पुंजीवालों का तो नाकों दम है परंतु अभी आंखें ठीक-ठीक नहीं खुली, पतन-पर-पतन होता ही जा रहा है. हिंदू-आदर्श से ही हिंदू-जाति का भला हो सकता है. भगवती विदेहनंदिनी ही हमारी कुलललना का आदर्श हो सकती है, अन्य नहीं. शास्त्रों की कुछ आज्ञायें भी देखिये—

'सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥—मनु०

भोजने च रुचितमिदमस्मै द्वेष्यमिदं पथ्यमिदमिति च विन्द्यात् । स्वरं बहिरुपश्रुत्य भवनमागच्छतः किं कृत्यमिति

भुवती शय्याभवनमध्ये तिष्ठेत् । परिचारिकामपनुद्य स्वयं पादौ प्रक्षालयेत् पश्चात् संवेशनं पूर्वमुत्थानमनबोधनम् च सुप्तस्य, —वात्स्यायन ।

સ્ત્રી કો ચાહિયે કિ સદા આનંદિત રહે, ગૃહકાર્ય મેં દક્ષ હો, તમામ સામાનોં કો સંભાલતી એવં સુધારતી રહે ઔર વ્યય હાથ દબા કર કરે.

ભોજન કે પદાર્થોં મેં ઇસકા વિચાર રકખે કિ કિસકો કયા રુચતા હૈ ઔર કિસકે લિયે કયા પથ્ય ઔર કયા અપથ્ય હૈ. ઘર આતે હુયે પતિ કી આવાજ બાહર સુન કર સજ્જાભવન મેં આ કર ખડી હો જાય ઔર કૃત્ય કે વિષય મેં ઉસકી આજ્ઞા લે. 'પરિચારિકાઓં' અર્થાત્ દાસિયોં કો હટા કર સ્વયં ઉસકે પૈર ધોવે. પીછે સોના ઔર પહલે ઉઠના ચાહિયે. જો પતિ આરામ મેં હો તો જગાને કી ચેષ્ટા ન કરે.

સંભવ હૈ, ઇન પંક્તિયોં કો પઢ કર યહ સમઝા જાય કિ ઇનમેં દાસીકરણ કી હી કલા હૈ, કિંતુ વાસ્તવ મેં એસા નહીં હૈ. જિસસે અહંભાવ કે અંધકાર મેં માનવતા–કૌમુદી કા વિકાસ હો, અલસ પ્રકૃતિ, કટુ–સ્વભાવ, ઉચ્છૃંખલ મનોવૃત્તિ કા નિયમન હો, ઇનમેં ઇસી પ્રકાર કી મધુર શિક્ષા હૈ. આજકલ ઉદ્દામ પ્રવૃત્તિ કો અચ્છા સમઝા જાતા હૈ. માનવતા સે અહમહમિકા અધિક પસંદ કી જાતી હૈ. આત્મપ્રતારણા કો આત્મગૌરવ કહા જાતા હૈ ઔર માનસિક દુર્બલતા કો મહત્તા; કિંતુ દુર્ગુણ દુર્ગુણ હૈ, ઔર ગુણ ગુણ. દુર્ગુણ કદાપિ ગુણ નહીં હો સકતા. મોહ–મમતા કી રાત્રિ વ્યતીત હોને પર જ્ઞાનસૂર્ય કા ઉદય હોતા હૈ. ઉસ સમય માનવતા કી કિરણેં હી ફૂટતી દિખલાઇ દેતી હૈં.

એક દિન એક સજ્જન કે સાથ મેં ઉનકે મકાન પર ગયા. દિન મેલે કા થા. અપને સાથ શેષશાયી ભગવાન્ કા એક ચિત્ર વહ લેતે ગયે થે. જિસ સમય હમ લોગ બૈઠે, ઉનકી શ્રીમતી સામને આઇ. ઉન્હોંને ચિત્ર ઉન્હેં દે દિયા. ઉસે ઉન્હોંને એક બાર દેખા, ભૌંહેં ટેઢી કીં, ઔર ફિર ઉસે ટુકડે ટુકડે કર કે ફેંક દિયા. પતિદેવ ને કહા "હૈં! હૈં! યહ કયા?" ઉન્હોંને કહા "યહ ચિત્ર યહી દિખલાને કો ન લાએ હો કિ લક્ષ્મી બૈઠી વિષ્ણુ ભગવાન કે પૈર દાબ રહી હૈં? મૈં ઐસા આદર્શ નહીં પસંદ કરતી. સ્ત્રિયાં પુરુષોં કી દાસી નહીં હૈં. મૈં ઐસી તસ્વીરોં કો ફાડ કર ફેંક દેના હી અચ્છા સમઝતી હૂં." યહ કહ કર શ્રીમતી ભીતર ચલી ગઇ ઔર વહ મેરા મુંહ દેખને લગે. આજકલ ઐસી હી પ્રવૃત્તિ પ્રબલ હો રહી હૈ ઔર વહ હમારે સમાજ મેં હલચલ મચા રહી હૈ.

ઐસી પ્રવૃત્તિ કી સ્ત્રી હી નહીં, પુરુષ ભી પ્રાયઃ કહા કરતે

હૈં કિ હિંદૂ ગ્રંથોં મેં સ્ત્રિયોં કો ઉચ્ચ સ્થાન દિયા હી નહીં ગયા, વે પ્રાયઃ દાસી હી સમઝી ગઇ હૈં; કિંતુ ઐસા કહના બહુત બડા અજ્ઞાન હૈ, વિચાર કી સંકીર્ણતા હી ઇસ અજ્ઞાન કા કારણ હૈ. યદિ જિજ્ઞાસાદૃષ્ટિ સે હિંદૂ ગ્રંથોં કા અધ્યયન કિયા ગયા હોતા, તો ઐસી અનર્ગલ બાત કદાપિ ન કહી જાતી. મૈં કુછ પ્રમાણ દૂંગાઃ—

अर्धभार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा।
भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः ॥१॥
सखायः प्रविविक्तेषु भवन्त्येता प्रियंवदा।
पितरो धर्मकार्येषु भवन्त्यार्तस्य मातरः ॥ २ ॥
कान्तारेष्वपि विश्रामो जनस्याध्वनि कस्य वै।
यः स दारः स विश्वास्यस्तस्माद्दारा परा गतिः ॥३॥
आत्मात्मनैव जनितः पुत्र इत्युच्यते बुधैः।
तस्मात् भार्यां नरः पश्येन्मातृवत्पुत्र मातरम् ॥–महाभारत।
यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ —मनु०।
दाम्पत्यव्युत्क्रमे दोषः समः शास्त्रे प्रकीर्तितः।
नरा न तमवेक्षन्ते तेनात्र वरमङ्गनाः ॥५॥—वराहमिहिर।

ભાર્યા મનુષ્ય કા આધા શરીર ઔર શ્રેષ્ઠતમ સખા હૈ. ભાર્યા અર્થ, ધર્મ ઔર કામ કા મૂલ હૈ. પ્રિયંવદા ભાર્યા અસહાય કી સહાય, ધર્મકાર્ય મેં પિતાસ્વરૂપ, આર્ત વ્યક્તિ કી જનની ઔર સંસાર–પથ–પથિકોં કા વિશ્રામસ્થલ હૈ. ભાર્યાવાન વ્યક્તિ હી સબકા વિશ્વાસભાજન બનતા હૈ. ઇસ લિયે ભાર્યા હી પરા ગતિ હૈ. પતિ કી આત્મા હી પત્ની કે ગર્ભ મેં પ્રવિષ્ટ હો કર પુત્ર રૂપ સે જન્મતી હૈ; ઈસ લિયે ભાર્યા માતા કે સમાન માન્ય હૈ. જહાં સ્ત્રિયાં કિ પૂજા હોતી હૈ, વહાં દેવતાઓં કા નિવાસ હોતા હૈ. શાસ્ત્રોં ને દામ્પત્ય ધર્મ તોડને કો દોષ માના હૈ. પુરુષ ઈસકી પરવા નહીં કરતે, ઇસ લિયે સ્ત્રિયાં હી શ્રેષ્ઠ હૈં.

કવિતાવિભૂતિસંપન્ન ભવભૂતિ કી બાતેં ભી સુન લીજિયે. ઉત્તરરામચરિત મેં ભગવાન રામચંદ્ર કે મુખ સે એક સ્થાન પર વહ યહ કહલાતે હૈં:—

इयं गेहे लक्ष्मीरियममृतवर्तिर्नयनयो-
रसावस्याः स्पर्शो वपुषि बहुलश्चन्दनरसः।
अयं बाहुः कण्ठे शिशिरमसृणो मौक्तिकसरः
किमस्या न प्रेयो यदि परमसह्यस्तु विरहः ॥

"યહ મેરે ઘર કી લક્ષ્મી હૈ, આંખોં કી અમૃતશલાકા હૈ. ઇસકા સ્પર્શ શરીર કે લિયે ગાઢા ચંદનરસ હૈ. ઇસકી ભુજા મેરે ગલે મેં મોતિયાં કી માલા કી ભાંતિ શીતલ ઔર સુખદ હૈ. વિયોગ-

જનિત દુઃખ કો છોડ કર મુઝે સીતા કી કૌન બાત પ્યારી નહીં–"

એક દૂસરે સ્થાન પર ઉનકી લેખની ને યોં રસવર્ણન કિયા હૈઃ–

'त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं,
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ॥

"તુમ મેરા જીવન હો, મેરા દ્વિતીય હૃદય હો. મેરી આંખોં કે લિયે ચંદ્રમા કી ચાંદની ઔર શરીર કે લિયે અમૃતરસ હો."

ઇન કતિપય પંક્તિયોં મેં સ્ત્રીજાતિ કી મહત્તા કે વિષય મેં જો કહા ગયા હૈ, ઉસસે અધિક ક્યા કહા જા સકતા હૈ? શાસ્ત્ર ઉદાર ઔર તત્ત્વગ્રાહી હૈં. ઉનકી અનુભૂતિ મહાન ઔર અત્યંત સમીચીન હૈ. ઉનકી દૃષ્ટિ એકદેશીય નહીં, વ્યાપક ઔર ઉદાત્ત હૈ. યહ દૂસરી બાત હૈ કિ કોઇ મણિ કો કાંચ સમઝે. સ્ત્રી ઔર પુરુષ દોનોં કે લિયે ઉચિત શિક્ષાએં ઉનમેં મૌજુદ હૈં. સંસાર કો ઉન્હોંને ગંભીર દૃષ્ટિ સે દેખા હૈ, ઔર ચિરકાલ તક ઉસકે વિષયોં કા મનન કિયા હૈ. ઇસ લિયે વાસ્તવ મેં ઉનકા કથન ભવભેષજ હૈ. વહ કિસીકો કડવી માલૂમ હો, કિંતુ હૈ વહ માનસરોગ કી અમોઘ ઔષધિ. દાંપત્ય ધર્મ ઉત્તરદાયિત્વપૂર્ણ હૈ. થોડીસી અસાવધાની સે વહ વિષમય હો સકતા હૈ, તપોવન સે ગૃહક્ષેત્ર મેં અધિક ઇંદ્રિયનિગ્રહ ઔર સાધના કી આવશ્યકતા હૈ. વહાં ઇતની વિઘ્ન–બાધા સામને નહીં આતી, જિતની યહાં. પુરુષજાતિ સે સ્ત્રીજાતિ પર ઉસકા ઉત્તરદાયિત્વ અધિક હૈ; ક્યોંકિ ગૃહિણી ઔર ગૃહલક્ષ્મી વહી હૈ. ગૃહ કે ભંડાર પર ઉસીકા અધિકાર હોતા હૈ, ઇસ લિયે અન્નપૂર્ણા ભી ઉસીકો કહતે હૈં. યદિ વહ યહ નહીં સમઝ સકતી હૈ કિ મૈં ક્યા હૂં, યદિ ઉસકા આત્મજ્ઞાન અપૂર્ણ હૈ, તો વહ સંસારક્ષેત્ર મેં અસફલ રહેગી; ઔર ઉસ એક કે કારણ સ્વર્ગ કે સમાન ગૃહ નરક બન જાયગા. જૈસે અન્નવસ્ત્ર કી સુવ્યવસ્થા કરના કર્તવ્ય હૈ, ઉસી પ્રકાર કષ્ટ કે સમય ઉચિત સેવા કરના ભી ઉસકા કર્તવ્ય હૈ. આર્ત્ત ઔર પીડિત કી સેવા કર જો આત્મપ્રસાદ લાભ હોતા હૈ, વહ બડા હી ઉદાત્ત હોતા હૈ; ક્યોં કિ ઉસમેં માનવતા કી ઝલક વિશેષ હોતી હૈ. મૈંને દેખા હૈ કિ ચોટ લગ જાને પર, મૂર્ચ્છિત હો જાને પર બડે પ્રતિષ્ઠિત લોગ ભી સાધારણ જન કી સેવા કરને લગતે હૈં. ઇસસે ઉનકી પ્રતિષ્ઠા અધિક હોતી હૈ, કમ નહીં. પતિ યદિ શ્રાંત હૈ, ઔર પત્ની ને પંખા ઝલ દિયા, તો ઉસને શિષ્ટતા કા હી, આત્મીયતા કા હી પરિચય દિયા, ઇસમેં ઉસકી લઘુતા ક્યા હુઇ? યદિ પતિ પીડિત હૈ, રુગ્ણ હૈ, કષ્ટ મેં હૈ, તો ઉસકી સેવા કરના ક્યા પત્ની કા ધર્મ નહીં હૈ? યદિ નહીં હૈ, તો ઉસમેં સહાનુભૂતિ કહાં? મમતા કહાં? સ્નેહ કહાં? વહ તો પથ્થર હૈ. પથ્થર સે ભી ગઇ બીતી;

ક્યોં કિ અવસર પર પત્થર ભી પસીજ જાતા હૈ. ઐસી પત્ની પત્ની નહીં હૈ, વહ કુછ ઔર હૈ. વહ સ્વાર્થમયી દાનવી હૈ, પ્રેમમયી માનવી નહીં. વહ લોકનિંદા કા પાત્ર તો બનતી હી હૈ, સાથ હી સંસાર મેં ઉપેક્ષિત ભી હોતી હૈ. આજ ભી ઘરઘર ઐસી કુલ-લલનાએં હૈં જો પતિ કે કષ્ટ કો દેખ કર વ્યથિત હો જાતી હૈં, ઔર રાતદિન ઉનકી સેવા કર કે ભી તૃપ્ત નહીં હોતી. સચ્ચી બાત તો યહ હૈ કિ યદિ વે ઐસા ન કરેં તો ઉનકા મન હી નહીં માનતા. વે ભૂખ, પ્યાસ સબ ભૂલ જાતી હૈં, તન કી સુધ ભૂલ જાતી હૈં; પર પતિ કી સેવા કો નહીં ભૂલતી. ઉનકો થોડી દેર કે લિયે ભી પતિ કી ચારપાઇ કે પાસ સે હટના ગવારા નહીં હોતા. મુંહ બના કર કહા જા સકતા હૈ કિ વે નિંદનીય દાસી હૈં; પરંતુ વે સચ્ચી દેવી હૈં; ક્યોં કિ દિવ્ય ગુણ ઉન્હીંમેં હૈં.

પતિસેવા કા યહ અર્થ નહીં કિ દબ કર ઉસકે પૈર દબાયે જાયં, મુઠ્ઠી મેં રખને કે લિયે ઉસકે તલવે સહલાયે જાયં, મતલબ ગાંઠને કે લિયે દબી બિલ્લી કા સ્વાંગ લાયા જાય. યદ્યપિ ઐસા બહુત કિયા જાતા હૈ, તથાપિ ઇસમેં સ્વાર્થ કી ગંધ હૈ. અતએવ યહ વિડંબના હૈ, સચ્ચી પતિ-સેવા નહીં. હૃદય કે સચ્ચે ભાવ સે, વિના કિસી કામના કે, પતિહિત મેં રત રહના, દુઃખ મેં ઉસ પર ઉત્સર્ગ હોના, ઉસકે જીવન કો આનંદમય ઔર ઉસકે સંસાર કો સુખરૂપ બનાના હી સચ્ચી પતિસેવા હૈ. સ્મરણ રહે, બાહ્ય સૌંદર્ય સે હૃદયસૌંદર્ય હી ઉત્તમ હોતા હૈ.

( "માધુરી"ના એક અંકમાંથી )

# ૮૪—પ્રેમાનંદ

( લેખકઃ—શ્રી. સુરેશ દીક્ષિત )

સરિતાતટે વનઉપવનમાં ફરતાં એકાદ વૃક્ષને સર્વસુંદર કહેવું જેટલું કઠણ છે, તેટલુંજ પ્રેમાનંદની એક કૃતિને સર્વશ્રેષ્ઠ ગણવી મુશ્કેલ છે. તરુનાં પર્ણ જેવી એક જાતની પણ એકસરખી નહિ. વૃક્ષનું સૌંદર્ય વખાણતાં વાડીનું સૌંદર્ય વિસરાય, તેમ તેની એકાદ કૃતિ ઉપર મોહી પડતાં થાય. તાડ જેવો તે ઉંચો છે; વડ જેવો તે વિશાળ છે. પાસેથી નીરખતાં તેનું એકાદ અંગ ઝીણવટથી જોવાય, પણ દૂરથી તે આખોય દેખાય.

સત્તરમી સદીની મધ્યે અને અંતે શાંતિ હતી. જહાંગીર અને શાહજહાંની વૈભવભરી સત્તાનો દોર હતો. નૂરજહાં અને મુમતાઝની પ્રેમખાટે બાદશાહ ઝૂલતા. કાશ્મીરની વાડીઓમાં એકને માટે ગુલાબ

ઉછરતા, તો બીજા માટે તાજમહેલનાં સ્વપ્ન ગુંથાતાં. એ અરસામાં જહાંગીર એક વર્ષ (૧૬૧૭) ગુજરાતમાં આવી રહ્યો હતો. ગુજરાતનાં શહેરોમાં સુરત ઉપર સૌનો ડોળો રહેતો. કંદહાર, બંગાળ અને દક્ષિણ સર કરવા મોગલાઈ મચી હતી. વિશ્વામિત્રીને આરે વડોદરું ઢાંક્યું હતું. તેને દરવાજે મોગલ તોપો ગગડી ન હતી. જમાનો કળા–કારીગરીનો હતો. ગુજરાતમાં દિલ્હીથી સુબાઓ આવતા અને જતા. મુસલમાનોએ ગુજરાતમાં મસ્જીદો અને કિલ્લા બાંધ્યાં, કાજી અને કોટવાળ નીમ્યા; પણ પાષાણ જેવા હિંદુ સમાજને છિન્નભિન્ન ન તે નજ કરી શક્યા. હિંદુઓ રાજસત્તા ગુમાવતાં ધાર્મિક જુસ્સો રાખી રહ્યા હતા; છતાંયે પાંચસો વર્ષ સુધી યવન રાજ્ય ગુજરાતમાં ઘર કરી રહ્યું હતું. સારૂંયે ગુજરાત વેપારવણજ અને ખેતી ઉપર ટકી રહ્યું હતું. ગુજરાતનું ધન સોનાચાંદી અને ઝવેરાતમાં એકઠું થતું. ઉપદ્રવ વેળા તે જમીનમાં દાટી દેવાતું.

સો વર્ષ પહેલાંના સાહિત્યને સમજવા માટે સમાજમાં બ્રાહ્મણનો મોભો અને વાણીઆની શાખ જાણવી જરૂરની છે. ધર્મના નાદે બ્રાહ્મણો આખા સમાજને રમાડતા. ગુજરાતમાં લક્ષ્મી વેપારે આવતી. ગામમાં નગરશેઠની સત્તા રહેતી, અને મહાજનની આણ ફરતી. નાતજાત હોવા છતાં ગામડાં અને શહેરમાં લોકો ભિન્ન તાંતણે વણાયલા એકજ લૂગડા જેવા એકમેકથી હળીમળી રહેતા. વૃદ્ધોની આમન્યા ઉપર સંસાર ટકતો. દિવસે કામે અને રાતે લોકો નવરા રહેતા. દેશપરદેશના સમાચાર ઉડતા બજારમાં આવતા, ત્યાંથી શેરીચકલે પ્રસરતા. દાંડી પીટાવી કે પડો વગાડી લોકોને નવાજૂની અપાતી. ગામને કૂવે કે નદીએ પાણી ભરતાં થતી ચાડીચુગલી ઘેરઘેર પહોંચતી. દેવદર્શન જતાં સ્ત્રીઓ મલકાતી. દાંત રંગવા કે મોઢે છુંદણાં પાડવાં એ સૌંદર્યમાં ગણાતું. આધેડને કથા સાંભળવાની અને વૃદ્ધોને જાત્રા જવાની હોંશ રહેતી. મહેતાજીની નિશાળે એકડો ઘુંટવામાં વિદ્યાભ્યાસ પૂરો થતો. કુટુંબમાં વહુને ખોળો ભરવાની આશામાં મહાલવાની કે ડોસીડોસો મરતાં છલકાતે ઘીએ તેરમું કરવા લાલચ થતી. જીવનમાં ગતિ હતી પણ ગાડાની; ધ્વનિ હતો પણ ઘંટીનો.

મોટાં બંદરોએ વહાણો નાંગરતાં; નાનાં શહેરોમાં વણઝારા જતા; ધર્મશાળામાં વટેમાર્ગુ ઉતરતા; ગામની ભાગોળે સાધુ–જતિ ધૂણી જમાવતા. માણભટની કથા સાંભળતાં કે રામલીલા જોતાં રાત જતી. પૈસાદાર હોમહવન કરતા કે દેવમંદિર બંધાવતા. કૂવો ખોદાવવો, વાવ ચણાવવી કે ધર્મશાળા બાંધવી એ ધર્મ ગણાતો. ઉજાણી, વારતહેવારના મેળા, લગ્નસરા કે ઓચ્છવ મોટા પ્રસંગો ગણાતા. પતિ મરતાં સ્ત્રી સતી થતી. ગુજરાત ધર્મઘેલું હતું. આવી કંઇક સમાજછાયામાં પ્રેમાનંદ ઉછર્યો હતો. આંધળાને અચાનક આંખ

મળે તેમ કોઈ મહાત્માની આશિષે કવિ થયો.

પ્રેમાનંદ સાહિત્યના ફુવારા જેવો છે. ઘી ઢોળાય તોય ખીચડીમાં, તેમ તેનો છલકાતો રસ તેના શિષ્યોમાં છે. તેની મહત્તા નવો પંથ શોધવામાં કે નવી ગાદી સ્થાપવામાં નથી, પણ ગરીબ ઝુંપડીને તાલેવંત હવેલીમાં ફેરવવામાં છે. અશક્તને શક્તિ આપવા કે મૂંગાને વાચા આપવા જેવી તેની સાહિત્યસેવા છે. સાહિત્ય તેણે ખેડયું છે.

તેની કવિતાનો રંગ ઘેરો છે; સાદ ઘુઘવતો છે. ધર્મ તેને મન પ્રતિમાના વસ્ત્ર જેવો છે. તેની કવિતાને ઢાંકતા વાગા ધાર્મિક છે, પણ તેની મૂર્તિ તો એજ જમાનાનું ઘડતર છે. તેની ભાષા પાનખર ઋતુ પહેલાંનાં પાન જેવી છે. જે કાળે સર્વ કંઇ પદ્યમાંજ લખાતું તે કાળની કવિતાના રાગછંદ ફાનીઆગરના ફીમીઆ જેવા છે. પ્રેમાનંદની કવિતા પરોક્ષ વાચક માટે લખાયલી નથી, પણ પ્રત્યક્ષ શ્રોતાએ સાંભળવાની છે. સાંભળનારને રસ પડે અને આતુર રહે એટલુંજ નહિ; પણ ઉલટસુલટ રાગરાગણીના પલટાથી શ્રોતાને વકતા કાબુમાં રાખતો. એનાં આખ્યાનોના ગુણરૂપની છુપી ચાવી અહીં છે. પુરાણી અને માણભટના ધંધામાં ગવૈયા જેવું ગાન ગાવાનું નથી, પરંતુ કંઈક ચાળાચટકા તો કંઈક દલીલદાખલાથી રસ જમાવવાનો છે. આથીજ તેનાં કાવ્યો અને નાટક વચ્ચે બહુ ભેદ નથી.

પ્રેમાનંદ પાકો પુરાણી છે. જમાનાના માનસને મળતા તેના વિચારો છે. હિંદુ માનસ ભાવીના ખોળે જગતની રમત નીહાળે છે. લક્ષ્મી અને રાજ્ય નશીબના ખેલ મનાતા. જીવન જુગટાના પાસા જેવું હશે. બુદ્ધિ ઈશ્વરનો અનુગ્રહ ગણાતો. સ્વર્ગ અને નરકમાં લોકોને શ્રદ્ધા હતી. પાપ અને પુણ્યનાં પોટલાં કર્મથી બંધાતાં. અંતે સત્યનો જય થવાનો એવી સોનેરી આશા રહેતી. વર્ણાશ્રમ ઈશ્વરી લેખ મનાતો, સતયુગ આથમ્યો હતો, કળિયુગ બેઠો હતો. કલ્પિત સતયુગમાં માનનાર હિંદુ માનસ કલ્પનાએ હજારો વર્ષ જીવ્યું છે. પ્રેમાનંદ એ સ્વપ્નવશ માનસને ટકાવે છે, એટલુંજ નહિ પણ સિંચે છે. શ્રોતાને રીઝવવાનો મનસુબો એમાં હતો. તે સચોટ ચિતારો છે. અક્ષરરૂપે આયનામાં આપણા જીવનસંસારનું પ્રતિબિંબ પાડી રહ્યો છે. જૂના ચિત્રના ઉડેલા રંગમાં ફરી તે રંગ પૂરે છે. પાત્રનું શબ્દચિત્ર એજ એના આલેખનની મહત્તા છે. શામળશાહની હુંડીમાંથી વાણીઆનું ચિત્ર જુઓઃ—

“વેશ પુરો આણ્યો મારે વહાલે રે, નાથ ચડ્ડટાની ચાલે ચાલે રે,
છે અવળા આંટાની પાઘડી રે, વાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણીઓ બીને વાન રે, એક લેખણ ખોસી છે કાન રે.
હસતાં ખાડા પડે બહુ ગાલ રે, મોટી આંખ દીસે અણીઆળ રે,

એ કાને કુંડળ ઝળકે રે, નાસિકા દીવાની શળકે રે;
દીસે દાંત રૂડા હસતા રે, હીરા તેજ કરે છે કશતા રે.
ત્રીકમજી વણીકની તોલે રે, નાથ ઉતાવળું ને બોબડું બોલે રે,
સોનાની સાંકળી ને કંઠે દોરો રે, કેડે પાટીઆનો કંદોરો રે;
ઝળકે ધનરેખ હથેલીઆં રે, આંગળીએ વિંટી ને વેલીઆં રે.
સાદી એક તાઇ પહેરી છે હરજી રે, એનો શીવનારો કોણ દરજી રે,
છે ટુંકડા બંધન બેવડા રે, ગુણ કયાંથી શીખ્યા પ્રભુ એવડા રે;
કરે આડે હાથે લટકો રે, સાદી દોરીનો કેડે પટકો રે.
પટકે લટકે ઝુમતડા જોત રે, કેડે ખોસી પીતળની દોત રે,
કીઆં કીઆં તે કૌતક ભાળીએ રે, ઠાલી ગાંઠ વાળી બે ચાર ફાળીએ રે;
એક ઓઢી પછેડી ખાંધ રે, નાથ ફુંડાળો ને મોટી ફાંદ રે."

એનાં અપહરણુ એ ચોરી નથી કે દોષ નથી. રામાયણ, મહાભારત અને ભાગવત જેવા ગ્રંથોમાંથી લેવાય તેટલું લીધું છે. પણ એ તો નવી વાડી માટે જૂની વાડીની માટી લેવા જેવું છે. નવા છોડ માટે જૂના છોડનાં બી લેવા જેવું છે. તેનો ચમત્કારી હાથ ફરતાં કટાયલી વસ્તુ ફરી દીપી ઉઠે છે. આખ્યાનોમાં સ્વર્ગ, નરક, પૃથ્વી અને પાતાળને ફરી વળતો સેતુબંધ છે. અલકાપુરી જેવી દ્વારકા જતાં સુદામાનો સાથ કરવા આપણને મન થાય છે. દમયંતીનો સ્વયંવર જોયો હતે કે બાહુકના ઘોડા સાથે ઉડયા હતે તો! સાહિત્યસૃષ્ટિમાં ઘડીભર દેવદાનવ માનવ થઇ રહે છે. જગતના સર્વ મહાન સાહિત્યની ઉત્પત્તિ ધર્મને ખોળે છે. શ્રુતિ-સ્મૃતિ દ્વારા આર્યોએ જતન કરેલું સાહિત્ય ઇતિહાસમાં અદ્વિતીય છે. સંસ્કૃતની ડોક મરડી પ્રાકૃત પગભર થયું છે. શાકુંતલ, મેઘ-દૂત, ગીતગોવિંદ જેવું જગતની પ્રથમ શ્રેણીનું સાહિત્ય સર્જાયા પછી વળી ફરીથી આપણને સાહિત્યની બાળાક્ષરી ઘુંટવી પડી હોય, તો સંસ્કૃત સાહિત્યના ઉંચાવાથી, હિંદુ રાજ્યલક્ષ્મીના આથમવાથી.

પ્રેમાનંદનાં સ્ત્રીપુરુષો મહાઆશાવાદી અને આદર્શઘેલાં છે. પહેલે પડછાયે હૃદયભાન થતા યૌવનમાં અને પ્રેમની સ્વતંત્ર સૃષ્ટિમાં રાચનારાં છે. ઓખા હો કે દમયંતી હો, પણ તે તો મનનું ધાર્યુંજ વરશે. માનવબંધનને ઉંચે મૂકી હૃદયબંધનને અનુસરનારાં છે. પિશાચ, ગાંધર્વથી માંડી સ્વયંવર સુધીનાં લગ્ન આખ્યાનોમાં છે. તેનાં એકે એક સ્ત્રીપુરુષ જીવતાં જાગતાં છે, આપણી આસપાસ નજર કરતાં ઓળખાય એવાં છે. ટૉમ, ડીક અને હેરીની પાયા વગરની વિલાયતી વાતો વાંચતાં જે પ્રકારની નજરબંધી થાય છે તે અહીં નથી. આપણા પોતાનાજ ગામમાં શેરીમાં ઉઘાડી આંખે ફરતા હોઇએ એટલી બધી પરિચિત એની સૃષ્ટિ છે. પ્રેમાનંદ તત્ત્વજ્ઞાનમાં તત્ત્વવેત્તા છે, કલ્પનામાં કવિ છે, અને

રમતમાં બાળક જેવો છે. તેની કલ્પનાને બંધ નથી, તેના રસમાં દોષ નથી, શૃંગાર બીભત્સ થતો નથી કે હાસ્યકટાક્ષ ટીખળી બનતાં નથી. તેનાં આખ્યાનો અદ્‌ભુત છે, પણ તે "શિલિંગ શોર" કે "હેપેની"ના ધડાકા જેવા નહિ. પ્રેમાનંદની સ્ત્રીઓ ખરાવાદી છે. ઘરસંસારમાં રચીપચી તોય બેધડક બોલતી, ધણીને ધમકાવતી કે લાડ કરતી પોતાના નાના ઘરમાં રાણી જેવી સ્વતંત્ર છે. એ આપણા સાહિત્યની આદર્શ કલ્પના છે. મનનું ધાર્યું કરવાનો તેમનો હઠાગ્રહ અજબ છે. યુવાનો શૂરવીર છે, આદર્શઘેલા છે, રસિક છે, સાહસિક છે; પુરુષો મુત્સદ્દી છે, કવચિત્ કપટી હશે, પણ નિખાલસ છે. તેનાં પાત્રો સીધા રસ્તાનાં છે. સદ્‌ગુણી સત્યને રસ્તે, દુર્ગુણી કપટની વાતે, આધુંપાછું જોયાવિના એકશ્વાસે ચાલ્યાં જાય છે. આખ્યાનોમાં પ્રસંગો પણ ચાલતા વરઘોડા જેવા ગોઠવાયા છે.

નરસિંહ મહેતાથી માંડી દયારામ સુધીના ભક્ત કવિઓના દોષ એકજ પ્રકારના છે. ગુણ અને દોષ પ્રેમાનંદમાં વધારે તરી આવે છે, અતિશયોક્તિ એ મોટી ખામી છે. રસોઈનું વર્ણન હોય તો કોઈ જગન્નાથના અન્નકૂટનું વર્ણન કરવું; સ્ત્રીના શણગાર વર્ણવાતા હોય તો કેમ જાણે સંગ્રહસ્થાનમાં ચિઠ્ઠી ચોઢી મૂકેલાં ઘરેણાં ગણાવાતાં ન હોય એમ લાગે. એમાં જ્ઞાનની વિશાળતા હશે, પણ કળાનો અક્ષમ્ય દોષ છે. મોટા વનનું વર્ણન કોઈ સુંદર બાગના વર્ણન જેવું કર્યું છે. અત્તરના હૉજ કરતાં એક બુંદ વધારે મોહિત કરે. કોણ કહેશે કે નીચલું ચિત્ર ભયંકર વનનું છે !

"વૃક્ષ વારૂ ચારોળીનાં ચંદન ચંપા અનેક;
નાના વિધનાં પુષ્પને ભારે, વળી રહ્યાં છે વંક.
મોગરો મરડાઇ રહ્યો ને, મગ્ન અરણી ને અરેડી.
કદલિ થંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવિંગ લતા ને લિંબુ લલિત વળી, વિરાજે વૃક્ષ વેલડી.
નાળીએરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;
ફોફળિ ફાલસિ સુંદર દીસે, ખજૂર ખારેકનાં ક્ષેત્ર.
પીપળા પીપળી વડ ને ગુલર, દાડમડી ને પલાશ;
અશ્વથી ઉતરી નળ રાજાયે, વન નીરખ્યું ચોપાસ."

પ્રેમાનંદે પ્રભુભજન કરવાનું પણ લીધું હતું. કાળની ઘડી બે ઘડી જેવા કોઇ માણસની મોટાઇ તેને ગાવી પસંદ નહોતી; છતાંય તે મહાવિભૂતિઓની ભસ્મરેખા કરી લેવા ચૂક્યો નથી. નરસિંહ મહેતાને સાહિત્યમાં અણીઅગ્રે સ્થાન આપનાર પ્રેમાનંદજ છે. નરસિંહ મહેતાની ભક્તિ અને કંગાળ પણ અદ્‌ભુત જીવન તેને મન અલૌકિક વસી રહ્યું હતું. મહેતાનો તે પક્ષપાતી છે. જ્ઞાતિરિવાજ વચ્ચે તરફડતા મહેતાનું જીવન તે ખમી શકતો નથી. તેની સહન-

શીલતાને ઇશ્વરી અંશ માની રહ્યો છે.

પ્રેમાનંદમાં કવિતા લખવાની અગાધ શક્તિ હતી. દ્રૌપદીહરણ જે સાત દિવસમાં લખી શકે, તેનામાં નદીના ધોધ જેવું ગાન ઉછળી રહ્યું હશે. જમાનો સ્પર્ધાનો હતો; વાક્ચાતુર્યનો હતો. વડોદરાથી માંડી સુરત, નંદરબાર અને ઠેઠ ખાનદેશ સુધી કવિત્વની રેલ રેલવવી, એ સહજ વાત નથી. મુસલમાનોના રાજદરબારે ફારસી બોલાતું, તે વખતે ગુજરાતી ભાષાનું ઘડતર થતું. નાના નાના દસ્તાવેજોથી માંડીને મોટા મોટા ખરીતા ફારસીમાં જમણી બાજુથી ડાબી બાજુ લખાતા. હિંદુઓની ધાર્મિક અને સામાજિક પડતીનો કાળ બેસી ચૂકયો હતો. સાંજ પડે મુલ્લાં બાંગ પુકારે, જુમ્મેરાત મોટો દિવસ લેખાતો. જમાનો "અબે તબે"નો ચાલતો. સદ્ભાગ્યે સિદ્ધરાજ જયસિંહના વખતથી પડેલા સંસ્કારો ગુજરાતમાં ટકી રહ્યા હતા. મુસલમાનોનો પૂરદમામ વેપારી એવા ગુજરાતમાં ચાલ્યો નથી. એ વખતે પ્રેમાનંદ ગુજરાતનો વાલ્મીકિ છે. વિસરાતા સંસ્કૃત સાહિત્યને પોતાના મનોરથ પ્રમાણે ગુજરાતીમાં ઉતારી તેણે સંસ્કાર અને સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર કર્યો છે. તેનાં આખ્યાનો અલંકારશાસ્ત્ર જેવાં હશે, છતાંય તે આપણા ઘડતર અને ચણતર જેવાં છે. સાહિત્યદર્પણના નિયમાનુસાર તેનાં કાવ્યો લખાયાં છે. છંદ, વ્યાકરણ કે પિંગળના ઘડાયલા ચીલે જે કવિ લખે, તેને સ્વચ્છંદનો અવકાશ ન હોય. પ્રણાલિકા ભંગ ન કરવાનો ઉદ્દેશ હતો.

પ્રેમાનંદના કાળે જગતનું થોડુંજ સાહિત્ય ગુજરાતી સાહિત્યથી બહુ આગળ હતું. સંસ્કૃત સાહિત્યથી બધાંજ બહુ પાછળ હતાં. ઇંગ્લંડમાં શેક્સપીઅરનાં નાટકો લખાયે ભાગ્યેજ અર્ધી સદી થઇ હતી. તેમ તે રોમ અને ગ્રીક સાહિત્યમાંથી ખોબાં લઇને લખાયાં હતાં. લેટીન ત્યાં સંસ્કૃતની ગરજ સારતું. આર્ય સંસ્કૃતિ પાસે એંગ્લો સેકસન સંસ્કૃતિ પાણી ભરે એમ હતું. એ કાળે પ્રેમાનંદે ગુજરાતી વિદ્યાપીઠની ગરજ સારી છે. ગમતમાં પણ પ્રેમાનંદે સર્જેલા અને સર્જાવેલા સાહિત્યને ત્રાજવાના પલ્લામાં મૂકી તોળીએ તો ભારે થઇ પડે.

સાહિત્ય મંદિરના ઘુમટ જેવો પ્રેમાનંદ છે. તેની કલ્પનાના ભણકારા આજે આપણા જીવનમાં પડે છે. ગંગાના પ્રવાહ જેવો તે કંઇક ઘુઘવતો ધસડતો, નિર્મળ કે મલિન થતો વહ્યો છે. મહાનદમાં પડતી નાની સરિતાની પેઠે કેટલાંય વહેણ એના ભેગાં વહ્યાં છે. સરોવર કરતાં સાગરનાં લક્ષણ તેનામાં વધારે છે. તે વાતા વાયુ જેવો નહિ પણ વાવાઝોડા જેવો છે, તનખો નહિ પણ તેજ છે, એ તારો નહિ પણ નક્ષત્ર છે.

(ફેબ્રુઆરી-૧૯૩૧ ના "સાહિત્ય"માંથી)

# ૮૫—अमेरिकामां निरक्षरता टाळवाना भगीरथ प्रयत्नो

(લેખકઃ—શ્રી. ગોપાલરાવ ગ. વિદ્વાંસ)

મિસિસ કોરા વિલ્સન સ્ટીવાર્ટ કેન્ટક્કીના રોવાન તાલુકામાં, તાલુકા કેળવણી ખાતાની સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે ૧૯૧૧ માં કામ કરતી હતી. આટલા તાજેતરમાં પણ એ પ્રદેશમાં આવી જાતની પદવીએ સ્ત્રીએ હોવું એ અસાધારણ બીના હતી. કોરાના પિતા લશ્કરની નોકરીમાં હતા, તેમજ તેના મોસાળનાં બધાં પણ એજ રીતે યુનિયન લશ્કરમાં લડયાં હતાં. આ કારણે તેમજ પોતાની યોગ્યતાને પ્રતાપે આ સ્થાનને માટે તે ચૂંટાઈ હતી; એટલુંજ નહિ પરંતુ ત્યાંનો કોઇ પણ પુરુષ આ સ્ત્રીની આ ઉમેદવારી સામે ટકી શકે તેમ નહોતું.

આ કાળે રોવાન તાલુકામાં એક ઓરડાવાળી સ્ત્રી શિક્ષિકાઓથી ચાલતી ૫૦ શાળાઓ હતી. કોઈનું મકાન લાકડાનાં પાટિયાંનું બનાવેલું હતું, કોઇને પડખે લાદી ઉભી કરેલી હતી તો કેટલાંએક મકાનો પાકી બાંધણીનાં હતાં. શરૂઆતના કાળમાં આ શાળાઓને ‘બાર્ક લોગ કૉલેજ’ કહેતા. ઘણા મોટા પુરુષો અને સ્ત્રીઓ આવી કૉલેજમાંજ ભણેલાં હતાં—અર્થાત્ આવીજ શાળામાંથી કોઇ મહાન્ વિચારનો ઉદ્ભવ થાય તો તેમાં આશ્ચર્ય નહોતું.

એક દિવસ આ તાલુકાની કેળવણી ખાતાના સુપ્રિન્ટેન્ડન્ટની ઑફીસમાં એક બાઈ આવી ચઢી. તેના હાથમાં એક કાગળ હતો. મિસિસ સ્ટીવાર્ટને પત્ર આપતાં આપતાં તે બાઇએ કહ્યું: “આ કાગળ મારી દીકરીનો લાગે છે. દૂર શહેરમાં રહે છે તેણે લખ્યો હશે. બહેન! જરા વાંચી આપશો?”

આવું દરેક અઠવાડિયે બનતું. પેલી વૃદ્ધ સ્ત્રીને ઘણાં છોકરાં હતાં. તે પૈકી આ કાગળ લખનારી તેની એકજ દીકરીને લખતાં વાંચતાં આવડતું હતું. દીકરી પોતાનું જ્ઞાન માતાને કાગળ લખવામાં કાયમ વાપરતી. વૃદ્ધાને આ વાતનું અભિમાન હતું; પરંતુ ખુબી એ હતી કે, આખા કુટુંબમાં અન્ય કોઇને વાંચતાં લખતાં આવડતું નથી, એ વાત તે કોઇને જણાવવા માગતી નહોતી. તેથી માત્ર મિસિસ સ્ટીવાર્ટ પાસેજ તે પોતાના પત્રો વંચાવવા કાયમ આવતી.

બે ત્રણ મહિના આમ વીત્યા પછી એક વખત પેલી બાઇ ફાડેલો કાગળ લઈને મિસિસ સ્ટીવાર્ટ પાસે આવી. મિસિસ સ્ટીવાર્ટને આથી નવાઇ લાગી. તેણે પૂછ્યું: “તમારે મારી પાસે કાગળ વંચાવવાનું હવે માંડી વાળવાનો વિચાર છે? કે કોઇ બીજું

વાંચનારું મળી આવ્યું છે?"

"ના બહેન! એમ નથી. મારે મારી મેળે વાંચતાં શીખવું છે. મારી દીકરીના કાગળ હું વાંચી ન શકું એ મને ગમતું નથી, એટલે મેં એક ભણવાની ચોપડી ખરીદીને જાતે વાંચવાનું-ભણવાનું શરૂ કર્યું છે."

અને ખરેખર વાત સાચી હતી.

તેજ દિવસે એક બીજો વૃદ્ધ પુરુષ મિસિસ સ્ટીવાર્ટ પાસે કાંઇ કામપ્રસંગે આવ્યો. તેણે સારાં કપડાં પહેર્યાં હતાં-ગામડીઆઓ ક્યાંક જતી વખતે નવાં લુગડાં પહેરે તેવી રીતે. મિસિસ સ્ટીવાર્ટ કામમાં હતી એટલે પોતે જરા નવરી થાય ત્યાંસુધી તેણે પેલા વૃદ્ધને બે પુસ્તકો વાંચવા માટે કાઢી આપ્યાં ને રાહ જોવા કહ્યું.

પેલા વૃદ્ધે પુસ્તકો લીધાં અને બાળકની પેઠે નીરસતાથી જરા વારમાં પુસ્તકોનાં પાનાં ફેરવી તે બાજુએ મૂક્યાં.

"કેમ? એ પુસ્તકો નથી ગમતાં? લ્યો બીજાં આપું." મિસિસ સ્ટીવાર્ટે કહ્યું.

"ના બહેન, મને વાંચતાં નથી આવડતું." કહેતાં કહેતાં વૃદ્ધના મુખ ઉપર શરમના શેરડા પડ્યા.

એક વખત દૂરની ગામડાની એક શાળામાં મેળાવડો હતો. ઘણા પ્રેક્ષકોની પેઠે મિસિસ સ્ટીવાર્ટ પણ ત્યાં પ્રેક્ષક તરીકે ગઈ હતી. જલસો બહુ સરસ જામ્યો હતો. એક પછી એક વ્યક્તિ-પુરુષ કે સ્ત્રી-પોતપોતાની ગાવાની ને નાચવાની કળા વગેરે બતાવ્યે જતાં હતાં અને દરેકને અંતે તાળીઓના ગડગડાટ ચાલુ હતા. આમાં એક લોકગીત ગાનારનો વારો આવ્યો. તેના કાવ્યના શબ્દની ગોઠવણ અને રસની જમાવટથી સૌ છક્ક થઈ ગયાં. મિસિસ સ્ટીવાર્ટને પણ એ કાવ્ય અતિશય ગમી ગયું.

ગાન પૂરું થતાંજ તેણે ઊભાં થઇ પેલા જુવાન ગાનાર પાસે જઇને કહ્યું: "મને આ ગીત ઉતારી આપશો? મારે તે છાપામાં છપાવવું છે."

"બહેન! મને લખતાંજ આવડતું નથી." પેલાએ જવાબ આપ્યો: "આના કરતાં ઘણાં સરસ એવાં બીજાં કેટલાંયે ગીતો મેં બનાવ્યાં હતાં, પરંતુ કોઇ લખી લેનાર મળ્યું નહિ અને હું ભૂલી ગયો. આજે મને તેમાંનું એકે સાંભરતું નથી."

ઘેર પાછા ફરતાં મિસિસ સ્ટીવાર્ટ આખે રસ્તે આજ વિચારે ચઢી. રસ્તે ગાડીવાન તેની સાથે બોલવાને ઘણુંય કરતો હતો, પરંતુ તે તેની સાથે એક પણ અક્ષર બોલી નહિ. રાતના પ્રસંગે તેને વિચારવમળે ચડાવી: "પેલી જુઠા બાઇ, પેલો ઘરડો માણસ, આ જુવાન ઉછળતો કવિ-એકેને લખતાં કે વાંચતાં આવડતું નથી!

આમાં અન્યાય છે. એવા આંખે અંધ હોય એમને ઑપરેશન કરી હું દેખતા કરું તો તે મારો ધર્મ નહિ? તેઓને આ અજ્ઞાનનો એક અંધાપો જ નથી શું? તેમનાં જ્ઞાનચક્ષુ હું ઉઘાડી ન શકું? મને તે કરતાં ક્યાં નથી આવડતું!"

આકાશમાં સામે ચંદ્ર ઉગ્યો. તેનાં સફેદ કિરણોએ જાણે તેના દિલમાં નવો પ્રકાશ નાખ્યો. ચંદ્ર સામે તે અનિમિષ નેત્રે જોઇ રહી. એકાએક જાણે તેને સૂઝયું: "ભોક્તા કરતાં દાતા થવામાં વધારે મોટો ધર્મ નથી?" આખે રસ્તે તેને આ વિચારે આનંદમગ્ન કરી દીધી. આ વિચાર તેને ક્યાંથી સૂઝયો તે તેને સમજાયું નહિ; પરંતુ તેના દિલનો ભાર જાણે કે ઓછો થયો.

તાલુકાની ૫૦ શિક્ષિકાઓની તે પછીની પહેલીજ બેઠકમાં મિસિસ સ્ટીવાર્ટે પોતાની યોજના રજૂ કરી. યોજના સંબંધે ઘણો વિચાર કરી તેણે તે તૈયાર કરી હતી. તેની યોજના રોવાન તાલુકાના એકે એક માણસને લખતાં વાંચતાં કરી દેવાની હતી. તેણે ધાર્યું હતું કે યોજનામાં પોતાને ૧૦ કે બહુ તો ૨૦ ટકા સહકાર મળશે. પરંતુ એકે એક શિક્ષિકા તેની યોજનામાં જોડાવા તૈયાર થઇ ગઇ! દરેક શિક્ષિકાએ પોતાના વિભાગમાંથી શાળામાં રાત્રે જેટલાં અભણ ભણવા આવે તે દરેકને ભણાવવાનું માથે લીધું.

તાલુકાના લોકોને અંદર અંદર ભારે તકરારો હતી. અર્થાત્ લોકો અજવાળિયા સિવાય રાત્રે કદી બહાર નીકળવાનું જોખમ ખેડતા નહિ; એટલે શાળાઓ માત્ર અજવાળિયામાંજ રાત્રે ચલાવવાનુંજ ઠરાવવામાં આવ્યું.

અભણ લોકોને આ ખબર પહોંચાડવાનું બીજું કામ હતું. તેમને પત્ર લખી ખબર પહોંચાડાય તેમ તો હતુંજ નહિ. શાળામાં જતાં પોતાનાં બાળકો કે પાડોશીનાં બાળકો મારફત તેમને ખબર પહોંચાડવામાં આવે તો તે પણ વૃદ્ધોને અપમાન લાગે તેવું હતું. અર્થાત્ એકજ માર્ગ ખુલ્લો હતો કે દરેકને જાતે મળી ખબર આપવી.

એકી સાથે બધે કામ શરૂ કરવા માટે એક તારીખ નક્કી કરવામાં આવી, ને તે દિવસે પચાસે શિક્ષિકાઓ પોતપોતાના વિભાગના દરેક અભણને ઉંબરે ઉંબરે ખબર આપવા માટે નીકળી પડી. દરેક ઘેર કાંઈ ને કાંઈ મુસ્કેલી હતી, અને દરેકને કોઇ ને કોઇ રીતે પતાવવાનુંજ હતું. મુખ્ય વાંધો દરેક સ્થળે એકજ બતાવવામાં આવતો, "પાકે ઘડે હવે કાંઇ કાંઠા ચડે? અમે તો હવે ઘરડાં થયાં."

શાળાઓ શરૂ કરવા માટે એક અજવાળી રાત્રિ નક્કી કરવામાં આવી. તે દિવસે અનેક અભણોએ અક્ષરજ્ઞાન લેવા માટે શાળા તરફ પ્રથમ પગલાં માંડયાં. આ દૃશ્ય ખરેખર અદ્દ્ભુત હતું!

મિસિસ સ્ટીવાર્ટ અને તેની સહાયકારી ૫૦ શિક્ષિકાઓએ

આ અક્ષરજ્ઞાન શાળાઓ શરૂ કરવાને પહેલે દિવસે શાળા દીઠ ત્રણ ભણનાર મળશે એવી ગણતરી કરી હતી. તેમણે ધાર્યું હતું કે બધી શાળાઓ મળી બહુ તો ૧૫૦ માણસો કુલ ભણવા આવશે. પણ પહેલીજ રાતની હાજરી ૧૧૫૨ થઈ! કેળવણીના ઇતિહાસમાં આવો દાખલો બીજો ભાગ્યેજ હશે.

આ ૧૧૫૨ આત્માઓ જ્ઞાનના કેટલા ભૂખ્યા હશે? અજ્ઞાનના અંધકારમાં વીતાવેલાં આજ સુધીનાં વર્ષો દરમિયાન તેમના દિલમાં કયા કયા વિચારો ઘોળાયા કર્યા હશે તે કોને ખબર?

દાખલ થનારાઓમાં એક ૮૫ વરસની વઠી દાદીમા અને ૮૭ વરસનો ડોસો પણ હતાં! નાનાં બાળકોને માટે ગોઠવેલા બાંકડાઓ ઉપર દાદાદાદીઓ સાથે એજ બાંકડે તેમનાંજ છોકરાંનાં છોકરાં સાથે તેઓ ભણવા બેઠાં હતાં. આ અક્ષરશાળાઓમાં પહેલું કામ પોતપોતાનું નામ વાંચવું, પછી લખવું અને પછી બીજું લખતાં વાંચતાં શીખવું એ હતું.

રોવાન તાલુકાની અજવાળી રાતે ચાલતી આ શાળાઓ તુરતજ જગજાહેર બની ગઇ. સૂરજ કાંઇ છાબડે ઢાંકયો રહે? અનેક ચર્ચાઓ શરૂ થઇ. પહેલાં દૈનિકો, પછી માસિકો, પછી કેળવણીકારો, પછી રાજકારણી પુરુષો અને છેવટે તત્ત્વવેત્તાઓ આ ચર્ચામાં ભળ્યા. દરેકનો એવો દૃઢ અભિપ્રાય હતો કે, પાકે ઘડે કાંઠા ન ચડે. આટલી ઘરડી ઉંમરે હવે ભણવાનું અશકય બનવું જોઇએ. માત્ર એકજ માનસશાસ્ત્રીએ આ યોજનામાં અનુમતિ આપી.

આખી યોજનાનો જન્મ તો એક સાદી મુશ્કેલી અને જરૂરીઆતમાંથી થયો; પણ એજ જરૂરીઆતે યોજનાની વિધાતાને યોજના આગળ ધપાવવાને પ્રેરી. તેનું પહેલું ક્ષેત્ર પોતાનો તાલુકો, પછી પોતાનો પ્રાંત–દક્ષિણ વિભાગ અને આખરે આખો અમેરિકા તેની આ યોજનામાં સમાવવાનો હતો.

કીર્તિ અને સફળતાથી આ બાઇ છકી નથી ગઈ; મુશ્કેલીથી તે દબાઈ નથી ગઇ. કીર્તિની તેને સ્પૃહા નથી; એટલુંજ નહિ પરંતુ તે આ વિષે એટલી બેદરકાર છે કે પોતાના આ મહાન ઐતિહાસિક કામનો પૂરો ઇતિહાસ જળવાઇ રહે તેવાં સાધનો પણ સાચવી રાખવાની તેણે દરકાર રાખી નથી. મુશ્કેલી સામે તો તેણે જીંદગીભર લડવાનો નિર્ધાર કર્યો છે એટલે મુશ્કેલી તેને હઠાવવાને બદલે ઉલટી તેના ઉત્સાહમાં વધારો કરે છે; અને દરેક મુશ્કેલીએ તેનું કામ વધારે ને વધારે જોસમાં આગળ કુચકદમ વધ્યે જાય છે.

પોતાના દેશમાં નિરક્ષરતા મિટાવવા માટે એક કમીશન નીમાવવા માટે જ્યારે તે ધારાસભા પાસે ગઇ, ત્યારે દરેક સભ્યે તેને એમજ કહ્યું "પણ આપણા દેશમાં કોઇ અભણ છેજ નહિ!"

આ હકીકતને ખોટી શી રીતે ઠરાવવી ? તેણે વસ્તીગણત્રી પત્રકનો આશરો લેવાનું ઠરાવ્યું. આમાં તો ખોટું નજ હોય. જો માણસોએ પોતાનાં નામો જાતે લખ્યાં હશે તો ખાતરી તુરત થશે.

મિસિસ સ્ટીવાર્ટ સીધી વૉશિંગ્ટનમાં સેન્સસ ઑફીસમાં પહોંચી અને રોવાન તાલુકાના સેન્સસનાં ફારમ જોવાં માગ્યાં. તેની આ માગણીનો ત્યાં અસ્વીકાર કરવામાં આવ્યો; પણ મિસિસ સ્ટીવાર્ટ તેથી નાહિંમત ન થઇ. પોતાના ઓળખીતા એક સેનેટર મી. ઓલી. જેઇમ્સની મદદથી તેણે પ્રેસિડન્ટ વુડ્રો વિલ્સનની ખાસ ચિઠ્ઠી મેળવી અને તેને આધારે પોતાના તાલુકાનાં વસ્તીપત્રકો મેળવ્યાં.

ફરી વાર જ્યારે પોતાના પ્રાંતની ધારાસભાના સભ્યોને મળીને વસ્તીપત્રક કાર્યાલયમાંથી સહીવાળી અભણુની સંખ્યાનો ખરડો રજૂ કર્યો ત્યારે સૌની આંખો ખુલી ગઇ !

છતાં આ નિરક્ષરતા મિટાવવા માટેનું કમીશન નીમાતાં બીજાં ત્રણ વર્ષો પસાર થઇ ગયાં. આખરે કમીશન નીમાયું અને આખા કેન્ટકી વિભાગમાં નિરક્ષરતા દૂર કરવાના પ્રયત્નો શરૂ થયા. પ્રાંતની બે જેલોમાં પણ અભણને ભણાવવાનું કામ શરૂ કરી દેવામાં આવ્યું.

ઇ. સ. ૧૯૧૩ માં યુનાઇટેડ સ્ટેટસના કેળવણી ખાતાના કમીશનર મી. કલેકસ્ટને પહેલ વહેલો હુકમ કાઢી રાજ્ય તરફથી આ યોજનાનો સ્વીકાર કર્યો; પરંતુ તે બાબે કોઇએ ખાસ પ્રયાસ કર્યો નહિ. ઇ. સ. ૧૯૧૭ માં આંકડા લેતાં જણાયું કે ૭૦૦,૦૦૦ અભણ તો લશ્કરમાં ભરતી કરવામાં આવ્યા છે. દેશ આખો આ આંકડાઓથી ચોંકી ગયો અને દેશને આ શરમ પમાડનારૂં કલંક ધોઇ નાખવાનો જાણે કે તેણે નિશ્ચય કરી દીધો.

પણ એ તો પાશેરામાં પહેલી પૂણી. ત્યાર પછી એવાં બે ત્રણ કમીશનો નીમાયાં. દરેકમાં મિસિસ સ્ટીવાર્ટને મુખ્ય સભાસદ તરીકે મૂકવામાં આવતી. પરંતુ કામ હમેશાં કમીશનોથી કાયમી ગતિએ ધીમું ચાલતું. આખરે ૧૯૨૬ માં પ્રેસિડન્ટ કુલીજના શુભ આશીર્વાદ લઇ 'નેશનલ ઇલ્લીટરસી ક્રૂઝેડ' નિરક્ષતા ટાળવાને એક મંડળી ઉભી થઇ. અનેક ઉદાર સંસ્થાઓ અને વ્યક્તિઓએ આને માટે મદદો આપવા માંડી. અત્યારે આ મંડળ મારફત બે મોટાં પેટા મંડળો કામ કરી રહ્યાં છે અને દરેકમાં મુખ્ય પ્રચારક તરીકે મિસિસ સ્ટીવાર્ટ જહેમત ઉઠાવી રહેલ છે.

ત્યાર પછી યુનાઇટેડ સ્ટેટસના ખાસ પ્રવીણ કેળવણીકારોની એક કમિટિ નીમાઇ. આ કમિટિએ નિરક્ષરતા ટાળવા માટે વાપરવાનું એક ખાસ પુસ્તક પાંચ દિવસ સતત શ્રમ ઉઠાવી યોજી કાઢ્યું. ૧૦૦,૦૦૦ માણસોની નિરક્ષરતા દૂર કરવા માટે લુસિયાના સ્ટેટમાં

જે પુસ્તક વપરાયું હતું તેનો મુખ્યત્વે આ કામમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો.

અક્ષરજ્ઞાનપ્રચારના આ ભગીરથ પ્રયત્ને કેવાં સુંદર પરિણામો આણ્યાં છે તેનો એક દાખલો આપીને બસ કરીએ.

લુધિયાનામાં ચાલી રહેલી એક અક્ષરજ્ઞાન શાળામાં એક સિત્તેર વર્ષની નીગ્રો ડોશી ભણતી હતી. વાંચતાં લખતાં શીખી રહેનારને મંડળ તરફથી એક પ્રમાણપત્ર આપવામાં આવતું.

પ્રમાણપત્ર લેવાના મેળાવડા વખતે આ ડોશી હાજર રહી હતી. ઘરડા ખખ ધ્રૂજતા હાથમાં જ્યારે કમિટિના પ્રમુખે પ્રમાણ-પત્ર મૂક્યું ત્યારે બાઇની આંખમાંથી આંસુની ધારા ચાલી. એક વાર આખી સભા તરફ પોતાના ડસડસી રહેલા ચહેરે ભાવપૂર્ણ દૃષ્ટિ ફેંકી. પછી તેણે પ્રમુખને ઉદ્દેશીને કહ્યું: "આ માટે હું આપની ઘણીજ ઋણી છું. મારી દીકરીને આજે કેટલાયે દિવસથી ચિંતા રહેતી હતી કે મૃત્યુ પછી મારૂં શું થશે? મને લખતાં આવડતું નથી એટલે ઇશ્વરને ઘેર સોનાને ચોપડે મારી સહી હું શી રીતે કરી શકીશ? હવે મને તેની ચિંતા રહી નથી. એટલે એ પંથે પ્રયાણ કરવું મારે માટે સુગમ થયું છે. આથી વધારે કયો ઉપકાર તમે કરી શકત? હું આપના આશીર્વાદથી ખરેખર ભાગ્યશાળી થઇ છું. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો."

આવા તો અનેક દાખલાઓ ટાંકી શકાય.

પ્રેસિડન્ટ હૂવરે નિરક્ષરતાને અંધારકોટડીની ઉપમા આપી છે; તો પછી આ અંધકારકૂપમાંથી અજ્ઞ જનોને જ્ઞાનના પ્રકાશમાં આણનાર બાઇ મિસિસ સ્ટીવાર્ટના કેટલા ઉપકાર માનવા? *

(દક્ષિણામૂર્તિ–પુસ્તક, અંક ૧ માંથી)

---

# ૮૬–आहुति

(લેખકઃ–શ્રી. લલિતકિશોર સિંહ, એમ. એસ. સી.)

(૧)

વિધવા પાર્વતી કી મૈં ઉસે અનાથ કર કે ચલ બસી. અબ દુનિયા મેં ઉસે સહારા દેનેવાલા કોઈ નહીં. દો–તીન બીઘા ખેત, એક છોટાસા આમ કા બગીચા ઔર ભાઇ મુન્નૂ–યહી મૈં કી થાતી થી. મરતે સમય મૈં ને આંખોં મેં આંસૂ ભર કર કહા થા— "બેટી, તુમ્હારા વિધવાપન ઔર ભાઈ મુન્નૂ, યહી તુમ્હેં સૌંપે

---

* વૉશિંગ્ટન પોસ્ટ નામના પત્રના ૨૬ મી જાન્યુઆરી ૧૯૩૦ રવિવાર-ના અંકમાં પ્રસિદ્ધ થયેલ ડેવીડ રેન્કીન બારબીના લેખ ઉપરથી સંપાદિત.

જાતી હૂં. ઇનકી રક્ષા અબ તુમ્હારે હી હાથ હૈ." માઁ કા યહ અંતિમ આદેશ ક્યા પાર્વતી પાલન કર સકેગી, યહી ઉસકે જીવન કી સમસ્યા થી.

સાઠ વર્ષ કા બુઢ્ઢા મંગલ કોયરી પાર્વતી કા ખેત આબાદ કરતા ઔર જો કુછ પૈદા હોતા, ઉસકા આધા પાર્વતી કે ઘર પહુંચા જાયા કરતા થા. જબ પૈદાવાર પૂરી નહીં હોતી તો વહ બ્રાહ્મણી પાર્વતી કો અપને હિસ્સે મેં સે ભી કુછ દે કર અપને કો ધન્ય સમઝતા થા. પાર્વતી ઇસી આમદની સે દો જીવોં કા ભરણ-પોષણ ઔર મુન્નૂ કી શિક્ષા કા પ્રબંધ કિયા કરતી થી. હાં, અવસર પડને પર મંગલ સહાયતા કરને મેં કભી પીછે નહીં હટતા.

અનેક કષ્ટ ઉઠા કર પાર્વતી માઁ કા સૌંપા હુઆ ભાર ઢો રહી થી. મુન્નૂ કી ચિંતા કે સામને વહ અપને જીવન કી ચિંતા ભૂલસી ગઈ થી. ઉસકા યૌવન ખિલ ઉઠા થા, પર ઉસે માનો ઇસકી સુધ હી નહીં. ઉસકે રૂપ કા નિખાર દિન પર દિન બઢ રહા થા, પર ઇસ ઓર માનો ઉસકા ધ્યાન હી નહીં. ઉસકી રાહ મેં જાને કિતને કાંટે બિછે હુયે થે, પર ઇસકી ઉસે કુછ પરવા હી નહીં. કર્તવ્ય ને ઉસકે હૃદય કો નીરસ બના દિયા થા, સંકલ્પ ને ઉસકે નારીજીવન મેં મર્દાનગી લા દી થી.

આમ કી ફસલ કે દિનોં મેં પાર્વતી કા અધિક સમય ઉસ છોટે સે આમ કે બગીચે મેં હી કટતા થા. મંગલ ને એક કિનારે છોટા સા એક ઝોંપડા બના દિયા થા. પાર્વતી દિનભર ઉસીમેં રહ કર આમ કી રખવાલી કરતી ઔર શામ કો મંગલ કે ઉપર રખવાલી કા ભાર છોડ, ઘર લૌટ આતી થી.

દો પહર કા સમય થા. પાર્વતી પેડોં કે નીચે ગિરે હુયે આમ ઇકટ્ઠે કર રહી થી. ઉસી સમય ઉસને દેખા, કિ ગાંવ કા યુવક જમીંદાર ગદાધર, હાથ મેં બંદૂક લિયે બગીચે મેં ઘૂસા. પાર્વતી કે નિકટ આ કર ઉસને પૂછા— "યહ બગીચા આપ હી કા હૈ ?" પાર્વતી ને જવાબ દિયા—"હાં, મેરા હી હૈ."

"મૈં ઇન પેડોં પર ચિડિયોં કા શિકાર કરના ચાહતા હૂં. આપ બુરા તો ન માનેંગી ?"

"બાબૂ સાહબ, આપકા રાજપાટ હૈ. મૈં મના કૈસે કર સકતી હૂં ? પર વિધવા બ્રાહ્મણી કે બગીચે મેં જીવહત્યા ન હો, તો અચ્છા હૈ. આપ તો ક્ષત્રિય હૈં, રાજા હૈં; પર મુઝે પાપ સે કૌન બચાવેગા ?"

ગદાધર ને જૈસે ચૌંક કર પૂછા—"ક્યા રામખેલાવન મિશ્ર કી પુત્રી આપ હી હૈં ?" પાર્વતી ને જરા સહમ કર જવાબ દિયા—"જી હાં, મૈં હી હૂં."

ગદાધર બડે વિનીત ભાવ સે બોલા—"આપ બ્રાહ્મણી હો કર ઇતના કષ્ટ ઉઠાતી હૈં, યહ મુઝસે દેખા નહીં જાતા. ઔરતોં કા અકેલી બગીચે કી રખવાલી કરના ભલા કૌન પસંદ કરેગા? આપકો જિસ બાત કા કષ્ટ હો, મુઝે ફૌરન કહલા ભેજિયે. મુઝસે જહાં તક બન પડેગા, આપકી સહાયતા કરૂંગા. આપ જાનતી હોંગી, કિ મૈં ઇસ ગાંવ કા જમીંદાર હૂં. અપની પ્રજા કા કષ્ટ દૂર કરના હમારા ધર્મ હૈ."

પાર્વતી ને બડે સરલ ભાવ સે ઉત્તર દિયા— "કષ્ટ પડને પર આપકે પાસ ન જાઉંગી, તો કહાં જાઉંગી, બાબૂ સાહબ? મુઝ જૈસે અનાથ પ્રજા કી રક્ષા તો આપ હી કે હાથ હૈ. અભી તો કિસી તરહ દિન કટા હિ જાતા હૈ, ઇસીસે આપકો કષ્ટ નહીં દિયા હૈ." ગદાધર કુછ દેર ચુપ રહા. ફિર પ્રેમભરી નિગાહ સે પાર્વતી કી ઓર દેખ કર બોલા—"ખૈર, મૈં જાતા હૂં, પર ઇસમેં આપ સંકોચ ન કરેંગી."

"નહીં, ભલા સંકોચ કર કે મૈં કૈસે નિભ સકૂંગી?"

ગદાધર વહાં સે ચલા ગયા; પર પાર્વતી બહુત દેર તક સોચતી રહી કિ ઇસ અકસ્માત્ દયાવૃષ્ટિ કા કારણ કયા હૈ?

(૨)

જબ તક ગદાધર કી આંખ નહીં પડી થી, તભી તક ચૈન થા. અબ તો પાર્વતી કો રાહ ચલના કઠિન હો ગયા. ઉસ બગીચે કી ઓર ગદાધર કા ખિંચાવ દિન-દિન બઢને લગા. કભી વહ સ્વયં શિકાર કે બહાને પાર્વતી કો દેખ જાતા, કભી ઉસકે દૂતગણ દર્શન દે જાતે. ભોલા, કાલી, ગિરધર જૈસે કિતને હી સજ્જન પાર્વતી કો ઘેર-ઘેર કર એક સે એક બઢિયા સંદેશા સુના જાતે થે. ઇન લોગોં કા ગિદ્ધ કી તરહ મંડરાના દેખ કર પાર્વતી કા હૃદય દુખ જાતા થા; પર કયા કરે, જો કુછ લાચાર સુનના પડતા થા સુન લેતી થી.

કોઈ પાર્વતી કે ઉજ્જવલ ભવિષ્ય કા ચિત્ર ઉસકે સામને ખિંચ જાતા, કોઇ ઉસે પટરાની બના જાતા, કોઇ ઉસકે ભાઇ કો સાહબ બહાદૂર બના જાતા. પાર્વતી જબ ઉનકી બાતોં સે ખીઝ ઉઠતી, તો બડે દીન ભાવ સે કહતી—"ભાઇ! ક્યોં મુઝ ગરીબ કે પીછે ઇસ બુરી તરહ પડે હો? કયા તુમ્હેં ઔર કોઇ કામ દુનિયા મેં નહીં હૈ?" પર ઉનકે ઉપર ઇસકા કોઇ ભી અસર ન હોતા.

પાર્વતી ને એક દિન મંગલ સે પૂછા—મંગલ ચાચા, ગદાધર બાબૂ કૈસે આદમી હૈં?

મંગલ ને બડી વેદના કે સાથ કહા—બેટી! ગદાધર કી કયા પૂછતી હો? ઇસ ગાંવ મેં રહ કર કિસકી બહૂબેટી કી ઇજ્જત બચી હૈ? જિસ પર એક બાર ગદાધર કી ગિદ્ધ-નજર પડી,

વહ ક્યા ફિર બચ સકતી હૈ? બતસિયા ગાંવ છોડ કર ભાગ ગઇ. પુનિયાં કે ખસમ કો જેલ ભેજવા દિયા. કંચનસિંહ કી બેવા લડકી માધુરી ઇસ ચાંડાલ કે મારે કુએ મેં ડૂબ મરી. ઐસે કિતને કિસ્સે હૈં. ઇસ પાપી સે ભગવાન રક્ષા કરે.

પાર્વતી સુન કર કાંપ ઉઠી. એક બાર ઉસકે જી મેં આયા કિ મંગલ સે સારા હાલ કહ દે; પર ફિર ઉસને ઉસ બેચારે કો ચિન્તા મેં ડાલના અચ્છા નહીં સમઝા, ઇસસે ચૂપ હો રહી.

ઇસકે દૂસરે હી દિન રમની દાઇ બહુતસા સામાન લે કર પાર્વતી કે પાસ આઈ. ઉસને ન જાને કિતની તરહ કી બાતેં કીં. પાર્વતી કો અનેક લોભ દિખાયા. ગદાધર કી બડાઇ કરતે–કરતે વહ ગદ્ગદ્ હો ગઇ. ગદાધર કો કિતના ધન હૈ, કિતની દાસ–દાસિયોં હૈં, સોને–જડાઉ કે ગહનોં કી કિતની સંન્દૂકેં હૈં; ઇનકા પૂરા–પૂરા બ્યોરા દે ડાલા. પાર્વતી કે રૂપ કી પ્રશંસા કી, યૌવનાવસ્થા કે અનમોલ સુખોં કા બડા હી લુભાવના ચિત્ર અંકિત કિયા. અપને જીવન કા હવાલા દિયે બિના ભી ઉસસે રહા ન ગયા. પર ફલ યહ હુઆ કિ પાર્વતી ને ગદાધર કે બહુ-મૂલ્ય ઉપહાર કો લૌટા દિયા. રમની દાઇ બીડા ઉઠા કર આઇ થી, પર નિરાશ હો કર વાપસ ગઈ. ઉસને મન મેં કહા—કૈસી પથ્થર કી બની ઔરત હૈ. કિતના આગાપીછા સુઝાયા, પર જરા નહીં પસીજી.

એક દિન મુન્નૂ સ્કૂલ સે લૌટતે સમય બહુત હી પ્રસન્ન થા. પાર્વતી યહ દેખ ખુશી સે ફૂલ ઉઠી; પર ઉસકી પ્રસન્નતા બહુત દેર તક ન રહી. ઉસને પૂછા—ક્યોં મુન્નૂ! ક્યા બાત હૈ? આજ તૂ ઇતના પ્રસન્ન ક્યોં હૈ?

મુન્નૂ ખુશી કે મારે ઉલટી સીધી બહુતસી બાતેં બક ગયા. ઉનકા સારાંશ યહ થા કિ ગદાધર બાબૂ સડક પર સે બુલા કર ઉસે અપને ઘર લે ગએ ઔર બડી ખાતિર કી. ઉસે મિઠાઈ ખિલાયા, પાન ખિલાયા, બઢિયા બઢિયા ઇતર સુંઘાયા. મુન્નૂ ઝટ અપની જેબ સે એક પેન્સિલ નિકાલ, પાર્વતી કી નાક કે પાસ લે જા કર બડે ગર્વ સે બોલા: "દેખો દીદી! જમીંદાર બાબૂ ને યહ પેન્સિલ દી હૈ. ઇસમેં એક તરફ લાલ ઔર દૂસરી તરફ નીલા હૈ. ઔર ઉન્હોંને કહા હૈ કિ તુમ્હેં જિસ કિતાબ કા કામ હો, હમસે માંગ લેના. ઉનકે પાસ બહુત કિતાબેં હૈં દીદી, આલમારી કી આલમારી ભરી પડી હૈં."

પાર્વતી સબ સમઝ ગઇ, ઉસકા ભાવ ગંભીર હો ગયા. ઉસકી ગંભીરતા સે મુન્નૂ કો બડી નિરાશા હુઇ. પાર્વતી ને મુન્નૂ સે કહા: "ભૈયા મુન્નૂ! તૂ તો બડા અચ્છા લડકા હૈ, મૈં જો કહૂંગી વહ કરેગા?"

"હાં, કરૂંગા ક્યોં નહીં ?"

"તો યહ પેન્સિલ તૂ અભી જમીંદાર બાબૂ કો દે આ. મૈં તુઝે ઇસસે ભી અચ્છી પેન્સિલ મંગવા દૂંગી."

મુન્નૂ કા ચેહરા ઉતર ગયા. ઉસને ઉદાસી કી હંસી હંસ કર કહાઃ "યહ મૈં ચુરા કર નહીં લાયા હૂં દીદી, ઉન્હોંને ખુદ અપને હાથ સે મુઝે દિયા હૈ.'

"નહીં, મૈં યહ નહીં કહતી કિ તૂ ચુરા કર લાયા હૈ; પર દૂસરે કી ચીજ લેને સે દીદી કા સર ઝુકતા હૈ."

મુન્નૂ ને ઘબરા કર કહાઃ "તો મૈં અભી લૌટા આતા હૂં."

પાર્વતી ને પ્રસન્ન હો કર કહા "હાં ભૈયા! જા લૌટા આ ઔર કહના કિ કિતાબેં મુઝે દીદી મંગા દેગી."

મુન્નૂ 'અચ્છા' કહ કર દૌડ ગયા ઔર પેન્સિલ ગદાધર કો વાપસ કર આયા.

(૩)

જબ પ્રલોભન સે કામ ન ચલા, તો ગદાધર ને અપને તરકસ સે દૂસરા બાણ નિકાલા. અબ ઉસકે દૂત નિત્ય આ કર પાર્વતી કો ડરાને ધમકાને લગે. વે પાર્વતી કે દિલ પર યહ જમાને કી ચેષ્ટા કરને લગે, કિ જમીંદાર કી ઇચ્છા કે વિરુદ્ધ ગાંવ મેં રહના અસંભવ હૈ. જબ પાર્વતી અંગ્રેજી સરકાર કી દુહાઇ દેતી તો વે ઐસે બીસોં કિસ્સે સુના જાતે, જિનમેં કોતવાલ ને ગદાધર સે ઘૂસ લે કર સચ્ચે મામલે કો જૂઠા બના દિયા. જબ પાર્વતી સમાજ કા ભય દિખાતી તો વે જોર સે હંસ પડતે. ક્યોંકિ ગાંવ કે પંડિત–પુરોહિત સબકે સબ જમીંદાર કે દાસ હૈં. ઔર ધર્મ ? ભલા ગદાધર કે બરાબર દાન–ઉપદાન, પૂજા–પાઠ ઔર બ્રાહ્મણો કી સેવા કરનેવાલા દૂસરા કૌન હૈ ? મતલબ યહ કિ પાર્વતી યદિ ગદાધર કી બાત માનને કો તૈયાર ન હો તો ઉસે ગદાધર કે સાથ–સાથ ન્યાય, ધર્મ, સમાજ સબકા સામના કરના પડેગા.

પાર્વતી અપની વિષમ પરિસ્થતિ કો અચ્છી તરહ સમઝતી થી. ઇસીસે કિસી દૂસરે કે સામને અપના દુખડા રોના ઉસને વ્યર્થ સમઝા. જબ કલેશ અસહ્ય હો જાતા થા, તો રાત કે સન્નાટે મેં અપની ટૂટી ચારપાઈ પર લેટ, વહ કલેજા ફાડ કર રો લેતી થી. ઉસ સમય ઉસે જાન પડતા થા જૈસે ઉસકી મૈં ઉસે ધીરજ બંધા રહી હૈ—ઉસકે આંસૂ પોંછ રહી હૈ. ઇસસે ઉસે બડી શાન્તિ મિલતી થી.

આક્રમણ પર આક્રમણ હુએ, પર પાર્વતી અચલ રહી. ગદાધર કે સારે ઉપાય નિષ્ફલ હુએ. પ્રેમ, પ્રલોભન, ભય—કોઈ ભી પાર્વતી કો ડગા ન સકા. વિરોધ ઔર વિલંબ ને ગદાધર

કી વાસના કો ઔર ભી તીવ્ર કર દિયા. જિસકી પ્રબલ વાસના કા શિકાર બ્રાહ્મણ ક્ષત્રિય સે લે કર ચાંડાલ તક કિતને હી પરિવાર કી યુવતિયાં બન ચુકી હૈં, ભલા ઉસકે લક્ષ્ય સે પાર્વતી બચ નિકલેગી? જો ગાંવભર કી યુવતિયોં કે સતીત્વ પર અપના એકમાત્ર અધિકાર સમઝતા હૈ, ભલા ઉસકે વિરુદ્ધ પાર્વતી ક્રાંતિ કી આવાજ ઉઠાવેગી? યૌવનપુષ્પ કી પ્રથમ કલિ તો સદા સે ગદાધર દેવતા પર ચઢતી આ રહી હૈ. પાર્વતી ક્યા ઇસ પ્રતિષ્ઠિત નિયમ કો ભંગ કર દેગી? લંબી લંબી પાગવાલે, તિલકચંદનવાલે, બડી બડી મૂછોંવાલે જિસકે આગે કુત્તોં કી તરહ લોટતે હૈં, દરિદ્ર પાર્વતી ક્યા ઉસકે સામને અભિમાન સે ખડી રહેગી? ગદાધર કે લિયે યહ અસહ્ય હો ઉઠા. ઉસને બડે હી નિર્દય માર્ગ કા અવલંબન કિયા.

અંધેરી રાત થી. ભાદોં કા મહીના થા. મેઘ ઘિર આએ થે, જિસસે અંધેરા ઔર ભી ગહરા હો ગયા થા. પાર્વતી ઔર મુન્નૂ, દોનોં પાસ હી પાસ સો રહે થે. મુન્નૂ ચૈન કી નિંદ લે રહા થા, પર પાર્વતી કો નિંદ કહાં? વહ કભી અપને વિધવાપન કી બાત સોચતી, કભી મૈં કે આદેશ કી. મૈં કી યાદ આતે હી ઉસકા હૃદય ટૂકટૂક હો જાતા ઔર ભીતર હી ભીતર યહ આવાજ નિકલ પડતી: "મૈં, ક્યા તૂ મેરે સંગ્રામ કો દેખ રહી હૈ? મૈં, ઐસે સમાજ મેં મુઝે તૂને ક્યોં છોડા? યદિ વિધવાપન કા ભાર સૌંપા થા, તો આત્મહત્યા કી આજ્ઞા દી હોતી. અબ મુન્નૂ કા ભાર સર પર લે કર મૈં આત્મહત્યા કૈસે કરૂં? યહ કૈસી કઠિન પરીક્ષા હૈ, મૈં?" ઉસકા વક્ષસ્થલ આંસુઓં સે ભીગ જાતા; પર ગદાધર કી સૂરત ધ્યાન મેં આતે હી ઉસકે રોમરોમ સે ઘૃણા ઔર વિરોધ કી ધ્વનિ નિકલને લગતી થી. ઉસકા સારા મોહ દૂર હો જાતા ઔર ઉસકા અભિમાન ફિર સૌગુના હો કર જાગ્રત હો ઉઠતા થા.

વહ ઇસી ઉધેડબુન મેં પડી થી કિ ઉસે કુછ ખટકા સુનાઇ દિયા. કાન લગા કર સુના, જૈસે કોઇ કિવાડ ખિસકા રહા હૈ. ફિર કઇ આદમિયોં કે પાંવોં કી આહટ માલૂમ હુઇ. ધીરે ધીરે ઉસે માલૂમ હુઆ કિ કોઈ ઉસકે કાંસે પીતલ કે બર્તન ચુરા રહા હૈ. મુન્નૂ કી નિંદ ટૂટ ગઇ. ઉસને પાર્વતી કે કાન મેં કહા, "દીદી! ચોર હૈ, ક્યા મૈં ચિલ્લાઊં?" પાર્વતીને ઉસકા મુંહ અપની હથેલી સે દબા દિયા. ચોર અપના કામ કર કે બેખટકે ચલે ગયે.

તડકે ઉઠ કર પાર્વતી ને દેખા કિ ઘર મેં કોઇ સામાન નહીં બચા. ઉસને મુન્નૂ સે કહા "દેખના, કિસીસે કહના મત કિ મેરે ઘર ચોરી હુઇ હૈ." ઇસકે બાદ વહ સીધે મંગલ કે ઘર

ગઈ ઔર સારા હાલ કહ સુનાયા ઔર કહા "મંગલ ચાચા! પુલિસ મેં રપટ લિખવાને સે ક્યા લાભ? ઔર ભી ફજીતા ઉઠાના પડેગા." મંગલ ભી સહમત હો ગયા ઔર અપને ઘર સે કુછ બર્તન ઔર ભોજન કા સામાન પાર્વતી કે ઘર પહુંચા ગયા.

શામ કો ગદાધર કા અંતરંગ મિત્ર કાલી, પાર્વતી કે પાસ આયા ઔર બોલા: "આપકે ઘર ચોરી હો ગઈ, યહ સુન કર બાબૂ સાહબ કો બડા દુઃખ હુઆ હૈ. ઉન્હોંને કહા હૈ કિ જહાં તક હો સકેગા, વે ચોરી કા પતા લગાવેંગે."

પાર્વતી ને કહા: 'મેરે ઘર ચોરી હુઈ, યહ બાબૂ સાહબ કો કૈસે માલૂમ હુઆ?'

"તો ક્યા યહ ઝૂઠી બાત હૈ?"

"ઝૂઠ હો યા સચ, બાબૂ સાહબ સે કહ દેના કિ જિસકા ધન થા, વહ લે ગયા. જો મેરા હૈ વહ મેરે પાસ હૈ. વે વ્યર્થ ચિંતા ન કરેં."—ઇતના કહ કર પાર્વતી ઘર કે ભીતર ચલી ગઇ.

(૪)

અબ પાર્વતી કા દિન બીતના કઠિન હો ગયા. ગાંઠ મેં પૈસે નહીં. ગદાધર કી દયા સે ખેત કા નાજ ખેત મેં હી લૂંટ જાતા હૈ. ગરીબ મંગલ કી બિસાત હી ક્યા, કિ મદદ કર સકે? મુન્નૂ અબ તેરહ-ચૌદહ કા હુઆ. ચાહે તો કુછ કમા સકતા હૈ, પર પાર્વતી ઉસકે પઢને મેં બાધા ડાલના નહીં ચાહતી.

વહાં સે ચાર-પાંચ કોસ દૂર એક ગાંવ મેં મિડિલ સ્કૂલ હૈ. પાર્વતી ને મુન્નૂ કો ઉસી ગાંવ મેં ભેજ દિયા. વહ સ્વયં ઘર પર રહ કર ધાન કૂટને ઔર આટા પીસને કા કામ કરને લગી. વહ દિનભર કામ કરતી, શામ કો કુછ રૂખા-સૂખા ખા લેતી ઔર રાતભર અપને બુરે દિન કી બાતેં સોચા કરતી. મહીનેભર મેં વહ જો કુછ બચા સકતી, અપને ભાઈ કો દે આતી થી. મુન્નૂ જબ પાર્વતી કી ફટી સાડી દેખતા તો કહતા—"તુમ્હારી સાડી તો ફટ ગઇ દીદી! મેરી ધોતી ક્યોં નહીં લે લેતી?" પાર્વતી ઉસકી બાત હંસી મેં ટાલ દેતી ઔર કહતી—"ભૈયા, તુમ્હેં સ્કૂલ જાના પડતા હૈ. દસ ભલે આદમિયોં મેં બૈઠના પડતા હૈ. ઘર મેં મુઝે દેખને કૌન આવેગા?"

ગદાધર કે પ્રભાવ સે પાર્વતી કા કૂટને-પીસને કા ધંધા ભી બંદ હોને લગા. ગાંવભર મેં બસ એક હી વ્યક્તિ—ગોપીકાંત પાંડે—ઐસે થે, જિન પર ગદાધર કી નહીં ચલી. મંગલ ઉનકે ઘર સે ધાન, ગેહૂં, ચના ઢો કર પાર્વતી કે ઘર પહુંચા જાતા ઔર કૂટ-પિસ જાને પર ઉન્હેં દે આતા થા.

ઇસ પ્રકાર જ્યોં-ત્યોં કર કે પાર્વતી અપના જીવન બિતા રહી

થી, કિ એક નયા વજ્રપાત હુઆ. એક દિન રામૂ કહાર ને આ કર સૂચના દી કિ પાર્વતી કી જમીન બાકી લગાન મેં નીલામ હો ગઇ ઔર ગદાધર કે આદમિયોં ને ખેત મેં લગે હુયે હરે ધાન કાટ ગિરાયે! મંગલ બહુત રોયા–પીટા, પર ઉન લોગોં ને એક ન સુની. યહ સમાચાર સુન કર પાર્વતી કે મુંહ સે એક શબ્દ ભી ન નિકલા, પર આંખોં સે આંસુઓં કી ધારા બહ ચલી.

વહ ઈસી દશા મેં બૈઠી અપની માતા કી શાંતિમયી મૂર્તિ કા ધ્યાન કર રહી થી, કિ મંગલ રોતા–પીટતા ઉસકે સામને આયા. પાર્વતી ને મંગલ કા હાથ પકડા, ઉસકે આંસૂ પોંછે ઔર ધીરજ બંધાતે હુયે કહા—"મંગલ ચાચા! તુમ ઈસ અદની સી બાત કે લિયે ઇતને અધીર ક્યોં હોતે હો? મુન્નૂ ઔર તુમ્હારી જીંદગી ચાહિયે. એસી કિતની જમીન હો જાયંગી."

મંગલ ને કુછ શાંત હો કર કહા—"બેટી, તુમ વિશ્વાસ નહીં કરોગી; પર મૈં સાલ–સાલ લગાન ચુકાયે જાતા થા. ગદાધર બાબૂ કિસીકો રસીદ તો દેતે હી નહીં. મૈં ક્યા જાનતા થા, કિ વે ઈતને બડે આદમી હો કર ઐસા વિશ્વાસઘાત કરેંગે?"

"મૈં સબ સમઝતી હૂં, ચાચા! તુમ વ્યર્થ શોક મત કરો. તુમ પર મેરા અવિશ્વાસ હોગા તો ભગવાન કે સામને મૈં કૌનસા મુંહ લે કર જાઉંગી? જો ભાગ્ય મેં લિખા થા, સો હો ગયા. અબ આગે કી ચિંતા કરો."

મંગલ યહ કહ કર ચુપ હો ગયા—હા! ન જાને મેરે કિસ પાપ સે બેચારી બ્રાહ્મણી કે બાપ–દાદે કી ભી રાસ ચલી ગઇ.

સહાનુભૂતિ તો હૃદય કી વસ્તુ હૈ; પર મુંહ સે સલાહ દેને–વાલોં કી કમી નહીં થી. કિસીને કહા—"ગદાધર બાબૂ કે પાસ જા કર આરજૂ–મિન્નત કરો." કિસીને કહા—"જમીંદાર કી નજર પર ચઢના અચ્છા નહીં હોતા. ઉસે ખુશ કર કે અપના કામ નિકાલ લેના ચાહિયે." રમની દાઈ બડી સમવેદના કે સાથ બોલી—"દેખો પાર્વતિ! ક્યોં અપને હી હાથોં અપના સત્યાનાશ કર રહી હો? જરા હંસ કર દો બાતેં કરને સે હી ગદાધર બાબૂ પ્રસન્ન હો જાયંગે. વે તો પ્રેમ કે ભૂખે હૈં. નાહક રાર બઢાને સે ક્યા લાભ? ફિર અવસર પડને પર તો લોગ ગદહે કો ભી બાપ બનાતે હૈં. ભીતર સે ન સહી, ઉપર સે હી પ્રેમ કા ભાવ દર્શાને મેં તુમ્હારા ક્યા બિગડતા હૈ?" પર યહ કિસે માલૂમ થા કિ પાર્વતી કી દુનિયા કિતની ઉંચી હૈ. વહ સબકી બાતેં ચુપચાપ સુન લેતી. કિનકિન બાતોં કા જવાબ દે? કિસકા–કિસકા મુંહ પકડે?

બેચારા મંગલ ઇન રહસ્યોં કો ક્યા જાને? ગદાધર કે પાસ જા કર ઉસને ઉસકે પાંવ પકડે, ગિડગિડાયા, બહુત હી રોયા–ધોયા;

પર અંત મેં બડી હી બુરી દશા મેં ગદાધર કી કચહરી સે લૌટા. જિસ સમય વહ પાર્વતી કે સામને આયા, ઉસ સમય ઉસકા મુંહ ગુસ્સે સે લાલ હો રહા થા, આંખોં મેં આંસૂ છલછલા આયે થે, હોઠ ફડક રહે થે, સારા શરીર કાંપ રહા થા. ઉસને આતે હી બકના શુરુ કિયા—"ઐસે નીચ આદમી કા મુંહ દેખના ભી પાપ હૈ. મૈં ગયા ઉસકે સામને દુખડા રોને ઔર ઉસને ઐસી બાત કહી કિ મેરી દેહ મેં આગ લગ ગઇ. અફસોસ કિ ઉસ સમય મેરી લઠિયા નહીં થી, નહીં તો ઇસ બુઢાપે મેં ભી ઉસકો રસ કા મજા ચખા દેતા. ઓહ ! મેરે સામને ઐસી બાત બોલ કર બચ ગયા !! બ્રાહ્મણી વિધવા કે બારે મેં વહ ઐસી બાત બોલ ગયા ઔર ઉસ પાપી કી જીભ ન ગલ ગઈ ?"

પાર્વતી ને બડે હી શાન્ત ભાવ સે કહા—મૈં જાનતી હૂં મંગલ ચાચા, કિ ગદાધર કિસ રાહ પર જા રહા હૈ. પર તુમ નાહક ગુસ્સા કર કે કયોં ફસાદ મોલ લેતે હો ?

"તુમ નિશ્ચિંત રહો, બેટી ! ઇસ બુઢ્ઢે મંગલ કે રહતે તુમ્હારા કોઇ બાલ ભી બાંકા નહીં કર સકતા. અભી મૈં પંડિત ગોપીકાંત કે યહાં જાતા હૂં ઔર ઉનસે સારા હાલ કહતા હૂં. વહ ભી એક હી મર્દ હૈ. બચ્ચા કો પૂરા પાઠ પઢા કર છોડેગા.

પાર્વતી ને ઘબરા કર કહા—ચાચા, મુઝ પર જો બીતેગી ઝેલ લૂંગી. તુમ કયોં બૈઠે-બૈઠાલે રાર મોલ લેતે હો ? તુમ ખુદ ભી વિપદ મેં પડોગે ઔર પંડિતજી કો ભી ફંસાઓગે. મુઝ પર દયા કરો, ચાચા ! મૈં નહીં ચાહતી કિ મેરે લિયે તુમ લોગ આગ મેં કૂદો.

પર અભી મંગલ કો કૌન રોક સકતા થા ? ઉસકા શરીર જલ રહા થા. હૃદય મેં આંધી ચલ રહી થી. વહ પલભર મેં બિજલી કી તરહ વહાં સે ગાયબ હો ગયા.

(૫)

કાર્તિક કા મહીના થા. થોડી-થોડી સર્દી પડ રહી થી. તડકે ઉઠ કર પાર્વતી ને હાથ મેં ડલિયા લી ઔર ઠાકુરબારી કે ગૌશાલે મેં તાજા ગોબર ઉઠાને ચલી. ઉસકી દીન દશા દેખ કૌન કહ સકતા થા, કિ યહ વહી પાર્વતી હૈ ? શરીર દુબલા હો ગયા થા. કપડે ચિથડે-ચિથડે હો ગયે થે. કોમલ પાંવોં મેં બિવાઈ ફૂટ ગઇ થી. બાલોં મેં મહીનોં સે તેલ નહીં પડને સે લટેં બંધ ગઇ થીં. ફિર ભી વહ દીપશિખા કી તરહ એક રૂપ સે જલ રહી થી.

વહ ગોબર ઉઠાને ઝુકી હી થી, કિ પીછે સે આવાજ આઈ—"પાર્વતી." ઉસને ચૌંક કર પીછે દેખા, ગદાધર ખડા થા. પાર્વતી કા સારા શરીર કાંપ ગયા. છાતી ધકધક કરને લગી. ઉસને મુંહ ફેર લિયા. ગદાધર ને ફિર કહા—પાર્વતી ઇસ તરહ નારાજ કયોં હોતી હો?

પાર્વતી ઝોંક સે પીછે મુડી ઔર ઝુંઝલા કર બોલી—તુમ ક્યોં મેરે પીછે પડે હો ? મૈંને તુમ્હારા ક્યા બિગાડા હૈ ?

ઇતના કહતે કહતે પાર્વતી કા ગલા ભર આયા. ગદાધર બોલા—તુમને તો મેરા બહુત કુછ બિગાડા હૈ પાર્વતી. મેરા રાજ-પાટ, મેરી જાન, સબ કુછ તુમ પર નિછાવર હૈ.

"મુઝસે ઐસી બાતેં કરનેમેં તુમ્હેં તનિક ભી લજ્જા નહીં આતી ?"

"જહાં જાન કે લાલે પડે હૈં, વહાં લજ્જા સે કૈસે કામ ચલેગા પાર્વતી ?"

"તુમ કાયર હો, જો એક દીન અબલા પર ઇસ તરહ અત્યા-ચાર કર રહે હો."

"મૈં અબલા પર અત્યાચાર કર રહા હૂં ? મૈં તો અબલા કો સિર-આંખોં પર બૈઠાના ચાહતા હૂં, અપની પટરાની બનાના ચાહતા હૂં."

પાર્વતી ને ચિલ્લા કર કહા—મૈં થૂકતી હૂં તેરી ધન-દૌલત પર, ઔર તેરી સૂરત પર !

ઇતના કહ કર પાર્વતી વહાં સે ચલી. ઉસે જાતે દેખ ગદાધર ને અટ્ટહાસ કર કે કહા—આજ તુમ મેરે ફંદે સે નહીં બચ સકતીં. ઔર આગે બઢ કર પાર્વતી કા હાથ થામ લિયા. પાર્વતી ચીખ ઉઠી. ઉસકી આંખોં કે સમાન અંધેરા છા ગયા. રોમ-રોમ સે જૈસે બિજલી કી લપટ નિકલને લગી. વહ હાથ છુડાને કી પ્રાણ-પન સે ચેષ્ટા કરને લગી.

ગદાધર દૂસરે હાથ સે પાર્વતી કી કમર પકડના હી ચાહતા થા, કિ કિસી ને જોર સે આવાજ દી—ખબરદાર જો હાથ આગે બઢાયા !

ઉસને પીછે ઘૂમ કર દેખા, ગોપીકાન્ત પાંડે ખડે હૈં. ગદાધર કો જૈસે કાઠ માર ગયા. વહ અલગ જા ખડા હુઆ.

ગોપીકાન્ત ગુસ્સે સે તિલમિલા ઉઠે ઔર ઉસકી ઓર દેખ કર બોલે—તુઝે શર્મ નહીં આતી કિ એક અનાથ વિધવા પર અત્યાચાર કરના ચાહતા હૈ ? નીચ ! પાજી !! દુનિયા કો ધર્મ કા ઢોંગ દિખાતા ફિરતા હૈ !

કુછ દેર તક સન્નાટા રહા. ફિર ગદાધર ને બહુત સાહસ કર કે કહા—ઇસમેં હાથ ડાલને કા તુમ્હેં ક્યા અધિકાર હૈ ?

"નીચ ! પાપી ! તૂ મેરા અધિકાર પૂછતા હૈ ? ક્યા તુઝમેં નામ કી ભી આદમીયત નહીં રહી ? ખૈર, તુઝે અધિકાર સમઝાને કા મુઝે સમય નહીં. ઔર ન મુઝે આશા હૈ કિ તુઝ-સા પાખંડી મનુષ્ય કા અધિકાર સમઝ સકતા હૈ."

ગદાધર કે મુંહ સે એક શબ્દ ભી નહીં નિકલા. ગોપીકાન્ત

ને પાર્વતી સે કહા—છોડો ઇસ પાપ કે કીડે કો. ચલો બહિન, મૈં તુમ્હેં ઘર પહુંચા દૂં.

ગોપીકાન્ત કે પીછે-પીછે પાર્વતી ચલ દી. ગદાધર પથ્થર કી મૂર્તિ કી નાંઇ ખડા રહ ગયા.

(૬)

ઇસિ ઘટના કે દૂસરે હી દિન સે સૈકડોં મનગઢંત કિસ્સોં કા પ્રચાર હોને લગા. ગદાધર કા તો કોઇ નામ ભી નહીં લેતા. સભી કી જબાન પર પાર્વતી ઔર ગોપીકાન્ત કે ગુપ્ત-પ્રેમ કી બાત થી. યુવા-વૃદ્ધ, ઔરત-મર્દ સબ કે સબ એકદૂસરે સે બડે આશ્ચર્ય કે સાથ કહતે—કહીં ઐસા ભી સુના હૈ? ભલા વિધવા કા ઐસા કરમ? રાંડ બ્રાહ્મણી હોને કો મરી થી. બીસોં આદમી તો અપની આંખ દેખી કહતે ઔર બાકી સુની-સુનાઇ, પર પાર્વતી કે કુકર્મ કી કહાની પર અવિશ્વાસ કોઇ નહીં કરતા.

યહ બાત પાર્વતી કે કાનોં તક ભી પહુંચ ગઇ. ઉસે અપની ચિંતા તો લેશમાત્ર ભી નહીં થી; પર ગોપીકાન્ત કે લિયે ઉસે દુઃખ થા અવશ્ય. વહ સોચતી થી—મૈં કિતની અભાગિની હૂં. જિસ પર મેરી છાયા પડતી હૈ, વહી વિપદ્ મેં ફંસ જાતા હૈ. મંગલ બેચારા મેરે હી પીછે મટિયામેટ હો ગયા, અબ ગોપીકાન્ત કી બારી હૈ.

ગોપીકાન્ત ને જબ સારા હાલ સુના તો ક્રોધ, ઘૃણા, ક્ષોભ, કરુણા આદિ કિતને હી ભાવ એકસાથ ઉઠ કર ઉનકે હૃદય કો મથને લગે. ગોપીકાન્ત એક શિક્ષિત યુવક થે. ઉનકે દિમાગ મેં સમાજ-સુધાર કે કિતને હી વિચાર નિત્ય ચક્કર લગાયા કરતે થે. ગ્રામ્ય જીવન કો સુખમય બનાને કે કિતને હી ઉપાય વે નિત્ય સોચા કરતે થે. ઉનકી આત્મા ઉચ્ચ થી, વિચાર પવિત્ર થે, પ્રવૃત્તિ પરોપકાર કી થી; પર ઇસ ભૂકંપ ને ઉનકી સારી ભાવનાઓં કો હિલા દિયા. વહ સમઝ ગયે, કિ યહ ચક્ર ઉન્હીં પર ચલાયા જા રહા હૈ. સંભવ હૈ, કિ ઉનકા અબ ગાંવ મેં રહના ભી કઠિન હો જાય; પર ગોપીકાન્ત ઐસી ધાતુ કે બને હુયે નહીં થે, જો આસાની સે ઝુક જાય. ઉન્હોંને નિશ્ચય કર લિયા, કિ ઇસ બવંડર કા સામના કરના હી પડેગા.

કર્તવ્યમાર્ગ નિશ્ચય કરના બડા હી કઠિન કામ હૈ. ગોપીકાન્ત ને કઈ રાતેં જાગ કર બિતાઇ, પર યહ ઠીક નહીં કર સકે કિ પાર્વતી કી સમસ્યા કિસ પ્રકાર હલ હો? રાક્ષસ ગદાધર સે ઉસકી રક્ષા કૈસે હો. અંત મેં ઇસી અનિશ્ચિત અવસ્થા મેં વે પાર્વતી કે ઘર ગયે. પાર્વતી ને બડે હી પ્રેમભાવ સે ઉન્હેં ભીતર લા કર બિઠાયા. ગોપીકાન્ત આસન પર બૈઠતે હી પાર્વતી સે બોલે—મુઝસે

ઇસ પ્રકાર મિલને મેં તુમ્હેં સમાજ કા ભય નહીં હોતા પાર્વતી?

પાર્વતી ને રૂખી હંસી હંસ કર કહા—યદિ આપ અબ ભી મુઝે પહચાન ન સકે પાંડેજી ? તો ઇસમેં મેરા હી દુર્ભાગ્ય હૈ.

"તુમ્હેં પહચાન સકા હૂં પાર્વતી! ઇસીસે આજ એક બડે કઠિન પ્રશ્ન પર તુમ્હારા વિચાર જાનને તુમ્હારે પાસ આયા હૂં. મેરી બાત સ્વીકાર નહીં હોને પર, ક્યા મુઝે ક્ષમા કર સકોગી ? "

"આપ ક્ષમા કી પૂછતે હૈં ? આપકે ઉપકાર કા બદલા ક્યા મૈં સૌ જન્મોં મેં ભી ચુકા સકતી હૂં ? "

"તુમને સારા હાલ તો સુના હી હોગા. ઇસ આગ કો શાંત કરને કા કોઈ ઉપાય તુમને સોચા હૈ ?"

"હાં, સોચા હૈ. મેરી આહુતિ પા કર યહ આગ શાંત હો જાયગી."

"યહ મૈં નહીં ચાહતા."

"તો ફિર આપ હી કોઇ ઉપાય ઢૂંઢ નિકાલિયે."

"તુમ ક્યા મુઝે ગ્રહણ કર સકોગી? "

થોડી દેર તક સન્નાટા છાયા રહા. પાર્વતી કી દોનોં આંખોં સે આંસુઓં કી ધારા બહને લગી. ગોપીકાન્ત ને ફિર કહા—"મૈં જાનતા હૂં પાર્વતી, કિ મૈં તુમ્હારી જૈસી સતી કે યોગ્ય નહીં. ફિર ભી ક્યા મુઝસે વિવાહ કર સકોગી ?"

પાર્વતી ચુપ રહી!

"વિધવા-વિવાહ કે વિચાર કો શાયદ તુમ પસંદ નહીં કરતીં; પર યહ વિશ્વાસ માનો, કિ ઇસમેં કોઇ પાપ નહીં હૈ."

"મૈં જાનતી હૂં કિ ઇસમેં કોઇ પાપ નહીં હૈ. મૂર્ખ હોને પર ભી દુનિયા કી ઠોકરોં ને મુઝે પાપ ઔર પુણ્ય કા સચ્ચા રૂપ દિખા દિયા હૈ."

"તો ફિર મેરી બાત સ્વીકાર હૈ?"

"ઇસ જીવન મેં નહીં."

"કારણ? "

"માઁ કા આદેશ? "

"તો ફિર તુમ્હારે લિયે ક્યા ઉપાય હોગા?"

"ભગવાન માલિક હૈ."

"મૈં તો કૉલેજ ખુલતે હી કાશી ચલા જાઉંગા, ફિર તુમ્હારી રક્ષા કૈસે હોગી ?"

"ઉસકા ઉપાય મૈં કર લૂંગી, આપ ઉસકી ચિંતા ન કરેં."

ઐસે સમાજ મેં સતીત્વરક્ષા બડા કઠિન હૈ પાર્વતી!"

"હિન્દૂ વિધવા ઇસ અધમ સમાજ મેં રહ કર ભી અપને સતીત્વ કી રક્ષા કરના જાનતી હૈ."

ઇસ દરિદ્ર વિધવા કિ તેજસ્વિતા ઔર આત્મબલ દેખ કર ગોપીકાન્ત મૂક હો ગયે. આગે કુછ કહને કા સાહસ ન હુઆ. થોડી દેર કે બાદ લમ્બી સાંસ લે કર બોલે—અચ્છા, તો મૈં જાતા હૂં પાર્વતી! અવસર પડને પર મુઝે અવશ્ય યાદ કરના.

પાર્વતી ને આંખોં મેં આંસૂ ભર કર કહા—પાંડેજી, જહાં તક હો સકે શાંતિ સે કામ લીજિયેગા, જિસમેં અધિક કષ્ટ ન ઉઠાના પડે.

ગોપીકાન્ત હૃદયપર બહુત બડા બોઝ લે કર પાર્વતી કે ઘર સે વિદા હુયે.

(૭)

પાર્વતી મુન્નૂ કો ગાંવવાલોં કે કુચક્ર સે સદા દૂર રખને કી ચેષ્ટા મેં રહતી થી. ઇસીસે મુન્નૂ કો ગદાધર કે અત્યાચાર કા કુછ ભી હાલ માલૂમ ન થા. ઉસકે લિયે સંસાર બડી શાંતિ સે ચલ રહા થા; પર ઇસ બાર વહ ગદાધર કે જાલ સે બચ ન સકા. ગાંવ મેં પ્રવેશ કરતે હી ઉસે ગોપીકાન્ત કે ગુપ્ત પરિચય કી કહાની લોગ ગઢ-ગઢ કર સુનાને લગે. વહ સુન કર સન્ન રહ ગયા. પાર્વતી કો વહ દેવી સમઝતા થા. ઉસીકે લિયે ઐસી બાતેં? પર કહનેવાલોં ને ઇસ ઢંગ સે કહા કિ સરલ સ્વભાવ કા મુન્નૂ ઇસ ઘોર કલંક પર અવિશ્વાસ નહીં કર સકા.

મુન્નૂ જહાં જાતા, વહાં યહી ચર્ચા હોતી. કોઇ કહતા—મૈં હોતા તો ગોપીકાન્ત કા સિર ઉતાર લેતા. કોઈ કહતા પાર્વતી મેરી બહિન હોતી તો વિષ ખિલા કર માર દેતા. મુન્નૂ કા કોમલ હૃદય ઐસી બાતેં સુન સુન કર ક્ષોભ-પરિતાપ સે ક્ષત વિક્ષત હો જાતા થા. ઘૃણા ઔર અપમાન સે વહ મૂર્ચ્છિત સા હો જાતા થા. પર ઘર આ કર પાર્વતી કા મુખ દેખતા તો એૈસી કુત્સિત બાતોં પર વિશ્વાસ કરને કા ઉસકા જી નહીં ચાહતા થા. ઇસ પ્રકાર ઉસકા ચિત્ત નિરંતર જ્વાર-ભાટા સે પીડિત હોને લગા.

પાર્વતી કે સાથ ઉસકા વ્યવહાર દિન-પર-દિન રૂખા હોને લગા. અબ વહ પાર્વતી કે પાસ અધિક નહીં બૈઠતા ઔર ન અધિક બાતેં કરતા. બાત બાત પર ખીઝ ઉઠતા ઔર પાર્વતી કો કભી-કભી ખરી-ખોટી ભી સુના દેતા થા. પાર્વતી સમઝતી થી, કિ લિખને પઢને મેં અધિક પરિશ્રમ પડને સે મુન્નૂ કા સ્વભાવ કુછ ગર્મ હો ગયા હૈ. વહ કલ્પના ભી નહીં કર સકતી થી કિ મુન્નૂ કે ઉપર ભી ઇસ અપવાદ કા અસર હો સકતા હૈ.

જો તાપ મુન્નૂ કે હૃદય મેં ધીરે ધીરે ઇકઠ્ઠા હો રહા થા, વહ એક મામૂલી સી ઠોકર ખા કર ફૂટ પડા. એક દિન પાર્વતી ને બડે પ્યાર સે પૂછા—ભૈયા મુન્નૂ, અબ તુમ્હારે મિડિલ પાસ કરને

મેં કિતને દિન હૈં ?

મુન્નૂ ને બડી રૂખાઈ સે જવાબ દિયા—એક વર્ષ.

" ઓહ! એક વર્ષ! મૈં સોચતી થી કિ તુમ જલ્દી પાસ કર જાતે તો તુમ્હેં પાંડેજી કે પાસ ભેજ કર મૈં નિશ્ચિંત હો જાતી."

મુન્નૂ કી ભૌંહોં પર બલ પડ ગયા. વહ બોલા—કૌન પાણ્ડેજી?

" વહી પાણ્ડે ગોપીકાન્ત."

મુન્નૂ એકાએક ચિલ્લા ઉઠા–ઉસકા નામ મેરે સામને મત લો.

પાર્વતી ઉસકી ચિલ્લાહટ સે ઘબરા ગઈ. વહ ધીમી આવાજ મેં બોલી—ક્યોં? ઇસમેં દોષ હી ક્યા હૈ?

"દોષ તુમ મુઝ હી સે પૂછતી હો? કુલ મેં કલંક લગા કર ભી તુમ્હેં દોષ નહીં દીખતા?"

પાર્વતી કે દેહ સે જૈસે પ્રાણ નિકલ ગયે. વહ સિર પટક કર જમીન પર બૈઠ ગઈ. કુછ સંભલ કર ઉસને કહા--મુન્નૂ! ક્યા તુમ ઈસ પર વિશ્વાસ કરતે હો?

" સારી દુનિયા એક મુંહ સે જિસ બાત કો કહા રહી હૈ, ઉસ પર વિશ્વાસ ન કરૂં?"

પાર્વતી કા ગલા ભર આયા. ઉસને ભરાંઇ હુઇ આવાજ મેં કહા—મુન્નૂ, ક્યા તુમ મેરી બાત સુનોગે?

"મૈં અબ કુછ નહીં સુનના ચાહતા. મૈં નહીં ચાહતા કિ ગુસ્સે મેં આ કર કુછ કર બૈઠું."

ઈતના કહ, મુન્નૂ બાહર જાને લગા. પાર્વતી ને બડે હી દૃઢ સ્વર સે પુકારા—મુન્નૂ! ક્યા મેરી બાત નહીં સુનોગે? પર મુન્નૂ નહીં લૌટા.

"અચ્છા, તો જાઓ!" કહ કર પાર્વતી વહાં સે ઉઠ ગઇ.

શામ કો મુન્નૂ ઘર લૌટા. વહ ચોર કી તરહ ઘર મેં ઘૂસા. ઉસે ભય થા કિ કહીં પાર્વતી પર નજર ન પડ જાય; પર પાર્વતી કહીં નહીં દીખ પડી. જિસ પાર્વતી કો ક્ષણભર પહલે વહ દેખના નહીં ચાહતા થા, ઉસીકે લિયે ઉસકા ચિત્ત અબ બેચૈન હોને લગા. ઉસકી આંખેં બડી બેકલી કે સાથ પાર્વતી કો ઢૂંઢને લગીં. ઉસને દેખા કિ એક ચટાઈ પર પાર્વતી પડી હુઇ હૈ. વહ ઉલટે પાંવ લૌટ પડા. પર જી ન માના, વહ ફિર પાર્વતી કે નિકટ ગયા. દેખા, ચેહરા કાલા હો ગયા હૈ. ગાલોં પર આંસૂ કે દાગ પડે હુયે હૈં. મુન્નૂ કા કલેજા ધડકને લગા. ઉસને દૌડ કર પાર્વતી કા બદન છુઆ તો બિલકુલ ઠંડા પાયા. નાડી પકડી એકદમ–શાન્ત. કલેજે પર હાથ રકખા—ધડકન બંદ. પાસ હી એક ખુલી હુઇ પુડિયા પડી થી. દેખતે હી મુન્નૂ કે હોશ ઉડ ગયે. મુંહ સે એક ચીખ નિકલ પડી. વહ બદહવાસ મંગલ કે

વહાં દૌડ ગયા. મંગલ ને આ કર જબ પાર્વતી કી દશા દેખી તો પછાડ ખા કર ગિર ગયા. રોતે-રોતે ઉસને મુન્નૂ સે ગદાધર કા પાશવિક અત્યાચાર ઔર ગોપીકાન્ત કી ઉદારતા કા સારા હાલ કહ સુનાયા.

મુન્નૂ મંગલ કી બાતેં સુન કર વ્યાકુલ હો ઉઠા. મંગલ કે ગલે સે લિપટ કર રોતે-રોતે ઉસને કહા—મંગલ ચાચા! તુમ લોગોં ને કયોં મુઝે ધોખે મેં રકખા? દીદી ને મુઝ સે સચ્ચા સચ્ચા હાલ કયોં ન બતાયા ચાચા? હાય! આજ મૈં અપની દીદી કા હત્યારા હો ગયા, ચાચા!

મંગલ ને મુન્નૂ કો સાંત્વના દેતે હુયે કહા—ચુપ રહો, મુન્નૂ! તુમ્હારી દીદી સ્વર્ગ કી દેવી થી. ઇસ કાલી દુનિયા મેં ઉસકે યોગ્ય સ્થાન નહીં હૈ.

(ફેબ્રુઆરી-૧૯૩૧ ના "ચાંદ"માંથી)

# ૮૭-ઉપનિષદ્‌નો એક પ્રસંગ

(વ્યાખ્યાતાઃ-શ્રીયુત મોહનલાલ પાર્વતીશંકર દવે-સુરત.)

સૃષ્ટિના સનાતન સત્યનો સાક્ષાત્કાર કરનારી નિર્મલ આર્ષ દૃષ્ટિ, તેમજ બુદ્ધિ અને નીતિના પરમ ઉત્કર્ષને પામેલી પ્રાચીન સભ્યતાની સચોટ છાપ જેના પર પડેલી છે એવા ઉપનિષદ્ ગ્રંથોમાં ભવ્ય, ગંભીર, રમણીય અને આકર્ષક પ્રસંગો અનેક છે, અને એ વિશાળ સાહિત્યમાંથી એક નાનકડા વ્યાખ્યાનપૂરતા પ્રસંગ શોધી કાઢવાનું કામ દોહ્યલું છે. વળી હાલના સમય અને સ્થિતિને સંપૂર્ણ ધ્યાનમાં રાખીને હું તમારા ધૈર્યની કસોટી કરવા માગતો નથી. ઉપનિષદોના વિશાળ રત્નાકરમાંથી એકજ રત્ન હું આજે આપની આગળ ધરીશ.

છાન્દોગ્ય અને બૃહદારણ્યક એ બે ઉપનિષદો મોટાં છે. માત્ર કદને લીધેજ નહિ, પણ તેની પ્રાચીનતા તેમજ તેના અંતસ્તત્ત્વને લીધે તે જનહૃદયને આકર્ષી રહ્યાં છે અને વિશેષ મહત્તાવાળાં ગણાયાં છે. એ બન્ને ઉપનિષદોમાં મારે કહેવા જેવા અને આપણે જાણવા જેવા અદ્ભુત પ્રસંગો અનેક છે, પણ વિશેષ લોભ ન રાખતાં એમાંના છાન્દોગ્યમાંથી એકજ પ્રસંગ લઈને હું આજે સંતોષ માનીશ.

છાન્દોગ્ય ઉપનિષદ્‌ના આઠમા અધ્યાયના સાતમા ખંડમાં ઇન્દ્ર અને વિરોચનની આખ્યાયિકા આપવામાં આવી છે. મનુષ્યના અંતરમાં તેવાજ બહારની સૃષ્ટિમાં ચાલી રહેલા દેવ અને અસુરના

સંગ્રામ આપણા પ્રાચીન ધર્મગ્રંથોના વાંચનારને પરિચિત છે. ઉપનિષદોમાંજ નહિ, પણ તેની પણ પહેલાંના બ્રાહ્મણોમાં પણ એ દેવાસુરના સંગ્રામ વિષે સ્થળે સ્થળે ઉલ્લેખ કરવામાં આવેલા આપણે જોઇએ છીએ. એ દેવો અને અસુરો તે કોણ?—એ પ્રશ્ન પૂર્વના તેમજ પશ્ચિમના આધુનિક વિદ્વાનોને માટે વિસ્તૃત ચર્ચાનો વિષય થઇ પડયો છે. એ ચર્ચામાં હું આ સ્થળે નહિ ઉતરૂં, કારણ કે આજના પ્રસંગને માટે એ જરૂરનું નથી. અત્રે તો એટલુંજ કહેવું બસ થશે કે, દેવો અને અસુર બન્ને અત્યંત બળવાન હતા અને સત્તા મેળવવાને માટે બન્નેની વચ્ચે ભારે સ્પર્ધા સતત ચાલ્યા કરતી. એક વખત એવું બન્યું કે પ્રજાપતિએ નીચે પ્રમાણે વચનો ઉચ્ચાર્યાં:—

"પાપથી તદ્દન નિર્લિપ્ત, ઘડપણ વિનાનો, મૃત્યુ વિનાનો, શોક વિનાનો, ભૂખ વિનાનો, તરસ વિનાનો, સત્યકામ અને સત્યસંકલ્પ એવો જે આત્મા તેને શોધવો જોઇએ, તેને ઓળખવો જોઇએ. જે એ આત્માને શોધે છે અને ઓળખે છે તે સઘળા લોકને પ્રાપ્ત કરે છે, તેની સઘળી કામનાઓ સફળ થાય છે."

પ્રજાપતિનાં આ વચનની ખબર પડતાં દેવો અને અસુરો બન્ને એ તરફ આકર્ષાયા. સઘળા લોકની પ્રાપ્તિ થાય—જુદા જુદા લોક આપણા તાબામાં આવે—આપણી સત્તાનું ક્ષેત્ર વિશેષ ને વિશેષ મોટું થાય—અનેક મુલકો આ લોકના તેમજ ઇતર લોકના આપણા તાબામાં આવે—તેમના પર અનુગ્રહ કરવો કે દમનનીતિ વાપરવી, તેમને સ્વાતંત્ર્ય બક્ષવું કે ગુલામગીરીમાં રાખવા એ સઘળું આપણા હાથમાં અને તેની સાથે આપણી સઘળી કામનાઓ તૃપ્ત થાય, આપણે ધનમાં આળોટીએ, આપણે વિવિધ પ્રકારના ભોગો ભોગવીએ, અને મઝા માણીએ એવું ફળ જે જ્ઞાન વડે મળે તેની અભિલાષા કોને ન થાય? આથી દેવો અને અસુરો બન્ને એ જ્ઞાન તરફ ખેંચાયા. પરિણામે દેવોના અધિપતિ ઇંદ્ર અને અસુરોના અધિપતિ વિરોચન એ બન્ને સર્વ લોકની પ્રાપ્તિ અને સર્વ કામનાની તૃપ્તિ આપનારા આ આત્મજ્ઞાનને માટે પ્રજાપતિ પાસે આવ્યા. બન્ને શિષ્યો એકજ ગુરુની પાસે જતા હતા, છતાં બન્નેના હૃદયમાં પરસ્પર ઇર્ષ્યાનો ભાવ હતો. પરમ સત્તાની પ્રાપ્તિ કરાવનારો એ આત્મજ્ઞાનનો ઉપદેશ મને એકલાને મળે અને મારા જોડિયાને ન મળે એમ એ બન્નેના મનમાં હતું. એટલે બંને છૂટા છૂટાજ ગુરુની પાસે આવ્યા.

પિકેટિંગ કે બીજું કોઇ વિઘ્ન નડે એમ નહોતું એટલે બન્ને નિર્વિઘ્ને ગુરુના સમીપ આવી પહોંચ્યા. ધ્યાનમાં રાખવાનું છે કે, બંને સત્તાધીશ મહારાજાઓ હતા, અત્યંત વૈભવવાળા હતા, વિવિધ

પ્રકારનાં વાહનો તેમજ સિપાઇ પહેરેગીરોની તેમને ખોટ ન હતી; છતાં પગે ચાલતા તેઓ આવ્યા, હાથમાં સમિધ લઇને તેઓએ પોતાનો શિષ્યભાવ પ્રકટ કર્યો, અને નમ્રતાથી તેઓએ ગુરુચરણને સેવ્યા. રાજકુમારો કે નવાબજાદાઓ મોટરમાં બેસીને શિક્ષણ લેવા જાય, સાથે સેવકો હોય, શાળામાં તેમને માટે ખાસ આરામગૃહની ગોઠવણ રાખવી પડે એવું સઘળું ભારતના પ્રાચીનકાળમાં દેવાધિદેવ અને અસુરપતિને માટે પણ ઔચિત્યથી વેગળું અને શિષ્યવૃત્તિને અણુછાજતું ગણાતું. તેઓ ૩૨ વર્ષ સુધી ગુરુ પાસે રહ્યા અને તેમની શુશ્રૂષા કરી. એટલાં વર્ષનું બ્રહ્મચર્ય અને એટલાં વર્ષની ગુરુસેવા વિના આત્મજ્ઞાન ન મળે. આપણે જાણીએ છીએ કે, પ્રથમ બંને શિષ્યોની વચ્ચે ઇર્ષ્યાભાવ હતો, પણ વિદ્યાપ્રાપ્તિના મહાન્ પ્રયોજનની સિદ્ધને અર્થે દીર્ઘકાળ સુધી સાથે રહેવાનું થવાથી તેઓના હૃદયમાંથી રાગદ્વેષ, મોહ, ઈર્ષ્યા આદિ દોષો લુપ્ત થયા અને તેઓનું ચિત્ત વિશુદ્ધ થયું. 'આપણે વિદ્યાર્થી છીએ' એવી ભાવના સાથે હૉસ્ટેલમાં સાથે રહેતા. યુવકોમાં ભ્રાતૃભાવ અને ચારિત્ર્યશુદ્ધિ જેવાં વિકાસ પામે છે તેવાંજ, પણ વિશેષ પવિત્ર વાતાવરણને લીધે વધારે ઉત્કટ સ્વરૂપમાં તેઓમાં પણ પ્રકટ થયાં. પછી ગુરુએ તેમને પૂછ્યું કે "૩૨ વર્ષથી તમે બંને મને સેવો છો તે તમારી શી ઇચ્છા છે?" તેઓએ જવાબ દીધો કે "જે આત્માને ઓળખ્યાથી સર્વ લોકોની પ્રાપ્તિ અને સર્વ કામનાની સિદ્ધિ થાય છે તે આત્માને અમે ઓળખવા માગીએ છીએ." પ્રજાપતિએ જવાબ દીધો "આંખમાં જે આ પુરુષ દેખાય છે તે આત્મા છે. એ અમૃત છે, એ અભય છે, એ બ્રહ્મ છે." શિષ્યોએ પૂછ્યું કે "પાણીની અંદર અથવા અરીસાની અંદર જે દેખાય છે તેજ પુરુષ કેની?" ગુરુએ હા ભણી, અને બંને શિષ્યો પોતાને આત્મજ્ઞાન મળી ચૂક્યું એ વિચારથી સંતોષ પામ્યા.

પછી ગુરુએ તેમને કહ્યું કે, જળના કુંડામાં તમે આત્માને નીરખો અને પછી કંઇ આત્મા વિષે ન જાણો તો મને કહો! તે વખતના ગુરુનો ધર્મ માત્ર ભાષણો આપવાનો નહોતો. ઘઉં જેમ ગુણમાં ઠાંસી ઠાંસીને ભરવામાં આવે તેમ જ્ઞાન ઠાંસી ઠાંસીને શિષ્યના મગજમાં ભરવું એવો શિક્ષણનો ઉદ્દેશ નહોતો. પરીક્ષા સુધી એ જ્ઞાન જ્યાં ત્યાં શિષ્યના મગજમાં રહે, અને પછી એ જ્ઞાન સામટું વેરાઇ જાય તો હરકત નહિ એવી શિક્ષકની કે શિષ્યની ભાવના નહોતી. જ્ઞાનનો ભાર ભરવો એ શિક્ષકનો આદર્શ નહોતો; પણ આત્માની ઉન્નતિ કરવી, પરમ સત્યનો સાક્ષાત્કાર કરવો, જે સત્ય એક વાર પ્રત્યક્ષ થયા પછી કદી અપ્રત્યક્ષ થાય નહિ એ સત્ય પ્રકટ કરવું એ આવા શિક્ષણનું ધ્યેય હતું. આ કારણથી

ગુરુએ બંને શિષ્યોને જળના કુંડામાં નિહાળવાની આજ્ઞા કરી. અને પછી પૂછ્યું: 'શું જુઓ છો?' તેઓએ જવાબ આપ્યો "હે ગુરુજી! નખથી શિખ સુધી અમારો આખો આત્મા અમે એમાં બરાબર જોઇએ છીએ." તેમની ભૂલ સુધારવાના હેતુથી પ્રજાપતિએ ફરીથી તેમને આજ્ઞા કરી:—

"સારા અલંકાર સજો, સારાં વસ્ત્ર પહેરો, વાળની ટાપટીપ કરી લો, અને પછી એ પાણીના કુંડામાં જુઓ." તેઓએ તેમ કર્યું. પછી ગુરુએ પૂછ્યું: "શું જુઓ છો?" શિષ્યોએ જવાબ દીધો કે "અમે વસ્ત્રાલંકારથી સજ્જ થયેલા જેવા છીએ તેવાજ આમાં જણાઇએ છીએ." તેમનું કથન સાંભળી પ્રજાપતિએ વિચાર કર્યો કે—"આત્માના દોષ વડે કરીને એમની વિવેકબુદ્ધિ હજી સામર્થ્ય વિનાની રહી છે. મારા વિચારોનું મનન કરવાથી જ્ઞાનનો અટકાવ કરનાર દોષ એમના હૃદયમાંથી ધીરે ધીરે ખસશે એવી આશાથી જે આત્મસ્વરૂપ પોતાનું અભિપ્રેત હતું તેને મનમાં રાખી પ્રજાપતિએ કહ્યું:—"આ આત્મા છે, અમૃત છે, અભય છે, બ્રહ્મ છે." આ સાંભળી હૃદયમાં શાંતિ પામી બંને શિષ્યો વિદાય થયા.

તેઓને જતા જોઇને પ્રજાપતિએ વિચાર્યું કે, આ બંને આત્માનું ખરૂં સ્વરૂપ ઓળખ્યા વિના ચાલતા થયા, પણ એ બેમાંથી વિપરીત ભાવનું ગ્રહણ કરીને "આજ ઉપનિષદ્-સાચું રહસ્ય છે" એમ કહેશે અને મનાવશે તો તે અને તેનો પક્ષ પરાભવ પામશે, પછી તે દેવો હોય કે અસુરો હોય. એ દરમિયાન બન્યું એવું કે દૈત્યાધિપતિ વિરોચન તો જ્ઞાનપ્રાપ્તિ પોતાને થઇ છે એ ભાનથી સ્વસ્થ હૃદયનોજ રહ્યો અને પોતે ગ્રહણ કરેલું જ્ઞાન ઉપનિષદ્ તરીકે-પરમ રહસ્ય તરીકે અસુરોમાં ફેલાવ્યું અને આત્માનેજ સેવવો, આત્માનીજ પરિચર્યા કરવી-અર્થાત્ વિવિધ પ્રકારના ભોગ ભોગવવા એથી આ લોક તેમજ ઇતર લોકની પ્રાપ્તિ થશે, એવો ઉપદેશ આપ્યો.

ભગવતી શ્રુતિ અહીં ઉમેરે છે કે, દૈત્યાધિપતિએ આવું ઉપનિષદ્—રહસ્ય આપ્યું તે કારણેજ અત્યારે પણ જેનામાં દાન, શ્રદ્ધા, યજ્ઞાદિકની ભાવના નથી હોતી તેને આપણે આસુરી કહીએ છીએ, અને જેઓ એવા ઉપનિષદ્ના સંસ્કારવાળા હોય છે તેઓ પ્રેતના શરીરને ગંધ, માલ્ય, અન્નાદિ વડે કરીને તથા વસ્ત્રાલંકારાદિથી સંસ્કારયુક્ત કરે છે, અને ધારે છે કે એ વડે સ્વર્ગલોક પ્રાપ્ત કરી શકાશે.

વિરોચને આમ વિપરીત અર્થ ગ્રહણ કર્યો, પણ ઇંદ્રને ગુરુના આપેલા ઉપદેશનો આવો અર્થ ગ્રહણ કરવામાં મુશ્કેલી જણાઇ, અને એ મુશ્કેલી આ હતી:—આ શરીર વસ્ત્રાલંકારથી સુસજ્જ

હોય છે ત્યારે આત્મા પણ એવોજ દેખાય છે, શરીરમાં અંધતા હોય તો એ પણ અંધ દેખાય છે. શરીર લંગડું હોય તો એ પણ લંગડો દેખાય છે. શરીર જ્યારે નાશ પામશે ત્યારે એ પણ નાશ પામશે–અર્થાત્ એ આત્મા તો વિનાશી છે. એવા જ્ઞાનમાં મારી નજરે ઇચ્છેલું ફળ જણાતું નથી. આ વિચારથી હાથમાં સમિધ લઇને ફરીથી એ પ્રજાપતિ પાસે આવ્યા અને પોતાની મુશ્કેલી જાહેર કરી.

ગુરુએ કહ્યું:—'બીજાં ૩૨ વર્ષ અહીં રહે, પછી હું બોધ કરીશ.' એ સમય વીત્યે ગુરુએ કહ્યું:—"જે સ્વપ્નમાં પૂજાતો પૂજાતો વિચરે છે (અર્થાત્ જે સ્વપ્નના અનેક પ્રકારના ભોગ ભોગવે છે) તે આત્મા છે, તે અમૃત છે, તે અભય છે, તે બ્રહ્મ છે." આ વચનો સાંભળી દેવાધિપતિ ઇંદ્ર સ્વસ્થ હૃદયે પાછા વળ્યા. પણ ઘેર સુધી પહોંચે ત્યાર પહેલાં એને પાછી મુશ્કેલી જણાઇ, અને તે આ હતીઃ—છાયાત્માની પેઠે આ સ્વપ્નાત્મા શરીરના વધાદિકથી હણાતો કે વિકૃતિ પામતો નથી એ ખરૂં, પણ એને પણ કોઇ હણતું હોય, કોઇ દોડાવતું હોય એવું થાય છે, એને પણ અપ્રિયનું ભાન થાય છે, અને કદાચ રડવા જેવું પણ થાય છે. માટે એ સ્વપ્નાત્માના જ્ઞાનમાં હું કંઇ ઇચ્છેલું ફળ જોઇ શકતો નથી.

ગુરુએ કહ્યું:—'બીજાં ૩૨ વર્ષ થોભ, પછી હું બોધ કરીશ.' એ સમય વીત્યે ગુરુએ કહ્યું:—'જ્યારે એ ધસધસાટ ઉંઘે છે, અને સંપ્રસન્ન હોઇ સ્વપ્નદર્શન કરતો નથી ત્યારે એ આત્મા છે, એ અમૃત છે, એ અભય છે, એ બ્રહ્મ છે.' આ ઉપદેશ સાંભળી દેવાધિપતિ પાછા સ્વસ્થ હૃદયે વિદાય થયા, પણ પાછી એને શંકા ઉઠી કે 'એ સુષુપ્તિની સ્થિતિમાં એ આત્મા પોતાને 'આ હું છું' એમ પણ જાણતો નથી, અને અન્ય પદાર્થોને પણ નથીજ જાણતો. એવી રીતે જ્ઞાનના અભાવથી એ વિનાશ પામેલા જેવો છે, તેથી હું એ સુષુપ્તિ પામેલાના જ્ઞાનમાં મારૂં ઇચ્છેલું ફળ જોતો નથી.

ફરી પાછો હાથમાં સમિધ લઇને એ પ્રજાપતિ પાસે આવ્યો અને પોતાની મુશ્કેલી કહી સંભળાવી. પ્રજાપતિએ એને બીજાં પાંચ વર્ષ થોભવા કહ્યું. એ પ્રમાણે ૧૦૧ વર્ષને અંતે પ્રજાપતિએ પરમાત્માના શુદ્ધ સ્વરૂપ વિષેનું પરમ રહસ્ય એને સમજાવ્યું.

સત્ય અને તપનું જેમાં પ્રાધાન્ય છે એવી હાલની સત્યાગ્રહની ચળવળનો હું વિરોધી નથી, છતાં દીર્ઘકાળ સુધીનાં તપ આદરીને તથા બ્રહ્મચર્ય સેવીને ચિત્તની શુદ્ધિ, ક્રમે ક્રમે પ્રાપ્ત કરતાં છેવટે જેમણે પરમ સત્યનો સાક્ષાત્કાર કર્યો એવા દેવાધિદેવ ઇંદ્રની આખ્યાયિકા જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે એમ થયા વિના નથી રહેતું કે 'સત્યનો સાચો આગ્રહ, ખરેખરો સત્યાગ્રહ તો એજ.'

# ૮૮—મરણપથારીએથી

(જુલમી સ્વામિત્વનો ભોગ થઇ પડેલી એક બાળાનો પત્ર—એક સાચી ઘટના ઉપરથી યોજનાર આઇ. એમ. પટેલ.)

પતિરાજ,

તમે અને તમારા સમાજે મારા મોં ઉપર વાસેલાં તાળાં આજે **મરણપથારીએથી** પડી પડી આ પત્ર લખી તોડું છું. મારા આત્માનાં દ્વાર આજે પહેલી અને છેલ્લી વખત ખુલ્લાં મૂકી દઇ મારા જેવી અનેક અભાગિયણ બાળકીઓનો આર્તનાદ તમારે કાને નાખવા માગું છું. તેમાં તમે મારી કકળતી આંતરડીની હાય જોશો. તેમાંથી તમને ને આખા સમાજને ઘણું જાણવાનું—શીખવાનું મળશે, જાણવા-શીખવાની ઈચ્છા હશે તો! મારા જેવી કેટલીય કુમળી વયની રાંકડી બાળાઓનાં બલિદાન તમારો આ સમાજ તેની કુળવાનશાહીના મોહથી લેતો હશે? કેટલાક નિષ્ઠુર અને ક્રૂર હૃદયના પતિદેવો પોતાની ગૃહદેવીઓ (!) તરીકે **વસાવેલી** નિર્દોષ બાળાઓના આત્મભોગ લેતા હશે? મારી પંદર વર્ષની ઉંમરમાં મેં બહુ બહુ સહન કર્યું છે. કોણે સહન કરાવ્યું તે તો પ્રભુ જાણે, પણ એક વખત તો શરમ છોડી, ડોસાંઓની મર્યાદા મૂકી મારા અનુભવ, મારી વીતક તમારે કાને નાખી મારા હૃદયના ઉભરા શાંત કરવા દો. એથી જો તમે સમજશો અને મારી અન્ય બહેનોની એવી દુર્દશા થતી અટકાવશો તો હું મારી જાતને કૃતકૃત્ય માની મારી દાદ સંભળાઇ તે બદલ સ્વર્ગે બેઠી બેઠી આત્મસંતોષ અનુભવીશ.

મારો જન્મ સારા ગણાતા એક ગામમાં થયો હતો. મારાં માબાપ સાધારણ સારી સ્થિતિનાં હોવાથી અને તેમને હું એકની એક હોવાથી, હું સુખચેનમાં ઉછરી હતી. મને શિક્ષણ સારૂં મળ્યું હતું. આપણા સમાજમાં હંમેશ બને છે તેમ મારાં માબાપે પણ પૈસા ખરચી, દેવું વેઠી, મારૂં લગ્ન તમારા કહેવાતા સારા કુળવાન ઘરમાં કરી, કુળવાનશાહીની વેદી ઉપર મારો અર્ઘ્ય અર્પ્યો હતો. તેમને બિચારાંને ક્યાં ખબર હતી કે આ તેમનો કુળમોહ મારી જીવન-જ્યોતને પ્રાણઘાતક નીવડશે? તેમને બિચારાંને એ ખબર ન હતી કે, આ બહારથી દેખાતું 'રમણીય ઘર' તેમના એકના એક લાડકડા પુષ્પને પીલી નાખશે અને તેય આટલી ટુંક મુદતમાં. દાન અને બલિદાનના ભેદથી તે અજાણ હતાં.

કુંવારી અવસ્થામાં મેં કંઈ કંઇ આદર્શ રચ્યા હતા, કંઇ કંઈ સ્વપ્ન સેવ્યાં હતાં, કંઇ કંઇ મનોરથ ઘડયા હતા; પણ બધા નિર્દય રીતે છુંદાઇ જશે, રગદોળાઇ જશે અને તે પણ તમારે—પતિરાજને—

જ સ્વહસ્તે, તેની લેશ માત્ર પણ ખબર કોને હતી ? ધાર્યું હતું કે પરણી સાસરે જઇશું ત્યારે કોમળ નાજુક બદનને અવનવાં વસ્ત્રાલંકારથી દીપાવી માણીશું, નણદલડી સાથે વિધવિધ હાસ્યવિનોદ કરીશું, દિયર સાથે સંતાકુકડી રમીશું, માબાપ સમ વડીલ સાસુસસરાને મધુરાં ગીત ગાઇ રીઝવીશું અને રસભીના કંથની સોડમાં લપાઈ આર્દ્ર સ્નેહ, અગાધ પ્રેમ અને દામ્પત્ય સુખની અનેરી લહાણુ લૂંટીશું. મને બિચારીને ક્યાં ખબર હતી કે આદર્શ અને વ્યવહારમાં બે ધ્રુવ જેટલું અંતર છે? મને બાપડીને ક્યાં ખબર હતી કે હિંદુ સમાજમાં આવા કોડ મનમાંજ રહે છે ? માબાપની નિર્દોષ લાડકીને ઘરમાં પ્રવેશતાંજ, સાસુજીની ડગલે ને પગલે ચાલતી જોહુકમી, નણંદનાં સ્વમાન નાશ કરનાર મેણાં અને માવડિયા ભરથારના અણધારેલા અજુક્તા ઠપકા સહન કરવા પડશે તે કોણે કલ્પ્યું હતું ? જે કંઇ ન આવડે તે નમ્રતાથી અને સ્નેહથી શીખવવાની વડીલ સાસુની શું ફરજ નહોતી ? સમોવડી નણંદની કામમાં સહભાગિની થવાની—અરે ફક્ત મદદજ કરવાની શું ફરજ નહોતી ? અને તે ગુજરેલા અન્યાય બદલ માથું ઉંચકવાનો તો નહિ, પણ આશ્વાસન સરખુંય આપવાનો તમારો શું ધર્મ નહોતો ? હિંદુ કુળવાન (!) ફરજંદ પાસે એ આશા શે રખાય ?

વહુ આખો દિવસ ઘરનું કામકાજ કરે—ગદ્ધાવૈતરું કૂટે, પણ તેને થાક ન લાગે અને વહાલસોઇ દીકરી તેથી ચોથા ભાગનું કામ ન કરે તોય શેકાઇ જાય ! વહુનું કરેલું કામ તે વેઠ અને 'બેનબા'નું કામ તો નરી કાર્યદક્ષતા, ચપળતા ને કુશળતા ! વહુના નમ્ર બોલ પણ ચિબાવલા અને વધારે પડતા અને 'કુંવરીબા'ના સખત બોલ પણ વાક્ચાતુર્યની અવધિ લેખાય ! કામમાં મદદ કરવાની વહુની વિનંતિ 'હુકમ' ગણાય અને 'બા સાહેબ'નો હુકમ ફરજ અદા કરવાની ફક્ત યાદજ મનાય ! શો અન્યાય ! કેટલો ભેદભાવ ! બંને સરખી વયની પંદર વરસની બાળકીઓ ! ફેર માત્ર એટલોજ કે, એક મોંઘા મહિયરમાં છે, જ્યારે બીજી કપરા સાસરિયામાં છે. તમારે અને તમારાં બાએ સહેજ તો ન્યાયદૃષ્ટિએ નિહાળવું હતું ! સહેજ તો મારા તરફ અમીદૃષ્ટિ રાખવી હતી !

આટલેથી પતતું હોત તો તેટલું ખમતાં તો હું ધીમે ધીમે શીખી હતી—ટેવાઈ હતી; પણ વિધિએ મારે માટે આટલુંજ નિર્માણ નહોતું કર્યું. હજુ તો પાશેરામાં પહેલી પુણી હતી. હવે મારાં વૃદ્ધ, ગરીબડાં માતપિતાનો વારો આવ્યો. કંઇક વાંધો પડે, એટલે "તું આવા ઘરની, તારી મા આવી, તારો બાપ આવો." વગેરે ભલભલાની સહનશક્તિ ખુટાડે તેવા માનભંગ કરનાર વાગ્બાણના અસહ્ય પ્રહાર મારા ઉપર થવા માંડે. મારા પ્રિયતમ (!),

તમારી માફક મને મારાં માબાપ પ્રત્યે પૂજ્યભાવ તથા માનની લાગણી શું ન હોય ? વહુ નામનું પ્રાણી શું હૃદયશૂન્ય હશે ? મારે સ્થાને જો તમે હો અને તમને મારી મા એવી રીતે સંબોધે તો....? પણ મુજ ગરીબડીનું, રાંકડીનું શું ચાલે ? તે પણ મૂંગે મોઢે સહન કર્યું—કરવું પડયું—કર્યેજ છુટકો હતો.

દિવસ આખોએ મહેનત કરી. પળેપળ ગાળો ખાઇ, વધેઘટે ધાને પેટ ભરી, જીવન ઉપર અસંતોષાએલી, થાકી પાકી રાત્રે તમારી પાસે કંઇક દિલાસો અને કંઇક રસિકતા અનુભવવા, આશાભરી આવું, તો ત્યાં પણ શું ? મા બહેનના કાનભંભેરણાથી તમે પણ બળતામાં ઘી હોમવા—દાઝેલાને ડામવા તૈયારજ હો. સ્નેહના બે પ્રેમાળ શબ્દ તો બાજુએ રહ્યા, પણ કઠોર શબ્દનો માર ખમવો ન પડે તો મારૂં અહોભાગ્ય ! સાધારણ વસ્તુ જોઇએ, તોપણ એકદમ હાજર થઇ જવું, ક્ષણ પણ વિલંબ થાય તો ઘાંટા સાંભળવા; તમારા તંદુરસ્ત, સુદૃઢ શરીરને મારા કોમળ, નિર્બળ દુઃખતા હાથથી ચાંપવું; તમને તાપ લાગતો હોય તો ઉંઘમાં ઘેરાયલી હોવા છતાં ઉઠી પવન નાખવો; ઇત્યાદિ સેવા બજાવતાંય તમો સ્વામીનાથ રીઝશો કે રૂઠશો તેનો વિશ્વાસ નહિ ! કોઇક વખત અત્યંત થાકથી દુઃખતા, કળતા શરીરને આરામ આપવાનું મન થાય, ત્યાં તાડુકોજ સાંભળવાનો હોય ! “એટલામાં ઉંઘ શાની આવે છે ? આખો દિવસ બેઠાં બેઠાં ગપ્પાં મારવાં અને રાત્રે ઘોરવું ! બેસ મારા પગ દબાવ” વગેરે સખત બોલ, અણુઘટતી ધમકી અને ક્વચિત્ ચૌદમું રતન પણ ચાખવું પડે ! તમને કોઈ દિવસ એમ પણ ન થયું, કે જ્યારે તમારા મજબૂત પગ દુખે છે ત્યારે આ નાનકડી બાળા શી રીતે સહન કરતી હશે ? શાનું થાય ! બૈરી તો વૈતરી ! હું તો તમારી વેઠ કરવા બંધાએલી, સર્વ હક્ક તમારે સ્વાધીન આ ગુલામડીના ! પણ મને તો ઘણુંય લાગે, પણ હું નિરાધાર અબળાથી શું થાય ? બહુ તો આંસુ સારૂં. તેમ કરવામાં પણ દુઃખ-ઢોંગીલી ગણાઉં અને થોડોક વધારે મેથીપાક મળે ! તમે મારા ઉપર સ્વામિત્વ-જુલમી, આપખુદ ને બેદરકાર સ્વામિત્વ-ગુજાર્યું છે. મારી પાસે અનહદ સહન કરાવ્યું છે. એનું કોઈ પ્રાયશ્ચિત્ત તમારી પાસે છે ?

એકાદ વખત આ પીડામાંથી થોડીક નિવૃત્તિ મેળવવા, વહાલી માવડીનું દર્શન કરવા, પેટની વરાળ સહિયરો આગળ શાન્ત કરવા પિયર જવા રજા માગી, ત્યારે બેસીતમ ધમકી સાંભળવી પડી ! મને આ ઉંમરે માતૃભૂમિ સાંભરે તે પણ ગુન્હો ! અરેરે ! ......એ વાત યાદ કરૂં છું ત્યારે હૃદય ભરાઈ આવે છે. છેવટે મને પિયર જવાની રજા મળી, પણ પાછી આવી ત્યારે પરિણામ

શું ? " તેં તારી બાને આમ ભરાવ્યું ને તેમ ભરાવ્યું, આ ન લાવી ને તે ન લાવી" કહી મને સાસુજીએ ઉધડીજ લીધી. ગાળો ભાંડી અને તમે પાષાણહૃદયના હૃદયશ્વરે (!) તો.......એક જંગલી પણ શરમાય તેવી કરપીણ રીતે ઢોરની પેઠે મારી ! એ દિવસ હજુ મને યાદ છે. આખી રાત મેં આંસુ સારી વીતાવી. એ દિવસથીજ જીવને પલટો ખાધો. જીવન અકારૂં થઈ પડયું ! આપઘાત તો ન થઈ શકયો, પણ અસહ્ય ચિંતામાં ને ચિંતામાં ભયંકર ક્ષયના પંજામાં હું સપડાઇ. એ પ્રિય ક્ષય આજે મને આ દુઃખદ સ્થિતિમાંથી મુક્ત કરે છે.

તમે મારે માટે સહેજ પણ સ્નેહ, સહેજ પણ લાગણી, અરે સહેજ પણ દયા બતાવી હોય તો હું તમારે માટે શું શું ન કરત? સંસારે તો તમને આ દેહના માલીક બનાવ્યા હતા, પણ હું તો તમને મારા હૃદયને સિંહાસને બેસાડી આ ભૂમિ ઉપર દુર્લભ એવું સ્વર્ગસુખ ચખાડત. તમારા સુખને અર્થે મારા પ્રાણ પાથરત. તમે મને મારૂં હેત વ્યક્ત કરવા એક પણ સુપ્રસંગ કે અનુકૂળ સંયોગ આપ્યો હોત તો આ જીવનજ મોક્ષ મેળવી આપત; પણ તમારે હૃદયજ ક્યાં હતું ? તમે તમારૂં પોતાનું કોણ જાણે પણ મારૂં જીવન તો હતાશ કર્યું, નષ્ટ કર્યું છે; એક અણખીલી પુષ્પકળીને તમે છુંદી, કચડી નાખી છે.

કોઇ દિવસ તમે સ્વાર્થ સિવાય બીજી વાત કરી છે? કોઇ વખત પણ પત્નીની તબિયતની તપાસ કરી છે ? તમારા ખાધા પછી ધાન વધે છે કે ઢેફાં તેની ખબર કાઢી છે? કોઇ દિવસ પણ વાર્તાવિનોદ કે આનંદ માણવાનો વિચાર સરખો કર્યો છે ? શાનો કરો ? પોતાનો સ્વાર્થ સધાયો એટલે બસ. હશે ! હવે તમે તમારે રસ્તે ને હું મારે. એક વખત તો દુષ્ટ વિધિએ તમારી સાથે પાનું પાડયું; **પણ હવે બીજા ભવમાં તો તમારો પડછાયો પણ ન પડજો.**

અસલની સતીઓ 'ભવોભવ એ પતિ માગતી; હું તો નથી માગતી. પણ પતિરાજ! હવે તમારી બીજી એવું માગે એવા તમે થાઓ એટલું ઇચ્છી જ્યાં આવાં પાશવબંધનો નથી તેવા પ્રદેશમાં જાઉં છું.

આ ભવમાં તમારે પાને પડેલી દુઃખિયારી.

...ના સપ્રેમ વંદન

(શ્રાવણ–૧૯૮૬ના "જાગૃતિ"માંથી)

# ૮૯-साचो अन्नदाता !

## ( એકાંકી નાટક )

(લેખકઃ-શ્રી. ખાદીભક્ત)

### પ્રવેશ ૧ લો.

(સીતા રેંટિયા પર સૂતર કાંતી રહી છેઃ તેનો પતિ શાંતિલાલ 'હાશ' 'હાશ' કરતો ઘરમાં દાખલ થાય છે.)

**શાંતિલાલ**—(જયાંનો ત્યાં થંભી જઇને) ઓહ ! આ શું ? ક્યાંથી આણી ઘરમાં આ બલા ? વાહ ગાંધી ! વાહ ! આ બૈરીનું ભેજું પણ તેં ફેરવી નાખ્યું. (સીતાને ઉદ્દેશીને) એ, ક્યાંથી આણી આ લપ ? કોણે ઠસાવ્યું તારા મગજમાં આ ભૂત ?

**સીતા**—(ઉઠીને કપડાં ઠીક કરતી કરતી) સ્વામીનાથ ! આ શું ? આવું તે શું બોલતા હશો ? રેંટીઓ એ કાંઈ બલા છે ? શ્રીકૃષ્ણ પરમાત્માને જેવું સુદર્શન ચક્ર તેવું આપણે આ શરીર-રક્ષા કરનાર ચક્ર છે. વહાલા ! જુઓ તો ખરા ! એમાંથી કેવું સુંદર સૂતર નીકળે છે. કાંતી બતાવું ? (નીચે બેસી સૂતર કાંતે છે.) ભાઇબીજની ભેટ દાખલ, આ સદાકાળ ચીર પૂરનારો રેંટીઓ મારા મોટાભાઇએ ખાસ હેતથી મોકલાવ્યો છે. જુઓ તો ખરા, કેવો સરસ એ ફરે છે ! કેવો મીઠો ગુંજારવ કરે છે ! નીચે બેસીને જરા જુઓ તો ખરા. આવી સરસ સૌભાગ્ય-વસ્તુ ઘરમાં આવી અને તેના પ્રત્યે આમ દ્વેષની દૃષ્ટિએ કાં જુઓ છો, નાથ !

**શાંતિલાલ**—(જરા ગુસ્સાથી) આ સૌભાગ્ય ! આ સૌભાગ્ય !! ગાંડી ! ઘરમાં આ બલા જોઇને કોઇ સાહેબના કાન ફુંકશે તો તેનું પરિણામ શું આવશે તે કાંઇ ખબર છે ? ઉપાડ તારૂં એ સૌભાગ્ય અને ફેંકી દે રસ્તા પર કચરાની પેટીમાં ! હજુયે આવી ને આવીજ રહી. માણસે એટલો તો વિચાર કરવો જોઇએ કે આપણે શું કરીએ છીએ અને તેનું પરિણામ શું આવશે ? કાલ સવારે નોકરી વગરના થઇને બેકાર રખડવાનો વખત આવશે ત્યારે ખબર પડશે ! પણ તારે શું ? મઝાનું પગ પર પગ ચડાવીને બેઠે બેઠે મળે છે એટલે પછી આવા ઢંગજ સૂઝે ને ? ઉપરિ અધિકારીઓના હુકમ ઉઠાવતાં ઉઠાવતાં અમારે તો નાકે દમ આવે છે તેની કંઇ ખબર છે ? ઓ પ્રભુ ! ઓ ઈશ્વર !! (માથા પરનો ફેંટો પલંગ-પર નાખી, કોટનાં બટન કાઢતાં કાઢતાં આરામખુરશી પર પડે છે.) કેવો કર્કશ આ 'કરકર' 'કરકર' અવાજ ! મારા તો કાન બહેરા થઈ ગયા. ઘડી બે ઘડી આરામ લેવા ઘેર આવીએ ત્યારે આ આવું નાટક ! હવે તે ક્યાં નાસી જવું ! (સીતાને) હવે બંધ કરે

છે કે નહિ તારો એ રેંટિયો કે ઉપાડીને ફેંકી દઉં ગટરમાં?

**સીતા**—વહાલા, આજે તમને આ શું થયું છે? વિનાકારણ આમ આજે નારાજ કેમ થઓ છો? આટલી આ પુણી ખલાસ થાય એટલે બંધ કરૂં છું. એકાદ વખત ફેરવી જુઓ તો એની મઝા ખબર પડશે, પછી તો કલાકોના કલાકો ત્યાંથી ઉઠવાનું મનજ નહિ થાય, ચલાવી જુવો ઓ!

**શાંતિલાલ**—કહ્યું નહિ એકવાર કે એક બાજુ ફેંકી દે! મારાથી સહન નથી થતો તેનો કર્કશ અવાજ. (સીતાનું કાંતવું ચાલુજ છે.) તું એમ નહિ માને, એ ફેંકીજ દેવો પડશે. (રેંટીઓ ઉપાડી રસ્તા પર ફેંકી દે છે.)

**સીતા**—તમને આમ કરવું શોભે છે કે? મારા ભાઇએ કેટલા પ્રેમથી ભાઈબીજની ભેટતરીકે આપ્યો અને......

**શાંતિલાલ**—હા, હા, શોભે છે-શોભે. તારા ભાઇએ મોટા પ્રેમથી આપ્યો-મારી છાતી ઉપર બેસવા માટે, મારો રોટલો ટાળવા માટે! અક્કલ વગરનો તારો એ ભાઈ! ધંધો-રોજગાર કરવાનું મૂકયું પડતું અને ત્રણ પૈસાની ધોળી ટોપી ઓઢીને મંડયા ગામે ગામ ભટકવા. જાણે મોટા દેશભક્ત! કોઇ ભાવ તો પૂછતું નથી અને મંડયા દેશભક્તિનાં મોટાં ગપ્પાં મારવા. તને પિયર મોકલવીજ નહોતી જોઇતી. પ્રભુ જાણે આ રાજદ્રોહી ટોળી શું કરશે? તેની તો છાયામાં ઉભા રહેવામાં પણ ભય છે. કયારેક કાયમનો રોટલો ટળી જવાનો! કેમ જયાંની ત્યાંજ થંભી ગઇ! આજે કાંઇ ચહા-પાણી કરી દેવાં છે કે નહિ?

**સીતા**—ગરમ ગરમ દૂધ લાવું? ગોવિંદ દૂધવાળાને આજથી કહ્યું છે કે અરધો શેર દૂધ વધારે લાવે. એક તો પહેલેથીજ પ્રકૃતિ આટલી ગરમ અને તેમાં આ ધોમ ઉનાળો! એટલે મને થયું કે આજથી ચહા બંધ કરીને દહીં, દૂધ, છાશજ ખવરાવું તેથી તબિયત પણ કાંઇક સુધરશે. લાવું કે દૂધ? પ્રાઇમસ......

**શાંતિલાલ**—(આશ્ચર્યથી ડોળા તાણીને) શું? શું કહે છે તું? ચહા બંધ? હા, હા તેં મને પજવવાનો પદ્ધતિસર પ્રયત્નજ ચાલુ કર્યો છે.

**સીતા**—(શાંતિલાલના મોઢા ઉપર હાથ દઇને) આ શું? જયારે ને ત્યારે આવું અશુભજ બોલવાનું? ઓ મા જગદંબા!......

**શાંતિલાલ**—(તપી જઇને)......'કૃપા કર અને આ ધણીને જગતમાંથી ઉપાડી લે' એમ ને? બોલ! બોલ!!

**સીતા**—(દીન બની જઇ) ઓ નાથ! આ તે તમે શું બોલો છો! મારાથી સાંભળ્યું નથી જતું-હૃદય ચીરાઇ જાય છે. મારા સમ છે જરા શાંત થાઓ! દૂધ લાવું છું. (જાય છે.)

**શાંતિલાલ**—(મનમાં) આજે પેલું રિટ્રેન્ચમેન્ટ (કરકસર) બીલ પાસ થયાનું સાંભળીનેજ ધ્રાસ્કો પડયો છે. કોને ખબર શું થશે! આજે જ્યારે જ્યારે પ્રસંગ મળ્યો ત્યારે ત્યારે સાહેબને લળી લળીને સલામો કરી, પણ છેવટે ગરમ થવાનો હતો તે તો થયોજ. 'ડેમ ફૂલ'ની પુષ્પવૃષ્ટિ પણ ચૂક્યો નહિ. અને પેલો ત્રીકમલાલ ત્રવાડી તો મારા સામું જોઇને ખી, ખી, ખી, ખી, હસતોજ'તો. કોણ જાણે ક્યા જન્મનું મારે ને એને વેર હશે? હમેશાં તે હેડકલાર્કના કાન કરડતોજ હોય છે. શું કારસ્થાન ચાલે છે તે તો રામ જાણે! તે ......ની યાદ આવે છે કે તુરત શરીરમાં આગ થાય છે. પટેલની જગ્યાએ હું હેડકલાર્ક થવાનો હતો પણ–પણ–ઉહુંહુંહું (માથું દબાવે છે) સરવાળા બાદબાકી કરીને આજ તો માથું દુઃખવા આવ્યું છે. હવે તો ચહા......(સીતા દૂધનો પ્યાલો લઇને આવે છે.)

**શાંતિલાલ**—શું લાવી આ?

**સીતા**—મારા વહાલા માટે દૂધ.

**શાંતિલાલ**—(પ્યાલો હાથમાં લઇને) દૂધ! ગટરમાં નાખ તેને!

(પ્યાલો દૂર ફેંકી દે છે. આખા ઘરમાં દૂધ, દૂધ થઇ જાય છે. માથા પર હાથ અફાળતો, પગ પછાડતો અને ફેંટો બગલમાં નાખતો શાંતિલાલ ગુસ્સામાં ને ગુસ્સામાં બહાર નીકળે છેઃ સીતાની આંખમાં પાણી આવે છે અને લાંબો નિસાસો મૂકે છે.)

**સીતા**—આજે તમને આ થયું છે શું?

**શાંતિલાલ**—તારૂં અને મારૂં કપાળ! (બહાર ચાલ્યો જાય છે:)

### પ્રવેશ ૨ જો

(સ્થળઃ–હેડકલાર્કનું ઘરઃ ચારપાંચ કારકુનો નીચું મોઢું કરી ટેબલ પાસે ઉભા છેઃ પગનો અવાજ ન થવા દેતાં, બીતો બીતો શાંતિલાલ પ્રવેશ કરે છે:)

**હેડકલાર્ક**—શાંતિલાલ! આ બીજાઓની પેઠે, પહેલી તારીખથી તમને નોકરી પરથી કમી કરવામાં આવે છે. આ જુઓ સાહેબનો હુકમ! (હુકમનો કાગળ બતાવે છે.)

**શાંતિલાલ**—(ધ્રૂજતો ધ્રૂજતો હાથ જોડીને) પટેલ સાહેબ–હું–ગરીબ મા......મારા પર......

**હેડકલાર્ક**—મને શું કહો છો? કહો સાહેબને! હું કોણ? હું તો ફક્ત હુકમનો તાબેદાર.

**શાંતિલાલ**—પણ......મારા પર જરા–સાહેબ પાસે શીફા-રસ–જરા......

**હેડકલાર્ક**—તે કાંઈ મને કહો નહિઃ આ રિટ્રેન્ચમેન્ટ-(કરકસર)નો ધસારો મારા પર સુદ્ધાં ક્યારે આવશે તેનો કાંઇ નિયમ નથી તો હું તમને કેવી રીતે બચાવી શકું? જાઓ, જાઓ, તમે

સાહેબ પાસે જાઓ. તેની પાસે જઇ રડો અથવા બે લાત ખાઓ. મારા પગ સ્થિર થાય એટલે બસ. પછી તમે જોઇયે તો મરો અથવા મોટા કૂવામાં પડો. (ચશ્માં ઉંચાં કરીને હેડકલાર્ક તેના તરફ જુએ છે.) તમને આજે બચાવવા જાઉં અને કદાચ કોઈ વખત તમે મારી સ્થિતિમાં આવ્યા તો સાપની પેઠે વાંકા થઇ જવાનાજ. (ચશ્માં નીચાં કરી કાગળો પર સહી કરવા માંડે છે.)

**પ્રવેશ ૩ જો**

(સ્થળઃ—સાહેબની ઑફીસઃ નીચું મોઢું કરી શાંતિલાલ એક ખૂણામાં ઉભો છે.)

**સાહેબ**—હું કાંઈ કરી શકતો નથી. સરકારને તમારી નોકરી નથી જોઈતી, મને ત્રાસ ન આપો.

**શાંતિલાલ**—પરંતુ સાહેબ ! હું એક ગરીબ માણસ છું. કૃપા કરીને……

**સાહેબ**—(કંટાળીને) ગેટ આઉટ નાઉ, પુલીશ ! ( ચાલ બહાર નીકળ હવે, મૂર્ખો કયાંઇનો !) સિપૉય ! ઉસ્કુ બાહિર ખીચો ! ડેમ્ નીકર. (શાંતિલાલ પાછે પગે ઑફીસમાંથી બહાર નીકળે છે.)

**પ્રવેશ ૪ થો**

(સ્થળ—શાંતિલાલનું ઘરઃ શાંતિલાલ ખુરશી પર પડયો પડયો બે હાથે માથું પકડી નિસાસા નાખતો શૂન્ય દૃષ્ટિએ બારીમાંથી રસ્તા તરફ જોઇ રહ્યો છે. સીતા તેને ધીરજ આપવાનો પ્રયત્ન કરે છે.)

**શાંતિલાલ**—(એક લાંબો નિસાસો નાખી) ગયે વર્ષે પેલા અનંતરાય જોશીએ કહ્યું હતું તેજ આખર ખરૂં પડયું. જન્મપત્રિકામાં શનિ ચોથો ને ગુરુ બારમો છે. પત્યું ! ઠાર મરી ગયા ! શનિ અને ગુરુ ! ગુરુ અને શનિ !! બસ, હવે મરીજ ગયો. ગુરુ બારમો ! શનિ ચોથો ! ગમે તેમ તોય શનિએ વિક્રમ સરખાને 'ત્રાહિ ભગવાન' પોકરાવ્યા તો મારા જેવાનો શું હિસાબ ! એટલું વળી સારૂં થયું કે સાહેબે કાંઇ ચોરી-ચપાટીનું તહોમત મૂકી જેલમાં નંખાવ્યો નહિ. વડવાનાં એટલાં પુણ્ય નહિ તો બીજું શું ? હે ઈશ્વર ! હજુ શું શું દુઃખ નાખવાનો છે, તે તુંજ એક જાણે છે ! ઓ પ્રભુ ! હવે શું કરવું ?

**સીતા**—રાતદિ આમ એકસરખી ચિંતા કર્યા કરવાથી શું લાભ ? ખરાબ ભવિષ્ય શા માટે કલ્પી લેવું ? આપણી રક્ષા કરનાર ઇશ્વર જેવો ધણી છે. જેણે જન્મ આપ્યો છે તે શેર બાજરી આપી જીવાડશે નહિ ? દાંત આપ્યા તે ચાવણું નહિ આપે ? આજ નહિ તો કાલ, અહીં નહિ તો બીજે કયાંઈ, પણ કાંઇ સગવડ થયા વિના રહેશે ?

**શાંતિલાલ**—તું ગાંડી છે ગાંડી. તને શું ખબર ? ભોળી

પાણી એક કરી, માબાપના હજારો રૂપીઆનો ધૂમાડો કરી, પહેલા–બીજા વર્ગની પદવી મેળવેલાઓ જ્યાં હાથ ઘસતા ફરે છે ત્યાં મારા જેવા છાપ (ડીગ્રી) વગરના માણસનો ભાવ કોણ પૂછે ! તેમાં વળી આ શનિની ગ્રહદશા ! અને આ બારમો ગુરુ ? પ્રલયકાળજ આવી લાગ્યો છે, બીજું શું ? એક દિવસ......

**સીતા**—આમ મુંઝાઓ માં. કોઇ જગ્યાએ કાંઇ નહિ બને તો આપણી પાસે એક સાધન છે. તેમાંથી ફક્ત જાડો પાતળો રોટલો તો મળશે પણ તે ખાત્રીપૂર્વક અને નિયમિત મળશે. મારો અન્નદાતા મને દગો નહિજ દે.

**શાંતિલાલ**—(ખુરશીપરથી એકદમ ઉઠીને) તારો અન્નદાતા ! અન્નદાતા ! ! શું કહે છે ? તારો અન્નદાતા ! ગાંડી તો નથી થઇને ? મોં સામે તાકીને આમ હસી શું રહી છે ? ખરેખરજ તને ગાંડપણ થયું છે. ગુરુ બારમો આવ્યો તેનોજ આ પ્રતાપ !
(પાછો બેસે છે.)

**સીતા**—(હસીને) ખરેખર સાચું કહું છું. મારો અન્નદાતા મારી પાસેજ છે. તે મને કદી ભૂલનાર નથી. આ જુઓ તે અહીં-આંજ છે. (પલંગ નીચે વસ્ત્રથી ઢાંકેલો રેંટીઓ બતાવે છે.)

**શાંતિલાલ**—ઓહ ! પાછી આ પનોતી ઘરમાં ? આટઆટલું કહ્યા છતાં ? સમજ્યો, મારો રોટલો ટળવાનું કારણ હવે સમજ્યો. આ પનોતીનાજ એ પ્રતાપ ? ઢોલ વગાડી વગાડીને ના પાડી તોય ફરીને પાછો ઘરમાં આણ્યો ! ઓ ઇશ્વર ! શું આ તારો કોપ ! (સીના તરફ જોઇને) પણ તેમાં તારોયે શું દોષ ? બુદ્ધિજ ફરી ગઈ. આ બધો તો શનિનોજ પ્રતાપ ! ચોથો શનિ ! પછી પૂછવુંજ શું ? સાડસતી ભલી પણ ચોથો શનિ તો તોબા ! (આમ તેમ આંટા મારે છે) જા, જા આ પનોતી અહીંથી લઈ જા. ભાંગી તોડી તેના કડકા કર અને બાળી દે તારા ચૂલામાં. ઉપાડ, ઉપાડ નહિ તો આ જો હુંજ......(રેંટિયા પર હાથ ઉગામે છેઃ સીતા આડી પડી રોકે છે.)

**સીતા**—હાં, હાં, દેવ ! મારા સમ છે. અન્નદાતા પર આમ હાત ઉગામવાની ? પ્રભુજીએ પ્રાપ્ત કરાવેલા આ અજેય હથિયારનું આમ અપમાન કરવાનું ? ના, ના, આવા દ્વેષની નજરે તેના તરફ ન જુઓ. ઉગામેલો હાથ પાછો ખેંચો અને હાથ જોડી તેની કૃપા માગો. ગરીબોને સુખપૂર્વક અને સ્વતંત્ર રોટલો આપવાનું સામર્થ્ય એક તેમાંજ છે.

**શાંતિલાલ**—જા, ઉપાડ, તારા એ અન્નદાતાને અને નાખ ચૂલામાં. હવે પછી ફરીને કયારેય મારી નજર સામે લાવીશ નહિ. ઉપાડ ! ઉપાડ ! (સીતા રેંટિયો લઇ જાય છે.)

## પ્રવેશ ૫ મો

(સ્થળઃ—રસ્તો. શાંતિલાલ વિચાર કરતો ચાલ્યો આવે છે)

**શાંતિલાલ**—(મનમાં) એકસરખો બે મહિનાથી ફર્યાફર કરૂં છું પણ કોઇ ઠેકાણે દાદ લાગતી નથી. રાત ગણી નહિ કે દિવસ ગણ્યો નહિ, ટાઢ ગણી નહિ કે તડકો ગણ્યો નહિ અને લોકોના ઉંબરા ગણી ગણીને તો કોરા કડકડતા જોડા પણ ફાટી ગયા. જે ઑફિસે જાઉં ત્યાં દરવાજા ઉપર 'નો વેકન્સી' (નોકરી માટે જગ્યા નથી) એવું પાટિયું લાગાડેલુંજ હોય! હવે શું થશે? ગુપચુપ અફીણ ખાઇને......પણ—પણ મારી સીતા! રેંટિયા પર તેનો કેટલો અટલ વિશ્વાસ! સવારથી સાંજ સુધી એકસરખું કાંત્યાજ કરે છે, અને તેમાંથી જે બે-ચાર આના મળે છે તેનાથીજ થોડું ઘણું ગબડે છે. અને હું? તેનો પતિ? નોકરીના મૃગજળ પાછળ ભટકું છું. નોકરી! નોકરી!! ક્યાં છે નોકરી!!! પણ તેજ હું જો તેના કહેવા પ્રમાણે......હા, પણ હજુયે તે ભૂલ સુધારી શકાશે.

(ઘરના દરવાજામાં દાખલ થાય છે. રેંટિયાનું સુંદર ભજન ગાતી થકી સીતા એકતાન થઇ કાંતી રહી છે.)

ધીરો ધીરો ચાલે રે, મીઠો મીઠો ગાજે રે,
રૂડો મારો રેંટિયો હોજી.

એ રેંટિયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર;
ધીરો ધીરો ચાલે રે......

**શાંતિલાલ**—(મનમાં) કેવું મધુર આ ભજન! (જરા અટકીને) કેવી અદ્દભુત આ એકાગ્રતા! પ્યારી, અહીંજ ઉભો થકો તારા આ સમાધિમગ્ન તેજસ્વી દેહ તરફ જોયાજ કરૂં એમ થાય છે. આહા! મનની આવી એકાગ્રતા સાધીને જગતનાં દુઃખો ભૂલી જતાં મને આવડશે કે? (સીતાની નજર દરવાજા તરફ જાય છે.)

**સીતા**—(કિંચિત્ નવાઇથી) ક્યારે આવવું થયું? અને આમ દરવાજામાંજ કેમ ઉભા થઇ રહ્યા છો, પ્રભુ!

**શાંતિલાલ**—મારી ધ્યાનમગ્ન દેવીનાં દર્શન કરી રહ્યો હતો.

**સીતા**—(ગાલમાં હસતી, હસતી) ધ્યાનમગ્ન શું? દેવી શું? અમથી અમથી આમ મશ્કરી શું કરતા હશો ભલા?

**શાંતિલાલ**—ખરેજ, તું મારી દેવિ! મારો ગુરુદેવતા! આટલા દિવસે આજ હું તને સાચા સ્વરૂપમાં ઓળખી શક્યો. આજ હું તારી પાસેથી પાઠ શીખ્યો. આજથી હું તારી સાથે સુતર કાંતીશ, અથવા બીજો કાંઇ ઉદ્યોગ કરીશ; પણ નોકરી-દુષ્ટ નોકરીનું તો હવે નામ પણ નહિ લઉં.

**સીતા**—(આશ્ચર્યથી) સાચ્ચે ? શું આજથી મારા પતિદેવ સૂતર કાંતવાના ?

**શાંતિલાલ**—સાચ્ચેજ. આજથી તારી પાસેથી સૂતર કાંતવાનો પાઠ લઇશ. "નોકરી" એ શબ્દ પણ મારા મોઢામાંથી હવે નીકળશે નહિ.

**સીતા**—(ભક્તિભાવથી હાથ જોડીને) ભગવાન્ તારી કૃપા !

**શાંતિલાલ**—આજે તારા મોટા ભાઈનો કાગળ છે તેમાં લખે છે કે "અહીં આવો તો સૂતર વણતાં અને રંગતાં શીખવું." જો આટલો હુન્નર હાથ બેસી જાય તો આપણે ઘેર–ગામડામાં રહીને પણ ધંધો સારો ચલાવી શકાશે. તને કેમ લાગે છે ?

**સીતા**—મને શું લાગવાનું છે ? હું તો કેટલાય દિવસથી એ વાત કહીજ રહી છું.

**શાંતિલાલ**—ત્યારે સામાનની વ્યવસ્થા કરીને કાલે સવારની ગાડીમાંજ અમદાવાદ જવાની વ્યવસ્થા કરીએ. પણ ટિકિટ પૂરતા પૈસા પાસે છે ?

**સીતા**—ના નથી, પણ મારા કાનનું આ એરિંગ વેચીને મારવાડી પાસેથી પંદર વીસ રૂપીઆ ખુશીથી મેળવી શકાશે. હં, લ્યો આ ! (એરિંગ કાઢી આપે છે.)

**શાંતિલાલ**—( મનમાં ) કેવો આ પ્રસંગ ! પણ અત્યારે હૃદય પથ્થર જેવું કર્યા સિવાય છૂટકોજ નથી. ( એરિંગ લઇ બહાર જાય છે.)

### પ્રવેશ ૬ ઠ્ઠો

(સ્થળ: રસ્તો, દુકાનથી ઘર તરફ.)

**શાંતિલાલ**—(મનમાં) મુંબાઇ છોડયાં આજે એક વર્ષ થયું. કાઠિયાવાડમાં પગ મૂકતાં પહેલાં શંકા હતી કે ધંધો ચાલશે કે નહિ. પણ પ્રભુની દયાથી ખાદીવણાટ તથા રંગાટના ઉદ્યોગમાં બે પૈસા મળવા લાગ્યા. છેવટ રંગીન ખાદીની માગણી વધતી જોઇને ઇશ્વરદાસની સલાહથી દુકાન પણ નાખી અને આજે આ ધનતેરશના દિવસે હિસાબ કરતાં ખરચ ખૂટણ જતાં ચોખ્ખા પાંચસો રૂપીઆનો નફો દેખાય છે. મુંબઇમાં ચાર વરસ કારકુનગીરી કરીને પણ આથી અર્ધા રૂપીઆએ બચાવી શકાયા હોત કે કેમ ! તે શંકાજ છે. (કૂવા પરથી પાણી ભરીને સીતા ઘર તરફ જઈ રહી છે. તેને જોઇને) આ બધો એ દેવીનોજ પ્રતાપ ! આ વાત તે જાણશે ત્યારે કેટલી ખુશી થશે ! (જલદી પગ ઉપાડે છે.)

### પ્રવેશ ૭ મો

( પાણીનું બેડું ઉતારી સીતા થાક ખાવા બેઠી છે: શાંતિલાલ આવે છે. )

**શાંતિલાલ**—સાંભળ્યું કે! આજ તને એક આનંદની વાત કહેવાની છે.

**સીતા**—(આતુરતાથી) શું વાત છે?

**શાંતિલાલ**—ખરચ ખૂટણ કાઢતાં, દુકાનના વ્યાપારમાં આ વર્ષની આખરે આપણને પાંચસો રૂપિયા નફો થયો. કેમ આનંદ પામીશને?

**સીતા**—હા, બહુજ આનંદની વાત. પણ એ બધો પ્રતાપ મારા અન્નદાતાનો ભલા! કબૂલ કરશો ને?

**શાંતિલાલ**—હા, પ્રિયે! ખરેખરજ તારો રેંટીઓ **"સાચો અન્નદાતા!"** મૂર્ખપણાથી એક વખત મેં તેની અવગણના કરેલી, પણ તેનીજ કૃપાથી આજે આ સુખનો દિવસ સાંપડયો. ભગવન્! કાઠિયાવાડના, મારા જેવા બીનરોજગારી તરુણોને આ અન્નદાતાનો—આ રેંટિયા ઉદ્યોગનો માર્ગ બતાવ અને નોકરી કે બેકારીના કારમા પંજામાંથી તેને ઉગાર! એટલી તારા શ્રીચરણમાં પ્રાર્થના!

સીતા અને શાંતિલાલ:—(સાથે) અમર રહો રેંટીઓ, જુગ જુગ જીવો રેંટીઓ અને ભારતવર્ષમાં એ રેંટીઆની પુનઃ સ્થાપના કરનાર પ્રાતઃસ્મરણીય પૂજ્ય બાપુજી પણ અમર રહો.

(શ્રાવણ–૧૯૮૬ના "જાગૃતિ"માંથી)

# ૧૦–दिवान 'हरदौल' जू

(લેખક:–રાયબહાદૂર પં૦ શ્યામબિહારી મિશ્ર, એમ. એ.)

ઓરછા રાજ્ય બુંદેલખંડ મેં અબ ભી અગ્રગણ્ય માના જાતા હૈ ઔર ઉસકા નંબર સબ રાજ્યોં મેં ઉચ્ચતમ હૈ તથા વહાં કે શ્રી સવાઇ મહેન્દ્ર મહારાજા બહાદુર કો સરકાર હિંદ સે 'સરામદ રાજાહાય બુંદેલખંડ' કી ઉપાધિ પ્રાપ્ત હૈ. કેવલ યહી નહીં, વરન્ સમસ્ત મધ્યભારત મેં ઉસ રાજ્ય કા ચૌથા નંબર હૈ—ઇંદૌર, ભોપાલ ઔર રીવાં રાજ્ય હી ઉસકે ઉપર માને જાતે હૈં.

પ્રાચીન કાલ મેં યહ રાજ્ય અબ સે કહીં બઢચઢ કર મહત્ત્વ કા થા. યહાં કે મહારાજા સૂર્યવંશી બનારસ કે ગહરવાર રાજકુલોદ્ભવ હૈં. ઇસ પવિત્ર વંશ મેં પાંચવાં બુંદેલા એક નામી રાજા હુએ, જિનકા હાલ ભારતીય ઇતિહાસ મેં પ્રસિદ્ધ હૈ. ઉનકા અસલી નામ હેમકર્ણ થા. ઉન્હોંને શ્રીવિંધ્યવાસિની દેવી કે આશીર્વાદ સે પંચમ વિંધ્યેલા કે નામ સે સન્ ૧૦૪૮ (વૈશાખ શુક્લ ૧૪ સંવત ૧૧૦૫) મેં એક વિશાલ રાજ્ય કી નીંવ ડાલી. ઇસ વંશ કે રાજાઓં કી ઉપાધિયાં ઇસ પ્રકાર હૈં:—

"શ્રીસૂર્યકુલાવતંસ કાશીશ્વર પંચમગ્રહનિવાર વિંધ્યખંડ મંડલાધીશ્વર શ્રી મહારાજાધિરાજ શ્રી ઓરછા–નરેશ." ઇતને પ્રાચીન ઔર પ્રસિદ્ધ રાજ્ય ભારતવર્ષભર મેં ઇને–ગિને હી પાયે જાયંગે. કિસી સમય ઇસ રાજ્ય કી વાર્ષિક આય દો કરોડ રૂપયે સે ભી અધીક થીં. યહાં કે મહારાજાગણ સદા સે સ્વચ્છંદ ચલે આયે હૈં, ઔર સ્વાધીનતા કા સમ્માન ઉન્હોંને યહાં તક કિયા કિ ઉસકે લિયે અનેકોં બાર ઉન્હેં દિલ્લી કે બાદશાહોં તથા મરાઠોં સે ઘોર યુદ્ધ કરના પડા. ઈન ધમાસાનોં મેં કભી વે જીતે ઔર કભી હારે ભી, પર પરાજય કભી ભી સ્વીકાર ન કી; ચાહે રાજ્ય કે કુછ કુછ અંશ સમય સમય પર નિકલ હી ક્યોં ન ગયે. ઇસી વંશ કે મહારાજા રુદ્રપ્રતાપને એક સિંહ સે ગઉ કે પ્રાણ બચાને મેં લડ કર અપના પ્રાણ તક દે દિયા, પર સિંહ કો અપને ખડ્ગ દ્વારા માર કર ગઉ કો બચા લિયા. મહારાજ ભારતીચંદ્ર કી સમસ્ત આયુ યુદ્ધ કરતે હી બીતી ઔર મહારાજ મધુકર શાહ કા હાલ હિંદી સાહિત્યસેવિયોં સે છિપા નહીં હૈ. સાહિત્યમુકુટમણિ કવિ-વર કેશવદાસ ઇન્હીકે આશ્રય મેં રહતે થે. મહારાજા વીરસિંહ દેવ પ્રથમ ને અબુલ ફ્જલ કો યુદ્ધ મેં લલકાર કર મારા તથા અકબર બાદશાહ સે લડતે રહે, ઔર અંત મેં જહાંગીર કે વિશેષ કૃપાપાત્ર હુએ. ઉનકે દ્વારા પ્રાચીન ઓરછા રાજ્ય કા પ્રબલ પ્રતાપ બહુત હી જાજ્જવલ્યમાન હુઆ. હમ આશા કરતે હૈં કિ હમારે વર્તમાન મહારાજા સાહબ અપને પૂર્વજ નામરાશી મહારાજ વીરસિંહ દેવ કી ભાંતિ નવીન ઓરછા રાજ્ય કો સમુચિત એવં સમયોચિત ઉન્નતિ દે કર ઉસકા સ્થાન ભારતવર્ષ કી પરમોન્નત રિયાસતોં મેં બના દેંગે.

ઇસી પરમોજ્જ્વલ વંશ મેં હરદૌલ કા જન્મ હુઆ થા. ઉનકે બડે ભાઇ મહારાજા જુઝારસિંહ જૂ (સન્ ૧૬૧૭–૩૪) બાદશાહ શાહજહાં કે યહાં દિલ્લી મેં રહા કરતે થે, ઔર હરદૌલ જૂ ઓરછા મેં રાજ્ય કા પ્રબંધ કરતે ઔર રાજ્યસેના કે પ્રધાન સેનાપતિ થે. થોડે હી દિનોં મેં વે બડે હી પ્રજાપ્રિય હો ગયે ઔર સબ લોગ ઉન્હેં પ્રાયઃ મહારાજા હી કે સમાન માનને લગે. ઇધર મહારાજા કી પટરાની ભી હરદૌલ જૂ કો પુત્રવત્ માનને લગી ઔર હરદૌલ જૂ ઉન્હેં અપની માતા કે સમાન સમઝને લગે. યહ માતૃપુત્રવત્ પ્રેમ ભી કુછ દુષ્ટોં કો અખરને લગા, ક્યોં કિ ઐસે લોગ યહી ચાહતે હૈં, કિ રાજકુલ મેં કુછ ન કુછ કલહ નહીં તો અનબન યા થોડીસી મનમૈલી અવશ્ય હી બની રહે, જિસસે ઇધર ઉધર તીન તેરહ કી બાતેં બના કર વે અપના મતલબ સિદ્ધ કરતે રહેં, ઈસ લિયે ઐસે દુષ્ટોં સે કબ ચુપ રહા

જાતા. ઉન્હોંને મહારાજ જુઝારસિંહ જૂ દેવ કો મનગઢંત બાતેં બના બના કર બાર બાર ઐસા કુછ લિખા ઔર દોએક ને સ્વયં દિલ્લી જા કર કુટિલતાભરી ઐસી બાતેં બનાઇ, જિસસે મહારાજા કો અપની રાજમહિષી ઔર હરદૌલ જૂ પર કુત્સિત સંબંધ કા પૂર્ણ સંદેહ હો ગયા!

પરિણામ યહ હુઆ કિ મહારાજા દિલ્લી સે છુટ્ટી લે કર ઓરછા આ ધમકે ઔર મહારાની સે જા-બજા બાતચીત કરને લગે. બેચારી રાજમહિષી લજ્જા ઔર શોક કે સાગર મેં ડૂબને લગી. પહલે તો ઉસને મહારાજ કો હર પ્રકાર સે સમઝાને કા પ્રયત્ન કિયા, પર રોગ કો અસાધ્ય દેખ કર આત્મહત્યા દ્વારા અપને સતીત્વ કા પરિચય દેના ચાહા. મહારાજ ને એક ન માની ઔર આજ્ઞા દી કિ હમારે સંદેહ કા નિરાકરણ કેવલ એક હી બાત સે હો સકતા હૈ, અર્થાત્ તુમ અપને પરમપ્રિય હરદૌલ કો ભોજન મેં વિષ દે દો, ક્યોં કિ મહારાજ કો યહ ભી વિશ્વાસ દિલાયા ગયા થા કિ હરદૌલ જૂ શાયદ મહારાજ કો રાજચ્યુત કર કે સ્વયં રાજા બન બૈઠના ચાહતે થે. બેચારી મહારાની ઐસી ક્રૂર આજ્ઞા કો સુનતે હી કિંકર્તવ્યવિમૂઢ ઔર અવાક્ રહ ગઈ. સ્વામી કે પૈરોં કો પકડ કર ઉસને અનેક શપથેં ખાઈ ઔર હર તરહ સે સમઝાયા. હરદૌલજૂ કે સમાન ધર્મશીલ, પ્રજાવત્સલ, લોકપ્રિય ઔર સ્વામિભક્ત ભાઇ કો વિષ દેના રાની કે વિચાર સે વૈસા હી થા, જૈસે કિ હિરણ્યકશ્યપુ કી આજ્ઞા સે પ્રહ્લાદ કો ઉનકી માતા દ્વારા ગરલપાન કરાના; પર મહારાજ જુઝારસિંહ ને એક ન માની, ઉલટે રાજમહિષી કા ઔર ભી અસહ્ય કટુ વાક્યોં સે સત્કાર કિયા. અબ તો રાની કે લિયે અન્ય કોઇ ઉપાય હી ન રહ ગયા.

અંત મેં મહારાની ને વિષગર્ભિત પકવાન્ન તૈયાર કરા કર હરદૌલ જૂ કે સામને રખ દિયા, પર સ્વયં ફૂટ ફૂટ કર રોને લગી ઔર કારણ પૂછને પર ઉસને પ્રિય દેવર સે સારા હાલ કહ સુનાયા. તબ તો હરદૌલ જૂ ને બડી પ્રસન્નતાપૂર્વક વહ અન્ન ખાને કા આગ્રહ કિયા ઔર કહા કિ અપને પિતૃવત્ અગ્રજ કી આજ્ઞા હોને પર ઉન્હેં વિષ ખાને મેં સંકોચ હી ક્યા હો સકતા હૈ! હાં, કલંક લગાયે જાને કા ઉન્હેં વિશેષ દુઃખ અવશ્ય હુઆ, પર બડે ભાઇ કી આજ્ઞા સભી દશાઓં મેં પરમમાન્ય સમઝ કર ઉન્હોંને બરબસ વહ અન્ન બડે હર્ષપૂર્વક ખા હી તો લિયા. મહારાની મારે શોકસંતાપ કે મૂર્ચ્છિત હો ગઈ ઔર સખીસહેલિયાં ઉનકી દેખ ભાલ કરને લગીં. ઉધર હરદૌલ જૂ કે અનેક સાથિયોં ને ભી યહ હાલ સુન કર ઉસ વિષગર્ભિત અન્ન કો સહર્ષ ખા લિયા. ઉનકે સ્વામિભક્ત સેવકોં મેં સે ભી દોએક ને ઐસા હી કિયા.

હરદૌલ જૂ ને અપને અગ્રજ મહારાજા જુઝારસિંહ કા અંતિમ દર્શન કરના ચાહા, પર રાજા ને કિસી બહાને સે ઉનકી વહ ઈચ્છા ભી પૂર્ણ ન હોને દી. ઈસ પર બહુત સે સરદાર બિગડ ગયે ઔર સંભવ થા કિ રાજપ્રાસાદ મેં હી લંકાકાંડ ઉપસ્થિત હો જાતા, પર હરદૌલ જૂ ને સબકો સમઝા બુઝા કર શાંત કિયા. થોડી હી દેર મેં સબ પર વિષ કા અસર બઢને લગા. સબોં ને શ્રી રાઘવ જૂ કે મંદિર મેં અપને મહારાજ કી ભલાઇ કે હેતુ પ્રાર્થના કરતે કરતે એક એક કર પરમધામ કી રાહ લી. અંત મેં હરદૌલ જૂ ને અપની માતૃવત્ ભાભી કે દર્શન પાયે ઔર ઉનસે કહા કિ યદ્યપિ મહારાજ ને ઉન દોનોં કો કલુષિત ઔર દોષી ઠહરાયા, પરંતુ ઉન્હોંને દૃઢ વિશ્વાસ પ્રકટ કિયા કિ ઉસ સમય તથા ભવિષ્ય મેં એક ભી વિચારશીલ પુરુષ ઉન્હેં તથા રાની જૂ કો કલંકિત ન માનેગા. ઐસા કહતે હુએ હરદૌલ જૂ કી આત્મા નશ્વર શરીર કો ત્યાગ કર પરમાત્મા મેં લીન હો ગઈ, પર ઉનકા યશ સદા કે લિયે સ્થાયી હો ગયા.

ઉસી દિન સે હરદૌલ જૂ કી દેવીદેવતાઓં કી ભાંતિ પૂજા હોને લગી. ઉનકા સમાધિસ્થાન ઓરછા મેં અબ ભી વર્તમાન હૈ, યહી નહીં, વરન્ હરદૌલ જૂ કે ચબૂતરે સમસ્ત બુંદેલખંડભર મેં ગાંવ ગાંવ પાયે જાતે હૈં, ભારતવર્ષ કે દૂરસ્થ સ્થાનોં તક મેં વે યત્રતત્ર મિલતે હૈં. હમને ઉન્હેં પંજાબ ઔર હૈદરાબાદ (દક્ષિણ) તક મેં દેખા હૈ. અનેક સ્થાનોં પર હરદૌલ જૂ કે પ્રશંસા-સૂચક ગીત ગાયે જાતે હૈં, ઔર ઉનકે ચરિત્ર કા સસંમાન ગાન હોતા હૈ. ઐસે નરરત્ન વાસ્તવ મેં ધન્ય હૈં.

(જુલાઇ-૧૯૩૦ના "વિશાલ ભારત"માંથી)

# ૧૧-અહિંસાધર્મના પૂજારી

(લેખક:-શ્રી. લાલચંદ જયચંદ વોરા)

પૂજાની વ્યાખ્યા કેટલી સુંદર છે? પૂજા એટલે આપભોગ યાને આત્મસમર્પણ. વેદમાં તેને યજ્ઞ કહે છે. કુરાનમાં જેને કુરબાનીરૂપે વર્ણવેલ છે તે પૂજા કદી બાહ્યાડંબરમાં નજ હોય! પૂજા એ અહિંસા ધર્મનો અલૌકિક વારસો છે. મંદિર કે અપાસરામાં જઈ અમુક પ્રકારે બાહ્ય ક્રિયાઓ કરવી અને આચારવિચારમાં જરા વિવેક ન રાખવો એ પૂજા કેમ કહેવાય? અમુક વિધિ-વિધાન કરી આત્માને નિર્મળતાનો ચેપ ન લાગવા દેવો એ પૂજા નથી. ફળ-ફૂલ અને નૈવેદ્યાદિ ધરી મહાલવું એ પૂજા નથી.

'કપટરહિત થઇ આત્માર્પણ કરવું' એ ખરી પૂજા છે. આપણા

અહિંસાવાદીઓ ક્યાં ઓછાં ધર્મ કરે છે? તીર્થોમાં અને ભક્તિમાં લાખો રૂપીઆ ખર્ચે છે. ઠેર ઠેર મંદિરો, ઉપાશ્રયો અને પાઠશાળાઓની વૃદ્ધિ કરી શાસનની શોભા વધારે છે. વરઘોડાઓ, જમણવારો અને ઉત્સવરચના કરી ઘણું દ્રવ્ય ખર્ચે છે. અને પહેલાં કદી નહોતું તેવું વિધવિધ ધર્મકાર્ય (!) કરી નાણાં ખર્ચે છે.

હવે આટલાં આટલાં ધર્મસાધનો વધ્યા છતાં આપણી સમાજ કંગાળ કેમ? જો ખરેખર ધર્મની વૃદ્ધિ થઇ રહી હોય તો ભૂખમરો અને પામરતા કેમ વધે? મનુષ્યો જેવી રાજા કેમ દુબળાં ઢોર કરતાંય ઉતરતી કેમ દેખાય? જો ધર્મ એટલી ઉચ્ચ કોટીએ પહોંચ્યો હોય કે આપણે કીડી મંકોડી અને પારેવા માછલાંની પણ રક્ષા કરવા તૈયાર છીએ, તો ધર્મી–અહિંસાધર્મીઓજ નાની સરખી પેટની કોથળી પૂરવા દેશ વિદેશ કેમ વેઠે, અને અનેક કાળાંધોળાં કરતાં એ કેમ અચકાતો નથી?

એટલે કાં તો એ ધર્મ ખોટો, (અને ઘણા સામાન્ય અને અહિંસાધર્મથી અણજાણ મનુષ્યો ખરેજ, અહિંસા ધર્મને ખોટો માની નિંદી રહ્યા છે) અને કાં તો એનાં પૂજારીઓ એનું ખરૂં રહસ્ય સમજ્યાં નથી. અને ખરી વાત એમ છે કે, જો એ ધર્મજ ખોટો હતે તો આજ પચ્ચીસ પચ્ચીસ સૈકા થયાં છતાં બુદ્ધદેવ અને ભગવાન મહાવીર કેમ પ્રાતઃસ્મરણી હોય! જે અહિંસાવીરોએ ધર્મને ખાતર સાચી ઉપાસના પૂજા આદરી હતી અને દેશોદ્ધાર માટે સર્વસ્વનું બલિદાન દીધું હતું, આ બધા ક્ષાત્ર વીરો હતા તેથીજ તેઓ અહિંસા ધર્મ જીરવી શક્યા હતા. રામ–કૃષ્ણ પણ અહિંસાવાદી હતા અને તેથીજ તેઓ ધર્મની અને દેશની રક્ષા કરવા સમર્થ થયા હતા. આજ આપણા અહિંસાના પૂજારીઓ ધર્મને પૈસાને છાબડે તોળે છે, અને વાત વાતમાં પૈસાથીજ ઉછામણી થાય છે. ખરે તેઓની ધર્મની તુલના **વાણિયાશાહી** થઇ ગઇ છે. શુદ્ધ ધર્મ જે આત્માની ઓજસ્વિતા છે તે ઢંકાઇ ગઇ છે. અને બાહ્યાડંબર અને બાહ્યાચારને ધર્મનું સ્વરૂપ આપ્યું છે, તેથી ધર્મ સર્વત્ર વગોવાઇ રહેલ છે. વાસ્તવિકતાએ ધર્મ એ સર્વ વસ્તુનો સાર છે. ધર્મ થકી વીરતા, અભયતા અને સત્યતાના ગુણો પ્રગટવા જોઇએ. ધર્મ થકી નિર્માલ્યતા, કંગાળતા અને દારિદ્રતા નાશ પામવી જોઇએ. જ્યાં એ નથી ત્યાં ધર્મ નથી, પણ ધર્માભાસ છે.

આજ આપણે અહિંસાના સાચા પૂજારીને જોઈ રહ્યા છીએ જેની એકજ પૂજા, આત્મસમર્પણ એટલું જબરજસ્ત છે કે આજે લાખો નર–નારીઓ પોતાના દેહનું બલિદાન દેવા નીકળી પડ્યાં છે. અને બલિદાન દેનારા લાખોમાં કંઈ સામાન્ય કે સામર્થ્ય વિનાના નથી. જેમાંના અનેક તો તપસ્વી, ત્યાગી અને પવિત્રાત્મા-

ઓ છે; જેમાંના ઘણાઓ પ્રજાની સેવામાં ઓતપ્રોત થયેલા બત્રીસ-લક્ષણાઓ છે; જેમાંના ઘણાઓ શ્રીમાનો, ધીમાનો અને બુદ્ધિમાનો છે.

એ પૂજારીઓ કેવળ અંધશ્રદ્ધાળુઓ અને કીર્તિભૂખ્યા નથી; પણ સાચું અર્પણ કરનારા છે, અને મનસા, વાચા, કર્મણા અહિંસાત્મક છે. અનેક જૈન ભાઇઓએ પણ આ પૂજામાં ભાગ લઇ જૈનત્વ દીપાવ્યું છે.

ઓ અહિંસાવાદી અને ધર્મધુરંધરો! હવે એવો સમય આવી લાગ્યો છે કે જ્યારે આ પૂજારીઓના સાચા આત્મસમર્પણદ્વારા જે ક્રાંતિ થઇ રહી છે તેમાંથી પ્રેરણા પીઓ અને ધર્માચરણ સેવી આ લોકમાં પરલોકનો આત્મસંતોષ મેળવો.

("જાગૃતિ"ના એક અંકમાંથી)

# ૧૨–आर्यावर्तनो आदर्श युवक–लव

(લેખકઃ–શ્રી. બિહારીલાલ નારણજી અનંતાણી)

દૂભાયેલી, અપમાનિત માતાના પુનરોત્કર્ષ અર્થે જે ભગીરથ પ્રયત્નો તે માતાના યુવાન પુત્રો કરી શકે તે કોઇ બીજા ન કરી શકે. એ માતાને પુનઃ માનવંતાં બનાવવાનાં જે નૈસર્ગિક મંથન તેના યુવકવર્ગમાં સંભવે એ કોઇ બીજામાં ન સંભવે. એ મંથન, એ ઉલ્લાસ, એ કોડ પણ અપૂર્વ. એ ભાવના દેવને પણ દુર્લભ. પોતાનો આદર્શ પૂરો કરવા જરૂર પડે તો આકાશને પણ હેઠે લાવવાની એ યુવકવર્ગની ગણતરી. એ ભાવનાસિદ્ધિ અર્થે સ્વયં પિતા–પરમેશ્વર સામે પણ શસ્ત્ર ઉપાડવાં પડે તો તે પણ તે વર્ગ માટે ધર્મ.

આર્યાવર્તમાં એવા યુવકવર્ગનાં દૃષ્ટાંત શોધવા મહેનત કરવી પડે તેમ નથી. આપણે તેની શોધ અર્થે મોસ્કો સુધી જવું પડે તેમ નથી. માનભંગ સીતા માતાની સ્થિતિથી દાઝતા તેના યુવક પુત્ર લવ તરફથી કોણ નથી જાણતું કે એ અન્યાય સામે પિતા પરમેશ્વર સમગ્ર આર્યાવર્તના આદર્શ રાજવી મર્યાદા પુરુષોત્તમ શ્રી-રામચંદ્રજી સામે પણ વિગ્રહ આદરવો પડ્યો?

ભવભૂતિએ એ હૃદયદ્રાવક દૃશ્ય પોતાના ઉત્તરરામચરિતમાં ભારે સુંદર રીતે આલેખ્યું છે. શ્રીરામચંદ્રજીએ અશ્વમેધયજ્ઞ આદર્યો છે. યજ્ઞનો અશ્વ ઉપરોક્ત અનેક ભાવનાઓથી ભરપૂર યુવક લવ બાંધે છે. તે અરણ્યમાં આવી લાગે છે. અનાયાસે પોતાની ભાવના-સિદ્ધિના પ્રયાસ માટેનો આ રીતે તેને સંજોગ સાંપડે છે. સહધ્યાયી બાળકો બાલમિત્ર લવને તે ઘોડો બતાવે છે ત્યારે લવ હોંસથી મનમાં

વિચારે છેઃ "અહો! અશ્વમેધ એ તો વિજયી ક્ષત્રિયોના વીર્યની પરીક્ષા, અતિ બળવાન એવા ક્ષત્રિય માત્રનો પરાભવ કરવાવાળું, અને મોટું સ્થાન છે." એ સ્થાન એજ આ ભાવનાશાળી આદર્શ યુવકનું રણાંગણ. તેમાં તે માતાનાં અપમાનનો બદલો લેવા, માતાને પુનઃ માનવંતી બનાવવા મરણીઓ થઇ કેમ ન પડે? તેને બીજા આડાઅવળા ખ્યાલ શાના આવે? તે કંઇ વ્યવહારકુશળ વાણિયો કે રાજપટુ મુત્સદ્દી બ્રાહ્મણ ઓછોજ હતો? માંડયાં તેણે શૌર્યભર્યાં યુદ્ધ. અશ્વના રક્ષણ કરનાર સૈનિકોને પલવારમાં સૂવાડયા. કાકા લક્ષ્મણને પણ મહાત કર્યા. આખર પિતા પરમેશ્વર શ્રીરામચંદ્રજી પણ રણાંગણમાં આવ્યા. રથમાં બેઠા બેઠા દૂરથી જાણે પોતાના તે ક્ષણના વિરોધી યુવકની માતાને અન્યાય આપવાનું પાપ તેમના હૃદયમાં કંપતું ન હોય તેમ લાગણીઓથી ઉભરાઇ એ યુવકને વિષ્ટિનો સંદેશ પાઠવી જેને આજના યુદ્ધશાસ્ત્રમાં ટુંકી સંધિનો ધોળો વાવટો કહીએ છીએ તે ફરકાવી પોતા પાસે બોલાવે છે.

સર્વાંશે વિજય માટેજ અતિમર્યાદિત અને વિનયશીલ આદર્શ યુવક લવ શ્રીરામચંદ્રજી પાસે હાજર થઇ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી આનંદથી કહે છેઃ "શું રઘુનાથ! આજ રૂડો દહાડો, કે એ દેવનું દર્શન થયું! મહારાજ! પ્રાચેતસનો શિષ્ય લવ આપને નમસ્કાર કરે છે!"

અહા—શો લાડભર્યો છતાં કોઇ પણ સ્વમાનના પ્રેમી આદર્શ યુવકને સુયોગ્ય વ્યંગ! એ વ્યંગ તો પુરુષશ્રેષ્ઠ રામચંદ્ર મહારાજની આંખમાં પણ ઝળઝળીઆં લાવે. શ્રીરામચંદ્રજીથી પણ કહેવાઇ જવાયું: 'આયુષ્મન્ યુવક! આમ આવ, ભાઇ! થયું તે થયું. હવે ઝાઝો વિનય જવા દે.'

લવ પોતાની ભાવના સિદ્ધ થવાથી ભારતવર્ષના યુવકને ગૌરવ આપે એવી વલણ ધારણ કરી લે છે અને કહે છેઃ 'મહારાજ! લવની છોકરવાદી સામું જોશો નહિ.'

શ્રીરામચંદ્રજી મલકાતા પૂછે છેઃ "તેં શો અપરાધ કર્યો છે?" લવના પાસે ઉભેલા મિત્રનો આ પ્રશ્નનો ઉત્તર જાણવા જેવો છેઃ "(માતા માટે, માતાનાં માન માટે) મહારાજ! આ અશ્વ સાથેના સૈનિકો પાસેથી આપના પ્રતાપોત્કર્ષનું વર્ણન સાંભળીને એને શૂર ચઢી આવ્યું."

શ્રી રામચંદ્રજી કહેઃ—"વાહ, એ તો ક્ષત્રિયોનું ભૂષણ છે."

"શકે ના તેજસ્વી પરનું દિપતું તેજ જીરવી;
"પડી એવી વૃત્તિ પ્રકૃતિ થકી તે કૃત્રિમ નહી.
"કરી તાતાં કીર્ણો દિનકર યદા તાપથી ધાકે;
"તદા અગ્નિ ગ્રાશે પરિભૂત સમા કાં બળી ઉઠે!"

એવું ન જીરવવાપણું પણ એના જેવા વીરનેજ શોભે.

આજે દુભાયેલી, દુઃખી, છૂટે ચોટલે આક્રંદ કરતી માતા ભારતને પુનઃ પોતાના મૂળસ્થાને મૂકવાના ભગીરથ પ્રયત્ન આદરનારા યુવકોમાંના અગ્રગણ્ય યુવક પંડિત જવાહરલાલ નેહરૂને પોતાની 'ક્રિડ' કબુલાવવા પોતાના પિતા પરમેશ્વર પંડિત મોતીલાલ નેહરૂ સામે પણ વિરોધ આદરતા જોઇ આપણો આ ઐતિહાસિક દાખલો વિચારી કયા યુવાનને વિસ્મય નહિ થાય?

અકળાતે મને પણ પૂછી જવાય છે કે "હે જીવ! આજ મંડાયેલ વીસમી સદીના અશ્વમેધ યજ્ઞનો ઘોડો તો આજના ભારતના લવકુળે બાંધ્યો; પણ માતા ભારતને પુનઃ માનવંતી બનાવવાના આ યુદ્ધનું પરિણામ શું આવશે? ક્યારે આવશે?"

અંતરાત્મા તેજ ક્ષણે જવાબ આપે છે: "યુવાન, અધીરો ના બન. ઇતિહાસ અવશ્ય પોતાની પુનરાવૃત્તિ પ્રસિદ્ધ કરશે. શરત માત્ર એકજ કે આર્યાવર્તનો સમગ્ર યુવકવર્ગ પોતાને લવ બનાવે, લવ તરીકે પૂરવાર કરે." અસ્તુ.

("શારદા"ના એક અંકમાંથી)

# ૧૩–જગદ્‌ગુરુના છુટાછેડા!

ધર્મને નામે હિંદી પ્રજાની આંખે પાટા બાંધી, તેને અવળે મસ્તકે વહેમોમાં ડુબાડી, તેની સામાન્ય પ્રગતિને સિફતથી રોકનારી થીઓસૉફી ઉર્ફે હંબગોસૉફી સાથે શ્રીકૃષ્ણમૂર્તિએ છૂટાછેડા કર્યા છે! સામાજિક–ધાર્મિક ક્ષેત્રને ડહોળ્યા પછી, રાજ્યદ્વારી ક્ષેત્રમાં ઝૂકાવી, હિંદને શહેનશાહતથી છૂટું નહિ પડવા દેવા માટે રાતદાડો મહેનત કરનારાં ડૉ૰ એની બીસેન્ટે, જે મદ્રાસી પોરિયાને "જગદ્‌ગુરુ" તરીકે ઠોકી બેસાડવાની, અને સ્વાગત માટે "તારક મંડળ" ઉભું કરવાની ભારે જહેમત ઉઠાવી હતી, તે આજે ફરી ગયો છે; અને "માન્ચેસ્ટર ગાર્ડિયન" ના જણાવવા પ્રમાણે ડૉ૰ એની બીસેન્ટ અને શ્રીકૃષ્ણમૂર્તિ વચ્ચેનો સંબંધ તૂટી ગયો છે. અમારા વાચકોને યાદ હોય તો કૃષ્ણમૂર્તિએ દાદીમા અન્નામૈયાની સામે છેલ્લાં બે ત્રણ વરસ થયાં બળવાખોર વલણ બતાવવા માંડ્યું હતું; અને "સ્ટાર સોસાઇટિ" (તારક મંડળ)ને વીખેરી નાખવાની પ્રબળ ઇચ્છા પ્રગટ કરી હતી. પોતાના લાડીલા ને કોડીલા કૃષ્ણનાં આવાં ધિંગાણાં તરફ આંખમીંચામણાં કરીને, અન્નામૈયા "થાબડ થાબડ ભાણા" કર્યે જતાં હતાં; પણ "ઉછળ્યું ધાન કાંઇ લાંબો સમય પેટમાં રહે ખરૂં?" મોટે ભાગે ધર્મઘેલછામાં પડેલી હિંદી પ્રજાને

જગતનાં વાતાવરણુની બરાબર ખબર નથી. આજે તો કહેવાતા સુધરેલા દેશોમાંથી ધર્મની ઇમારતના કાંકરા, પાકેલ બોરડીનાં બોર ખરે તેમ, ખરવા લાગ્યા છે. ધર્મને નામે ચાલતા લાગેલાં ધતીંગોનુંજ આ પરિણામ છે; અને "સૂકા પાછળ લીલું બળે" એ ન્યાયે, અમને તો ભય છે કે, કહેવાતા સુધરેલા દેશોમાં ધર્મ-ઢોંગનો ઉચ્છેદ કરવા માટે એવો પ્રબળ અગ્નિ ભભુકશે, કે જેમાં સત્ય ધર્મ પણ ઘડીભર તો ભસ્મીભૂત થયેલો દેખાયા વગર રહેશે નહિ. પાવકમાં બળી જળી ગયેલા ધર્મની ખાખ ઉડતી હોય, એવો ભાસ થશે, અને અત્યારે રૂશિયાના કેટલાક ભાગમાં બન્યું છે તેમ, ધર્મ જાણે કે પૃથ્વીના પટ ઉપરથી જડામૂળ ઉખડી ગયો હોય, એમ જણાશે; પણ "ફીનીક્સ" પક્ષીની માફક એ ધગધગતા અંગારમાંથી સત્ય ધર્મ પુનઃ ડોકિયું કરતો દેખાશે, અને તે જગત-ને તારશે. ઓમન ખાતે સ્ટાર કેમ્પનો સાતમો વાર્ષિક મેળાવડો ખુલ્લો મૂકતી વખતે કરેલા ભાષણમાં શ્રીકૃષ્ણમૂર્તિએ કહ્યું હતું કેઃ— **"સત્યના સાક્ષાત્કાર માટે કોઈ ધાર્મિક સંસ્થામાં જોડાવાની જરૂર નથી."** મનુષ્યજાતને માટે ધર્મ તો એક અને વ્યાપકજ હોઇ શકે; અને જ્યાં વાડા બંધાય ત્યાં સ્વાર્થ, પાખંડ અને ધતીંગ વધ્યા વગર રહેજ નહિ. આવા ઢોંગોથી સુધરેલા દેશોની પ્રજા કેટલી ત્રાસી ગઇ છે તેનો આબાદ પડઘો શ્રી. કૃષ્ણમૂર્તિના શબ્દોમાં પડી રહ્યો છે. "**આજા ફસા જા કંપની**"ની માફક દરેક ધર્મવાળા, અમારા વાડાનાં પશુ બનો તો તમારો ઉદ્ધાર અવસ્ય થઇ જશે, એવી મધલાળ બતાવે છે; અને થીઓસોફીવાળાઓએ તો ધર્મઢોંગોને અખંડ રહેવા દઇ, પોતાની મહાત્મિક હંબગની જાળ કોઈ અજબ રીતે બિછાવી છે, અને તેમાં તો સેંકડે ૯૫ ટકા જેટલાં કેળવાયેલાં માછલાંજ સપડાયાં છે! પણ ગમે તેવો ચાલાક માણસ પણ આખી દુનિયાને હમેશને માટે ઠગી શકતો નથી, એવા અબ્રાહમ લિંકનના શબ્દોમાં ઘણું તથ્યાંશ રહેલું હોવાથી થીઓસૉફીની જાળમાં કાણાં પડવા લાગ્યાં છે, અને નાનાં મોટાં માછલાં તેના ઠગારાપણાથી સાવધ થઇને, તેમાંથી છટકી જવા લાગ્યાં છે. (આઉટર સર્કલ) "જાહેર મંડળ" અને (ઇનર સર્કલ) "ગુપ્ત મંડળ" એવા બે ભાગમાં થીઓસોફીકલ સોસાયટી વહેંચાયલી છે; અને ગુપ્ત–આંતર મંડળના ભેદી ચમત્કારોથી ચમકીને થીઓસૉફીથી દૂર થનારાં માછલાંઓ, ફરીથી એ દિશા તરફ નજર કરવાની પણ ભાગ્યેજ તસ્દી લે છે!

શ્રી. કૃષ્ણમૂર્તિ ઢોંગી "જગદ્ગુરુ" બનીને પૂજાવાને બદલે, સામાન્ય જીવન ગાળી, સત્યની શોધમાં રચ્યા પચ્યા રહે છે, તેને માટે તેમને ધન્યવાદ આપી, ડૉ. એની બીસેન્ટ અને થીઓસોફીસ્ટ

હંબગદાસો, હવે ઉપરના બનાવ પછી, મહાત્મિક ઢોંગધતુરાથી દુનિયાની આંખમાં ધૂળ નાખવાનાં નિષિદ્ધ કર્મને ત્યજી દે, એવું અમે ઇચ્છીએ છીએ. થીઓસૉફીનાં પ્રમુખ બનવાને માટે ડૉ. એની બીસેન્ટે અંતરિક્ષમાં રખડતા આત્મા-મહાત્માઓ-ની સહાયતા શોધી હતી; અને શ્રીકૃષ્ણમૂર્તિને "જગદ્‌ગુરુ" તરીકે ઠસાવી મારવા માટે પણ એજ "એકોહુની કે કોનીટામા" જેવા મહાત્માઓની સહાયતા મેળવવામાં આવી હતી. થીઓસૉફીના અદ્યારના વડા મથક ખાતે અદૃશ્ય મહાત્માઓને નામે જે ધતિંગો ચલાવવામાં આવે છે, તે રાંદલના લોટા આગળ હં-હું કરીને ધૂણતા ભુવાઓના ઢોંગ કરતાં પણ ઘડી વાર ચડી જાય તેવાં હોય છે! રસ્તા પર ફરનારો ડેકબજાણિયો જેવી કસરતો કરે છે, તેવીજ કસરતો સરકસના તંબુઓમાં થાય છે; પણ પહેલાના કરતાં બીજી પદ્ધતિ સુધરેલી હોવાથી આગળ વધેલા સંસ્કારી જનો તેની તરફ વધારે ખેંચાય છે, અને તેને માટે દામ પણ વધારે આપે છે. ગામડાના ગમાર ભુવાઓની દેવદેવીઓની વાતોમાં અને થીઓસૉફી-ના અદૃશ્ય મહાત્માઓનાં હંબગમાં કંઈ ફેર નથી, છતાં ગોરી ચામડીની સફાઈ અને ચાલાકીને કારણે, ભુવાઓનો જ્યારે કોઇ ભાવ પૂછતું નથી ત્યારે થિયોસૉફીના હંબગદાસો જ્યાં ને ત્યાં પૂજાય છે, ધન લૂંટીને માલેતુજાર બને છે, અને સાથે સાથે અંધ-શ્રદ્ધાળુ ભોળી પ્રજાનું સત્યાનાશ પણ વાળી નાખે છે! હિંદની ધર્મપ્રેમી ભોળી પ્રજાને ભમાવીને થીઓસૉફીએ તેની ખૂબ ખુવારી કરી છે, અને વહેમોની જાળ તથા મહાત્મિક હંબગ વડે તેની માનસિક અધોગતિને પણ પાર વગરની બનાવી દીધી છે; છતાં પરમ કૃપાળુ પરમાત્માને આપણે હજારો હજાર ધન્યવાદ આપીશું કે, દેશના રાજદ્વારી ઉદયને વખતે, તેનાં ધાર્મિક ગુલામી બંધનો પણ તૂટવા લાગ્યાં છે; અને "જગદ્‌ગુરુ" બનાવવા ધારેલા શ્રી-કૃષ્ણમૂર્તિ જેવાને હાથેજ મહાત્મિક હંબગની જાળ તૂટે છે! "જગ-દ્‌ગુરુ" ના થીઓસૉફી સાથેના છૂટાછેડાનાં સઘળાં કારણો તપાસીને હિંદી જનતા થીઓસૉફી ઉર્ફે હંબગોસૉફી જેવાં ધર્મઢોંગ ફેલા-વનારાં મંડળોથી સાવધ રહે, અને તેને સાતસો કદમ દૂરથી નમસ્કાર કરે, એવું અમે ઇચ્છીએ છીએ. ઇત્યોમ્.

(તા. ૭-૯-૧૯૩૦ ના "આર્યપ્રકાશ"નો અગ્રલેખ)

# ૧૪–પુસ્તકાલય અને પુસ્તકો*

× × × ×

પુસ્તકાલયમાં આવી વર્તમાનપત્રો વાંચવાં કે નવરાશનો વખત ગાળવો કે ધંધો ન જડે ત્યારે ઢીંગલા ઢીંગલીની વાર્તાનાં એક બે પુસ્તકો વાંચી દિવસો પસાર કરવા, એમાં પુસ્તકાલયના ઉપયોગની સીમા આવી જતી નથી. એ તેનું રહસ્ય નથી; બલ્કે એ તેનો ઉપયોગ નહિ પણ દુરૂપયોગ છે.

× × × ×

× × × ×

જ્યારે જ્યારે આપણે કોઇ પણ સારૂં પુસ્તક વાંચીએ છીએ ત્યારે તેના લેખકના જેટલાજ ઉચ્ચ માનસિક વાતાવરણમાં તે પુસ્તક આપણને લઇ જાય છે. એટલે પુસ્તકનો સહવાસ તેના લેખકનોજ સહવાસ છે, એમ કહી શકાય. એવા સહવાસનાં અદ્ભુત પરિણામ આવે છે, અને એ અનુભવેલી વાત છે. પૂજ્ય મહાત્માજીની આત્મકથામાં “એક પુસ્તકની જાદુઇ અસર” એ પ્રકરણ એ પુસ્તકના ચમત્કારનો પુરાવો છે. જેમ એક દીવે અનેક દીવા થાય, તેમ એક પુસ્તકમાં અનેક પુસ્તકોના લેખકો ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે.

આજ કારણથી દરેક ધર્મમાં સત્સંગ સાધવાના સાધનતરીકે પુસ્તકની પણ ગણતરી થઇ છે. હિંદુઓને ભગવદ્‌ગીતા, સાંપ્રદાયિકોને પોતપોતાના ગુરુદેવની શિક્ષાપત્રી, મુસલમાનોને કુરાને શરીફ, ખ્રિસ્તીઓને બાઇબલ, પારસીઓને ખોરદેહ અવસ્તા–એમ સૌ સૌના ધર્મમાં સૌને ધર્મગ્રંથ જડશે અને તે ગ્રંથનું વાચન–મનન સૌ અનુયાયીઓને લગભગ ફરજિયાત છે. કારણ કે જે ધર્મને આપણે અનુસરીએ તે ધર્મના ગુરુઓના ઉપદેશ એ ગ્રંથો વાંચવાથી આપણામાં તાજા થાય, જાણે આપણને સાક્ષાત્ ગુરુદેવજ ફરી ઉપદેશ કરતા હોય એમ લાગે, અને તેથી ક્રમે ક્રમે આપણે પણ પવિત્ર પદને પહોંચીએ. પણ સૌ કોઇ જાણે છે કે, જે ધર્મ વિષે આપણે બડાઇ હાંકીએ છીએ તેની મહત્તા અને ઉપયોગિતા વિષેની શ્રદ્ધાના આપણા પાયા ડગી ગયા છે. સવારથી માંડીને તે રાત્રે પથારીમાં સૂતાં સુધી શરીરે અને જીભે ધર્મચિહ્ન લાવી હૃદય અને હાથપગને માણસ કોઇ બીજીજ ગડમથલમાં પરોવાયેલાં રાખે છે. તેને પોતાને પણ પોતે શું કરી રહ્યો છે તેની પૂરી ખબર નથી હોતી. એટલે ઘણી વાર મરણપર્યંત માણસને ધર્મગ્રંથનું

* વસોમાં પુસ્તકાલય પર્વણી પ્રસંગના શ્રી પુરુષોત્તમ છગનલાલ શાહના ભાષણમાંથી.

ખરૂં ભાનજ નથી હોતું, અને જેમને તે હોય છે તેઓ પણ તેમાંથી જોઇએ તેવો લાભ ઉઠાવી શકતા નથી એટલે સામાન્ય જનતાને પુસ્તકોના ચમત્કારનો અનુભવ ઓછોજ હોય તેમાં નવાઇ જેવું નથી.

તેમ છતાં પુસ્તકની મહત્તા ઓછી નથી થઇ. જેમ શરીર ટકાવવા અન્નની જરૂર છે, તેમ શરીરમાં બિરાજતા આત્માને ઉજ્જ્વલ રાખવા પુસ્તકોની જરૂર છે. પુસ્તકોનો સાચો અર્થ ધ્યાનમાં રાખીએ તો નહાવું, ધોવું, ખાવું, પીવું જેમ આપણે ફરજિયાત માનીએ છીએ, તેમ કોઇ પણ પ્રિય પુસ્તકનું વાચન-મનન જીવનને શુદ્ધ અને પ્રફુલ્લ રાખવા માટે આવશ્યક છે. આપણી દિનચર્યામાં વાચન-મનન એક અગત્યનું અંગ છે. જેઓ આમ કરતા હશે તેઓ સાક્ષી પૂરશે કે, આમ કરવાથી પોતે અનેક પાપો કરતા કેટલીક વાર બચ્યા હશે; અનેક વખત પુસ્તકોએ મુશ્કેલીઓમાં તેમના સલાહકારનું કાર્ય કર્યું હશે; ઘણીક વેળા નૈતિક નિર્બળતામાંથી તેમને ઉગારી લીધા હશે.

આમ જો વ્યક્તિના જીવનવિકાસમાં પુસ્તકની આવશ્યકતા સ્વીકારીએ તો પુસ્તકની આવશ્યકતા અનિવાર્ય બની જાય છે. જે વ્યક્તિને જરૂરનું છે તે સમાજને પણ જરૂરનું છે; કારણ કે સમાજ વ્યક્તિઓનોજ બનેલો છે. આમ પુસ્તકાલય સમાજની એક અતિ અગત્યની જરૂર પૂરી પાડે છે. આજે જ્યાં માણસની સમક્ષ અનેક ભ્રામક વસ્તુઓ એક પછી એક મુકાતી જાય છે, ત્યાં નૈતિક જીવનને સન્માર્ગે દોરનારા જૂના સદ્ગુરુઓનો દુકાળ વધતોજ જાય છે. અને જો ઉપદેશકો જોવામાં આવે છે તો તેમના ઉપદેશમાં વિશ્વાસ જેવું થોડું જણાય છે. જ્યાં કેળવણી મળવા છતાં માણસોના સંસ્કાર અને જીવનપ્રવાહમાં ઇષ્ટ ફેરફારો થતા નથી તેવા વખતમાં પુસ્તકાલયોનું મહત્ત્વ જેટલું આંકીએ તેટલું ઓછું છે. જે કામ એક વખત ધર્મગુરુઓ પોતાના જીવંત ઉપદેશથી જનસમૂહ માટે કરતા, તે કામ શાળાઓ અને વિદ્યાલયો કરવા મથે છે; પણ સંપૂર્ણ રીતે કરી શકતાં નથી. જે શાંતિ અને સુખ માણસો રાતદિવસ શોધી રહ્યાં છે તે જો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો પુસ્તકાલયોમાંથી મળી શકે. આજના ધાર્મિક અંધાધુંધીના અને સ્વતંત્રતાના જમાનામાં માત્ર પુસ્તકોજ સદ્ગુરુઓ અને માર્ગદર્શકો રહ્યાં છે. અને પુસ્તકાલયોજ એ સદ્ગુરુઓ સમાજને પૂરા પાડી શકે તેમ છે.

આજે પુસ્તકાલયની જરૂર સમજાવવા કરતાં પુસ્તકાલય કેવું હોવું જોઇએ એ સમજવા સમજાવવાની વધારે જરૂર છે. પુસ્તકાલય વ્યક્તિને અને સમાજને બન્નેને જરૂરનું છે; અને બન્નેને ધ્યાનમાં લઇ પુસ્તક સંગ્રહ વિષેની આપણી દૃષ્ટિનો નિર્ણય થવો જરૂર-

નો છે. આજે પુસ્તકની સંખ્યા વીજળીવેગે વધતી જાય છે; પણ એ બધાં પુસ્તકો ઉપર વર્ણવી તેવી ધાર્મિક વૃત્તિથી લખાતાં નથી. આજે તો જેમ અનાજ વેચીને કે મજૂરી કરીને લોકો પેટ ભરે છે અને ધન કમાય છે, તેમ પુસ્તકો લખીને ધન કમાનારાઓનો રાફડો ફાટયો છે. એટલે બજારમાં રમકડાં વેચાય, શાકભાજી વેચાય, તેમ પુસ્તકો પણ જ્યાં ત્યાં વેચાતાં નજરે પડે છે. એ બધાં પુસ્તકોથી કોઇ મકાન કે કબાટ ભરી દઇએ તેને પુસ્તકાલય કહેવાય નહિ.

બજારમાં મળતી બધી ચીજો જેમ ઘરમાં વસાવાય નહિ કે વપરાય નહિ, તેમ છપાય તેટલાં બધાં પુસ્તકો પુસ્તકાલયમાં લવાય નહિ, તેમ વંચાય પણ નહિ. પુસ્તકોની અનિવાર્ય જરૂર અને તેથી પુસ્તકાલયની પણ જરૂર આપણે સ્વીકારીશું. પણ પુસ્તકો વાંચવામાં અને સંગ્રહવામાં આપણી દૃષ્ટિનું સ્પષ્ટીકરણ કરી લેવું જોઇએ.

પુસ્તકોનો મોટામાં મોટો ઉપયોગ વાચકને જીવનમાં પ્રેરણા આપવી, તેનામાં રહેલી સદ્‌વૃત્તિઓને ઉત્તેજન આપવું અને કુવૃત્તિઓને શુદ્ધ કરવી એ છે. તેથી ઉતરતો પુસ્તકનો ઉપયોગ નવરાશના વખતમાં માણસના ચિત્તને સદ્‌વિચાર તરફ દોરવું એ છે. અત્યારે તો લગભગ દરેક વિષય ઉપર પુસ્તકો લખાય છે અને પોતાને જરૂર પડે તેવાં પુસ્તકો લોકો ખરીદે છે. તેમાં બધાંય બધાના કામનાં નથી હોતાં. પણ પુસ્તકોનો એક એવો પ્રકાર છે, કે જેનો સંબંધ માણસમાત્રની સાથે છે. જે પુસ્તકો જીવનના વિષયો ચર્ચે છે, જેમાં જીવનનાં ચિત્રો આપેલાં હોય છે, જેને ગરીબ તવંગર, જ્ઞાની અજ્ઞાની સૌ વાંચવા સાંભળવા પ્રેરાય છે, એ પુસ્તકોની આપણે વાત કરીએ છીએ. બીજા વિષયોનાં પુસ્તકો વિષે સામાન્ય માણસોને કહેવાની જરૂર રહેતી નથી. પણ જે પુસ્તકો માણસના વિચારોને ગતિ આપે છે, તેની લાગણીઓને ઉત્તેજિત કરે છે, તેમના વિષે આપણે પસંદગી કરવાની રહે છે.

વ્યક્તિ પોતાના પુસ્તકસંગ્રહ માટે હંમેશાં સાવચેત રહે છે; અને પોતાના આશ્રિતોના હિતનો વિચાર કરીનેજ પુસ્તકો વસાવે, એટલું વ્યક્તિના પુસ્તકાલય માટે પૂરતું છે. સાર્વજનિક પુસ્તકાલય એ સમાજરૂપી એક મહાન વ્યક્તિનું પુસ્તકાલય છે. તેમાં સમાજની અભિરુચિ અને જરૂરીઆત ધ્યાનમાં લઈ પુસ્તકસંગ્રહ થાય એ ઇષ્ટ છે. પણ સાર્વજનિક પુસ્તકાલયનું એક વિશેષ કર્તવ્ય છે કે, જે જનસમાજની સેવા કરવા તે ચાહે છે તેને તે દુર્ગંધોથી બચાવે. અને જો પોતે જીવંત હોય તો જગતમાં પ્રસિદ્ધ થતા સદ્‌ગ્રંથોથી પોતાનો સમાજ વંચિત ન રહે એવી કાળજી રાખે.

ઉપર જે પુસ્તકાલયની વિશેષ ફરજ વિષે ઉલ્લેખ કર્યો છે તે પુસ્તકાલયોના સંચાલકો અનુભવ પરથી પણ કબૂલ કરશે. સૌ

પુસ્તકાલયોના સંચાલકોને અનુભવ હશે કે, હલકી વૃત્તિથી પ્રેરાઇ ઘણા વાચકો હલકાંજ પુસ્તકોની માગણી કરતા હશે. તેમની એ વૃત્તિ કળી જઈ તેમને ધીરે ધીરે ઉંચે ચઢાવવા એ કામ પુસ્તકાલયના ગ્રંથપાલનું છે. તેમ થાય તો એક વખત એવો પણ આવે કે આપણાં પુસ્તકાલયોમાં એક પણ પુસ્તક વાચકને અવળે માર્ગે દોરનારૂં ન હોય. પુસ્તકાલય ખરેખર ગ્રંથરૂપી દેવનુંજ સ્થાન હોય ત્યારે પુસ્તકાલયપ્રવૃત્તિની સફળતાનાં આપણને પ્રત્યક્ષ દર્શન થાય.

હવે એક નાની પણ અગત્યની વાત પુસ્તકના વાચન વિષે કહેવી જરૂરની છે. યુવાનો અને થોડું ભણેલાઓ એવું સમજતા જણાય છે કે, પુસ્તકોમાં લખેલું બધું સાચુંજ હોય છે. આ વિચાર ભૂલભરેલો છે, એ જેટલું વહેલું સમજાય તેટલો આપણને ફાયદોજ છે. પ્રથમ તો એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે, બધાં પુસ્તકોની પાછળ જોઈએ તેટલો શ્રમ લેવાતો નથી, એટલુંજ નહિ પણ ઘણાંખરાં તો માત્ર વેપારી બુદ્ધિથીજ લખાય છે. એટલે તેમની આપણે તેટલીજ કિંમત આંકીએ. × × × ×

કેટલાક માત્ર ધનપ્રાપ્તિ માટે લખે છે અને તેથી આપણી હલકી વૃત્તિઓને પોષવાનો તેમાં પ્રયત્ન હોય છે. તેથી આવાં પુસ્તકો વાંચવાની રુચિવાળાઓએ એવાં પુસ્તકો વાંચતાં અને વાંચ્યા પછી પણ પોતાનામાં તે કેવા ભાવ ઉત્પન્ન કરે છે, છેવટે તે પોતાના ઉપર કેવી અસર મૂકતાં જાય છે તે વિચારી લેવું જોઇએ. જેનો ભાવ અને અસર આપણને નીચ વૃત્તિઓ તરફ દોરતાં હોય તેમને છેટેથીજ નમસ્કાર કરવા એ સલાહ ભરેલું છે.

સાચું પુસ્તક તો એ છે, કે જે વાંચ્યા પછી આપણું હૃદય સાત્વિક આનંદ અનુભવે અને તેના વિચારોથી આપણને વધારે ડાહ્યા, વધારે વિચારશીલ, વધારે દીર્ઘદૃષ્ટિવાળા અને ચારિત્રશુદ્ધ બનાવવામાં સફળ નીવડે.

× × × ×

છેવટે જીવનની દરેક વસ્તુમાં એકજ કર્તવ્ય છે કે, તે આપણને સત્ય તરફ દોરે. પુસ્તકનું એ કર્તવ્ય વિશેષતઃ છે. ત્યારે જે પુસ્તકો આપણી લાગણીઓને શુદ્ધ કરે, આપણા ચારિત્રને ઉજ્જવળ બનાવી પ્રેરણા આપે, આપણામાં સત્ય જિજ્ઞાસા વધારીને તેને તૃપ્ત કરે તેવાંજ પુસ્તકો આપણે શોધીશું, વાંચીશું ને વસાવીશું.

(ફેબ્રુઆરી-૧૯૩૧ના "પુસ્તકાલય"માંથી)



# ૧૫–પુસ્તકાલયને લોકપ્રિય કેવી રીતે બનાવવું?*

( વ્યાખ્યાતાઃ–શ્રી. મોતીભાઇ ન. અમીન )

કોઇ પણ સાર્વજનિક પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા માટે સૌથી મહત્ત્વનું અને પહેલું પગથિયું ઉત્સાહી અને કુશળ પુસ્તકાધ્યક્ષ મેળવવો એજ હોઇ શકે; કારણ કે મોટે ભાગે તો ગ્રંથપાલ એ જ પુસ્તકાલય છે. પુસ્તકાલય સંસ્થાની છેવટની ફતેહનો નિર્ણય થવો એ ગ્રંથપાલનનાં વ્યક્તિત્વ અને પ્રતિભા ઉપર આધાર રાખે છે. તેણે માત્ર પુસ્તકોના સંરક્ષક કે ચોકીદાર બનીનેજ સંતોષ માની લેવાનો નથી. ગ્રંથપાલે તો પુસ્તકો અને વાચકોનો સંબંધ કરી આપવા માટે બીજાઓને મદદ કરવામાં ખરા જીગરથી રસ લેવો જોઇએ, અને પુસ્તકાલયને બુદ્ધિનીતિનું કેન્દ્ર અને સમાજના સાચા સજીવ પ્રેરક બળનું સાધન બનાવવું જોઇએ; નહિ તો પછી તેવાં પુસ્તકાલયમાંથી, શિક્ષક વગરની શાળા કે ગૃહપતિ વગરના છાત્રાલયમાંથી જેટલો ફાયદો મળી શકે તેનાથી લગારેય વધારે ફાયદાની આશા રાખી શકાય નહિ.

ઉપલા કથનના ટેકામાં કહેવું જોઇએ કે, વડોદરા રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના સુધારેલા નિયમો અમલમાં નહોતા આવ્યા અને પુસ્તકાધ્યક્ષ તરીકે કામ કરવા સારૂ રૂા. ૩) કે ૪) ના હલકા પગારના નોકરોનું ખર્ચ પણ પુસ્તકાલયોને ઉપાડવું ભારે પડતું એવા સન ૧૯૧૦–૧૧ ના વર્ષમાં ત્યાર પછીનાં ૧૯૧૧–૧૨ નાં બીજાજ વર્ષ કરતાં કસ્બા પુસ્તકાલયોમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા પૂરા ચોથા ભાગની પણ નહોતી. સન ૧૯૧૧–૧૨ માં સરકારની અને પંચાયતની ઉદાર મદદથી આ સંસ્થાઓ આખો દિવસ કામ કરનાર ગ્રંથપાલ રાખવાને સમર્થ થઇ અને ગ્રંથપાલનો પગાર ૮ થી ૨૦ રૂપિયા સુધીનો થયો. આ ગ્રંથપાલોએ પોતાના પ્રયત્નથી વાચનપ્રચાર ખૂબ વધાર્યો; એટલુંજ નહિ, પણ પોતપોતાના કસ્બામાંથી બાલકો અને યુવાનોને પુસ્તકાલયમાં આકર્ષ્યાં. પુસ્તકાલય રફતે રફતે યુવકોનું અને સામાજિક મંડળોનું મિલનસ્થાન થયું, અને સાંજના નિવૃત્તિના સમયે નિર્દોષ આનંદ અને વાર્તાલાપનું સ્થળ બન્યું.

પુસ્તકાલયના સંગ્રહમાં વખતોવખત નવીન પ્રગટ થયેલાં પુસ્તકોનો ઉમેરો કર્યા કરવો એ લોકપ્રિયતા મેળવવાનું બીજું પગથિયું છે; કારણ કે પુસ્તકાલયમાં લોકો પુસ્તકો લેવા જાય તેને

* વડોદરા લાઇબ્રેરી ક્લબ સમક્ષ સપ્ટેમ્બર ૧૯૧૨ માં આપેલું અંગ્રેજી ભાષણ.

કહેવામાં આવે કે 'તમે વાંચી ગયા છો તે સિવાય નવું કોઈ પુસ્તક આવ્યું નથી' તો તેમને સ્વાભાવિક રીતેજ નિરાશા થાય અને પુસ્તકાલયમાં કંઇ આકર્ષણ ન રહેવાથી બીજી વખત આવતા અટકે.

રાજ્યનાં કેટલાંય ગ્રામ પુસ્તકાલયોમાં આમજ બને છે; કારણ કે જૂના નિયમો પ્રમાણે આશરે ૨૦૦ ગ્રામ પુસ્તકાલયોને ગુજરાતી ભાષાનાં રૂા. ૧૨૫ નાં પુસ્તકો એક વખત આપી દેવામાં આવતાં; પણ એ બધાં એક વખત વંચાઈ ગયાં એટલે તેમની નવીનતા જતી રહી, દિવસે દિવસે ઉપયોગ ઓછો થવા માંડયો અને કેટલેય ઠેકાણે પુસ્તકો ધૂળમાં રખડતાં પડયાં રહેવાથી ઉધઇનો ભોગ થયાં. એટલે ઉત્તરોત્તર પ્રગતિ થવાને બદલે ત્રણ વર્ષને અંતે પુસ્તકસંખ્યા ઘણી ઘટી ગઈ. પુસ્તકાલય તો પીવાના પાણીના કૂવા જેવું છે. તેમાં હમેશાં નિયમિત આવરો ચાલુ રહેવોજ જોઇએ, નહિ તો તે બંધિયાર અને નિરુપયોગી થઇ જાય છે. આ તાજાપણું અને આ નવીનતા પુસ્તક કયી તારીખે પ્રસિદ્ધ થયું એમાં નથી, પરંતુ લાગતાવળગતા સમાજમાં એ પુસ્તક પહેલવહેલું કયારે પ્રચારમાં આવ્યું એમાં છે. ફરતાં પુસ્તકાલયોની આજ મુખ્ય ચાવી છે. કોઇ શાળા કે પુસ્તકાલયને ત્રીસેક પુસ્તકો મોકલવામાં આવે ત્યારે એ પુસ્તકો નવીન હોવાથી રસ જામે અને વાચકો વધે. ત્રણેક માસ પછી, બધાં આવેલાં પુસ્તકો વંચાઇ રહે અને ઉત્સાહ જરા મંદ પડવાનો થાય ત્યાં તો નવીન પુસ્તકોની બીજી પેટી આવી પહોંચે એટલે પાછો રસ સજીવન થાય. આમ બધો વખત રસ જળવાઇ રહે અને વધારામાં એકનાં એક પુસ્તકો અનેક ઠેકાણે વંચાવાથી તેમાં ખરચાયેલી રકમનું પૂરતું વળતર મળી રહે. એટલે આપણે કહી શકીએ કે, આના જેવી ઉત્તમ યોજના બીજી એકેય નથી.

પુસ્તકાલયનું મકાન સારા લત્તામાં, સુશોભિત, વિશાળ અને આકર્ષક હોય એ લોકપ્રિયતા પ્રાપ્ત કરવાનું ત્રીજું પગથિયું છે; કારણ કે સાર્વજનિક પુસ્તકાલયનાં ત્રણ પ્રધાન અંગો ગ્રંથપાલ, પુસ્તકો અને મકાન છે. જે પુસ્તકાલયને પોતાનું સ્વતંત્ર મકાન હોય તેની કિંમત એવડાય છે. પછી તેને શાળા, મંદિર કે ધર્મશાળા જેવી પરાઇ સંસ્થા ઉપર આધાર રાખવો પડતો નથી. વળી સ્વતંત્ર મકાન હોવાથી સમાજની પણ તે વધારે સારી સેવા બજાવી શકે છે; અને તેને લીધે તેના પ્રત્યે સમાજના બધા વર્ગોના લોકોનાં માન, ચાહ અને મદદમાં સારો ઉમેરો થાય છે. દાખલા તરીકે વડોદરા પ્રાંતમાં ભાદરણ, ધર્મજ અને વસો એ ત્રણ ગામોમાં પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન થયા પછી એકલા યુવકોજ નહિ, પણ વૃદ્ધો સુદ્ધાં તેને વધારે મદદ આપતા થયા છે. ઉપલાં ત્રણેય

પુસ્તકાલયોમાં મળતી પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચવાની મફત સવડનો ઘણી મોટી લોકસંખ્યા લાભ લે છે અને એ સંસ્થાઓ એટલી લોકપ્રિય થઇ છે કે લોકો લગ્નમરણ જેવા પ્રસંગે નાણાંની ઉદાર હાથે મદદ આપે છે. હવે તો એ પ્રથા લગભગ રૂઢિ જેવી બની ગઈ છે.

વર્ગણી આપનાર તેમજ ન આપનાર તમામ વર્ગના લોકો માટે પુસ્તકાલય ખુલ્લું રાખવું એ લોકપ્રિયતા સાધવાનું ચોથું પગથિયું છે. બધાં લાભ લઈ શકે એટલા માટે હવા અને પાણીની પેઠે જ્ઞાન પણ તદ્દન મફત અને જ્યારે માગે તથા જે માગે તેને મળવું જોઇએ; નહિ તો જ્ઞાનપ્રચારની આ સંસ્થાનો ઉપભોગ કરવાનું સદ્ભાગ્ય થોડાક નશીબદારોનેજ સાંપડે. પુસ્તકાલયોમાં કામ કરનારાઓનો અનુભવ છે કે, ઘણા લોકોને પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચવાની ઇચ્છા તો હોય છે, પરંતુ વર્ગણી ભરવાને તેઓ લગારેય ખુશી હોતા નથી. અને એજ પ્રમાણે રાજ્યના કોઇ પણ મહાલનાં વર્ગણી લેતાં એક પણ પુસ્તકાલયમાં ૩૦થી વધારે વર્ગણીદાર સભાસદો નથી અને તેમાંના કોઇ પુસ્તકાલયમાંથી ૧૦૦૦ ઉપરાંત પુસ્તકો આખાય વર્ષ દરમિયાન બહાર વાંચવા અપાયાં હોતાં નથી.

બે વિશિષ્ટ પુસ્તકાલયોના નીચે આપેલા આંકડા ઉપરથી વર્ગણીથી અને મફત વાંચવા અપાતાં પુસ્તકોના પ્રચારના આંકડાઓનો તફાવત સ્પષ્ટ સમજી શકાશે.

**પાટણ**

| પુસ્તકાલય | વાચનપ્રચાર |
|---|---|
| આનંદભવન કલબ (ફ્રી) | ૧૨૦૦ |
| ફત્તેસિંહરાવ (વર્ગણી) | ૨૨૦ |

**પેટલાદ**

| | |
|---|---|
| ગટુલાલજી (ફ્રી) | ૨૬૩૨—૧૯૧૦-૧૧ |
| | ૨૭૮૩—૧૯૧૧-૧૨ |
| સાર્વજનિક (વર્ગણી) | ૩૦૦—૧૯૧૦-૧૧ |
| | ૯૫૭—૧૯૧૧-૧૨ |

અંતમાં, કેટલાંક પુસ્તકાલયોએ ઉપાડી લીધેલી કેટલીક વ્યક્તિગત પ્રવૃત્તિઓનો નિર્દેશ અહીં અસ્થાને નહિ ગણાય. આ પ્રવૃત્તિઓમાંની એક તે સ્ત્રીઓને ઘેર બેઠાં પુસ્તકો પહોંચાડવાં એ. પેટલાદ મહાલનાં કેટલાંક પુસ્તકાલયોએ સ્ત્રીઓને વાંચવા માટે પુસ્તકાલયના પટાવાળા સાથે પુસ્તકો તેમને ઘેર પહોંચાડવાની પ્રથા શરૂ કરી છે. એ રીતે દર મહિને સોએક પુસ્તકો ગામની સ્ત્રીવાચકોને ઘેર બેઠાં પહોંચાડવામાં એ પુસ્તકાલયો સફળ થયાં છે. આ પ્રથા રાજ્યનાં

બીજાં પુસ્તકાલયોમાં પણ શરૂ થાય એમ છે. ખાતરી છે કે, તે જરૂર ફત્તેહમંદ નીવડશે, અને આપણે જેને માટે આતુર દિલથી ઝંખી રહ્યા છીએ તે સ્ત્રીકેળવણીના બહોળા પ્રચારમાં મદદરૂપ થશે.

એક કસ્બા પુસ્તકાલયમાં વિદ્યાર્થી સ્વયંસેવકો પુસ્તકાલયમાંથી પુસ્તકો લઇ જઇને, ઉંમરને લીધે, ફુરસદ ન મળવાથી કે માંદગીને લીધે પુસ્તકાલયમાં ન જઈ શકનારાઓને ઘેર પહોંચાડી આવે છે. અઠવાડિયામાં માત્ર એકજ દિવસ શનિવારે અને તેય માત્ર બેજ કલાક વિદ્યાર્થીઓ આ કામ પાછળ ગાળે છે, છતાં દર અઠવાડિયે ઓછામાં ઓછાં ૨૫ પુસ્તકોના વાચનના નિમિત્તરૂપ થાય છે. વાચકો પુસ્તકાલયમાં જાતે જઈ શકતાં ન હોય કે જવા ઇચ્છતાં ન હોય તેમને ઘર આંગણે ખુદ પુસ્તકાલય લઇ જવાની આ ખરેખર નવીન પદ્ધતિ છે. વળી નાનાં ગામોમાં વાંચી લખી શકે એવાં માણુસો બહુ થોડાં હોય છે. તેમને પણ કોઇ ઉત્સાહી શિક્ષક કે વિદ્યાર્થી એકાદ પુસ્તક કે વર્તમાનપત્ર વાંચી સંભળાવીને પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતાં કરી શકે.

ટૂંકામાં, પુસ્તકાલયની લોકપ્રિયતા ખાસ કરીને તો તેની સાથે જોડાયેલા કામ કરનારાના ઉત્સાહ અને ખંત ઉપર આધાર રાખે છે. પછી એ કામ કરનાર ભલે મંત્રી હોય, પુસ્તકાધ્યક્ષ હોય કે વ્યવસ્થાપક મંડળનો કોઇ સભ્ય હોય. 'લાયક માણુસ લાવો, લાયક માણુસ જોઇએ' એવી ચોતરફથી બૂમ સંભળાય છે અને પુસ્તકાલયપ્રવૃત્તિના સંબંધમાં હું પણ તેનો પડઘો પાડું છું.

(ફેબ્રુઆરી-૧૯૩૧ના "પુસ્તકાલય"માંથી)

# ૯૬—સદ્દગત મોતીભાઇ દરજી

(લેખકઃ-શ્રી. વજુભાઈ દવે)

( સદ્દગત મોતીભાઇ મહાન પુરુષ ગણાય કે નહિ, એ પ્રશ્ન સુધી જવાની જરૂર નથી. એ પ્રશ્નનો કોઇ અલૌકિક રીતે નિર્ણય થાય છે. પણ એટલું તો ખરૂં, કે મહાત્માજીની જીવનપદ્ધતિનું તેમને સ્વતંત્ર રીતે ( પોતાની મેળે ) દર્શન થયેલું હતું, અને એ પદ્ધતિ તેમણે અમલમાં મૂકી હતી. અંગત અને સ્થાનિક મર્યાદાઓને લીધે તેઓ મહાત્માજી જેટલા મહાન ફેરફારો કે આંદોલનો રાજ્યમાં નથી કરી શકયા, તોપણ આખા ગુજરાતે જાણુવા જેવી એ એક વ્યક્તિ છે. સદ્દગત મોતીભાઇ જો સામાન્ય માણુસ હતા તો તેમનું જીવન એટલું તો બતાવે છેજ, કે માત્ર સારા થવાના પુણ્ય નિશ્ચયથી એક સામાન્ય માણુસ પણ પોતાનું કલ્યાણુ કરવા

ઉપરાંત કેટલું બધું કરી શકે !

મહાત્માજીના કેટલાક વિચારો તેમને સ્વતંત્ર રીતે આવેલા, એ જોતાં નથી લાગતું કે એ વિચારો અવતરવાને માટે પાકી ગએલા હતા! એ વિચારો જગતમાં પ્રવર્તવાનું નિર્માણ થયેલું છે અને અધિકારી વ્યક્તિઓ પોતપોતાના અધિકાર પ્રમાણે મોડાવહેલા એક કે બીજા રૂપમાં તે ગ્રહણ કરશેજ!–તંત્રી "પ્રસ્થાન")

વઢવાણમાં હાલ મોતીચોક નામનો એક ચોક છે, એ નામ વઢવાણના મોતીલાલ દરજી ઉપરથી પડ્યું છે. આજથી પંદર વર્ષ પહેલાં નીચી દડીનો, સુકલકડી શરીરનો, અભણ જેવો એ દરજી ચોકની સામેની હાટડીમાં સંચો ખટખટાવતો. એની હાટડીએ એક પણ એવી ક્ષણ ન જતી કે જ્યારે ત્યાં કોઈ ને કોઈ યુવાન ન હોય. તે અનેક યુવાનોનું વિશ્રામસ્થાન હતો. વિદ્યાર્થીઓ અહીંથી અનેક પ્રેરણાઓ મેળવી જતા, યુવાનો આદર્શો ઘડી જતા, સેવાભાવીઓને સેવાનાં નાનાં નાનાં કાર્યક્ષેત્ર જડતાં. ધંધા વિનાની વિધવાઓને ધંધા મળતા, ખૂણે પડેલ કારીગરોને રોજગાર મળતો.

મોતીભાઈ એક અતિ સામાન્ય દરજી કુટુંબમાં જન્મેલા. દરજીકોમમાં સ્વાભાવિક થઈ ગયેલ બાળવિવાહની હાંસડી એના ગળે વળગેલી. ચાર ગુજરાતી સુધીનો એમનો અભ્યાસ. અમો એમના પરિચયમાં નહોતા આવ્યા ત્યાંસુધી તો એમનું જીવન ઘણું ધાર્મિક હતું એમ સાંભળેલું. બાવાઓને ઘેર એકઠા કરવા, ભજનો ગાવાં અને મંડળીઓ જમાડવામાં આ ત્રીસ વર્ષનો યુવાન પોતાનું જીવન કૃતકૃત્ય થયું માનતો. આધ્યાત્મિક વાચન અને ચિંતન એ સીવવાના સમય પછીનો એનો મુખ્ય વ્યવસાય.

સંચો ખટખટાવે અને કોઇ ને કોઈ ભગતજનના મુખેથી યોગવાસિષ્ઠ, રામાયણ કે ભાગવત સાંભળે. એના હાથ અને પગ પણ સંચા જેવાજ જડ બની ગયેલા. એની દુકાનને આંગણે ઉભા હોઇએ ત્યારે યોગવાસિષ્ઠ વંચાતું હોય અને એ સાંભળતા હોય. સંચો ધડધડાટ ચાલ્યે જતો હોય, પગ ઝપઝપ ચાલતા હોય, હાથ લુગડા પરથી સરેરાટ કરતો પસાર થતો હોય, ત્યારે આપણને મોતીભાઇનું ચિત્ત તો શ્રવણમાંજ લાગેલું લાગે. શ્રવણમાં એ એટલા એકાગ્ર થતા કે સંચો સંચાનું કામ કર્યે જતો, જ્યારે એનું મુખ ચર્ચામાં ઉતરતું. આંખના ભાવ ભક્તિમાં નીતરતા, કાન શ્રવણમાં મશગુલ રહેતા. વાચનનો એક પણ શબ્દ વિના સમજ્યે એ નહોતા જવા દેતા.

આમ યુવાનીનાં પાંચેક વર્ષ એણે ધાર્મિક વાચન–ચિંતનમાં ગાળ્યાં. એવામાં સ્ત્રીઓ અને બાળકો માટે એણે એક નાનુંશું પુસ્તકાલય પચીસેક પુસ્તકોથી શરૂ કર્યું. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ અહીંથી ચોપડીઓ વાંચવા લઇ જાય અને મોતીભાઇ તેમને ઉતર

વાચનનો શોખ લગાડે. અમને પણ વાચનની સારી એવી ભૂખ. આ વખતે હું પાંચમી અંગ્રેજીમાં હોઇશ.

અખાડેથી લટાર મારતો મારતો હું મોતીભાઇની દુકાને જઈ ચઢયો અને બે ચોપડીઓ વાંચવા માગી, જે એમણે ઘણી હોંશથી આપી. આ અમારા પ્રથમ પરિચયનો દિવસ. અમારો સંબંધ દિવસે જતાં ગાઢો થયો. આ નાના પુસ્તકાલયને મોટું કરવાના મનોર ઘડયા અને તે પાર પણ પડયા. આ પુસ્તકાલયદ્વારા મોતીભાઇ અને યુવાનોના પરિચયમાં આવ્યા, અને ઘણાનું ઘડતર એના દ્વારાજ થયું, એમ કહું તો જરાય અતિશયોક્તિ નથી.

દિવસો જતાં મોતીભાઇની દુકાન અમારો વાચનનો અખાડે બની. આ દુકાને બેસી હિંદ અને બ્રિટાનિયા, ગોખલેનું ચરિત્ર-ભા. ૧; એવાં જપ્ત ગણાતાં પુસ્તકો છડેચોક અમે વાંચતા અને સ્વદેશસેવાની અનેક પ્રકારની ભાવનાઓ કેળવતા.

આવા વાચન ઉપર જેમ જેમ અમે વિશેષે ચઢયા, તેમ તેમ મોતીભાઇએ ધાર્મિક જીવન ઉપરાંત રાષ્ટ્રીય જીવનમાં પ્રવેશ કર્યો એની એકાંગી ધાર્મિકતામાં રાષ્ટ્રીય તત્ત્વ ઉમેરાયું એમ કહું તે ચાલે. આજ સુધી એ એકલા ધાર્મિક વિચારોમાંજ પડયા રહેતા હવે તેમના જીવનની અનેક દિશાઓ ખૂલી. અમારૂં વાચન જેમ જેમ વધતું ગયું, તેમ તેમ એમને એક વસ્તુ સાલવા લાગી, કે આપણે વાંચ્યાજ કરીએ તે ઠીક નથી. કાંઇક કર્તવ્યમાં મૂકીએ તોજ વાચન સાર્થક થયું ગણાય.

આ વિચારથી એમની સાથે સેવાનાં નાનાં નાનાં ક્ષેત્રો અમારા માટે ખુલ્લાં થયાં. પુસ્તકાલય એકલાથી સંતોષ ન માનતાં અમે એક ફરતું પુસ્તકાલય શરૂ કર્યું. એમાં આઠ દશ સ્વયંસેવકો, દરેક જણ પાસે વીસ વીસ પુસ્તકો હોય. આ પુસ્તકો લઇ અમે ગામના લત્તામાં જઇએ. સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ તથા અન્ય શહેરીઓને વાચન તરફ દોરીએ. આ સમયમાં વઢવાણમાં વાચનનો એટલો બધો શોખ વધ્યો કે ન પૂછો વાત. અમારા પુસ્તકાલયમાંથી આ વર્ષોમાં દરરોજ સોથી દોઢસો પુસ્તકો જતાં અને તે ઉપરાંત ફરતાં પુસ્તકાલયોનો ઉપયોગ થતો તે જુદો.

સાંજના પાંચ વાગ્યાના ટકોરા વાગે કે મોતીભાઇનો સંચો બંધ થાય. પાંચના ટકોરા પછી એક પણ ટાંકો એ મારતા નહિ. લૂગડું જેટલું અધુરૂં રહ્યું હોય તેટલું રાખીનેજ દુકાન બંધ કરીને નદીની રેતમાં દોડતા. આજથી પંદર વર્ષ પહેલાંની આ વાત છે, કે જે કાઠિયાવાડમાં અને તેમાં પણ ખૂણે પડેલ વઢવાણમાં અખાડાનું નામ તે વખતે નહિ આવે એવા સમયે અખાડાના અનેક મનોરથ મોતીભાઇએ સેવ્યા. શરૂઆતમાં અમે પાંચ જણ. અમે હતા જુવાનો

મોતીભાઇની ઉંમર અમારાથી બમણી. સળેકડી જેવું શરીર, નાનપણથી દરજીનો બેઠાડુ ધંધો કરેલો, કદી રમેલ નહિ કે રખડેલ નહિ; છતાં હોંશે હોંશે અમારી સાથે કુસ્તીમાં ઉતરે, દોડે, રમતો રમે. અખાડાના સમય દરમિયાન વાતો તો ચાલુ હોયજ. એમની એકજ ભાવના હતી અને તે આ યુવાન સૈન્યનું ઘડતર કરવાની. વખત જતાં પાંચમાંથી અમે પંદર થયા, પચીસ થયા, અને પછી તો સાંજ પડયે નદીની રેતમાં પોણોસો પોણોસો જુવાનિયાનું જૂથ જામતું.

આ અખાડા દ્વારા મોતીભાઇ જુવાનોમાં અનેક પ્રકારની ભાવનાઓ પ્રેરી શક્યા. ઘણાના અંગત મિત્ર બન્યા, કોઇના મુરબ્બી બન્યા, કોઇના માર્ગદર્શક બન્યા. આમ જુદે જુદે પ્રકારે અને જુદા જુદા સંબંધે એ એકએકના સંબંધમાં આવી જતા અને સૌ એમના ઉચ્ચ ચારિત્રમાંથી કાંઇ ને કાંઇ લઈ જતા.

જેમ જેમ અમે નિકટ આવતા ગયા, તેમ તેમ અમે ઘેર રહેવાનો સમય ઓછો કરી નાખ્યો. બે ટંક ઘેર ખાવા સિવાયનો અમારો બધોય વખત અમે સૌ ( પંદરની ટોળી ) સાથેજ ગાળતા. પુસ્તકાલયનું મકાન તે અમારી જાણે કે બોર્ડિંગ હોય તેવું બની ગયું. મોતીભાઇની દુકાન જો કે જાહેર રસ્તા પર હતી, છતાં એ અમારા અધ્યયનનો અખાડો બની. સ્વામી રામ, વિવેકાનંદ વગેરેના વાચનમાં એ દુકાને મને જે એકાગ્રતા મળતી તે હજુ જીવનમાં ક્યાંય નથી મળી.

મોતીભાઇ અમને રોજ ચાર વાગ્યે ઉઠાડે, વાંચવા બેસાડે. કલાકના વાચન પછી અમે ચાર માઇલ રોજ પ્રભાતે દોડીએ. ગમે તેવો શિયાળો હોય તોપણ નારદભાઇની વાવે ઠંડા પાણીમાં તરવું; અને મોતીભાઇ તો કડકડતી ઠંડીમાં પણ કલાક સુધી પાણીમાં પડયા રહીનેજ બહાર નીકળતા. ત્યાર પછી પ્રાર્થના અને પછી મોતીભાઇને ઘેર નાસ્તો.

મોટોભાઇ જે ભાવનાથી નાના ભાઇને ખવડાવે એ ભાવનાથી એ સમયે તેઓ નાસ્તો કે દૂધ આપતા.

રોજ રાત્રે અમારૂં સમૂહવાચન થતું, જે વખતે જીવનની અનેક દિશાઓ ખૂલતી. મોતીભાઈ દરેકના ઘરની અને જીવનની મુસ્કેલીઓ જાણતા. એ એમના બહોળા અનુભવની વાતો કહી દરેકની મુશ્કેલીનો ઉકેલ કરી દરેકને એક ડગલું આગળ લેવા મથતા.

હવે તો મોતીભાઇની ભાવનાઓ વધી. તેમણે વિચાર્યું કે આપણે તો સમાજના સેવકો થવું છે. માટે આપણને ભાષણો કરતાં આવડવાં જોઇએ. આપણે મોટી મોટી સભાઓમાં આપણા વિચારો આપવા પડશે, માટે આપણો અવાજ બુલંદ હોવો જોઇએ. આથી અમે એક ભાષણ કરનારૂં મંડળ શરૂ કર્યું. અમારા મંડળના સભ્યોમાં

અમારીજ મંડળી. અનેક વિષયો અમે ઉથલાવી નાખ્યા. જે વિષય લઇએ તેનો અભ્યાસ કરી લાવવાનો હોય. આથી અભ્યાસ પણ વધ્યો અને વાચન બહોળું થયું. શ્રોતા એક હોય તોય વખત થઇ ગયો હોય તો અમારી સભાનું કામકાજ શરૂ થઇ જતું; પણ અમે આવી સભાઓથી સંતોષ ન પામ્યા. અમારે તો બુલંદ અવાજે ભાષણ કરતાં શીખવું જોઇએ એવી મોતીભાઇની માન્યતા.

મોતીભાઇ અમને સવારના પાંચ વાગ્યે નારદભાઇની વાવ ઉપર—મંડાણ ઉપર વક્તાને ઉભો રાખે. શ્રોતાઓ અમે, જુદી જુદી દિશામાં દૂર દૂર—ખૂબ દૂર—વક્તાનો અવાજ પહોંચે એટલે દૂર ઉભા રહીએ અને વક્તા જાણે કે પંદર વીસ હજારની મેદની સમક્ષ ભાષણ કરતો હોય તે છટાથી ભાષણ કરે. આવી રીતે ભાષણો કરવાનો સૌને ફરજિયાત વારો આવે અને ઇચ્છા ન હોય તોપણ મોતીભાઈ પરાણે ઉભા કરે. ના પાડીએ તો કહે, અરે મૂર્ખો! આમ શરમાઇશ તો કેમ ચાલશે ? આપણે તો સાચેજ મોટી સભાઓ માટે તૈયાર થવાનું છે.

જ્યારે મોતીભાઇ અમને વાવના મંડાણ ઉપર ઉભા કરતા (એ અમારૂં પ્લેટફોર્મ), અને અમારા પાંચ સાત મિત્રો જે ખૂબ દૂર ઉભા રહેતા તેને પંદર હજાર માણસો માની ભાષણ કરતા ત્યારે કોઇ કોઇ વખત હસવું આવતું અને લાગતું, કે આ કયા ટોડે ચઢ્યા છીએ અને મોતીભાઈ તે આ શા ખેલ રોજ કરાવે છે ! પરંતુ એકવીસની સાલમાં જ્યારે અમે વીસ વર્ષના હતા ત્યારે અને અત્યારે એ બધી પાડેલ ટેવ કામ આવી ગઇ ત્યારે એની કિંમત જણાઇ.

મોતીભાઇ અમારી નાની મંડળી બહાર જાણીતા નથી. એમને પ્રસિદ્ધિનો મોહ પણ નહોતો; પણ એટલું કહેવું જોઇએ કે, એમને પોતાની શક્તિ અને અભિલાષા પ્રમાણે કાર્યક્ષેત્ર મળે, તેઓ પોતા માટે એવું કાર્યક્ષેત્ર પેદા કરી શકે, તે પહેલાં તેઓ ગુજરી ગયા.

આજે જો એ જીવતા હોત તો ખરેખર ગુજરાતના સમર્થ કાર્યકર્તા નીવડ્યા હોત. ગાંધીજી એકવીસની સાલ પછીથી જે જે વિચારો આપ્યે જાય છે, તે દરેકે દરેક વિચાર જાણે કે મોતીભાઇને સૂઝી ગયો હતો એમ લાગે છે. અને એના સોળની સાલના એ વિચારોનું સામ્ય જ્યારે બાપુજીના વિચારો સાથે જોઉં છું, ત્યારે ઘડીભર એમ થઇ આવે છે કે, ખરેખર મોતીભાઇ એક મહાન પુરુષ હતા.

'ઘેર ઘેર જો ગાય પળાય તોજ ઘી—દૂધ ખવાય' એ એક સૂત્ર વિચારોના સેવન પછી એમને જડ્યું અને તેનો અમલ પણ તુરતજ કર્યો. કોઇ પણ વિચારનો જાતે અમલ કર્યા પહેલાં તે બીજાને ઉપદેશ આપતા નહિ.

કામધંધો મૂકીને ઘેર ગાય ન બંધાય ત્યાં સુધી અન્ન હરામ કરીને એ ગાય ખરીદવા નીકળ્યા. ઉનાળાના ધોમ ધખતા બપોરે ઉઘાડે માથે અને ઉઘાડે પગે એ ગામેગામ રખડયા અને આઠમે દિવસે ઘેર ગાય બાંધીને એમણે અન્ન લીધું. પોતાની રહેવાની સાંકડી જગામાં ગાયને પોતાના બાળક માફકજ રાખી. ગાય પરત્વેની એમની પ્રીતિ એ દાખવતા.

એક શિયાળામાં પોષ માસની કડકડતી ઠંડીના દિવસોમાં ગાય માટે ઠંડીના રક્ષણાર્થે એમનાથી કાંઇ તૈયારી ન થઇ શકી. અનેક વ્યવસાયના લીધે આ કામ રહી ગયું. ગાયને રાત્રે ઠંડીમાં ધ્રૂજતી જોઇ મોતીભાઇએ એમનો પોતાનો ખાટલો ખુલ્લા મેદાનમાં ગાય પાસેજ નંખાવ્યો, ઓઢવાનું પાસે ન રાખ્યું. આમ જ્યાં સુધી ગાય માટે કોઢ તૈયાર ન થઈ ત્યાં સુધી એમણે પણ ગાયની સાથેજ ઠંડી સહન કરી. પોતાનાં ઢોર માટે એમને આટલી પ્રીતિ હતી.

ઘેર ગાય બંધાઇ એટલે તેમણે પોતાના સહવાસમાં જે જે આવે તેને ગાયના મહત્ત્વનો ઉપદેશ કરવા માંડયો. દરેક ઘેર ગાય હોવીજ જોઇએ, એવો આગ્રહ તેઓ સૌને કરતા.

એના મગજમાં આવેલ એક પણ સુવિચારને એણે અમલમાં ન મૂકયો હોય એવું નથી બન્યું. એ વખતે રાષ્ટ્રીય શાળાઓ તો નહોતી. આ શાળાઓથી બાળકોનાં જીવન રહેંસાય છે એની એને પ્રતીતિ થઈ ગઇ. ત્યારથીજ પોતાનાં બન્ને બાળકોને નિશાળે નહિ મોકલવાનો એમણે નિશ્ચય કર્યો. ત્યાર પછીથી એમનાં બાળકોને એ રોજ ઘેર શિક્ષણ આપતા.

પોતાની સ્ત્રી અભણ છે એ વસ્તુ જ્યારથી એમને સાલવા લાગી ત્યારથી એમણે તેને પણ શિક્ષણ આપવાનું શરૂ કર્યું. આ વખતે એનો વ્યવસાય ઘણોજ વધી ગયેલો હતો, છતાં જીવનની મિનિટે મિનિટનો હિસાબ રાખી એ એમની સ્ત્રીના શિક્ષણ માટે હંમેશાં રોજ અર્ધો કલાક કાઢતા અને એક વર્ષે એમનાં ધર્મનાં પત્નીને એમણે વાંચતાં પણ કરી દીધાં.

આ સમય હિંદભરમાં હોમરૂલ લીગનો હતો. સ્વદેશીનું વાતાવરણ ચોમેર ફેલાયું હતું. એની અસર વઢવાણમાં સાથી પ્રથમ મોતીભાઇ ઉપર થઇ. સ્વદેશી માલની એક દુકાન કાઢવાનો તેમણે વિચાર કર્યો, પણ અમે તો હતા વિદ્યાર્થી. અમારી પાસે એક પાઇ પણ નહિ. અમે તો મહેનત કરીએ. સ્વદેશી વસ્તુઓનો પ્રચાર કરવા થોડીક થાપણ રોકવી જોઇએ તે કોણ રોકે ?

પોતાના જીવનવ્યવસાયમાં મોતીભાઇએ જે કાંઈ રોકડ કરેલ તેમાંથી પાંચસોકની થાપણ સ્વદેશી ભંડાર વસાવવામાં રોકવાનો એનો વિચાર જ્યારે અમને એણે દર્શાવ્યો ત્યારે અમારા આનંદનો

પાર ન રહ્યો. સ્વદેશી કાગળો, પેન્સીલો, કાપડ વગેરેનો એક ભંડાર મોતીભાઇની દુકાનેજ અમે ખોલ્યો અને દિવસો જતાં એ સારી રીતે વિકસ્યો. આખા દિવસમાં મોતીભાઈની દુકાને નહિ નહિ તો બસો માણસો આવી જતાં હશે. કોઇ સીલાઇ અને ખરીદીની ઘરાકી નિમિત્તે, કોઈ પુસ્તકો માટે, તો કોઈ કામ લેવા માટે. આ બધાને એ સ્વદેશી માલની ખરીદીનો આગ્રહ કરે. કોઈને ઉપદેશ આપવાનું ન ચૂકે, ઘામાં આવે તેની પાસેથી વ્રત લેવરાવી લે અને આમ અનેકને સાંજ પડતાં 'મૂંડે.' જે કામ ભલભલી સભાઓથી ન થઇ શકે તે પ્રચારકામ આ દરજી સંચે બેઠો બેઠો કરતો.

આ વખતે મીલનું સૂતર અને હાથવણાટનું કાપડ પહેલા નંબરનું ગણાતું. બગસરા અને અમરેલીનો આવો માલ અમે મંગાવતા અને ખૂબ ખપાવતા. પણ મોતીભાઇને આ માલ સાચો સ્વદેશી ન લાગ્યો. એને રેંટીઆની ખાદીજ શુદ્ધ સ્વદેશી લાગી. આ અરસામાં પૂ. બાપુજી સાથે અમારો સંબંધ થઇ ગયો, અને તેઓશ્રીને પણ રેંટિયાનો અખતરો કરવાનો વિચાર આવેલ. મોતીભાઇ અને બાપુજીનો સુયોગ થયો અને મોતીભાઇએ આ અરસામાં કેટલુંક સૂતર કંતાવીને બાપુજીને મોકલ્યું પણ ખરૂં. આમ ગોસેવા અને રાષ્ટ્રીય શિક્ષણ સાથે મોતીભાઇની સ્વદેશી ભાવના ખીલી અને તેને એમણે ખૂબ વિકસાવી.

એમના પિતા વૈષ્ણવ ધર્મ પાળતા. ઘરના ધાર્મિક વાતાવરણની એમના ઉપર સારી અસર હતી. એમનું શરૂઆતનું જીવન કેવળ ધાર્મિક હતું, પરંતુ ત્યારથી–રાષ્ટ્રીય ભાવનાનું તત્ત્વ એમના આ જીવનમાં ભળ્યું ત્યારથી–એમના ધાર્મિક જીવને પણ પલટો ખાધો. અંત્યજોની હડધૂત સ્થિતિને એ હિંદુ સંસારના કલંકરૂપ માનવા લાગ્યા. એમની દુકાન શહેરના મધ્યભાગમાં હોવા છતાં એ એમને ત્યાં આવતા અંત્યજોને છૂટથી અડકતા, અને ચુસ્ત વેપારીઓનો ખોફ વહોરી લેતા.

બાળલગ્નની હાનિઓ તો એમણે એમના જીવનમાંજ અનુભવેલી, એટલે એમણે એમનાં બાળકોને પચીસ વર્ષ પહેલાં નહિ પરણાવવાનો નિશ્ચય કરેલો. દરજીની નાતમાં બાળલગ્નનો રિવાજ સાધારણ રીતે ઘર કરી ગયેલ છે. મોતીભાઇના પિતાની એમની જ્ઞાતિમાં આબરૂ સારી, એટલે એમના પિતાને તો મોતીભાઈના પુત્રોને જલદી પરણાવી નાખવાની ભારે હોંશ. એમના ઉત્સાહ સામે થતાં મોતીભાઇને ઘણું સહન કરવું પડેલું; છતાં આ કૌટુંબિક પ્રશ્ન ઉકેલવામાં એમણે વ્યાવહારિક દક્ષતા પણ સારી બતાવી; જેના પરિણામે એમના પિતાનો અને એમનો સંબંધ સારી રીતે સચવાઇ રહ્યો. એ પોતે પોતાનો નિશ્ચય પાળી શકયા. આ રીતે આપણે જોઇ શકીએ છીએ, કે મોતીભાઇ એક સુધારક પણ હતા.

વઢવાણમાં પાણીની સામાન્ય રીતે તંગી છે. ગામડાનો અને વઢવાણ કેમ્પનો વ્યવહાર શહેર સાથે ઘણો. ભર ઉનાળામાં વટેમાર્ગુ-ઓને વઢવાણ આવતાં સીમાડામાં પાણીની ઘણી તંગી ભોગવવી પડતી. મોતીભાઇને આ વસ્તુ ખૂબ સાલતી. એની પાસે પૈસા તો હતા નહિ કે નવાણ ગળાવી શકે. એવા વગદાર સંબંધીઓ નહોતા કે એવી ઓળખાણો નહોતી કે જેથી પૈસા મેળવી નવાણો ગળાવી શકે. પ્રચારકામ એમને આવડતું નહોતું અગર તો સેવાનાં કાર્યોમાં ભીખ માગવાની એને શરમ હતી, એટલે એની નજર એના સાથીઓ ઉપર પડી. અખાડાના પઠ્ઠા જુવાનો એની પડખે હતા એટલે મજૂરો-ની એને જરૂર ન હતી. પાવડા, સુંડલા, હીંહવા અને બે ત્રણ કોશ, એ એક સવારે લઇ આવ્યા અને અમને કહ્યું, કે ચાલો–કાનેટીનો કૂવો ખોદવા. એ કૂવાનાં પાણી ઉંડાં ઉતર્યાં છે અને વટેમાર્ગુઓને એ બાજુ પાણીની ભારે તકલીફ પડે છે. મોતીભાઇનું વેણ અમારે તો હુકમ સમાન હતું. એ અમારા સેનાપતિ, અમે એના સૈનિકો. અમે તો કોદાળીઓ–પાવડા–સુંડલા વગેરે ઓજારો લઈ ઉપડયા. રજાનો દહાડો હતો. ઘેર કોઇએ કાંઈ વાત ન કરી કે ક્યાં જઇએ છીએ. જીંદગીમાં કદી ખોદેલું નહિ, તેમાં વળી કૂવો ક્યાંથી ખોદ્યો હોય ? છતાં તરસ્યાંને પાણી મળશે એ એકજ ભાવ-નાથી કછોટા વાળી વાળીને અમે આખો દિવસ જે ઉત્સાહથી કૂવો ખોદ્યો તે પ્રસંગ જીંદગીમાં કદી ભૂલાતો નથી. સાંજ પડયે અમે બે હાથ જેટલો કૂવો ખોદી નાખ્યો અને ઇશ્વરને કરવું, ને અમારૂં સદ્‌ભાગ્ય—(પીનારનું નહિ) તે એક ઝરણું ફૂટયું અને એ નપાણીઓ કૂવો સાંજ પડયે ટોપરા જેવા મીઠા પાણીથી ભરાઇ ગયો.

મોતીભાઈના અને અમારા જીવનની આ ધન્ય ક્ષણ ! અમારા આનંદનો પાર ન હતો. આખા દિવસની સખત મજૂરી પછી દાળિયા અને ગૉળ ઉપર ઝપટ મારી ઝાલર ટાણે અમે જ્યાં ઘર તરફ વળીએ ત્યાં તો ઘેર ઘેર અમારા પરાક્રમની વાર્તા ફેલાયેલ. પણ અમારાં લગભગ દરેકનાં મોટેરાં અમારા આ સાહસથી ખીજા-યેલાં. અમે દરેક મોતીભાઇના સહવાસ પછીથી અમારા વડીલોની દૃષ્ટિએ બગડી ગયેલા હતા. એટલે સૌને મોતીભાઇ ઉપર થોડી થોડી દાઝ તો હતીજ. તેમાં આ બન્યું, એ બધાય દુઃખિયા થયા ભેગા. ઝાઝા દહાડાની દાઝ આજે તો મોતીભાઇ ઉપર કાઢવાનો સૌએ નિશ્ચય કર્યો. ગામના જુવાનિયાને આમ આ દરજી બગાડે તે કેમ પાલવે ? એક ભાઈ કે જેનો છોકરો અમારી સાથેજ હતો તે એની રાંપની ધાર કઢાવવા જતો હતો ત્યાં એણે અમારા ગામ ભણી વળવાના સમાચાર સાંભળ્યા, એટલે લુહારને ત્યાંથી એ દરવાજા તરફ પરભાર્યા વળ્યા. અમારા ચીડાયેલા કેટલાક વડીલો પણ સાથે. ટોળું આવ્યું

દરવાજે અને અમે પણ પેઠા દરવાજામાં. મોતીભાઇ ઉપર ગાળોનો વરસાદ વરસ્યો–અમે તો એમને ત્યાંના ત્યાંજ મૂકીને રસ્તો માપ્યો. મોતીભાઇ અને એક બીજા ભાઇ, બે જણા રહ્યા એકલા. વડીલો-એ એમને લીધા ઉધડા. પેલા રાંપવાળા ભાઇને એવો ક્રોધ ચઢયો કે રાંપ ઉગામીને તાડુકયા કે અલ્યા 'ચુંકણુ' એક વેણુ હવે જો કાઢયું છે તો એક ઘા ને બે કટકા કરી નાખીશ. મોતીભાઇ અડગ રહ્યા. એના મુખની એક પણ રેખા ન બદલાઇ. એ બોલ્યાઃ–તમારે કરવું હોય તે ભલે કરજો. તમારા છોકરા મારી સાથે આવશે ત્યાં સુધી હું તેમને અટકાવનાર નથી. પેલા ભાઇ આ સાંભળીને વધુ ક્રોધિત થઇને ઘા કરવા જતા હતા ત્યાં પાછળથી અન્ય લોકોએ એનો હાથ થોભી લીધો અને ટોળું વીખરાયું.

આ પ્રસંગથી અમને વધુ બળ મળ્યું. મોતીભાઈની ખરી કસોટી થઈ ગઈ. એની આસપાસ જુવાનિયાનું જૂથ વધુ જામ્યું, અને નવાણો ગાળવાનું અમારૂં કામ ચાલુ રહ્યું. ત્યાર પછી તો માળોદના મારગનો કૂવો અને ફાદસરનો કૂવો એમ બે કૂવા અમે ગાળ્યા. કેમ્પના રસ્તે નદીમાં બે ચાર સુંદર વીરડા ગાળ્યા. આ દરેક ઠેકાણે વટેમાર્ગુઓને તૃષા છીપાવતા જ્યારે અમે જોતા ત્યારે અમને ઓર આનંદ થતો.

સ્ત્રીઓની ઉન્નતિ–તેમની કેળવણી–કુરિવાજ–વિધવાની દશા વગેરેના વિચારો મોતીભાઇને આવ્યા. તે સાથેજ એ દિશામાં પણ ઉપરનાં કાર્યોની સાથેસાથ એમણે કેટલાંક કામો ઉપાડયાં. પુસ્તકા-લયમાંથી સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકો અલગ કરી નવાં ખરીદી સ્ત્રીપુસ્તકાલય શરૂ કર્યું. કાલાં ટાણે વાચનવર્ગ ખોલ્યા. ખાસ સ્ત્રીઓ માટે પણ ફરતાં પુસ્તકાલય કર્યાં; વિધવાઓને ઉદ્યમ મળે એટલા માટે મોજાં સાંધવા, હાથરૂમાલ, ટેબલ કલોથ વગેરે બના-વવાનો ગૃહઉદ્યોગ શરૂ કર્યો. આ ઉદ્યોગ માટે જરૂરી બધાં સાધનો એ લાવતા, બહેનોને આપતા અને સ્ત્રીઓ એમની દુકાનેથી ખૂબ કામ લઇ જતી અને દિવસના રોટલા જેટલું નીરાંતે કમાતી અને એને આશીર્વાદ આપતી. બહેનોને મોતીભાઇ પાસેથી કામ મળતું, એટલુંજ નહિ પણ એ ઉપરાંત બીજું ઘણું મળતું. ભણેલી હોય તેને પુસ્તકો મળતાં, અભણને ભણી લેવાની પ્રેરણા મળતી. એ ઉપરાંત કાંઈ ને કાંઇ ઉપદેશ મળ્યેજ રહેતો–આથી ઘણી બહેનોનાં જીવન સુધરતાં. મોતીભાઇનો સ્વભાવજ એવો હતો કે તેના પરિ-ચયમાં જે કોઈ આવે તેને તે ઘડીકમાં અસર કરતા. અને એક વખત એના પરિચયમાં આવેલ માણસ બીજી વખત એની પાસે આવ્યા વિના રહેતો નહિ.

મોલાકત (અલુણા વ્રત) આવે ત્યારે કાઠિયાવાડમાં છોકરીઓ

દેદો કૂટે છે. એ રિવાજ મોતીભાઇને સારો ન લાગ્યો. એટલે એ નદીમાં છોકરીઓને એકઠી કરે, રાસડા ગવરાવી ખાવાનું વહેંચે, દેદો નહિ કૂટવાનાં બે વેણ પણ કહે–રમતો રમાડે અને આનંદ અને ઉત્સવનું વાતાવરણ ઉભું કરે.

આમ સ્ત્રીજીવનની ઉન્નતિ માટે પણ એમની નજર પડેલી અને એના ટૂંક જીવનમાં એણે થોડુંક કરેલું પણ ખરૂં.

બાપુજી, ઍની બેસન્ટ, દાદાભાઇ નવરોજજી, ગોખલે વગેરે દેશનેતાઓનાં જીવનચરિત્રો અમે સાથેજ વાંચી ગયા. મોતીભાઈએ નિશ્ચય કર્યો કે, જીવતા નેતાઓમાંથી બને તેટલાને આપણે વઢવાણમાં ઉતારવા. બન્યું એવું, કે ગોખલેજીના સ્મારક ફંડ માટે મહાત્માજી રાજકોટ જતા હતા. અમને આ વાતની ખબર પડી. મોતીભાઇએ અમને કહ્યું કે, આપણે વઢવાણમાં મહાન પુરુષોને લાવવાનુ વ્રત લીધલ છે અને તેના અમલ તરીકે બાપુજીને ઉતારવાનો આ લાગ સારો છે. મહાત્માજીને વઢવાણમાં આવવાનું નોતરૂં આપવાનો અમે નિશ્ચય કર્યો. આ વખતે એક વાત ધ્યાનમાં રાખવાની છે. અમે બધાય હતા વિદ્યાર્થી. કોઇની અસેડ જુવાનોથી વધુ આબરૂ નહિ. મોતીભાઇ પણ અમારી મંડળીના એટલે મોટા ગણાતા તે વખતના શહેરીઓ સાથેનો અમારો ખાસ સંબંધ નહિ, તેમજ તેમની સાથે પરિચય પણ ઓછો. મતલબ કે, અમારો બોજ પ્રજા ઉપર નહિ. એમ એ કશાયનો ખ્યાલ કર્યા વિના મહાત્માજી જેવાને વઢવાણમાં નોતરવાનો નિશ્ચય અમારી મંડળીએ કર્યો. બાપુજી રાજકોટ જતા હતા તે વખતે જંકશન સ્ટેશને અમે મળ્યા. તેમના જીવનની ઘણી વાર્તા વાંચેલી. એમનાં પ્રત્યક્ષ દર્શન કરી અમે કૃતકૃત્ય થયા. મહાત્માજી સાથેનો આ પ્રથમ પરિચય. મોતીભાઈ અને બાપુજી વચ્ચે વાતો ચાલી. મોતીભાઇએ રાજકોટથી વળતાં વઢવાણ ઉતરવાનું નોતરૂં આપ્યું. બાપુજી સમજ્યા, કે ગોખલે સ્મારકમાં મને કાઇક મળે એવું હશે માટેજ આ જુવાનિયા મને લઈ જતા હશે. એ લાલચે એમણે તો પટ દઇને હા પાડી દીધી, અને અમે તો અમારી કશીય જવાબદારી સમજ્યા વિના મહાત્માજી વઢવાણને પાવન કરશે એ એકજ વિચારથી ખૂબ ઉલ્લાસમાં આવી જઇ અમારી જાતને ધન્ય થયેલ માની વઢવાણ તરફ વળ્યા. મોતીભાઈનો ઉત્સાહ અજબ હતો. તે દિવસથી તે બાપુજી ત્રણ ચાર દિવસે વઢવાણ આવ્યા ત્યાં સુધી અમે ઉજાગરા કર્યા. હાથે લખી લખીને જાહેરનામાં શહેરમાં ચોઢયાં અને મહાત્માજીની પધરામણીની તૈયારીઓ કરી. ગામના કેટલાકે, અમે કાંઇ પણ તૈયારી વિના–અમે કોઇને પૂછ્યા વિના મહાત્માજી જેવાને નોતરૂં આપી આવવા માટે મોતીભાઇને ઠપકો પણ દીધો.

બે દિવસ સુધી તો અમારી સાથે કોઇ ન ભળ્યું, કેટલાકે વિરોધ દર્શાવ્યો. ગામના કોઇ સહકાર નહિ આપે તો આપણામાંથી કોઇના ઘેર મહાત્માજીને ઉતારી આપણી મંડળીમાંથી જે બે પાંચ રૂપિયા થશે તે ભેટ ધરી તેમને વિદાય આપીશું, એમ નક્કી કર્યું; પણ મહાત્માજીને વઢવાણ લાવવા એ તો નક્કી.

મહાત્માજીને આવવાને એકજ દિવસ બાકી રહ્યો અને મહાજનના વેપારીઓને થયું કે આ છોકરાઓ તો પહેલાજ નોતરૂં દઈ આવ્યા છે અને ગામમાંથી એ કોરેકાંટા જશે તો આપણી આબરૂ જશે. મહાજને પૂર્ણ સહકાર આપ્યો. નગરશેઠને ત્યાં બાપુજીને ઉતારો મળ્યો. સ્ટેટે ફંડમાંથી સારી રકમ આપી. મહાજને થેલી આપીને બાપુજીને નવાજ્યા. એ આખા ગામે પૂર્ણ ઉત્સાહથી તેમનું સ્વાગત કર્યું.

બાપુજીએ મોતીભાઇના પુસ્તકાલયની મુલાકાત પણ લીધી. તે વખતે અમે એ સંસ્થાને 'ફ્રી લાઇબ્રેરી' કહેતા. આ અંગ્રેજી નામ તરફ તરત બાપુજીનું ધ્યાન ગયું. તેમણે બે ત્રણ નામોનો વિચાર કરી છેવટે આ પુસ્તકાલયને માટે 'ધર્મ પુસ્તકાલય' નામ પસંદ કર્યું. ત્યારથી એજ નામે એ પુસ્તકાલય ઓળખાય છે. બાપુજીએ ત્યાંની 'મુલાકાત પોથી'( 'વિઝિટબુક' માટે આ શબ્દ બાપુજીએ પસંદ કર્યો)માં કંઇક લખ્યું છે. બરાબર મતલબ યાદ નથી, પણ તેના કાર્યકર્તાઓ માટે તેમણે સંતોષ જાહેર કર્યો હતો.

મોતીભાઇની શુભેચ્છા સર્વ રીતે ફળી. એણે કરેલ નિશ્ચય પાર પડયો. આ પ્રસંગથી મહાત્માજી અને મોતીભાઇનો પરિચય વધ્યો. ત્યાર પછી તો મોતીભાઇ આશ્રમમાં પણ રહી આવેલા અને એમનો સંબંધ વધેલો. એ સંબંધને લીધેજ બાપુજીએ દેવીદાસભાઇને વઢવાણ હવાફેર માટે મોકલેલા. આશ્રમમાં એક વર્ષે માતાના સખત વા હતા ત્યારે આશ્રમમાં ઘણા માંદા પડી ગયેલા અને સેવા કરનારની જરૂર હતી. તેની ખબર વઢવાણ પડતાં મોતીભાઇ તેમના બે ચાર સાથીઓને લઇને આશ્રમ પહોંચેલા. એ માંદાની શુશ્રૂષા બાપુજીને ખૂબ સંતોષ થાય તેવી રીતે કરેલી.

મોતીભાઈનું જીવન તપસ્વી તો હતુંજ, બાપુજીના પરિચયમાં આવ્યા તે પહેલાં તે સત્યાગ્રહી હતા. પરંતુ આશ્રમમાં રહી ગયા પછી તો વઢવાણમાં ગૃહજીવન ગાળતાં છતાં એણે ખરૂં આશ્રમજીવન શરૂ કરી દીધું.

બ્રહ્મચર્ય—અપરિગ્રહ—અસ્તેય વગેરે આશ્રમનાં પાંચે વ્રત એણે લીધાં અને તેનું સખ્ત પાલન એ કરતા. જીવનના છેલ્લા માસોમાં આ તો સાથે અલૂણા વ્રત પણ લીધું હતું. પાંચ ચીજ ઉપરાંત છઠ્ઠી ચીજ એ કદી ખાતા નહિ. એટલે કે શાકમાં તેલ આવે

હો તે પણ ચીજ ગણાય. આમ ધીરે ધીરે એમના જીવનને એમણે ખૂબ તપસ્વી બનાવ્યું; છતાં ગૃહકાર્ય અને અન્ય વ્યવસાય હંમેશની મુજબ ચાલ્યો જતો. તેમનાં આવાં વ્રતોથી તેમના દૈનિક કાર્યમાં ક્યાંયે આંચ આવતી નહિ, બલ્કે કેટલીક વખત એમને સ્ફૂર્તિ વિશેષ જણાતી. વીરમગામની લાઈનદોરીને અંગે પહેલાં કાઠિયાવાડના ઉતારૂઓનાં પોટલાં વીરમગામ સ્ટેશને તપાસાતાં. આથી ઉતારૂઓની હાલાકીનો પાર ન હતો. મોતીભાઈને આ વાત ખૂબજ સાલતી. હું આગળ કહી ગયો છું તેમ મોતીભાઈના મનમાં એક વિચાર ખૂબ ઘોળાયા પછી તે તેનો અમલ કર્યેજ રહેતા. એમની ક્રિયાશક્તિ ઘણી હતી. વીરમગામના ઉતારૂઓનાં દુઃખો એમને અસહ્ય થઈ પડ્યાં અને ત્યાં સત્યાગ્રહની લડત શરૂ કરવી જોઈએ, એમ એમને પ્રથમ સૂઝ્યું. એમણે આ વાત બાપુજીને જણાવી અને એનું મહત્ત્વ તેમને ગળે ઊતર્યું. બાપુજીએ મોતીભાઈને જણાવ્યું, કે એ પ્રશ્ન હું ઉપાડું તો ખરો, પણ તમે સત્યાગ્રહમાં જોડાવા તૈયાર છો? મોતીભાઈએ કુરબાન થવાની ઈંતેજારી બતાવી. બાપુજીએ પ્રશ્ન ઉપાડ્યો. લાગતાવળગતા સરકારી અમલદારો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો અને વિના લડતે પોટલાં તપાસવાનું બંધ થયું. આમ એક સત્યાગ્રહનું ક્ષેત્ર એમના જીવનમાં બાકી રહી જતું હતું તે પણ તેમણે જોઈ લીધું. આ પ્રશ્ન વિષે લખતાં મહાત્માજીએ મોતીભાઈનો નામનિર્દેષ કર્યો છે.

તેમનો અભ્યાસ તો ચાર ગુજરાતી જેટલોજ હતો, પરંતુ ભાષા ઉપરનો કાબુ ભારે સરસ હતો. એ જ્યારે બોલતા ત્યારે જાણે કે સાંભળ્યાજ કરીએ એમ થતું. એકધારી એમની વાણી સતત વહ્યે જતી. ભાષા સંસ્કારી આવતી. પોતાનો અભ્યાસ થોડો હતો તેનો અભખરો એમને જરાય ન હતો. હિંદીનું એમને ઘણું સારૂં જ્ઞાન હતું. પરંતુ એમને તો જ્ઞાનની જિજ્ઞાસા ઘણી હતી, તેથી એ વળી સેવાના બહોળા ક્ષેત્રમાં અંગ્રેજીની જરૂરિયાત છે એમ તે માનતા હતા; તેથી એમણે અંગ્રેજીનો અભ્યાસ ખૂબ ખંતથી શરૂ કરી દીધેલો. ઉપર જણાવ્યા તેવા અનેકવિધ અતિવ્યવસાય છતાં ત્રણ વર્ષમાં ત્રણ અંગ્રેજીનો અભ્યાસ એમણે સારી રીતે કરી લીધો. અને એટલું સાધી લીધા પછી તો વધુ ઝડપથી ચાલવાના એમના કોડ હતા.

સાહિત્યના ક્ષેત્રમાં પણ કાંઈક ફાળો આપવાનો જાણે કે રહી જતો હોય તેમ એમણે એમના છેલ્લા દિવસોમાં ઘણાં પ્રેરક ભજનો લખેલાં. એમાં આવતાં રૂપકો–દાખલાઓ ઘણાજ મૌલિક હતા. એ સૂત્રોમાં બહુ માનતા અને પોતાનાજ વિચારોના મંથન પછી નક્કી કરેલ સૂત્રોની એક હારમાળા એમણે તૈયાર કરેલ. એમનું

આ સાહિત્ય કેટલાંક વર્ષોસુધી સચવાઈ રહ્યું, પણ પાછળથી શી ખબર ક્યાંક ગૂમ થઈ ગયું છે.

સામાજિક, રાજકીય અને ધાર્મિક, એમ ત્રણે દિશામાં એમના વ્યવસાય વધતા ગયા, તેમ તેમ એમને અવકાશ ઓછો મળવા લાગ્યો. એમને થયું, કે જો મારે હજુ વધુ કામ કરવું હોય તો અને જીવનની ક્ષણો સેવાના ક્ષેત્રમાં વધુ વીતાવવી હોય તો જરૂરિયાતો ઓછી કરવી જોઈએ, ઘરનું ખર્ચ કમી કરી નાખવું જોઈએ, જેથી કમાવાની ચિંતા ઓછી રહે, તેની પાછળ ઓછો વખત ગાળવો પડે. આથી તેમણે નિશ્ચય કર્યો, કે એક દિવસમાં આઠ કે દશ આનાનું કામ થાય એટલે પછી સીવવાનું છોડી દઈને સેવાના કાર્યમાં વખત વીતાવવો. સીવવાની એમની ચાલાકી એવી હતી, કે સાંજ પડયે એ અઢી રૂપિયાની કમાણી કરી શકતા. આ ઝડપે આઠ દશ આનાનું કામ તો એ બહુ થોડા વખતમાં પૂરૂં કરી નાખતા અને બાકીનો વખત સામાજિક સેવાનાં કાર્યોમાં ગાળતા. કમાણી ઓછી કરી એટલે એમણે ઘરનાં ઘણાં જરૂરી ખર્ચો ઉપર પણ કાપ મૂક્યો.

મોતીભાઇની સેવાની ભૂખ આટલેથી મટી નહિ. એમને થયું, કે આવી રીતે છૂટાં છવાયાં કામ કરવા કરતાં કોઇ એક સંસ્થા જેવું કર્યું હોય તો સારૂં. આ વિચારની સાથે એક આશ્રમ સ્થાપવાનો એમણે વિચાર કર્યો. આ આશ્રમની એમની કલ્પના ઓર હતી. એ જીવ્યા હોત તો જરૂર અમલમાં મૂકત. એમને ઉદ્યોગ તથા રાષ્ટ્રીય શાળા, ઢોર માટે હવેડો, પાસે નવાણુ–વગેરે સહિત સ્વાશ્રયી આશ્રમ સ્થાપવાના એમના વિચાર હતા. આ વિચારોનો અમલ કરવા માટે જમીન તો જોઇએજ. વઢવાણની ચારે બાજુ ફરીને નદીકાંઠે જડેશ્વરની પાસેનો સરસ પ્લૉટ આશ્રમ માટે મેળવવાનો એમણે નિશ્ચય કર્યો. દરબારમાં અરજી કરી, નામંજુર થઇને અરજી પાછી આવી. તે વખતે વઢવાણમાં સરકારનું ઍડમિનિસ્ટ્રેશન હતું, અને કાદરી સાહેબનો અમલ ચાલુ હતો. એ કાદરી સાહેબને પીગળાવી એજ પ્લૉટ લેવાનો દઢ નિશ્ચય મોતીભાઇએ કર્યો. અમને તો આ વાત આભ સાથે બાથ ભીડવા જેવી લાગેલી.

મોતીભાઈનું મનોબળ ભારે જબરૂં હતું. વળી એને પ્રાર્થનામાં અજબ વિશ્વાસ હતો, એ આ કિસ્સા પરથી માલુમ પડે છે. મોતીભાઈ રોજ સવારે નારદભાઇની વાવે નહાઇને સીધા આ જડેશ્વરના પ્લૉટ ઉપર આવતા. જમીનની મધ્યમાં ઉભા રહી પ્રભુપ્રાર્થના કરતા "હે પ્રભુ! આ જમીન મને આશ્રમ કરવા અપાવ." પ્રાર્થના કરી ઘેર જઇ કપડાં પહેરી કૉર્ટનો સમય થતાં દરબારગઢમાં જતા. શરૂઆતમાં તો અરજદારતરીકે જઇ અરજ કરતા, પણ કાદરીએ એ અરજ પણ

ધૂતકારી કાઢી ત્યારથી નાસીપાસ થયા વિના કે જરાય ક્ષોભ પામ્યા વિના કે હું હડધૂત થઈશ અને મારી આબરૂ જશે, પટાવાળો ધક્કા મારશે તો માણસો મારા માટે શું માનશે—તે કશાયની પરવા કર્યા વિના એણે દરબારગઢમાં જવાનું જારી રાખ્યું. હવે એ અરજદારતરીકે નહોતા જતા. રોજ કચેરીએ જાય, બારણા પાસેજ પાંચ મિનિટ ઉભા રહે. કાદરી સાહેબ કચેરીની અંદર ખુરશી ઉપર બિરાજમાન થયેલા હોય તેની નજર એમની ઉપર પડે તેમ ઉભા રહી પાંચ સાત મિનિટ થોભી તે પાછા દુકાને આવતા રહે. અમને એમના આ કાર્યથી કેટલીક વખત નવાઇ લાગતી. અમે કહેતા, કે એ કાદરી એમ પીગળવાનો નથી. આ ભદ્રંભદ્રપણું હવે જણાય છે. એ કહેતા "આત્માના દૃઢ નિશ્ચય પાસે પથ્થર પણ પીગળે છે એ વાત હું સો ટકા સાચી માનું છું; તો આ કાદરી શી વિસાતમાં છે?" મારા દિલને વધુ પવિત્ર બનાવી હું કાદરીને પીગળાવીશ." પોતાના આ અખતરા સાથે એણે વધુ વ્રત પણ લીધાં. અને રોજ કચેરીએ જવાનું ચાલુ રાખ્યું. કાદરી રોજ તેના સામું જુએ, નજરે નજર મળે. મોતીભાઈ પાંચ સાત મિનિટ તેની નજર પડે તેમ બારણા બહાર બેસી ગુપચૂપ બોલ્યા ચાલ્યા વિના દુકાને ચાલ્યા જાય. આ પ્રમાણે માસ દોઢ માસ ચાલ્યું. કાદરીને કાંઇ અસર નથી થવાની એમ અમને લાગ્યું, ત્યાં એકાએક દરબાર સાહેબના જન્મદિવસના દિવસે ભાષણ કરતાં કાદરી સાહેબે કહેલ ભાષણના સમાચાર એમને મળ્યા. કાદરી સાહેબ બોલેલા કે "આ ગામમાં એક દરજી રહે છે અને તે કેટલાંક સેવાનાં કાર્યો કરે છે. તેના આવા ઉપયોગ માટે તેની અરજીમાં તેણે જણાવ્યા મુજબ જડેશ્વર પાસેની જમીન તેને આપવાનો અમારો વિચાર છે."

આ ઉદ્‌ગારો સાંભળી મોતીભાઇને કેટલો આનંદ થયો હશે? અમારા આનંદની તો અવધિજ નહોતી. હવાઇ કિલ્લા જેવાજ માનેલ મનોરથો હવે તો હાથવેંતમાં છે, એમ અમને થઇ આવેલું; પણ ઈશ્વરેચ્છા કોઇ જુદીજ હતી.

૧૯૭૩ ના પ્લેગનો ઝપાટો આખા ગુજરાત–કાઠિયાવાડમાં લાગ્યો, તેમ વઢવાણમાં પણ લાગ્યો; વઢવાણની શેરીઓ અને બજારો નિર્જન બની. સૌ પોતાની જીંદગી બચાવવા જ્યાં ફાવ્યું ત્યાં નાઠાં. મોતીભાઇને અમે વઢવાણ બહાર નીકળવા ખૂબ વીનવ્યા તો જવાબ મળ્યોઃ "ગાંડિયાઓ, મોત કોઠીમાં પુરાયે પણ કોઇને મૂકનાર નથી. મૃત્યુ આવવાનું હશે તો ગમે ત્યાં જઇશ ત્યાં આવશે, તો અહીંજ રહી ગામમાં બાકી રહેલ નિરાધારોની સેવા કાં ન કરવી?" અમે તો સગાંવહાલાં સાથે વઢવાણની બહાર નીકળ્યા. મોતીભાઈ ગામમાંજ રહ્યા. માંદાની માવજત કરે અને ઈશ્વરભજન કરે.

સેવા કરતાં કરતાં એને ચેપ લાગ્યો, મરણપથારીએ પડયા અને ઈશ્વરને કરવું ને તે અકસ્માતમાંથી બચી ગયા. સહજ ઠીક થયું તો ખુલ્લામાં આવી બેસવા લાગ્યા. પરોઢિયે પ્રાર્થના તો ચૂકાય-જ કેમ ? આમ પરોઢિયાની ખુલ્લી હવાથી ન્યુમોનિયા લાગ્યો અને તેમનું મૃત્યુ થયું. પાંચ વર્ષના સમાજસેવાના એમના ટૂંક જીવનમાં એમણે કેટલીય દિશાઓ ખેડી નાખી. એમના પૂર્વજન્મનાં અધૂરાં રહેલ કાર્યો બહુ ઝડપથી જાણે પૂરાં કરવાનેજ એમનો અવતાર ન હોય તેમ ખૂબ ઝડપથી ઘણી દિશાઓમાં એમણે માથું માર્યું.

તેમના જીવનના કેટલાક કિસ્સાઓ ટાંકી એમની આ કથા પૂરી કરીશ. એ માનતા કે, ખાતાં પીતાં આપણે જે વિચારો કરીએ છીએ તેને આપણા જીવનના ઉત્કર્ષ સાથે ગાઢ સંબંધ છે. આથી પાણી પીતાં કે કાંઇ પણ ખાતાં એ ખૂબ શાંત જાળવતા. અને તે વખતે જીવનની ઉન્નતિના સદ્‌વિચારોજ કરતા. એમની દૃઢ માન્યતા હતી, કે ભોજનનું અણુએ અણુ કોઈ પવિત્ર વાતાવરણથી પવિત્ર થઇને શરીરમાં ભળે છે; તેની ઓર અસર જીવન ઉપર થાય છે.

જાહેર જીવનમાં પડયા, પણ તેવાં કાર્યો માટે ભીખ માગવાનું એમને ખાસ ન રૂચતું. ખાસ મિત્રો સિવાય એ કયાંય વેણ ન નાખતા, અને તેય ન છૂટકેજ. ચાલે ત્યાં સુધી તો પોતે ગરીબ હતા છતાં પણ વધુ ગરીબ બનીને પોતાના ઘરના પૈસાજ ઘણે ભાગે ખરચતા.

એમની નિયમિતતા તો ઘણીજ હતી. ઘરાકને જે સમયે કપડું આપવાનું કહેલ હોય તે સમયે આપ્યુંજ હોય. પાંચના ટકોરા થતાં કામ નહિ કરવું તે નક્કી કર્યા પછી પાચ વાગતાં કામ મૂકીજ દીધું હોય. સભાનો સમય થતાં ફલાણા ભાઇ આવ્યા કે ન આવ્યા તેની રાહ જોયા વિના જે હોય તેનાથી સભા શરૂ કરીજ હોય.

સંખ્યાબળથી તે કદી મલકાતા નહિ અને ઓછી સંખ્યાથી હિંમત હારતા નહિ. કેટલાંક કામની શરૂઆતમાં અમે ત્રણ ચાર જણજ હોઇએ તોપણ મોતીભાઇનો ઉત્સાહ-ઉલ્લાસ-આનંદ તો એમાં ને એમાંજ હોય. આવે વખતે અમને બહુ નવાઇ લાગતી.

કેટલીક વખત એમ લાગતું, કે આ તે અવધાનો કરે છે કે શું ? એક બાજુથી સંચો ચાલતો હોય, બીજી બાજુથી ઘરાકને લેતા હોય, ત્રીજી બાજુથી એમના પુત્રને શિક્ષણ આપવાનું કામ તો ચાલુજ હોય, ચોથી બાજુથી પેલું સમૂહવાચન ધાર્મિક કે રાષ્ટ્રીય પુસ્તક તો ચાલુજ હોય. આમ ચાર પાંચ કામ ચાલુજ હોય, છતાં એક એમાં એનું ધ્યાન ન હોય એમ ન બને. વાચનમાં શું ચાલ્યું તે એ બરાબર કહી દે. એમ કેટલીક વખત તે સમજ્યા વિનાનું ચાલ્યું જતું હોય તે બીજાની સાથેની વાત પૂરી થતાં ફરી વંચાય.

એક નાની ખાસિયત પણ પ્રસ્તુત હોવાથી લખું છું. 'પ્રસ્થાન'ના તંત્રીએ લેખ સાથે સદ્ગતના ફોટાની માગણી કરી છે; પણ મોતીભાઇ પછવાડે ફોટો મૂકતા ગયા નથી. તેમણે કદી ફોટો પડાવ્યોજ નથી—તેઓ તેની વિરુદ્ધ હતા. આ બાબતમાં પણ તેઓ મહાત્માજીને મળતા આવે છે. મહાત્માજી કદી ફોટોગ્રાફરને બેઠક આપતા નથી, અને તેમને કેમેરાનો કંટાળો છે.

મોતીભાઇનો દેહ આજે આ દુનિયામાં નથી, છતાં એના ગાઢ પરિચયમાં આવેલ એના કેટલાક મિત્રોમાં એના બાળક સમાન, એમણે સ્થાપેલ 'ધર્મ પુસ્તકાલય'માં અને એની હાટડી સામેના એમના નામ પાછળ વઢવાણે એમના સ્મરણચિહ્ન તરીકે રાખેલ મોતીચોકમાં એ હજુય જીવતા છે, એમ હું માનું છું.

("પ્રસ્થાન" માસિકમાંથી)

# ૧૭—જન્માષ્ટમીનો જુગાર

(લેખકઃ—શ્રી. કુમુદ સી. નાણાવટી)

નિર્જનતાના એ ભીષણ સામ્રાજ્યમાં એક વજ્રબાહુ અહીં તહીં ટહેલી રહ્યો હતો. તેની અડીખંભ કાયા ભલભલાની છાતીનાં પાટીઆં બેસાડી દે તેવી હતી. અસ્પષ્ટ અને તૂટક તૂટક સરી પડતા તેના શબ્દો તેની વિહ્વળ મનોદશાનું પારખું આપવા સામર્થ્યવાન હતા. 'તાલેવરોની ગુંદમીજાજી'ની તાતી તલવાર હેઠળ રહેંસાઇ જતાં અનેક હાડમાંસનાં માળખાંઓનાં કરુણ દશ્યો તેના ઉત્તમાંગને ધમધમાવી રહ્યાં હતાં, પાંચ રૂપીઆ ઉછીના આપી પંદર રૂપીઆ ઝડપી લેનાર લક્ષ્મીનંદનોની દાંભિક લીલા તેના તપ્ત શોણીતને વધારે ઉકાળતી. એ બધામાંથી આ અર્ધભૂખ્યાં માળખાંઓને શે ઉગારવાં, એ અતિ અટપટી યોજના ઘડવામાં તેણે અત્યારે તેની બધીજ શક્તિઓ કામે લગાડી દીધી. આવાં પામર પશુઓને પોતાનું આત્મભાન કયી રીતે થાય તે યોજનાના અંકોડા તે જોડતો ને તોડતો.

પ્રસ્વેદબિંદુથી નીતરતી તેની કાયા અંગાર વરસાવતી લાલબંબ સુધાકરના તીરછી રશ્મીઓથી રાતી ચટક થઇ ગઇ હતી. તાળવું શેકતા તાપથી કંટાળી તેણે એક પ્રચંડ વૃક્ષરાજનો આશરો શોધ્યો. લમણે હાથ દઈ તે લગાર આડો થયો, કે તુરતજ નિદ્રાદેવીએ તેને પોતાના માયાવી પાશમાં જકડવા માંડયો.

તેની આંખો હજી પૂરેપુરી મળી પણ નહોતી, એટલામાં તો અકસ્માત હૈયાફાટ ભીષણ અવાજ પાસેના કૂવા તરફ સંભળાયો. એક

ચેકડા સમેત તે બેઠો થઇ ગયો; જે દિશા પ્રતિ અવાજ થયો તે તરફ ત્વરિત વેગે તે દોડયો. કૂવાનાં અંધારાં નીરમાં તેણે પોતાની નજર થંભાવી, કોઇ મનુષ્ય તેમાં તરફડતું હોય તેમ લાગતાં તેણે હોકારો કર્યો; આસપાસના બે ત્રણ કૃષિકારો આ ત્રાડ સમેત ત્યાં દોડી આવ્યા. ઝટઝટ એક દોરડું લાવવાનું સૂચન આપી, આ મહાકાયે કૂવામાં ધબકાવ્યું.

કૂવો સદ્‌ભાગ્યે બહુ ઉંડો નહિ હોવાથી ને પાણી પણ ઉંડું નહિ હોવાથી તેણે એ ડૂબતી આકૃતિને ચડપ કરતાં પોતાના કાંડા પર ટેકવી દીધી ને એક તીરાડમાં પગ ટેકવી પોતાની કાયાને જળસપાટી પર રાખી.

પેલા પરોપકારી કૃષિકારો મજબૂત દોરડું લાવ્યા. તેની મદદ વડે તે પેલી આકૃતિને અચેતનાવસ્થામાં કૂવાની બહાર લાવ્યો.

સર્વેની અજાયબી વચ્ચે આ આકૃતિ એક યુવાન બાળાની માલૂમ પડી. સર્વેએ આ નિશ્ચેતન બાળાની સુકલ કાયાને પાસેના ખેતરમાં ખસેડી, એ યુવાને પોતાના ધોતિયાનો મોટો ચીરો ચીરી તેનાથી શેક કરવા માંડયો, ને થોડી વારે આ ગોટાઓના ગરમાવાથી બાળાએ પાસું બદલ્યું.

તરતજ આ યુવકે સઘળાંઓને વીખેરાઈ જવા વિનંતિ કરી. અલ્પ સમય પૂર્વે તેના હૃદયને હચમચાવી રહેલા વિચારો આ કુમળી બાળાના આવા દયાજનક હાલ નીરખીને એકી સામટા ધસી ગયા. "આ ઉગતાં પુષ્પસમી બાલિકા કૂવામાં કેમ પડી ? તે અજાણતાંજ પડી ગઈ કે જાણી જોઈને ? આવા નિર્જન કૂવા સમીપ જવાનું તેને શું કારણ મળ્યું ?" આવા આવા અનેક પ્રશ્નો તેના તપ્ત હૃદયને સવિશેષ તપાવવા લાગ્યા.

"કોઈ બદમાસોનું તો આ કરપીણ કાવતરું નહિ હોય ? કે કોઇ કારમા દુઃખે ડરાવી તેને આ નિશ્ચય પર તો નહિ લાવી મૂકી હોય ? ગમે તેમ......"

યુવકની વિચારગ્રંથિ તૂટી. એ બાળાએ આંખો ઉઘાડી, સ્વપ્ન-સૃષ્ટિસમું દૃશ્ય નીહાળતાં તે અવાક્ હાલતમાં એકી ટશે તેની સામું જોઇ રહી.

હર્ષોન્માદમાં પેલો યુવક બેઠો થઇ ગયો. જરા હસી પડતાં એ બાળા તેનાં અસ્તવ્યસ્ત કપડાં સંકોરતાં બેઠી થઇ.

"ગભરાશો નહિ, બહેન ! તમે સલામત સ્થળે છો."

"તમે કોણ ?–હું કયાં ?–અહીં કોણ લાવ્યું ? આ જગ્યાએ હું શી રીતે આવી ?"

તે બાલિકા બહાવરી બની જતાં અનેક પ્રશ્નો તેણે પૂછી નાખ્યા.

"શાંત પડો બહેન ! તમારે જરાય ભયત્રસિત થવાનું હવે કશુંજ

પ્રયોજન નથી.”

પેલા યુવકે પાણીનો પ્યાલો તે બાલિકાને આપ્યો, પાણી પીધા બાદ તે સ્વસ્થ થઇ.

“કહો, તમે કોણ છો? પેલા કૂવામાં ધબકાવવાનું શું કારણ?”

તે બાલિકાને હવેજ બધી ઘટનાનું વિસ્મરણ થયું.

“હું ખરેખર તમારી આભારી છું ભાઇ! પણ મને બચાવી તમે મારી દુઃખદ જીંદગી નાહક લંબાવો છો.”

“એમ શા માટે બોલો છો બહેન? તમારૂં જીવન આટલું બધું અકારૂં થઈ પડવાનું કારણ જણાવશો?”

“લ્યો, સાંભળો ત્યારે.”

માથામાં થયેલા કારમા ઘાની વેદના જેમ તેમ શમાવતાં તે બાળા બોલી:

“મારૂં નામ કુસુમ, મારા પતિદેવ—કદાચ તમે તેને નહિ ઓળખો. ભાઇ–નું નામ રમેશ. આ ગામમાં એક વાણિયાને ત્યાં તેઓ પાંત્રીસ રૂપિયાના પગારે નોકરી કરતા હતા. અમારાં લગ્ન વેળાએ તેની પાસેથી લીધેલાં નાણાં પેટે–અમે દર માસે પાંચ પાંચ રૂપીઆ તેને ભરતાં હતાં ને છતાં ગરીબાગરીબ અમારૂં જીવન અમને મધુર લાગતું.

“કુસુમબહેન! તમે જરા ટુંકાણમાંજ પતાવો. જુઓ, આ પાટો પણ લોહીલુહાણ થઇ ગયો છે. ઝાઝું કષ્ટ ના સહો.”

“હા ભાઈ! હવે હું મૂળ વાત પર આવું છું. જે દિવસની હું આ વાત કરૂં છું તે દિવસ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનો જન્મદિવસ–જન્માષ્ટમી હતો. મારા પ્રાણેશનો પગાર પણ તેને આગલે દિને તેઓ લાવેલા ને પોતાના ખિસ્સાખર્ચ જોગા પાંચ રૂપીઆ પોતા પાસે રાખી બાકીનો તમામ પગાર મારી પાસેજ તેમણે રહેવા દીધો. એ અમારો ક્રમ હતો.

“જન્માષ્ટમીનો તહેવાર હોવાથી મારા રમેશ તો તેના મિત્ર કિરીટ જોડે પાસેના શહેરમાં ગએલા, જતાં જતાં મેં મારી સહિયરો–પાડોશણો–સાથે ગંજીફે રમવાની પરવાનગી માગી લીધેલી. ઘણી આનાકાની પછીજ–મને નિરાશ નહિ કરવાના હેતુથીજ–તેમણે મને રમવાની છૂટ આપેલી.

“રમાબહેન, ચંચળબહેન, કાંતાબહેન, (તેઓ મારી બાજુમાંજ રહેતાં હતાં) ને હું એમ ચાર જણ રમવા બેઠાં.

“એક બે બાજી તો અમો ખાલીજ રમ્યાં. પછી કાંતાબહેને ચાર આનાથી પહેલ કરી ને ભાઇ! હું તો જીતવાજ માંડી! મારો લોભ વધ્યો: શ્રીમંતોની પુત્રીઓને લૂંટી લેવાનો–સો બસો રૂપિયા ભેગા કરી લેવાનો મને વિચાર આવ્યો; એટલે કાંતાબહેને મોટી

રકમથી રમવાની માગણી કરતાં મેં તે સહર્ષ સ્વીકારી.

"પરંતુ મારી લક્ષ્મીલોલુપતાની સર્વ ઇમારતોના કાંગરા કડડ-ભુસ થઈ ગયા. ધીરે ધીરે જીતેલા પૈસા ગયા તો ગયા, પરંતુ મારા હમેશના પ્રસ્વેદબિંદુની કમાણી પણ સાથે તણાવા લાગી."

"કુસુમબહેન! તમોએ ખરેખર એ એક ભયંકર ભૂલ કરી છે."

"સાચું કહો છો, ભલા ભાઈ! પરંતુ જેમ 'હાર્યો જુગારી બમણું રમે' તેમ મેં પણ બસ છતી આંખે આંધળી બની બાજી પર બાજી ખેલ્યેજ રાખી ને ચાર કલાકને છેડે મેં રૂપિયા સાઠ ચંચળબહેનના દેણા કર્યા."

"આ વાત તમારા પતિદેવના જાણવામાં આવી છે કે નહિ?"

"ના, ના–તેઓ જો આ વાત જાણે તો ચિંતામાં ને ચિંતામાં ગળવાજ માંડે ને! એટલે મેં બીજા ત્રીસ રૂપીઆ કાન્તા બહેન પાસેથી ઉછીના લીધા ને અમારૂં ઘરખર્ચ ચલાવવાનો વિચાર કર્યો.

"સાંજે રમેશ પાછા વળ્યા. હું જાણે કશુંજ ના બન્યું હોય તેમ કૃત્રિમ હાસ્ય હસવા લાગી–ને જેમ તેમ કરી જન્માષ્ટમીનો દિન તો પસાર કર્યો.

"પરંતુ હજી આ વાતને પુરા પંદર દિવસ તો વીત્યા પણ નહિ એટલામાં તો ચંચળ બહેનને કાંતા બહેને માગતા પૈસા માટે ઘોંચપરોણા કરવાના શ્રીગણેશ આદર્યા.

"મેં તેમને કટકે કટકે આપી દેવાનું વચન આપ્યું, પણ ભાઈ! અમારા સરીખાં ગરીબનું વચન માનેજ કોણ ?–એટલે ચંચળબહેનનો મણીઓ–જે નિશાબાજ હતો તેને ચંચળ બહેને ચઢાવ્યો, ને મારા પતિદેવ જ્યારે નોકરીએ ગયેલા ત્યારે મારા ઉપર તેણે બીભત્સ હુમલો કર્યો.

"અને વળી તે ને તેજ ચંચળ બહેન સતાં થતાં આવ્યાં ને મણીઆને દમદાટ્યો, ને ઘેર લઈ ગયાં.

"પરંતુ તે દિવસ પછીથી મને ચિંતામાં ને ચિંતામાં તાવ આવ્યો. રમેશે ચાર દિવસની રજા લીધી, તેમનો પગાર કપાયો, ને દાક્તરના બીલ પેટે રૂપીઆ દશ દેવા પડ્યા તે તો ખાતર ઉપર દીવો."

"અરરર, તમારી 'એકજ ભૂલે' ખરેખર 'ભૂલનો ભોગ' લેવા માંડ્યો એમજ કહો ને?"

"હા, એમજ. હું સાજી થઈ, પરંતુ મારા મુખ પરની રાતી ચટક લાલી તો ગઈ તે ગઈજ. પછી મેં મારૂં મંગળસૂત્ર–યાદ રાખજો, કે એ મારૂં સૌભાગ્યચિહ્ન હતું–માગતા પૈસા પેટે ચંચળ બહેનને ત્યાં ગીરો મૂક્યું. પરંતુ કાન્તાબહેનને કેમ સમજાવવાં? આ પ્રશ્ને મને થરથરાવી નાખી.

"દરમ્યાનમાં રમેશ ચાર દિવસ ગેરહાજર રહેલા તેને લીધે

તેના શેઠ તેના ઉપર ધુંવાં પુવાં તો થએલાજ, પરંતુ એક દિવસ તેની જન્મગાંઠ નિમિત્તે જરા તે મોડો ગયો એટલે એ મદોન્મત્ત તીસમારખાંએ મારા રમેશને નોકરી પરથી દૂર કર્યો.

"કાંતાબહેનના પતિને મેં જાતે તથા મારા રમેશે વિનંતિ કરી કે ક્યાંક પેટવડિયાં જેવું કામ અપાવે; પરંતુ વ્યર્થ. રમેશ સૂકાવા લાગ્યો, મારી ચિંતા વધી. જન્માષ્ટમીના જુગારે તો દાટ વાળી નાખ્યો. ભાઇ...

"ને તે પછી એક રાત્રે મેં મારે હાથે કરીનેજ મારી ગુપ્ત વાત રમેશ પાસે ખુલ્લી કરી નાખી, એજ મારી ભયંકર ભૂલ થઇ. તેણે મને એક અક્ષર પણ ઠપકાનો ન સંભળાવ્યો, પરંતુ તે પછી મારા ઉપરનું તેનું પહેલાંનું વહાલ તો દિને દિને ઓછું થતું ચાલ્યું.

"તેનું મગજ પણ અસ્થિર હાલતમાં અટવાઈ ગયું. આખો દિવસ ઘરની બહાર તે રખડયાજ કરે ને રાત્રે ઠેઠ મોડા મોડા ઘેર આવે. નહિ ખાવાનું ભાન કે નહિ પીવાની તમા !

"આ હાલતમાં મેં પંદર દિવસ વીતાવ્યા. પછી મેં પણ મારી સહનશીલતાનો કાબુ ગુમાવ્યો, રમેશ બહાર રખડવા લાગ્યો એટલે મેં એક ચિઠ્ઠી લખી આ બાજુ પોબારા માપ્યા ને મારી આ કમનસીબ કહાણી આટલેથીજ ટુંકાવવા કૂવામાં ધબકાવ્યું.

"અને આ બધીયે કરુણ ઘટનાની નાયિકા તો હુંજ છું— જન્માષ્ટમીના જુગારેજ મારી આ દશા કરી છે, ને મારા રમેશનું તો શું થશે તે પ્રભુ જાણે. ઓહ પ્રભુ !"

આટલું કહી કુસુમે ધ્રૂસકે ધ્રૂસકે રોઇ નાખ્યું ને અંતે બેભાન થઈ ગઈ.

બીજી બાજુ રખડતા રમેશને ગામમાંથી આ કરુણ ઘટનાની જાણ થતાં તે હાંફ્લો ફાંફ્લો દોડી આવ્યો. બેભાન કુસુમની સુકલ કાયા પર તે પડયો.

આ બનાવ એટલો તો કરુણ હતો કે પેલો યુવાન તો આ દૃશ્ય જોઇ ઝાર ઝાર રડી પડયો. અનેક પ્રયાસો પછી કુસુમ સાવધ થઇ. બંનેને લઇ એ પરોપકારી યુવક પોતાને ઘેર આવ્યો, તેનાં માતા-પિતાને સર્વ બીનાથી વાકેફ કર્યાં ને તેમનું–રમેશ ને કુસુમનું–સર્વ દેવું ચૂકવી દેવા જેટલા પૈસા આ મમતાળુ માનવીએ તેમને અપાવ્યા.

* * *

ધીરે ધીરે વળી જીવનનો રંગ બદલાયો. ભીષણ ભૂખમરાની ભયંકર સીતમચક્કીમાં પીસાતું આ પ્રેમી યુગલ પુનઃ પોતાને આંગણે સુખી દિન ઉતારવા શક્તિમાન થયું. પેલા પરગજુ યુવકનો પરોપકાર હજીય આ યુગલ વિસર્યું નથી—પણ જન્માષ્ટમીનો જુગાર પુનઃ રમવાનું તો કુસુમ ક્યારનીય વિસરી ગઇ છે.

(દૈનિક "હિંદુસ્થાન"માંથી)

# ९८–सूर्यनमस्कार

(મૂલ–લેખકઃ–ઔંધરાજ્ય કે ચીફ શ્રીમંત બાલાસાહબ પંત પ્રતિનિધિજી; અનુવાદક, પં० ભગવતીપ્રસાદ પાંડે બી० એ० પ્રકાશકઃ– પં० કૃષ્ણુરામ મેહતા, લીડર પ્રેસ, ઇલાહાબાદ; સજિલ્દ; ચિત્ર–સંખ્યા ૨૧; મૂલ્ય ૧॥)

ઇસ પુસ્તક કા પરિચય હી ક્યા, યહ તો પરિચય કી નહીં, પ્રૅક્ટિસ કી ચીજ હૈ. ગ્રંથકાર ઇસકે એક ઐસે મહાનુભાવ હૈં, જિન્હેં, હમારે ધનીમાની ભારતીયોં ઔર રાજાઓં કી તરહ સુખ–સાધનોં કી—ભૌતિક વાસનાપૂર્તિ કરનેવાલે સાધનોં કી—કમી નહીં, તથાપિ અપને દેશવાસિયોં કી ઓજહીનતા ઔર આયુષ્ય–ક્ષીણુતા કા ઉન્હેં ઇતના ખ્યાલ હૈ, ઇતની ચિંતા હૈ કિ સુખ કી ગોદ મેં પલ કર ભી ઉન્હોંને કલ્પિત વિલાસોં કો તિલાંજલિ દે દી, અપને કો તપાયા, ઇસ પ્રાચીન વ્યાયમપદ્ધતિ કા અભ્યાસ કિયા ઔર દેશવાસિયોં કે લિયે એક ભૂલે હુયે પથ પર ફિર સે પ્રકાશ ડાલા. હમારે દેશ મેં અધિકાંશ ઐસે લોગ હૈં, જિનકે જીવન કી વિલાસપ્રિયતા લેખક મહોદય કી વૈભવપૂર્ણ સ્થિતિ કે મુકાબલે પાસંગ ભી નહીં હૈં; ઔર ઉન્હીંને સ્વયં ૧૭ વર્ષ તક ઇસકા પૂર્ણ અભ્યાસ કર કે તબ યહ અનુભૂત પ્રયોગ દેશવાસિયોં કે સામને રકખા હૈ, ઈસીસે હમ કહતે હૈં કિ યહ પરિચય કી નહીં પ્રત્યુત અભ્યાસ કરને કી ચીજ હૈ. ઇસમેં પ્રાચીન ભારતીય વ્યાયામ–પદ્ધતિ કા વર્ણન હૈ ઔર યહ સચ હૈ કિ ચીફ સાહબ કી યહ કોઇ મૌલિક રચના તો નહીં હૈ, તથાપિ ઉનકે દ્વારા ઇસકે અનવરત અભ્યાસ તથા પ્રવર્તન કા જો રૂપ પ્રાપ્ત હુઆ હૈ, વહ ઉનકા અપના હૈ ઔર ઈસ દૃષ્ટિ સે તો ઉનકી મૌલિકતા કી છાપ ભી ઇસમેં વિદ્યમાન હૈ, ઐસા કહા જા સકતા હૈ.

ભારત મેં આજ કિતની હી લોકલ વ્યાયામ–પદ્ધતિયોં કે સાથ સાથ પશ્ચિમી પદ્ધતિયાં ભી પ્રચલિત હૈં; કિંતુ યે પ્રાયઃ સભી મનુષ્ય કે શારીરિક વિકાસ પર હી જોર દેતી હૈં. લેકિન શારીરિક વિકાસ હી તો મનુષ્યજીવન કા ધ્યેય નહીં હૈ. કોરા દૈહિક વિકાસ વાસના–મૂલક હૈ. જબ તક દૈહિક સ્વાસ્થ્ય કે સાથ મનુષ્ય કો આત્મિક સ્વાસ્થ્ય કી મહત્તા કા અનુભવ ન હો સકે, તબ તક વહ એકાંગીન હૈ, મનુષ્યજીવન કે લિયે પૂર્ણાંશ મેં સહાયક નહીં. યહ સંપૂર્ણતા તબ પ્રાપ્ત હોતી હૈ, જબ શારીરિક વિકાસ કે સાથ સાથ માનસિક એવં આત્મિક વિકાસ ભી પ્રસ્ફુટિત હોતા રહે. મન ઔર શરીર દોનોં કો એક ઐસે અભ્યાસ કી—એક ઐસી પદ્ધતિ દ્વારા વ્યાયામ

કરને કી–આવશ્યકતા હૈ કિ મનુષ્ય અપને કો આધ્યાત્મિક રૂપ મેં વ્યક્ત કર સકે. યહ કમી અન્ય પદ્ધતિયોં મેં ઇસી લિયે પાઇ જાતી હૈ કિ ઉનમેં બીજ તથા વેદમંત્રોં કા સામંજસ્ય નહીં હૈ. ઇસ કારણ વે કેવલ શારીરિક વિકાસ તક હી સીમિત રહ જાતી હૈ—જીવન કે લિયે અપૂર્ણ હૈ. અનુવાદક ઇસી સંબંધ મેં લિખતે હૈં—"મંત્રભાગ ઇસકા મુખ્ય અંગ હૈ. ઇસકો જો સ્ત્રીપુરુષ વિના મંત્રપ્રયોગ કે કરેંગે, ઉનકે શરીર કેવલ ઐસે બનેં ગે જૈસે વિના સુગંધ કે પુષ્પ. મનોબલ અથવા વિચારબલ, ભોજન, વ્યસન તથા ઉપવાસ કા ઇસમેં જો વિધાન હૈ, વહ શરીરરૂપી પુષ્પ કી સુંદરતા કા ઉત્પાદક હૈ."

'સૂર્ય–નમસ્કાર' કે ૮ રૂપ હૈં, જો ક્રમશઃ આતે હૈં ઔર ઇસ પુસ્તક મેં સચિત્ર દિખાયે ગયે હૈં, જિનકી સહાયતા સે કોઇ ભી ઇનકા અભ્યાસ ઘર બૈઠે, વિના કોઇ ગુરુ બનાયે, કર સકતા હૈ. સાથ હી લેખક મહાશય ને અભ્યાસિયોં કે લિયે દિનચર્યા તથા ભોજનપાન કે કુછ વિધાન ભી બતલા દિયે હૈં. પુનઃ શુક્લ એવં કૃષ્ણ યજુર્વેદવાલોં કે લિયે અલગ-અલગ બીજમંત્ર ભી ઉદ્ધૃત કર દિયે હૈં. સંપૂર્ણ પુસ્તક કા સારાંશ યહ હૈ કિ મનુષ્ય સૂર્ય–નમસ્કાર કે અભ્યાસ સે, શ્વાસક્રિયા કો અધિકૃત કર કે કિસ પ્રકાર દીર્ઘ આયુષ્ય તથા માનસિક એવં આધ્યાત્મિક વિકાસ કો પ્રાપ્ત કર સકતા હૈ. જીવન કા સબસે અધિક મહત્ત્વપૂર્ણ ચિહ્ન હૈ શ્વાસ–ક્રિયા. શ્વાસ હી જીવન કી આશા હૈ. શ્વાસ કી ગહરાઇ અધિક–સે–અધિક જીવની શક્તિ કી દ્યોતક હૈ ઔર ઉસકા ઉથલાપન જીવન કે ક્ષય કા સૂચક હૈ. વૈદિક ઔર બીજમંત્રોં કે સાથ સૂર્ય–નમસ્કાર કરને મેં શ્વાસક્રિયા મેં જો નિયમન હોતા હૈ, વહી મનુષ્યજીવન કે શારીરિક અથવા આધ્યાત્મિક વિકાસ કા દ્વાર ખોલ દેતા હૈ. કિંતુ જૈસા હમ પહલે કહ આયે હૈં, યહ પરિચય કી નહીં અભ્યાસ કી ચીજ હૈ. ઔર જિનકી દૃષ્ટિ મેં સુખી જીવન એવં નીરોગ શરીર કા આર્થિક વિલાસિતા સે અધિક મૂલ્ય હો તથા લૌકિક એવં પારલૌકિક, દોનોં સુખોં કી જિન્હેં કામના હો, ઉન્હેં ઇસ પુસ્તક કો પઢ કર કેવલ પુસ્તકોં કી આલમારી મેં રખ દેને કી અપેક્ષા અભ્યાસ–ઇસકે અનુસાર અભ્યાસ–કરને કા નિશ્ચય પહલે કર લેના ચાહિયે. કારણ વહી અભ્યાસ કરને કી ચીજ હૈ—ઔર ઇસકા મૂલ્ય ઇતના હૈ કિ સંસાર કી કોઇ વસ્તુ ઇસકે બદલે મેં દે કર ભી આપ ઇસે નહીં પ્રાપ્ત કર સકતે. અભ્યાસ સે હી યહ પ્રાપ્ય હૈ. હમેં આશા હૈ, 'સૂર્ય–નમસ્કાર' કી એક–એક પ્રતિ પ્રત્યેક ભારતીય કે ઘર રકખી જાયગી. હમ મૂલ–લેખક કો ઔર સાથ હી ઇસકે અનુવાદક મહાશય કો, યહ વાસ્તવિક જીવન–

સાહિત્ય પ્રસ્તુત કરને કે લિયે મુક્તકંઠ સે ધન્યવાદ દેતે હૈં. પુનઃ જિન પાઠકોં કો ઇસ દિશા મેં કુછ વિશેષ રુચિ હો, ઉનસે હમારી પ્રાર્થના હૈ કિ 'ઔંધ' સે હી પ્રકાશિત હોનેવાલે શ્રીમાન્ શ્રીપાદ દામોદર સાતવલેકર દ્વારા સંપાદિત 'વૈદિક ધર્મ'-નામક અલ્પ-મૂલ્ય કે માસિક પત્ર કા ભી અવલોકન કરેં.

* * * *

("માધુરી"ના એક અંકમાંથી)

# ૧૧–महाराणा प्रताप की जयंति और स्मारक की आवश्यकता

વીર પૂજા સભી જીવિત ઔર સ્વતંત્ર રાષ્ટ્રોં કી રાષ્ટ્રીયતા કા એક અંશ હૈં. સભી સ્વસ્થ જાતિયાં અપને વીર પુરુષોં કો શ્રદ્ધા સે પૂજતી હૈં, ઔર ઉનકે સ્મારક બના કર ઉનકી વીર સ્મૃતિ કો સદૈવ હરી-ભરી બનાયે રખતી હૈં. મનુષ્ય ભાવુક જીવ હૈ. કુભાવનાએં ઔર સુભાવનાએં મનુષ્યોં કે ચરિત્ર ઔર સ્વભાવ નિર્માણ કરને મેં બડી સહાયક હોતી હૈં. દેશ કે નન્હેં બાલક જબ અપને વીર પૂર્વજોં કે સ્મારક દેખતે હૈં, ઉનકે કોમલ હૃદયપટ પર ઉન પૂર્વજોં કી વીરતા કે ભાવ અંકિત હો જાતે હૈં, ઉન વીરોં કી વીર-ગાથાયેં ઉનકે હૃદયોં મેં સ્ફૂર્તિ ઉત્પન્ન કર દેતી હૈં ઔર ઉનકે સ્વચ્છ માનસ મેં ઉન પૂર્વજોં કે સમાન વીર ઔર મહાન્ બનને કી પવિત્ર આકાંક્ષાયેં ઉત્પન્ન હો જાતી હૈં. જાતિ મેં વીરતા કા બીજ યોં હી બોયા જાતા હૈ. વીરપૂજા વીરત્વપ્રાપ્તિ કી પહલી સીઢી હૈ.

ઇસી વીરપૂજા કે નિમિત્ત ઇંગ્લેંડ ને કપ્તાન બોડેશિયા કી મૂર્તિ સ્થાપિત કી હૈ, આકાશસ્પર્શી નેલ્સન-સ્તમ્ભ ખડા કિયા હૈ ઔર ટ્રફાલ્ગર સ્કવાયર-નામક સુપ્રસિદ્ધ ચૌરાહા નિર્મિત કિયા હૈ. ફ્રાન્સ ને નેપોલિયન કી ભવ્ય સમાધિ ઇસ સુંદર રીતિ સે બનાઈ હૈ કિ વહાં પ્રત્યેક યાત્રી કો સિર ઝુકા કર સમ્માન પ્રદર્શિત કરના હી પડતા હૈ. વહાં આપકો વીરાંગના જોન ઑફ આર્ક કી સૈંકડોં મૂર્તિયાં ઔર સહસ્રોં ચિત્ર મિલ જાયંગે. રોમ આજ ભી વીર હોરેશસ કી પૂજા કરતા હૈ. સંયુક્ત રાજ્ય અમેરિકા ને અપને સ્વતંત્રકર્તા મહાન્ વીર વૉશિંગ્ટન કે સ્મૃતિચિહ્ન કો ભી મહાન્ બનાને મેં કોઈ કોર-કસર નહીં રક્ખી. ઉનકા 'વૉશિંગ્ટન કાલમ' સંસાર કા એક અત્યુચ્ચ પ્રસ્તર-નિર્મિત મીનાર હૈ. હમારે ભારતવર્ષ મેં ભી ઇંદ્રપ્રસ્થ કી કીલી, ચિત્તૌર કા કીર્તિસ્તંભ ઔર ફતહપુર

સીકરી ભી ઇસી પ્રકાર કે સ્મારક હૈં.

મગર જમાને ને પલટા ખાયા. હમને અપને વીરોં કી ઉપેક્ષા કી; ઉનકે સ્મારક બનાના છોડ દિયા, કેવલ કતિપય વીરોં કી ટૂટી-ફૂટી સ્મૃતિ ચારણોં કી પુસ્તકોં મેં રહ ગઇ, જો સમય કે પ્રભાવ સે દીમકોં કે ભોજન મેં ઔર આગ સુલગાને મેં શેષ હો ગઇ, ઔર હો રહી હૈ. હમારે ન માલૂમ કિતને શૂરવીર વિસ્મૃતિ કે અંધકૂપ મેં વિલીન હો ગયે. હમને વીરપૂજા કો ત્યાગ દિયા, વીરતા ને હમેં ત્યાગ દિયા.

હમારે જયમલ ઔર 'પુત્તા' કે સ્મારક કહાં હૈ? ઉસ અગ્નિ-શિખા પવિત્ર પદ્મિની કા કૌનસા સ્મૃતિચિહ્ન આપકે પાસ હૈ? ઔર તો ઔર મહારાણા પ્રતાપ કા ભી—જિનકે સમાન વીર, સ્વાતંત્ર્યપ્રિય, દૃઢ ચરિત્ર, અપની બાત કા ધની ઔર અપની આન કા પક્કા વ્યક્તિ સંસાર કે ઇતિહાસ મેં કમ મિલેગા—કોઇ સ્મારક ઇસ તીસ કરોડ આદમિયોં (!) કે દેશ મેં નહીં બન સકા! હમારી લાપર્વાહી કા ઇસસે બઢ કર ભયંકર પરિણામ ક્યા હો સકતા હૈ કિ દુર્ગાદાસ ઔર અમરસિંહ કે સ્મારક ન હોને કે કારણ લોગ ઉનકે ઐતિહાસિક વ્યક્તિ હોને મેં સંદેહ કરને લગે હૈં!

પ્રસન્નતા કી બાત હૈ કિ દેશ કે કુછ સહૃદય વ્યક્તિયોં કે હૃદય મેં મહારાણા પ્રતાપ કી જયંતિ મનાને કા સદ્વિચાર ઉત્પન્ન હુઆ હૈ. હમ ઇસ વિચાર કા હૃદય સે સમર્થન કરતે હૈં.

ઇતિહાસ કે પ્રસિદ્ધ વિદ્વાન શ્રી. ગૌરીશંકર હીરાચંદ ઓઝા આજકલ રાજપૂતાને કા ઇતિહાસ લિખ રહે હૈં. ઉન્હોંને મહા-રાણા પ્રતાપ કે જીવન-ચરિત કે સંબંધ મેં બહુતસે મહત્ત્વપૂર્ણ અનુસંધાન કિયે હૈં. ઉનકે અનુસંધાનોં સે મહારાણા કી અજેય આત્મા દુર્દાંત આત્મ-સંમાન, અવિચલ સ્વદેશપ્રેમ તથા અસીમ સાહસ ઔર અલૌકિક વીરતા કા ઔર ભી દૃઢ પ્રમાણ મિલતા હૈ. યહ પ્રસિદ્ધ હૈ કિ એક બાર મહારાણા જંગલ મેં ઐસી હીન અવસ્થા મેં થે કિ ઉન્હેં ઘાસ તક કી રોટી મુશ્કિલ સે નસીબ હોતી થી. કહતે હૈં કિ એક દિન રાણા કી કન્યા ઘાસ કી રોટી ખા રહી થી, ઇતને હી મેં એક જંગલી બિલ્લી ઉસકી રોટી લે ભાગી. કન્યા રોને લગી. મહારાણા કન્યા કી ઇસ ચીત્કાર કો સુન કર વિચલિત હો ઉઠે, ઔર ઉન્હોંને અકબર કી અધીનતા સ્વીકાર કરને કે લિયે પત્ર ભી લિખા, મગર બીકાનેર કે રાજકુમાર પૃથ્વી-રાજ કા પત્ર પા કર વે ફિર સંભલ ગયે. ઓઝાજી કે અનુસંધાનોં સે સિદ્ધ હોતા હૈ કિ ઉપર્યુક્ત ઘટના મનગઢંત હી હૈ. મહારાણા ને અપને જીવન મેં કભી અકબર કી આધીનતા સ્વીકાર કરને કા વિચાર હી નહીં કિયા, ઔર ન કભી ઉન્હેં ઘાસ કી રોટિયાં ખાને

કા અવસર હી પડા.

ઓઝાજી કે કથનાનુસાર મહારાણા કી જન્મતિથિ ૬ મઈ હૈ, મગર હિંદૂ તિથિ કે અનુસાર ઉનકા જન્મ જ્યેષ્ઠ શુક્લા ૩ કો હુઆ થા ઔર તભી ઉનકી જયંતિ મનાને કા નિશ્ચય હુઆ હૈ. કવિવર રહીમ ને કહા હૈઃ—

'રહિમ ન સાંચે સૂર કો, બૈરિહુ કરત બખાન.'

મહારાણા પ્રતાપ સચ્ચે શૂરવીર થે, અતઃ ઉનકા આજીવન-બૈરી ઉદાર-હૃદય અકબર ભી ઉનકી વીરતા કા લોહા માનતા થા. જિસ સમય મહારાણા કી મૃત્યુ કા સમાચાર અકબર ને સુના થા, વહ પ્રસન્ન હોને કે સ્થાન મેં ઉદાસ હો કર સ્તબ્ધ હો ગયા થા. ઉસ સમય દરબાર મેં દુરસા આઢા નામક એક ચારણ ઉપસ્થિત થા, ઉસને તુરંત હી એક છપ્પય પઢા—

"અસ લેગો અણદાગ, પાઘ લેગો અણનામી;
ગૌ આડા ગવડાય, જિકો બહતો ધુર વામી.
નવરોજે નહ ગયો, ન ગૌ આતસાં નવલ્લી;
ન ગૌ ઝરોખાં હેઠ, જેઠ દુનિયાણ દહલ્લી.
ગહલોત રાણ જીતી ગયો, દસણ મૂંદ રસણા ડસી;
નીસાસ મૂક ભરિયા નયણ, તો મૃત શાહ પ્રતાપસી."

આશય—"હે ગુહિલોત રાણા પ્રતાપસિંહ! તેરી મૃત્યુ પર શાહ (બાદશાહ) ને દાંતોં કે બીચ જીભ દબાઇ ઔર નિઃશ્વાસ કે સાથ આંસૂ ટપકાયે; ક્યોંકિ તૂને અપને ઘોડે કો દાગ નહીં લગને દિયા, અપની પગડી કો કિસીકે આગે નહીં ઝુકાયા, તૂ અપના આડા (યશ) ગવા ગયા, તૂ અપને રાજ્ય કે ધુરે કો બાંયેં કંધે સે ચલાતા રહા, નૌરોજ મેં ન ગયા, ન આતસોં (બાદશાહી ડેરોં) મેં ગયા, કભી શાહી ઝરોખે કે નીચે ખડા ન હુઆ ઔર તેરા રોબ દુનિયાં પર ગાલિબ થા, અતએવ તૂ સબ તરહ સે જીત ગયા."

બાદશાહ ને ઉસ ચારણ કો પુરસ્કાર દિયા, ઔર કહા કિ ઇસિ કવિ ને હી મેરા ઠીક ભાવ સમઝા હૈ.

મહારાણા કા અગ્નિસંસ્કાર બંડોલી નામક ગ્રામ કે સમીપ એક નાલે કે તટ પર હુઆ થા, જહાં ઉસકે સ્મારકસ્વરૂપ સફેદ પથ્થર કી આઠ સ્તંભોંવાલી એક છોટીસી છત્રી બની હુઈ હૈ, જો ઇસ સમય જીર્ણ-શીર્ણ દશા મેં હૈ.

મહારાણા કે વંશધર આજ ભી મેવાડ કે શાસક હૈં. ઉન્હેં લાખોં રૂપયે વાર્ષિક કી આય હૈ, કિંતુ કિતની લજ્જા કી બાત હૈ કિ મહારાણા કે સદશ મહાન્ પુરુષ કા સ્મારક બનાના તો દૂર રહા, ઉનકી પ્રાચીન છત્રી કા જીર્ણોદ્ધાર કરનેવાલા ભી કોઈ નહીં હૈ!

હલદીઘાટી કે સુપ્રસિદ્ધ યુદ્ધ મેં મહારાણા કા ઇતિહાસપ્રસિદ્ધ ઘોડા ચેટક કામ આયા થા. હલ્દીઘાટ સે દો મીલ દૂર બલીચા–નામક ગ્રામ મેં ઉસકે સ્મારક મેં એક ચબૂતરા બનાયા ગયા થા, કિન્તુ કુછ દિનોં કે બાદ યહ ચબૂતરા નષ્ટ હો ગયા ઔર ઉસકે સ્થાન પર એક દૂસરા ચબૂતરા બનાયા ગયા, જો આજકલ વર્તમાન હૈ.

(મે–૧૯૨૯ના "વિશાલ ભારત"ના સંપાદકીય લેખમાંથી)

# १००–पूज्य द्विवेदीजी का आदर्श दान

પૂજ્ય દ્વિવેદીજીને અપને જીવન કી સંપૂર્ણ કમાઇ ૬૪૦૦) કાશી–વિશ્વવિદ્યાલય કો ઇસ લિયે દે દિયે હૈં કિ ઉસકે વ્યાજ સે નિર્ધન કાન્યકુબ્જ વિદ્યાર્થિયોં કો તીન છાત્રવૃત્તિ દી જાયં. દ્વિવેદીજી કા યહ આદર્શ દાન વાસ્તવ મેં અત્યંત પ્રશંસનીય હૈ. હિંદી સાહિત્યસેવિયોં કી ઓર સે અનેક દાન દિયે ગયે હોંગે, પર ઇતને પરિશ્રમ કે સાથ કમાયા હુઆ ધન શાયદ હી કિસી હિંદી લેખક ને ઇસ તરહ દાન મેં દિયા હોગા. દ્વિવેદીજી ઉન દિગ્ગજ લેખકોં મેં સે હૈં, જિનકા નામ આગે આનેવાલી હિંદી જનતા અત્યંત આદર કે સાથ સ્મરણ કરેગી. ઉસ સમય, જબ આજકલ કે અધિકાંશ હિંદી લેખકોં કે નામ વિસ્મૃતિ કે ગર્ભ મેં વિલીન હો ગયે હોંગે, દ્વિવેદીજી કા નામ હિંદી સાહિત્ય કી ક્ષિતિજ પર એક અત્યંત પ્રકાશમાન તારે કી તરહ ચમકતા હોગા. ઇમાનદારી ઔર નિયમિતતા, પરિશ્રમ ઔર યોગ્યતા, સ્વાધીનતાપ્રેમ ઔર અક્ખડપન કા જો સ્ટૈંડર્ડ હિંદી પત્રકારોં કે સામને ઉન્હોંને રક્ખા હૈ, ઉસ તક પહુંચને કે લિયે અભી બાસિયોં વર્ષ લગેંગે. ઉનકે મુકાબલે કા દૂસરા કોઇ જર્નલિસ્ટ હિંદી સંસાર મેં તો વિદ્યમાન નહીં. ઉન્હોંને હિંદી પત્રકારોં કો અપને ઇસ અમૂલ્ય દાન સે ગૌરવાન્વિત કિયા હૈ. હમ નવયુવકોં મેં ઐસા કૌન હોગા, જિસકા મસ્તક સ્વયં હી ઇન વયોવૃદ્ધ પત્રકાર કે ચરણોં મેં ન ઝુક જાવે ? 'વિશાલ–ભારત' ભી શ્રદ્ધા તથા નમ્રતાપૂર્વક ઉનકા અભિવાદન કરતા હૈ.

(મે–૧૯૨૯ ના 'વિશાલ ભારત"ના સંપાદકીય લેખમાંથી)

# १०१–अनाथालय

(લેખિકાઃ–શ્રીમતી હેમંતકુમારી ચૌધરાની)

આધુનિક સમય મેં દરિદ્રનારાયણ કી સેવા કરને કે લિયે દેશ મેં એક બડા પ્રેમપ્રવાહ બહને લગા હૈ. માતૃજાતિ કી રક્ષા ઔર ઉન્હેં સુશિક્ષિતા બના કર ફિર સે ઉચ્ચ પદવી પર બૈઠાને કે લિયે ભી યત્ન ઔર ઉદ્યમ હો રહા હૈ. સ્વરાજ્યલાભ કે લિયે ભી લોગ ઉત્સુક નયનોં સે પ્રતીક્ષા કર રહે હૈં.

પરંતુ જિન્હેં સ્વરાજ્યલાભ કરને કી ઉત્કટ ઇચ્છા હો રહી હૈ, ઉન્હેં ચાહિયે કિ સર્વપ્રથમ અપને ભાવી વંશધરોં કી રક્ષા કરને કા સુપ્રબંધ કરેં. યદ્યપિ કુછ દયાવાન લોગોં કે યત્ન ઔર સ્વાર્થત્યાગ સે આજકલ સબ પ્રધાન નગરોં મેં અનાથાલય સ્થાપિત હો ગયે હૈં, ઔર ઉનમેં કુછ અનાથ બચ્ચોં કા પાલન ભી હોતા હૈ; કિંતુ ખેદ ઔર લજ્જા કે સાથ કહના પડતા હૈ કિ હમારે હિંદૂ, આર્ય, સિક્ખ ઔર જૈન ઇત્યાદિ વિભિન્ન સંપ્રદાયોં ને અપની ધર્મબુદ્ધિ કે અનુસાર અનાથ બાલકોં કે પાલનપોષણ કે લિયે અનાથાલય તો ખોલે હૈં. એક દિલ્હી મેં હી ઐસે ૩–૪ આશ્રમ હૈં, પરંતુ ઉનમેં બચ્ચોં કે પાલન કે લિયે જૈસા પ્રેમ, જૈસા જ્ઞાન ઔર વૈસી સફાઇ હોની ચાહિયે વૈસી નહીં દિખાઈ દેતી. કારણ યહ હૈ કિ બચ્ચોં કા પાલને ઔર દેખને ભાલને કે લિયે ઐસે અશિક્ષિત ઔર મૂર્ખ પરિચારિક યા પરિચારિકાએં રક્ખી જાતી હૈં, જિનકો ન તો બચ્ચોં કે પાલનપોષણ કા જ્ઞાન હૈ, ઔર ન ઉતના નિઃસ્વાર્થ પ્રેમ હૈ. ઇસ લિયે પ્રાયઃ છોટે બચ્ચે ઉનકી અસાવધાની સે બિમાર હો જાતે હૈં. યહાં પર બચ્ચોં સે હમારા તાત્પર્ય ઉનસે હૈ, જિનકો અપના કુછ ભી જ્ઞાન નહીં હૈ, જો અભી દૂધ પીનેવાલે શિશુમાત્ર હૈં. ઐસે બચ્ચોં કા પાલન કેવલ વહી માતાએં કર સકતી હૈં, જિનમેં સંતાનવાત્સલ્ય અથવા માતૃસ્નેહ હૈ; જિન્હેં બચ્ચોં કે પાલને, ઉન્હેં નહલાને–ધૂલાને, કપડે પહિનાને ઔર સાફસુથરા રખને કી શિક્ષા મિલી હૈ.

હમને સુના હૈ કિ દિલ્હી કે લેડી હાર્ડિંજ કૉલેજ કે અસ્પતાલ મેં પ્રાયઃ હિંદૂ, આર્ય અનાથાલયોં કે બચ્ચે બિમાર હોને પર ભેજે જાતે હૈં. વહાં લે જાતે સમય વે બચ્ચે જૈસે મૈલે, ગંદે ઔર દુર્બલ હોતે હૈં, ઉસે દેખને સે ભી દુઃખ હોતા હૈ. અસ્પતાલ મેં સુશિક્ષિતા નર્સોં ઔર સદાશયા લેડી–ડૉકટરોં કે યત્ન સે થોડે હી દિનોં મેં ઉન બચ્ચોં કા ચેહરા બદલ જાતા હૈ. વે ઉન્હેં સાફ કપડે પહિના કર સાફ–સુથરા રખતી હૈં, નિયમપૂર્વક ઉપયુક્ત

ભોજન દેતી હૈં. ઉનકે યત્ન સે બચ્ચે નીરોગ હો કર ફિર અનાથાલયોં મેં ભેજે જાતે હૈં; પરંતુ વહાં જા કર ફિર વહી દુર્દશા હોતી હૈ. ફિર ઉસી પ્રકાર મેલાપન, અનિયમિત ઔર અનુપયુક્ત ભોજન કા ઢંગ આરંભ હો જાતા હૈ. ઇસસે વે ફિર પીડિત હો કર ઉસી અસ્પતાલ મેં ભેજે જાતે હૈં. કયા યહ ઘોર લજ્જા કી બાત નહીં હૈ? યહ કામ કેવલ પુરુષોં કા યા વેતનભોગી દાસિયોં કા નહીં, યહ તો માતાઓં કા હૈ! પરંતુ હમારે દેશ કી માતાએં અપને હી બચ્ચોં કા પાલનપોષણ ઉચિત રીતિ સે કરના નહીં જાનતીં, ઔર ન વહ ઇસ મહોપકારી જ્ઞાન કો અપની કન્યાઓં કો અચ્છી તરહ સિખાતી હૈં. દાતા લોગ તો ગરીબ અનાથોં કી સહાયતા ઔર રક્ષા કે લિયે હજારોં રૂપયે દે રહે હૈં, કિંતુ ઉનકા ઉપયોગ ઠીક રીતિ સે નહીં હોતા, યહ હમ સાહસ કે સાથ કહ સકતી હૈં. બહુતેરે લોગ તો દૂસરોં કે લિયે હુએ ધન કા સદ્વ્યવહાર કરના ભી નહીં જાનતે.

જાતિ કી રક્ષા કે લિયે અનાથ બચ્ચોં કે પાલન ઔર ઉન્હેં યથોચિત રૂપ સે શિક્ષા દે કર આદર્શ નાગરિક બનાને કે લિયે સારે સભ્ય દેશોં મેં કિતને હી અનાથાલય પરિચાલિત હો રહે હૈં. વહાં કી સુશિક્ષિતા માતાએં ઔર પરોપકારિણી મહિલાએં ઉનકા પ્રબંધ સ્વયં કરતી હૈં. શિશુપાલન કા કામ જૈસા સ્ત્રિયાં કર સકેંગી વૈસા પુરુષોં સે કભી નહીં હો સકતા. ભગવાન્ ને ઇસી સે તો માતા કો સર્વશ્રેષ્ઠ પદવી દી હૈ. યહ તો નારી કા હી ધર્મ હૈ. જાતિ કી રક્ષા કરના પરમ પવિત્ર દેશસેવા હૈ. આજકલ હમારે દેશ મેં સ્ત્રીશિક્ષા દિન પર દિન ઉન્નતિ કર રહી હૈ. પ્રત્યેક પ્રદેશ મેં ઉચ્ચ શિક્ષિતા ઉપાધિધારિણી મહિલાએં પુરુષોં કે સાથ વિશ્વવિદ્યાલય કી પરીક્ષા દે રહી હૈં. વે કિસી કિસી વિષય મેં તો પુરુષોં સે ભી ઉચ્ચ સ્થાન લાભ કરતી હૈં. યે સબ બાતેં દેશ કી ઉન્નતિ કી પરિચાયક હૈં. પરંતુ યે નારી–સમાજ કી ઉન્નતિ કે યથેષ્ટ લક્ષણ નહીં હૈં. આજકલ બહુતેરી સ્ત્રિયાં સાત સમુદ્ર પાર કર કે વિદેશ મેં ભી જ્ઞાનલાભાર્થ જા રહી હૈં, પરંતુ કિતને પરિતાપ કા વિષય હૈ કિ હમારે નારી–સમાજ કી દૃષ્ટિ અભી તક કેવલ બાહરી આડંબરપૂર્ણ સભ્યતા કી શિક્ષા પ્રાપ્ત કરને કી તરફ હી લગી હુઇ હૈ. જિસસે દેશ કી યથાર્થ રૂપ સે ઉન્નતિ હો, દરિદ્રનારાયણ કી સેવા હો ઉસકે પ્રતિ ઉનકા ધ્યાન નહીં. જૈસે પુરુષ–સમાજ રાજનૈતિક સમસ્યાઓં કો સુલઝાને મેં અપના સારા જ્ઞાન ઔર બલ લગા રહા હૈ, વૈસે હી હમારે માતૃસમાજ ઔર પુત્રિયોં કો ચાહિયે કિ અપને દેશ કે અનાથ, દરિદ્ર ઔર અસહાય શિશુ–સમાજ (બાલક ઔર બાલિકાઓં) કી રક્ષા કરને

મેં ધ્યાન લગાવેં. મેરી સમઝ મેં તો બી૦ એ૦, એમ૦ એ૦ પાસ કરને કે લિયે અપની સારી શક્તિ ક્ષય કરને કી અપેક્ષા કમ સે કમ ચાર પાંચસૌ કન્યાએં ભી શિશુ-પાલન, સ્વાસ્થ્ય-વિજ્ઞાન, અનાથાલયોં કા પરિચાલન ઇત્યાદિ વિષયોં કિ શિક્ષા ઉત્તમ રીતિ સે પ્રાપ્ત કર લેં ઔર દો-ચાર અનાથાલયોં કે પરિચાલન કા દાયિત્વ ગ્રહણ કર કે ઉન્હેં આદર્શ સંસ્થા બના દેં તો બહુત અધિક દેશસેવા હોગી.

ઇસ લિયે કન્યાઓં કો, યુવક સ્વયંસેવકોં કી ભાંતિ સ્વયં-સેવિકા દલ, યા છોટી છોટી માતૃ-મંડલી સંગઠિત કર કે અનાથોં કી સેવા કા વ્રત લેના ઉચિત હૈ. અસ્પૃસ્ય જાતિવાલોં કો શુદ્ધ કર કે ઉનકો સમાન બનાને કી ધૂમ તો દેશ મેં બહુત હો રહી હૈ, કિંતુ જો અસંખ્ય બચ્ચે હમારી લાપરવાહી ઔર નિર્દયતા કે કારણ હર સાલ સ્ત્રી-અસ્પતાલોં સે ઇસાઇયોં કે અનાથાલયોં મેં ભેજે જાતે હૈં, ઉસકા જ્ઞાન હમારે હિંદૂ ભાઇ-બહિનોં કો કુછ ભી નહીં હૈ.

મૈંને અપની આંખોં સે દેખા, ઔર કઇ લેડી ડૉક્ટરોં સે સુના ભી હૈ કિ જનાના અસ્પતાલોં મેં જિતને બચ્ચે હિંદૂ સ્ત્રિયાં જનતી હૈં, ઉનમેં સે એક તિહાઇ ભાગ ઇસાઇયોં કો સૌંપ દિયે જાતે હૈં. મૈંને એક લેડી ડૉક્ટર સે કહા થા કિ આપ હિંદૂ બચ્ચોં કો ઇસાઇયોં કો ક્યાં દે દેતી હૈ? ઉન્હોંને જવાબ દિયા 'હિંદૂ લોગ હી હમસે કહતે હૈં કિ હમ ઇન બચ્ચોં કો લે કર ક્યા કરેંગે, જહાં તુમ્હારી ઇચ્છા હો ભેજ દો. હિંદૂ અનાથાશ્રમ ભી સબ જગહ નહીં હૈં ઔર ન વહ બચ્ચોં કો લેને કે લિયે હમારે પાસ આતે હૈં. ઇસાઇયોં કા દ્વાર પ્રત્યેક જાતિ કે અનાથ બચ્ચે કો ગ્રહણ કરને કે લિયે સદા ખુલા રહતા હૈ, ઔર વહાં ઉનકા પાલન ભી અચ્છી તરહ હોતા હૈ." ઇસાઇયોં કે અનાથા-લયોં મેં લાખોં કરોડોં કી સંખ્યા મેં દૂસરી અનેક જાતિયોં કે બચ્ચે પલતે હૈં, ઉનકો વિવિધ પ્રકાર કી શિલ્પકારી ઔર સેવા કા કામ સિખા કર વે ઉનસે લાભ ઉઠા રહે હૈં. ક્યા હમેં ઉનસે યહ આદર્શ સીખના નહીં ચાહિયે? હમ ઉનકે નયે-નયે ફૈશનોં કી તો આગ્રહ કે સાથ ઝટ નકલ કર લેતે હૈં, પરંતુ ઉનકી જિસ બાત સે હમારે ઇસ અભાગે દેશ કી યથાર્થ સેવા હો સકતી હૈ, ઉસ પર હમ સ્વપ્ન મેં ભી વિચાર નહીં કરતે.

પ્રત્યેક કન્યા-વિદ્યાલય કે સાથ ઐસી એક વિશેષ શ્રેણી (સ્પેશલ કલાસ) ખોલની ચાહિયે, જિસ મેં કન્યાયેં, યદિ પ્રતિદિન ન હો સકે તો હફ્તે મેં દો-તીન બાર તો નિશ્ચય હી શિશુપાલન કી શિક્ષા પ્રાપ્ત કરેં. પ્રત્યેક જનાના અસ્પતાલ મેં ભી યહ

સૂચના દે દી જાય કિ અનાથ બચ્ચે, ચાહે કિસી જાતિ કે હોં, હિંદૂ યા આર્ય યા સિક્ખ આદિ કે અનાથાલયોં મેં ભેજે જાયં. ઉન્હેં ભેજને કા પ્રબંધ ઉસ નગર કે હિંદૂઓં કી તરફ સે હોના ચાહિયે.

જબ તક હમારી માતૃ-સમાજ કા ધ્યાન અનાથોં કી રક્ષા કી તરફ આકર્ષિત નહીં હોગા, તબ તક યહ મહત્ કાર્ય કભી સુચારુ રૂપ સે સંપન્ન નહીં હો સકતા. ક્યા ઈન બાતોં કી તરફ હમકો ધ્યાન દેના ઉચિત નહીં? હમારા માતૃસ્નેહ ક્યા કેવલ અપને હી ઘર કે દસપાંચ બચ્ચોં કે લિયે ભગવાન્ ને દિયા હૈ? માતૃસ્નેહ કી ધારા તો ઉસી અગાધ પ્રેમસાગર સે નિકલ રહી હૈ, જિસે જગન્માતા ને અપની સૃષ્ટિ કે અસંખ્ય જીવોં કે પાલન કરને કે લિયે ઉત્પન્ન કિયા હૈ. હાય! હમ ભારતીય નારિયોં કૈસી કઠોર ઔર સ્વાર્થપટુ હો રહી હૈં. હમારી આંખોં કે સામને હર સાલ લાખોં કી સંખ્યા મેં સુકુમાર બચ્ચે મૃત્યુ કે ગ્રાસ બન રહે હૈં, ફિર ભી હમેં સ્વાર્થપરતા કે મોહ ને ઘેર રક્ખા હૈ. હમ કેવલ અપને હી સુખ કે લિયે વ્યાકુલ રહતી હૈં.

આઓ, પાઠિકાઓ! એક બાર દેશ કી જનસંખ્યા કી વૃદ્ધિ પર ધ્યાન દો. અનાથોં કી માતા બનને કે લિયે સમગ્ર ભારતીય નારીસમાજ કો પ્રેરણા કરો. ઈસ મહાવ્રત કે પ્રચાર કે લિયે શિક્ષા કા પ્રબંધ કરો, અપને દેશ કે અનાથાલયોં મેં જા કર વહાં કી અવસ્થા કો દેખો, ઉનમેં જો જો ત્રુટિયાં દિખાઈ પડતી હૈં, ઉન્હેં સુધારને કા યત્ન કરો. યહ કામ પ્રત્યેક નગર કી મહિલા સભા કી સભ્યાઓં કો અપને હાથ મેં લેના ઉચિત હૈ. ગરીબ, સંતાનહીન વિધવાઓં કો યા દયાવતી સ્ત્રિયોં કો ઇસ મહાન સેવા કે લિયે શિક્ષા પ્રદાન કરો. સમસ્ત સ્ત્રિયાં અધ્યાપિકા યા ડૉકટર નહીં બન સકતીં. ઉનકો માતા બન કર અનાથાલયોં મેં જા કર રહના ચાહિયે.

(સપ્ટેમ્બર-૧૯૨૯ ના "ચાઁદ"માંથી)



# १०२–अमरिका की एक आदर्श व्यायामसंस्था

(લેખકઃ-શ્રીનાથસિંહ.)

પ્રત્યેક વ્યક્તિ ઇસ બાત કો જાન સકતા હૈ કિ કારાગારોં સે ઔર નિર્દય દંડવિધાનોં સે અપરાધિયોં કી સંખ્યા કમ નહીં હો સકતી. આજ સંસાર મેં જિતને કારાગાર હૈં ઉતને કદાચિત્ હી કભી રહે હોં, ફિર ભી અપરાધિયોં કી સંખ્યા બઢતી હી જા રહી હૈ. યદિ યહી ક્રમ જારી રહા તો એક ઐસા દિન ભી આ સકતા હૈ જબ ઇસ સંસાર મેં કોઇ ભી ભલા આદમી ન રહ જાયગા. સારે મનુષ્ય અપરાધી હો જાયંગે ઔર યહ સંસાર એક બડા ભારી જેલખાના બન જાયગા.

સંસાર કે વિદ્વાન ઇસ બાત કી ચિંતા મેં લગે હૈં કિ મનુષ્યોં કે હૃદય સે પાપ કરને કી પ્રવૃત્તિ કૈસે રોકી જાય. અબ તક લોગ યહી સોચતે આયે હૈં કિ બિના કડે દંડવિધાનોં કે પાપિયોં કા સુધાર નહીં હો સકતા. શરીર કી પીડા ઔર પ્રાણોં કા ભય હી મનુષ્યોં કો પાપકર્મ કરને સે રોક સકતા હૈ. ઇસી સિદ્ધાંત કે અનુસાર કિતને મનુષ્યોં કો ફાંસી દી ગઇ, કિતને જીવિત આગ મેં ઝોંક દિયે ગયે, કિતને અંગ ભંગ કર કે છોડ દિયે ગયે ઔર કિતને સદૈવ કે લિયે કાલકોઠરી મેં બંદ કર દિયે ગયે, ઇસકી ગિનતી નહીં. વિભિન્ન દંડપ્રયોગોં કા સ્મરણ કરતે હી રોંગટે ખડે હો જાતે હૈં, પર ઉનકા વર્ણન કરના હમારા અભીષ્ટ નહીં. યહ આનંદ કી બાત હૈ કિ મનુષ્ય અપને યુગોં કી ઇસ ભૂલ કો કુછ કુછ સમઝને લગા હૈ. અબ સંસાર કે અનેક વિદ્વાન વ્યક્તિગત રૂપ સે યહ ઘોષણા કર રહે હૈં કિ અપરાધિયોં કા સુધાર દંડ સે નહીં હો સકતા. ઇસકે લિયે કુછ ઔર હી ઉપાયોં કા અવલંબન કરના પડેગા. વે ઉપાય ક્યા હૈં ઇસકો અમરિકા કી ન્યૂ જરસી સ્ટેટ ને બડે સરલ ઢંગ સે સંસાર કે સંમુખ ઉપસ્થિત કર દિયા હૈ. ઇસ રિયાસત ને જેલોં કો વ્યાયામ સંબંધી સંસ્થાઓં મેં બદલ કર સમસ્ત નાગરિકોં કી ઉન્નતિ કા બિલકુલ નયા માર્ગ ખોલ દિયા હૈ ઔર ઇસકા શ્રેય બરડેટ જી૦ લેવિસ કો હૈ. લેવિસ મહાશય ન્યૂ જરસી સ્ટેટ કી સંસ્થાઓં ઔર એજન્સિયોં કે કમિશ્નર હૈં. આપને અપરાધોં ઔર અપરાધિયોં કા વિશેષ રૂપ સે અધ્યયન કિયા હૈ. આપકા કહના હૈ કિ મનુષ્ય કિસી ન કિસી શારીરિક ત્રુટિ કે વશીભૂત હો કર અપરાધ કરતા હૈ. ઇસ લિયે યદિ સંસાર કે સબ કારાગાર બંદ કર દિયે જાયં ઔર ઉનકે સ્થાન પર આદર્શ વ્યાયામશાલાયેં ખોલ દી જાયં તો સંસાર સે સદા

કે લિયે અપરાધ ઔર અપરાધી બિદા હો જાયં.

લેવિસ મહાશય કે પ્રયત્ન સે ન્યૂ જરસી સ્ટેટ કે જેમ્સ નગર મેં બાલકોં કે લિયે એક અસી હી સંસ્થા કી સ્થાપના હુઈ હૈ. ઉસ સ્ટેટ મેં યદિ કોઈ બાલક પ્રથમ બાર અપરાધ કરતા હૈ તો વહ પકડ કર ઇસી સંસ્થા મેં લાયા જાતા હૈ. બાલક કે પહુંચને પર સબસે પહલે ઉસકા ઇતિહાસ લિખ લિયા જાતા હૈ. ઇસકે પશ્ચાત્ ઉસકે સ્વાસ્થ્ય કી પરીક્ષા કી જાતી હૈ. ઈસ કામ કે લિયે યોગ્ય ઔર મિષ્ટભાષી ડાકટર નિયુક્ત રહતે હૈં. વે બાલક કે પ્રત્યેક અવયવ કી બડી ગંભીરતા કે સાથ પરીક્ષા કરતે હૈં ઔર પરિણામ લિખતે જાતે હૈં. તબ ઉસકી ચિકિત્સા કી વ્યવસ્થા કી જાતી હૈ. ઈસ સમય ઇસ સંસ્થા મેં ૨૦૬ અપરાધી બાલક હૈં. યે બાલક ૮ વર્ષ સે લે કર ૧૭ વર્ષ તક કી આયુ કે હૈં. ઇનમેં અધિકાંશ બાલક માતા સે યા પિતા સે યા દોનોં સે રહિત હૈં. ઇસ પ્રકાર વે માતાપિતા કે પ્યાર ઔર ઉપદેશ સે વંચિત હૈં. કુછ કે માતા પિતા દરિદ્ર હૈં, ઔર કુછ કે ચરિત્રહીન હૈં. ઐસા એક ભી બાલક નહીં હૈ જિસકે માબાપ અચ્છે હોં.

સંસ્થા મેં પ્રવેશ કરતે સમય ૬૦ પ્રતિ સૈકડા લડકોં કી આંખેં ખરાબ થીં, ૩૫ પ્રતિ સૈકડા કે ફેફડે દોષયુક્ત થે, ૪૫ પ્રતિ સૈકડા કા ગલા બિગડા થા, ૬૫ પ્રતિ સૈકડા કે દાંત ખરાબ થે. ઈન સબ રોગોં કી ચિકિત્સા કી ગઇ, માઁ-બાપ કે ઘર મેં ઉન્હેં જો જો અભાવ થે વે સબ દૂર કિયે ગયે. ઉન્હેં ખુલી હવા મેં ખેલને ઔર વ્યાયામ કરને કા મૌકા દિયા ગયા. અબ ઇન બચ્ચોં કો દેખ કર, ઇનસે બાતચીત કર કે, ઇનકે સાથ રહ કર કોઇ ઈનકે અપરાધી હોને કા સંદેહ નહીં કર સકતા. જરસી સ્ટેટ મેં યહ સંસ્થા ન હોતી તો અમરિકા કે ઇતને નાગરિક ચોર, ડાકૂ બન કર યા તો પુલિસ કો પરેશાન કરતે રહતે યા જેલોં મેં પડે સડતે રહતે. સંસાર મેં ઔર ભી અનેકોં રેફરમેટરી સ્કૂલ હૈં, પર વે પ્રાયઃ બાલકોં કો બિગાડનેવાલી જેલોં કે અતિરિક્ત ઔર કુછ નહી હૈં. જરસી ઇસ દિશા મેં સંસાર કે સબ રાષ્ટ્રોં સે લાખોં મીલ આગે હૈ. અપરાધી બાલકોં કો સુધારને કે લિયે ઐસી આદર્શ સંસ્થા સંસાર મેં અન્યત્ર નહીં હૈ.

મિ૦ લેવિસ કી સમઝ મેં જિતને માનસિક વિકાર હોતે હૈં વે સબ કિસી ન કિસી શારીરિક વિકાર કે કારણ ઉત્પન્ન હોતે હૈં. શારીરિક દંડ દ્વારા માનસિક વિકારોં કો—જિનકે કારણ કિ મનુષ્ય અપરાધ કરતા હૈ—દૂર કરને કી બાત સોચના મૂર્ખતા હૈ. ઈસી લિયે વે સમસ્ત અપરાધી પ્રવૃત્તિયોં કો દૂર કરને કા ઉપાય કેવલ વ્યાયામ બતલાતે હૈં. યહ બાત બડી વિચિત્ર જાન પડતી

હૈ પર હૈ ઠીક. વ્યાયામ સે શરીર કે પ્રત્યેક અવયવ પુષ્ટ હો જાતે હૈં ઔર શરીર કે પ્રત્યેક અવયવ કે પુષ્ટ હો જાને સે મનુષ્ય કી વિવેકશક્તિ ઇતની પ્રબલ હો જાતી હૈ કિ વહ અપરાધ કરનેવાલી સમસ્ત માનવપ્રવૃત્તિયોં કો દબાતી રહતી હૈ. અમરીકા કે ભૂતપૂર્વ પ્રેસીડેંટ કૂલિજ ને એક બાર કહા થા કિ પાપ કા નાશ કેવલ ધર્મ સે હી હો સકતા હૈ. યદિ પ્રત્યેક મનુષ્ય ધર્મ કે અનુસાર ચલે તો સંસાર મેં કોઈ પાપી ન રહ જાય. પરંતુ મનુષ્ય મેં ધર્મભાવના તભી જાગ્રત હો સકતી હૈ જબ દૂરદર્શી અધિકારી ઔર સુધારક લોગ નાગરિકોં કે સ્વાસ્થ્ય કી ઓર વિશેષ ધ્યાન દેં. યહ શરીર મનુષ્ય કે ભીતર જો પવિત્ર આત્મા નિવાસ કરતી હૈ ઉસીકા મંદિર હૈ. મંદિર વિકારોં સે શૂન્ય ઔર સ્વસ્થ રહેગી તો આત્મા ભી સ્વસ્થ રહેગી ઔર મનુષ્ય અપરાધ ન કરેગા. જરસી કી ઇસ સંસ્થા ને પ્રેસીડેંટ કે ઇન શબ્દોં કો ચરિતાર્થ કર કે દિખલા દિયા હૈ. અમરીકા કે દુષ્ટ ઔર નિકમ્મે નિવાસિયોં કો યહ કેવલ વ્યાયામદ્વારા ઉપયોગી ઔર આદર્શ નાગરિકોં કે રૂપ મેં બદલ રહી હૈ. યદિ ઇસ પદ્ધતિ પર સંસાર કે સબ રાષ્ટ્ર કામ કરને લગેં તો જેલ, પુલિસ ઔર ન્યાયાલય કે લિયે જો પ્રતિવર્ષ કરોડોં રૂપયે વ્યય કિયે જાતે હૈં ઉતમેં યથેષ્ટ કમી હો જાય ઔર શાસનવ્યવસ્થા કે સદુદ્દેશોં કી સિદ્ધિ ભી હો.

જેન્સબર્ગ કી ઇસ સંસ્થા મેં પ્રત્યેક બાલક કો પ્રતિદિન એક ક્વાર્ટ દૂધ પાને કો દિયા જાતા હૈ. યદિ કોઇ બાલક દૂધ પીના પસંદ નહીં કરતા તો અધિકારી લોગ ઉસે યોં હી નહીં છોડ દેતે. વે ઉચ્ચ કોટિ કે વિચારવાન પુરુષ હોતે હૈં. અપને કામ સે ઉન્હેં બડા પ્રેમ હોતા હૈ. અપના કર્તવ્યપાલન કરને મેં ઉન્હેં બડા આનંદ આતા હૈ. ઉનકે પ્રધાન લેવિસ ને ઉનમેં નવીન ઔર અપ-ટૂ-ડેટ વિચાર ભર રખે હૈં. ઇસ લિયે જબ બાલક કહતા હૈ કિ મુઝે દૂધ પસંદ નહીં હૈ તબ વે બલપ્રયોગ નહીં કરતે ઔર યહ નહીં કહતે કિ તુમ્હેં પીના હી પડેગા, બલ્કિ ઉસકે હૃદય મેં યે વિશ્વાસ જમાને કા પ્રયત્ન કરતે હૈં કિ ઉસે દૂધ પીને સે લાભ હોગા. બાલક પૌષ્ટિક ભોજન કે સ્થાન પર હાનિકારક ભોજન કયોં કરતા હૈ, ઇસ બાત કા વે કારણુ ખોજતે હૈં ઔર ઉસે દૂર કરતે હૈં. ધીરે ધીરે બાલકોં કી બુરી આદતોં કો વે એકદમ બદલ દેતે હૈં. યહ કહને મેં અત્યુક્તિ નહીં કિ ઇસ સંસ્થા કે સબ કામ વૈજ્ઞાનિક દૃષ્ટિ સે હોતે હૈં. બિમાર બચ્ચોં કો સ્વસ્થ ઔર બલવાન બનાના હી ઇસકા ઉદ્દેશ હૈ. ઇસ સંસ્થા ને અપને ઇન પ્રયોગોં સે યહ સિદ્ધ કર કે દિખલા દિયા હૈ કિ અપરાધી એક પ્રકાર કા રોગી હૈ ઔર ઉસકી વાસ્તવિક ચિકિ-

ત્સા દંડ નહીં, વ્યાયામ હૈ.

ઇસ સંસ્થા ને અનેક અસાધ્ય અપરાધિયોં કો સ્વસ્થ, સુશીલ ઔર સચ્ચરિત્ર નાગરિક બના કર નિકાલે હૈં. ઉન સબકી કથા બડી મનોરંજક હૈ. સબકા વર્ણન કરેં તો ખાસા પોથા તૈયાર હો જાય. ઇસ લિયે નીચે કેવલ દો ઉદાહરણ ઉપસ્થિત કર રહે હૈં, પાઠક ઇતને હી સે સંતોષ કરેં.

જિમ્મી સલિવન નામક શિકાગો કા એક યુવક આજકલ ન્યૂયૉર્ક કે એક બૈંક મેં અચ્છે પદ પર હૈ. પ્રતિવર્ષ ૭,૫૦૦ પૌંડ વેતન પાતા હૈ. પરંતુ અપને યૌવન કે પ્રભાતકાલ મેં યહ એક મહા અપરાધી સમઝા જાતા થા. અનેક જેલખાનોં કી સૈર કર ચુકા થા ઔર સભી વાર્ડનોં ને કહ દિયા થા કિ ઇસકા સુધરના અસંભવ હૈ. જેલ મેં વહ ન તો કામ કરતા થા, ન અફસરોં કી આજ્ઞા માનતા થા. પ્રાયઃ રોજ હી વહ બેંતોં સે પીટા જાતા થા. ઇસ પ્રકાર કિસી જેલ મેં દો સાલ ઔર કિસીમેં ચાર વર્ષ વ્યતીત કર વહ ન્યૂયાર્ક મેં પકડા ગયા. ન્યૂયાર્ક કે વાર્ડન કે પાસ પુલિસ ને ઉસકે પૂર્વ અપરાધોં કી સૂચિ ભેજ દી. પરંતુ ન્યૂયાર્ક કા વાર્ડન કૈદિયોં કો પીટતે પીટતે આજિજ આ ગયા થા ઔર નયે વિચારોં કા કાયલ હો ગયા થા. ઇસ લિયે ઉસને જિમ્મી કી ચિકિત્સા જેંસબર્ગ કે ઢંગ પર કરની આરંભ કી. ઉસકે શારીરિક રોગ દૂર કિયે ગયે ઔર ઉસે ખુલી હવા મેં રહને ઔર વ્યાયામ કરને કા અવસર દિયા ગયા. થોડે હી દિનોં મેં વહ બડા આજ્ઞાકારી બન ગયા ઔર ઇસ બાર એક આદર્શ નાગરિક કે રૂપ મેં જેલ સે નીકલા.

ટિપ નામ કા દૂસરા યુવક જેલ મેં પ્રતિદિન પીટા જાતા થા. જિતના વહ પીટા જાતા ઉતના હી નિયમોં કી અવહેલના ભી કરતા થા. ઉસકી ઔર વાર્ડન કી ચૌબીસોં ઘંટે ઠની રહતી થી. પીટતે પીટતે જબ જબ ટિપ મરને કે કરીબ પહુંચ ગયા તબ અચાનક ઉસકી કથા એક સમાચાર-પત્ર મેં પ્રકાશિત હો ગઇ. બસ, ઇસ મામલે કી જાંચ હોને લગી. ટિપ કે સૌભાગ્ય સે જાંચ-કમેટિ કા એક સદસ્ય લેવિસ કા અનુયાયી નિકલ આયા. ઉસને ટિપ કી ડાક્ટરી પરીક્ષા કરાઇ તો પતા ચલા કિ વહ સર્વથા રોગી હૈ. અબ ટિપ કી ઉચિત ચિકિત્સા હોને લગી, બજાય બેંતોં કે મીઠે શબ્દોં સે ઉસકી ખાતિર કી જાને લગી. ખેતોં પર ઉસે કામ કરને કે લિયે ભેજા ગયા ઔર ઉસસે વ્યાયામ કરાયા જાને લગા! એક હી સાલ મેં ટિપ અત્યંત બુરે મનુષ્ય સે અત્યંત ભલે મનુષ્ય કે રૂપ મેં બદલ ગયા. આજ વહ નાર્થ કૈરોલિના મેં મુર્ગિયોં કા વ્યવસાય કરતા હૈ ઔર એક અચ્છા નાગરિક સમઝા જાતા હૈ.

યદિ જિમ્મી ઔર ટિપ કો ઇસ પ્રકાર અપના જીવન સુધારને

કા મૌકા ન દિયા જાતા તો કૌન કહ સકતા હૈ કિ વે કભી ઐસે સુશીલ નાગરીક હો સકતે ? યદ્યપિ ન્યૂજરસી કે અતિરિક્ત અમરીકા કી કિસી ઔર રિયાસત મેં યહ પદ્ધતિ કામ મેં નહીં લાઈ જાતી તથાપિ વહાં ઇસકે લિયે કાફી આંદોલન હો રહા હૈ. અનેકોં અમરીકાવાસિયોં કો, જો જેલોં મેં સડ રહે હૈં, ઉપયોગી નાગરિક બનાને કા પ્રયત્ન હો રહા હૈ. વહ દિન બહુત નિકટ હૈ, જબ અમરીકા સે જેલખાને ઉઠ જાયંગે ઔર ઉનકે સ્થાન પર આરોગ્ય-મંદિર ઔર વ્યાયામશાલાયેં દિખાઇ પડને લગેંગી. હમારે ભારતવર્ષ મેં જેલખાનોં કી દશા ઔર ભી શોચનીય હૈ. અસહયોગ કે દિનોં મેં દેશ કે હજારોં નવયુવક જેલખાનોં કે ભીતર જા કર ઇસ બાત કા કડુ અનુભવ કર ચુકે હૈં. વે ચિલ્લા રહે હૈં કિ જેલખાનોં કા સુધાર હોના ચાહિયે, પર સરકાર કે કાનોં પર જૂં નહીં રેંગતી. હમારે સંયુક્ત–પ્રાંત કી સરકાર ને ભી જેલોં કી જાંચ કરને કે લિયે એક કમેટી બનાઇ હૈ. શોક હૈ કિ ઇસ કમેટી મેં કોઇ ઐસા વ્યક્તિ નહીં રખા ગયા જિસે કૈદિયોં કે દુઃખી જીવન સે સહાનુભૂતિ હો ઔર જિસે સ્વયં ભી જેલોં કે ભીતરી જીવન કા અનુભવ હો. અસ્તુ.

બરટેંડ લેવિસ કા કહના હૈ કિ જૈસે આજકલ જનતા ચેચક આદિ રોગોં કો દૂર કરને કી વ્યવસ્થા કર રહી હૈ વૈસે હી કિસી દિન વહ અપરાધોં કે દૂર કરને કા ભી પ્રબંધ કરેગી; ઔર ઉપાય જો કામ મેં લાયે જાયેંગે વે કરીબ કરીબ વૈસે હી હોંગે જૈસે ચેચક દૂર કરને મેં લાયે જાતે હૈં–અર્થાત્ વે સર્વથા આરોગ્યતા ઔર વ્યાયામ–સંબંધી ઉપાય હોંગે. અપરાધી માનવીય પરવશતા કે બાહ્યચિહ્નમાત્ર હૈં. અધિકાંશ મનુષ્ય ગરીબી મેં પીસે જા રહે હૈં. લાખોં બચ્ચે કલ–કારખાનોં મેં કામ કરતે કરતે શક્તિક્ષીણ હોતે જા રહે હૈં. ઉન સબકો ખુલી જગહ મેં કામ કરને, અપના સ્વાસ્થ્ય સુધારને ઔર વ્યાયામ કરને કા મૌકા દીજિયે. અપરાધ કી લહર અપને આપ કમજોર પડ કર દબ જાયગી. જિસ દેશ મેં બાલકોં કે સ્વાસ્થ્ય કા ધ્યાન જિતના હી કમ દિયા જાયગા ઉસ દેશ મેં અપરાધ કી ઉતની હી ઉંચી લહર ઉઠેગી.

જિસ વ્યાયામ સે મહાન અપરાધી ભી દેવતા બન જાતે હૈં ઉસકે મહત્ત્વ કો જાનને કી હમ પરાધીન ભારતવાસિયોં કો ઔર ભી અધિક આવશ્યકતા હૈ. પરાધીનતા એક પ્રકાર કા જેલખાના હૈ. હમારા ખયાલ હૈ કિ ભારતવર્ષ મેં હિંદૂ–મુસ્લીમ વિદ્વેષ કી જો આગ ભડક ઉઠી હૈ ઉસકા કારણ ભી દોનોં જાતિયોં કી શારીરિક નિર્બલતા હૈ. દોનોં એકદૂસરે સે ડરતી હૈં ઔર જબ તક ખૂબ સ્વસ્થ ન હો જાયેંગી યહ ડર નહીં જા સકતા. ઇસ લિયે હમેં

ખાસ તૌર સે વ્યયામશાલાયેં સ્થાપિત કરની ચાહિયે. યદિ હમ ઇસ પ્રકાર હૃષ્ટ-પુષ્ટ ઔર ઉદારચેતા નાગરિક તૈયાર કર સકેં તો હમારા કાર્ય બડા સરલ હો જાય.

("સરસ્વતી"ના એક અંકમાંથી)

# १०३-जेकोस्लोवेकिया का व्यायामद्वारा राष्ट्रोद्धार

આજકલ હમ લોગ સ્વતંત્રતા પ્રાપ્ત કરને કી ચિંતા મેં હૈં. મગર સ્વતંત્રતા પ્રાપ્ત કરને કે લિયે ઔર ઉસે સુરક્ષિત રખને કે લિયે નૈતિક બલ કી જિતની આવશ્યકતા હૈ ઉસસે કહીં જ્યાદઃ જરૂરત હૈ શારીરિક બલ કી. લેકિન આજકલ દેશ મેં ચારોં ઓર નજર દૌડા કર દેખિયે કિ હમારે નવયુવકોં કી શારીરિક દશા કૈસી હૈ, તો યહી માલૂમ હોગા કિ બેચારોં કે અસ્થિપંજર હી શેષ હૈં. અભી નઈ ઉઠતી હુઇ જવાની હૈ, મગર આંખેં ધુસી હુઈ હૈં, ચેહરા પીલા હૈ ઔર હાથ-પૈર સૂખે હૈં! ઔર સ્ત્રિયાં? ઉનકી તો બાત હી ન પૂછિયે. ભલા ઉનસે ઔર સ્વાસ્થ્ય સે મતલબ? વે ફકત પર્દે મેં રહ કર ઘર કા કામકાજ કિયા કરેં યા બિમાર હો કર ચારપાઇ પર પડે પડે દવા પિયા કરેં યા તપેદિક ભોગ કર મર જાયં. હમારે પાંચ મજદૂર મિલ કર જિતના કામ કર સકતે હૈં, યુરોપ કે કેવલ દો હી મજદૂર ઉનસે અધિક કામ કરને કી શક્તિ રખતે હૈં.

ઇસ દુર્દશા કા કારણ કયા હૈ? ઇસકે અનેક કારણ હૈં, કિંતુ સબસે મુખ્ય કારણ હમ લોગોં કી વ્યાયામ કી ઓર અરુચિ હૈ. હમ લોગ ન તો અપની શારીરિક સુંદરતા હી કી ઓર વિશેષ ધ્યાન દેતે હૈં ઔર ન શારીરિક શક્તિ હી બઢાને કી કોશિશ કરતે હૈં. જો લોગ અપની શારીરિક ઉન્નતિ કે લિયે કુછ પ્રયત્ન કરતે ભી હૈં, ઉન પર બાબૂ-ક્લાસ કે પઢે લિખે લોગ હંસતે હૈં! ઇસકે સિવાય હમારે વ્યાયામ કે ઢંગ ભી પૂરે વૈજ્ઞાનિક નહીં હૈં.

જેકોસ્લોવેકિયા કી સોકોલ્સ નામક સંસ્થાઓં ને જેક જાતિ કી જો શારીરિક ઉન્નતિ કી હૈ ઉસસે હમેં શિક્ષા ગ્રહણ કરની ચાહિયે. સોકોલ્સ સંસ્થાઓં કા ઉદ્દેશ્ય સ્ત્રી-પુરુષોં કો કવાયદ કી શિક્ષા દે કર ઉનકી શારીરિક શક્તિ ઔર સુંદરતા કો બઢાના હૈ. ઇન સંસ્થાઓં કા જન્મ ઉસ સમય હુઆ થા, જબ જેક જાતિ હમારી હી તરહ પરતંત્ર થી, લોગ પિછડે હુએ થે ઔર ઉનકે આસ્ટ્રિયન માલિક શારીરિક વ્યાયામ કો બુરા બતાતે થે. સન્ ૧૮૬૨ મેં ડાક્ટર ટાયર્સ ને ઇન સંસ્થાઓં કો જન્મ દિયા થા.

સોકોલ્સ શબ્દ કા અર્થ હૈ 'ગરુડ'. જિસ પ્રકાર ગરુડ અપને આસપાસ કી વસ્તુઓં સે ઉંચા ઉઠ કર સ્વતંત્ર આકાશ મેં વિચરણ કરતા હૈ. ઉસી પ્રકાર ઐસે મનુષ્ય ઉત્પન્ન કરના જો પરિસ્થિતિ કી કઠિનાઇયોં કો પાર કર સકેં, યહી ઇન સંસ્થાઓં કા ઉદ્દેશ્ય હૈ. ડાકટર મહોદય ગ્રીક ઇતિહાસ કે જ્ઞાતા થે, અતઃ આપ અપને દેશવાસિયોં કો પ્રાચીન ગ્રીક લોગોં કી ભાંતિ સુંદર ઔર સુડૌલ બનાના ચાહતે થે. વે મનુષ્યોં કે પુરુષોચિત શક્તિ-પૂર્ણ સુંદર શરીર દેખના ચાહતે થે ઔર શારીરિક વ્યાયામ કે દ્વારા મનુષ્યસ્વભાવ કે સમસ્ત ઉત્તમ ગુણોં ઔર ઉચ્ચ વિચારોં કો પ્રગટ કરાના ચાહતે થે, ઔર ઇન સોકોલ્સ કે દ્વારા રાષ્ટ્રહિત સાધન કરના ચાહતે થે.

પહલે હી વર્ષ મેં વર્તમાન જેકોસ્લોવેકિયા કે ઉત્તરી પશ્ચિમી પ્રાન્તોં, બોહેમિયા ઔર મોરેવિયા મેં આઠ સોકોલ સંસ્થાએં ખુલીં. સન્ ૧૮૬૬ મેં અસ્ટ્રિયા ઔર પ્રશિયા મેં યુદ્ધ હુઆ. ઉસ સમય ડાકટર ટાયર્સ ને સરકાર કે લિયે ઇન સંસ્થાઓં કે દ્વારા ફૌજ ભર્તી કરને કા પ્રસ્તાવ કિયા, જૈસા કિ ગત મહાયુદ્ધ કે સમય લોકમાન્ય તિલક ને ભી ભારત સરકાર સે કિયા થા. મગર સરકાર ને પ્રસ્તાવ અસ્વીકાર કર દિયા ઔર સેના સંગઠિત કરને કી મનાઇ કર દી. ઇસ યુદ્ધ કે બાદ સોકોલ્સ ને જોર પકડા ઔર થોડે હી દિનોં મેં ઇન્હીં પ્રાન્તોં મેં ઉસકી ૧૩૦ શાખાએં પૂરે જોર-શોર સે કામ કરને લગીં. ફિર ઉન લોગોં ને એક કેંદ્રિય સંસ્થા સંગઠિત કરને કી ચેષ્ટા કી; મગર સરકાર ને ઉસકી ભી મનાઇ કર દી, ઔર સ્થાનિક સંસ્થાઓં કો ભી તિતર બિતર કર દિયા. ઉન્હેં ત્યૌહારોં ઔર પર્વોં પર જનસાધારણ મેં ઉપસ્થિત હોને ઔર 'પરેડ' કરને કી મનાઇ કર દી ગઇ. જો દશા આજકલ ભારતવર્ષ કી હૈ, વહી દશા ઉસ સમય જેકોસ્લોવેકિયા કી થી. રાજનૈતિક અત્યાચારોં કે સાથ હી સાથ આર્થિક કઠિનાઇયોં ઔર જેક લોગોં કે આપસ કે ઝગડે ઉઠ ખડે હોતે થે.

ફલ યહ હુઆ કિ કુછ સમય કે લિયે યહ સંસ્થાએં નિર્જીવ સી હો ગઇ ઔર સન્ ૧૮૮૨ સે પહલે ઇનમેં જીવન ન આ સકા. ઇસકે પશ્ચાત્ થોડે દિન તક બહુત જોર શોર સે કામ કરને કે બાદ ડાકટર ટાયર્સ ને એક સાધારણ સભા પ્રેગ મેં બુલાઇ. ઉસમેં સત્તર સંસ્થાએં જિનકી સદસ્યસંખ્યા એક સહસ્ત્ર કે લગભગ થી, સંમિલિત હુઇં. સાતસૌ મનુષ્યોં ને જિમ્નેસ્ટિક કે ખેલોં ઔર કવાયદ મેં ભાગ લિયા. સન્ ૧૮૮૯ મેં એક કેંદ્રિય સોકોલ્સ સંસ્થા કાયમ હુઇ. પિછલી શતાબ્દી કે અંત મેં સોકોલ્સ કે અતિરિક્ત ઔર ભી વ્યાયામ સમિતિયાં સ્થાપિત હો ગઇં. સન્

૧૯૨૪ મેં જબ સ્વતંત્ર જેકોસ્લોવેકિયા રાજ્ય અપને જીવન કે છઠવેં વર્ષ મેં થા, દેશ મેં ૫૩ જિલા-વ્યાયામ સંઘ, ૨૬૫૦ સમિતિયાં ઔર ૪૮૭ શાખા સંસ્થાએં, કુલ મિલા કર ૩૧૩૭ સ્થાનિક સમિતિયાં થીં, જિનકે સદસ્યોં કી સંખ્યા ૨,૪૫,૭૫૨ પુરુષ, ૯૩૩૧૨ સ્ત્રિયાં યા ૩૩૦૦૬૪ સ્ત્રી-પુરુષ થી. ઈસકે અલાવા ૧૪ સે ૧૮ વર્ષ તક કી આયુ કે ૩૮૫૯૯ લડકે, ૩૩૮૬૫ લડકિયાં હૈં. ૬ સે ૧૪ વર્ષ તક કી આયુ કે ૭૦૮૯૯ લડકે ઔર ૭૯૮૭૫ લડકિયાં ભી હૈં. ઇસ પ્રકાર બાલકબાલિકાઓં કી ભી સંખ્યા ૫૫૬૨૨૦૯ હૈ.

સન્ ૧૯૨૬ મેં યહ સંખ્યા ૬૧૮૦૦૦ તક પહુંચ ગઈ થી. યહ સંખ્યા જેકોસ્લોવેકિયા કી આબાદી દેખતે હુયે બહુત હૈ, ક્યોંકિ વહાં કી કુલ આબાદી કેવલ એક કરોડ ૩૦ લાખ હૈ ઔર મજદૂર લોગોં કિ અપની વ્યાયામ સમિતિયાં અલગ હી હૈં.

સોકોલ્સ કા સંગઠન ઇસ પ્રકાર હૈ કિ સદસ્યગણ સમિતિયોં કે મેમ્બર હુઆ કરતે હૈં, જિસમેંસે પ્રત્યેક સોકોલ-જિમનાસ્ટિક સમિતિ કહલાતી હૈ. ઔર ઉસકે સાથ-હી-સાથ જહાં વહ હોતી હૈ ઉસ સ્થાન કા ભી નામ લગા રહતા હૈ. જૈસે સોકોલ જમનાસ્ટિક સમિતિ 'બેનેસોવ'! જિલેભર કી સમિતિયાં એક જિલા સોકોલ કે આધીન હોતી હૈં, જો 'જૂપા' કહલાતે હૈં. જેકોસ્લોવેકિયા મેં સબ ૫૩ 'જુપા' હૈં. યહ સબ એક 'કેંદ્રીય સોકોલ' કે આધીન હૈં, જિસકા પ્રધાન સ્થાન 'ટાયર્સ ભવન' પ્રેગ હૈ. યહ 'કેંદ્રીય સોકોલ' સન ૧૯૧૯ મેં, આસ્ટ્રિયન સરકાર દ્વારા ડાલી ગઇ અડચનોં કે દૂર હોને પર, સ્થાપિત હુઆ થા.

ઈસ કેન્દ્રીય-સોકોલ કે ઉપર એક સોકોલ-સંગઠન કમેટિ હૈ, ઉસકે સદસ્ય જિલોં સે દો વર્ષ કે લિયે નિર્વાચિત કિયે જાતે હૈં. પ્રત્યેક જિલે સે, ઇસ કમેટિ મેં પ્રતિ ૫૦૦૦ સદસ્યોં પર એક પ્રતિનિધિ આતા હૈ. કેંદ્રીય સોકોલ કે પદાધિકારી ઇસી કમેટિ મેં સે ચુને જાતે હૈં. કેંદ્રીય સોકોલ કા અધિવેશન નિયમિત ૩૫ સે પ્રત્યેક સમાહ હોતા હૈ, ઔર કમેટી કી બૈઠક વર્ષ મેં દો બાર હોતી હૈ. ઇસકે અતિરિક્ત કિસી વિશેષ મહત્ત્વપૂર્ણ વિષયપર વિચાર કરને કે લિયે કભી કભી એક 'મહાપરિષદ્' બુલાઇ જાતી હૈ, ઉસમેં જિલોં સે, પ્રતિ ૧૦૦૦ સદસ્યોં પર એક પ્રતિનિધિ જાતા હૈ. યહ પ્રતિનિધિ સમિતિયોં કી સાધારણ બૈઠક મેં ચુને જાતે હૈં. કમેટિ ઔર પદાધિકારિયોં કી સહાયતા કે લિયે ભિન્ન ભિન્ન વિભાગ હૈં જિનમેં અલગ અલગ વિષયોં કે વિશેષજ્ઞ રહતે હૈં. યે વિભાગ નિમ્નલિખિત હૈં:—

૧—સમિતિયોં કે નેતાઓં કા દલ જો કેવલ વ્યાયામસંબંધી

બાતોં કો દેખતા હૈ, યહ કિતને હી પ્રશ્નોં પર વિચાર કરતા હૈ; જૈસે સદસ્યોં કી દેખભાલ, ૧૪ વર્ષ સે ૧૮ વર્ષ તક કે યુવક, ૬ વર્ષ સે ૧૪ વર્ષ તક કે લડકે, પ્રચાર કે લિયે સમાચાર ઔર ડાકટરી બાતેં.

૨–પ્રમુખ સ્ત્રિયોં કા દલ, જો સ્ત્રિયોં કી વ્યાયામ સંબંધી બાતોં કી દેખ–ભાલ કરતા હૈ.

૩–શિક્ષા વિભાગ.

સ્વાસ્થ્ય–વિભાગ, જો કેંદ્રીય, જિલા ઔર સ્થાનિક સમિતિયોં કે ડાકટરી કાર્ય કો સંગઠિત કરતા હૈ.

૫–દુર્ઘટના–વિભાગ, જો દુર્ઘટનાઓં કે કારણોં ઔર ઉન પર આર્થિક સહાયતા કી બાતોં કા વિચાર કરતા હૈ.

૬–અલ્પસંખ્યક જાતિયોં કા વિભાગ, જો સીમાન્ત કે સમીપસ્થ જર્મની સે મિલે હુયે સ્થાનોં કી સમિતિયોં કો નૈતિક ઔર આર્થિક સહાયતા દેતા હૈ.

૭–ભવન–નિર્માણ વિભાગ, જો વ્યાયામશાલાઓં, ખેલને કે મૈદાનોં ઔર જમીનોં આદિ કી યોજનાયેં સોચતા હૈ ઔર ઉન્હેં બનાને કે લિયે વિશેષજ્ઞ–નિરીક્ષક નિયત કરતા હૈ.

૮–કાનૂની વિભાગ.

૯–સોકોલ કે અપને મુખ–પત્રોં કા સંપાદકીય વિભાગ.

૧૦–મનોરંજન–વિભાગ.

૧૧–સંગઠન–વિભાગ (સંગઠન–સુધાર કે લિયે)

૧૨–કલા–કૌશલ–વિભાગ.

૧૩–આંકડા–વિભાગ.

૧૪–સિનેમા–વિભાગ.

૧૫–ન્યાયાલય, જો આપસ કે ઝગડોં કો નિપટાતા હૈ.

સોકોલ–સંસ્થાઓં કા પ્રધાન મુખ–પત્ર ‘સોકોલ્સકી વેસ્ટનિક’ હૈ, જિસકી ૪૫૦૦૦ પ્રતિયાં છપતી હૈં. ઇસકે દો ક્રોડપત્ર ‘સાઈ-સીટલ’ ઔર ‘વિસાટેલ્કા’ કી ભી માસ મેં એક ૧૫૦૦૦ ઔર ૧૦,૦૦૦ પ્રતિયાં છપતી હૈં.

૧૪ વર્ષ સે ૧૮ વર્ષ તક કી આયુવાલોં કે લિયે ‘સોકોલેસ્કી વેસેડી’ ઔર ૬ વર્ષ સે ૧૪ વર્ષ તક કે બચ્ચોં કે લિયે ‘જકસેની’ નામક પત્ર હૈં. ઇસકે અતિરિક્ત એક ‘સોકોલ’ નામક માસિક પત્ર ભી હૈ, જિસકી ૧૦,૦૦૦ પ્રતિયાં છપતી હૈં.

સોકોલ કા સંગઠન ઇસ પ્રકાર કા હૈ. આજકલ અનેક લોગ ઇસે દેશ કી સુરક્ષિત સેના સમઝતે હૈં. સન્ ૧૯૧૮ મેં, પ્રજાતંત્ર સ્થાપિત હોને કે બાદ ડાકટર જૉજફ શ્રીનર, જો કેન્દ્રીય સોકોલ કે સભાપતિ થે, રાષ્ટ્રીય–રક્ષા વિભાગ કે મંત્રી નિયુક્ત હુયે. જિસ

દિન સે ઇસ સંસ્થા કા જન્મ હુઆ ઉસ દિન સે આજ તક સદસ્યોં કી વર્દી મેં, સુપ્રસિદ્ધ ઈટાલિયન દેશભક્ત ગેરીબાલ્ડી કી–સી લાલ કમીજ હૈ. ઇસ સંસ્થા મેં, સભી શ્રેણી, ધર્મ, આયુ, રાજનીતિક વિચાર ઔર આર્થિક અવસ્થાઓં કે સ્ત્રી–પુરુષ સદસ્ય હૈં. જેક લોગોં કે સ્વાસ્થ્ય, નૈતિક સાહસ, શારીરિક શક્તિ ઔર યોગ્યતા કો ઉંચા બનાયે રખના હી સોકોલ કા ઉદ્દેશ્ય હૈ ઔર ઇસકે લિયે ઉનકી જિતની પ્રશંસા કી જાય થોડી હૈ; ક્યોં કિ યહી ગુણ હૈં જિનસે કિસી ભી રાષ્ટ્ર કી સ્વતંત્રતા જીવિત રહ સકતી હૈ. સોકોલ સદસ્યોં કા ઇસ સિદ્ધાન્ત મેં ઇતના દૃઢ વિશ્વાસ હૈ કિ વે ઇસે અપના ધર્મ સમઝતે હૈં, ઔર યહી કારણ હૈ કિ જબ ગત મહાયુદ્ધ કે બાદ દેશ મેં સ્વતંત્રતા કી લહર આઈ, અબ સોકોલ–સમુદાય અપને દેશ કી સ્વતંત્રતા કે યુદ્ધ મેં સબસે અગ્રસર દિખાઇ દેતે થે. યહાં તક કિ મહાયુદ્ધ મેં જબ જેક લોગોં કો જબર્દસ્તી આસ્ટ્રિયન–ફૌજ મેં ભર્તી હોના પડતા થા, વે ઇસ બાત કી પ્રતીક્ષા મેં રહતે થે કિ કબ મૌકા મિલે કિ વે અપને હથિયારોં કા પ્રયોગ આસ્ટ્રિયનોં કે વિરુદ્ધ કરેં, જિન્હોં ને ઉન્હેં ગુલામ બના રખા થા.

યહ બાત વિશેષ ધ્યાન દેને યોગ્ય હૈ કિ ઇસ સોકોલ સંગઠન મેં સ્ત્રિયોં કા સ્થાન એકદમ પુરુષોં કે સમાન હૈ. યદ્યપિ કેવલ પચાસ વર્ષ પહલે જેક–સ્ત્રિયોં કી ઠીક વહી દશા થી, જૈસી કિ આજકલ ભારતીય સ્ત્રિયોં કી હૈ. ઉનકા ઘરોં કે બાહર જાના, અપને શરીર કી ઉન્નતિ કરના યા સાર્વજનિક ખેલ યા કસરતોં મેં ભાગ લેના, બહુત બુરા સમઝા જાતા થા; કિંતુ દેશોદ્ધારક જેક લોગોં ને યહ બાત ૨૫૯–૩૫ સે સમઝ લી થી કિ એક શક્તિશાલી જેક રાષ્ટ્ર કા નિર્માણ તબ તક સંભવ નહીં હૈ, જબ તક જાતિ મેં સ્વસ્થ ઔર સ્વતંત્ર સ્ત્રિયાં ન હોં. સોકોલ્સ ને સ્ત્રિયોં ઔર બચ્ચોં કી શિક્ષા કે લિયે પ્રસિદ્ધ ફ્રેન્ચ સુધારક હેબર્ટ ઔર ડેમની કે વિચારોં કો ગ્રહણ કિયા હૈ, ઔર ઇસી લિયે ઇન સંસ્થાઓં મેં વ્યાયામ ઔર નૃત્ય કી એક નઇ શૈલી હી નિકલ પડી હૈ.

સોકોલ કી સમસ્ત ઈમારતેં—કેવલ મહાયુદ્ધ કે પશ્ચાત્ સે અબ તક ૫૬૦ સે ઉપર નઇ ઇમારતેં બની હૈં!—ભાડે કે મજદૂરોં દ્વારા નહીં બનતી હૈં, બલ્કિ વે સોકોલ કે ધન સે ઔર સોકોલ–સદસ્યોં કે હી હાથોં સે બનતી હૈં! સોકોલ કે નિર્માણ–વિભાગ ને સોકોલ–ભવનોં કે નિર્માણ પર એક પુસ્તક ભી પ્રકાશિત કી હૈ. હરએક ભવન બનને કે પૂર્વ ઉસકા નકશા સ્વીકૃતિ કે લિયે નિર્માણ–વિભાગ કે સંમુખ પેશ કિયા જાતા હૈ, ઔર સોકોલ કે પ્રત્યેક સદસ્ય કો, બિના કિસી પ્રકાર કે ભેદભાવ કે, ચાહે વહ

સ્ત્રી હો યા પુરુષ, ૫૦ ઘંટે સે લે કર ૧૦૦ ઘંટે તક ઉસમેં કામ કરના અનિવાર્ય હૈ.

ઇસ પ્રકાર કી સમસ્ત સંસ્થાઓં સે હમ લોગ શિક્ષા ગ્રહણ કર સકતે હૈં. યહ આવશ્યક નહીં કિ હમ ઇન સંસ્થાઓં કો જ્યોં કા ત્યોં ગ્રહણ કર લેં, બલ્કિ હમેં ઉસે મનન કર કે અપની આવશ્યકતા ઔર પરિસ્થિતિ કે અનુસાર બનના ચાહિયે. સોશલ સંસ્થાઓં કા સંગઠન, રાષ્ટ્રીય ઉત્સવોં કા મનાના, પુરુષ-સ્ત્રિયોં કી સમાન શિક્ષા, બચ્ચોં કી શિક્ષા, સમાનતા ઔર સ્વતંત્રતા કે ભાવોં કા ઉત્પન્ન કરના ઔર ઇસ બાત કા સમઝના કિ શારીરિક ઉન્નતિ ઔર વ્યાયામ એક રાષ્ટ્રીય કર્તવ્ય હૈ, યે સબ ઐસી બાતેં હૈં, જિન્હેં હમ ભારતવર્ષ મેં ગ્રહણ કર સકતે હૈં, ઔર હમેં ગ્રહણ કરના ચાહિયે, યદિ હમ અપની માતૃભૂમિ કો સ્વતંત્ર દેખને કી ઇચ્છા રખતે હૈં.

(માર્ચ-૧૯૨૯ના "વિશાલ-ભારત"માંથી)

---

## १०४–लन्दन का एक आश्रम

ગત દિસંબર માસ કે 'વિશાલ-ભારત' મેં 'લંદન કી એક સમાજ-સેવક સંસ્થા' શીર્ષક એક લેખ પ્રકાશિત હુઆ થા. ઉસ લેખ મેં વિલાયત કી એક લડકી કુમારી મ્યૂરિયલ લીસ્ટર કે કાર્યોં કી ચર્ચા કી ગઇ થી. ઉસકે સંબંધ મેં મિ૦ જ્યોફ્રે ટ્રીજ નામક એક સજ્જન લિખતે હૈં—

અબસે તીન વર્ષ પૂર્વ જબ મિસ મ્યૂરિયલ લીસ્ટર ને મહાત્મા ગાંધી સે ભેંટ કી થી, તબસે ઉનકે કાર્યોં કી ચર્ચા ઉન્નતિશીલ ભારતિયોં મેં ફૈલ રહી હૈ. સાંસારિક મોહમાયા મેં ફંસે હુયે એક પાશ્ચાત્ય દેશ મેં ભી એક ઐસી અધ્યાત્મિક સંસ્થા મૌજૂદ હૈ, યહ જાન કર ભારતીયોં કો પ્રસન્નતા હોતી હૈ. મહાત્માજી કી વર્તમાન નીતિ કે પૂર્વ સે હી યહ સંસ્થા કામ કર રહી હૈ. મિસ મ્યૂરિયલ કિંગસ્લે હૉલ કી પ્રધાન હૈં. યહ કિંગસ્લે હૉલ ભી બિલકુલ એક આશ્રમ કી ભાંતિ હૈ, જહાં રહ કર લોગ ઇશ્વરચિંતન ઔર અપને ભાઇયોં કી સેવા કિયા કરતે હૈં. યહ લંદન કે 'બો' (બાઉ) નામક મુહલ્લે મેં સ્થિત હૈં. યહ મુહલ્લા ભી ગરીબોં કી સેવા કે લિયે પ્રસિદ્ધ રહા હૈ. વહાં મિસ મ્યૂરિયલ ઔર ઉનકે સાથિયોં કો સામાજિક, ધાર્મિક ઔર શિક્ષા સંબંધી—સબ પ્રકાર કી સેવાયેં કરને કા બહુત કાફી અવસર મિલતા હૈ.

ઇસ હૉલ—આશ્રમ—કી નીતિ યહ હૈ કિ ઇસા મસીહ કે

ઉપદેશોં કો કાર્ય મેં પરિણત કિયા જાય. યહ આશ્રમ સદા સે બહુત શાંતિપ્રિય રહા હૈ. જિસ સમય યુરોપ મેં યુદ્ધ હો રહા થા ઔર યહ હૉલ નયા–નયા સ્થાપિત કિયા ગયા થા તથા યહ લોકપ્રિય ભી નહીં થા, ઉસ સમય ભી યહ અપના સદેશ સુનાયા કરતા થા. ભૂતકાલ મેં પ્રાયઃ ઉસને અપને વિચારોં કા સર્વસાધારણ મેં પ્રદર્શન ભી કિયા હૈ. ઉદાહરણ કે લિયે, જબ મિત્રરાષ્ટ્રોં કે ઘેરા ડાલને સે શત્રુઓં કે બચ્ચે ભૂખોં મરને લગે થે, તબ મિસ લીસ્ટર ને સ્ત્રિયોં કા એક જુલૂસ નિકાલ કર, વેસ્ટમિનિસ્ટર મેં પ્રધાન મંત્રી કે પાસ જા કર ઇસ ક્રૂરતા કા વિરોધ કિયા થા. ઇસ હૉલ કા ઉદ્દેશ યહ હૈ કિ "ઈસાઈ મત કે અનુસાર સંપત્તિ કે વિતરણ કા કેવલ–માત્ર આધાર આવશ્યકતા હૈ." ઇસ પ્રકાર સે કિંગ્સલે હૉલ વર્તમાન સમાજ કે આમૂલ પુનર્સંગઠન પર તુલા હૈ. ઉસકા યહ ભી કથન હૈ કિ જીવન કો શારીરિક, માનસિક ઔર આધ્યાત્મિક તીનોં ક્ષેત્રાં મેં સંપૂર્ણ બનાના ચાહિયે. ઇસિ લિયે હૉલ મેં શારીરિક વ્યાયામ ઔર ખેલ–કૂદ ભી હુઆ કરતે હૈં. શામ કો અનેક વિષયોં કે કલાસ લગા કરતે હૈં, જિન્હેં લોગ અપની–અપની રુચિ કે અનુસાર સ્વતંત્રતાપૂર્વક પસંદ કર કે ચુન સકતે હૈં. રાજનૈતિક, સાહિત્યિક ઔર નૈતિક વિષયોં પર લેકચર ઔર બાતચીત હુઆ કરતી હૈ, ઔર ધાર્મિક પ્રાર્થનાયેં ભી હોતી રહતી હૈં. ઇન પ્રાર્થનાઓં કો અધિક સુંદર ઔર આકર્ષક બનાને કે લિયે ઉનમેં સંગીત ઔર સાહિત્ય કી પુટ ભી રહતી હૈ. ઈસ હૉલ કા સબસે મહત્ત્વપૂર્ણ કાર્ય ગરીબોં કે જીવન મેં સરસતા ઉત્પન્ન કરના હૈ. ઇસકે લિયે એક તો સ્વયં હૉલ હી બડા સુંદર હૈ, ફિર ઉસમેં સંગીત, નાટક ઔર નૃત્ય આદિ હુઆ કરતે હૈં.

બચ્ચોં કી શિક્ષા કા કાર્ય ઇતના મહત્ત્વપૂર્ણ સમઝા જાતા હૈ કિ ઉસકે લિયે એક બાલ–ભવન ઔર ઉસકે કર્મચારીગણ પૃથક્ હી હૈં. ઇસ બાલ–ભવન કા સંચાલન ડોરિસ લીસ્ટર કરતી હૈં. ઇસમેં બચ્ચોં કી પૈદાઇશ સે લે કર અઠારહ વર્ષ કી આયુ તક દેખરેખ કી જાતી હૈ. જહાં તક સંભવ હો સકતા હૈ, ઇસ બાત કી કોશિશ કી જાતી હૈ કિ કિસી બચ્ચે કો પૌષ્ટિક ભોજન કી કમી ન હોને પાયે. શિશુઓં કે લિયે એક 'નર્સરી' હૈ, જહાં દો વર્ષ સે પાંચ વર્ષ તક કી આયુ કે બચ્ચે રખે જાતે હૈં. બચ્ચોં કો શિક્ષા આધુનિક ઢંગ સે દી જાતી હૈ ઔર વે ઇસ યોગ્ય બનાયે જાતે હૈં કિ ઉનમેં સૌંદર્ય ઔર સામંજસ્ય કી રુચિ ઉત્પન્ન હો સકે, જો ઉસ વાયુમંડલ મેં સ્વભાવતઃ નહીં ઉત્પન્ન હો સકતી, જિસમેં વે રહતે હૈં. બડે લડકોં કો સંધ્યાસમય અનેક પ્રકાર કે મનોરંજક કાર્યોં મેં સમ્મિલિત હોને કા પ્રબંધ હૈ.

કિંગ્સલે-હૉલ સે સહાનુભૂતિ રખનેવાલે વ્યક્તિ સમસ્ત સંસાર મેં ફૈલે હૈં. વે ઉસકી ઉન્નતિ કો ધ્યાનપૂર્વક દેખતે રહતે હૈં ઔર ઉસકે લિયે પ્રાર્થના કરતે હૈં. અબ ઉસકા અનુકરણ કરનેવાલે ભી ઉત્પન્ન હો રહે હૈં. યહાં સે પાસ હી ઇસેક્સ મેં ડેગનહમ નામક એક મકાન ઔર ભૂસંપત્તિ ભી ઇસી પ્રકાર કે કાર્યોં કે લિયે દી ગઇ હૈ. ઉસકા ઉદ્દેશ લંદન કે ઇસ્ટ એંડ કે દરિદ્ર મુહલ્લોં કે મકાનોં કી ભીડ-ભક્કડ કમ કરના હૈ. 'બો' કે બહુત સે લોગ વહાં ચલે ગયે હૈં. વહાં કી અવસ્થા અધિક સ્વાસ્થ્યકર હૈ, મગર વહાં લોગોં કો ધાર્મિક ઔર સામાજિક જીવન કી કમી બહુત ખટકતી હૈ. જો લોગ ભૂતકાલ મેં કિંગ્સલે હૉલ મેં આતે-જાતે રહે હૈં, ઉન્હોંને ઉસસે પ્રાર્થના કી હૈ કિ વહ ઉનકી નવીન પરિસ્થિતિ મેં કુછ મદદ કરે, અતઃ વહાં એક તંબૂ તાના ગયા ઔર કિંગ્સલે હૉલ કે દો-તીન કાર્યકર્તા વહાં જા કર ઝોંપડે ઔર તંબૂ મેં રહે. ઇસ પ્રકાર વહાં કાર્ય આરંભ હુઆ, યદ્યપિ વહાં કી પરિસ્થિતિ બડી અસુવિધાજનક ઔર કઠિન થી. એક અસ્થાઈ હૉલ ભી બનાયા ગયા, મગર જબ યહ પૂરા હોને કે કરીબ આયા, તો જાડે કી તેજ હવા સે તંબૂ બૈઠ ગયા. અબ યહ ઇમારત શીઘ્ર હી ખુલનેવાલી હૈ ઔર વહાં ઉસી પ્રકાર કા કાર્ય શુરુ હો જાયગા, જૈસા 'બો' મેં હોતા હૈ. વહાં ઇસ બાત કી ભી બડી સુવિધા હૈ કિ આસપાસ કી જમીન મેં ખેતી કી જા સકતી હૈ.

ડેગનહમહૉલ કા 'બો' સે બહુત ઘના સંબંધ હૈ ઔર વહી ઉસે કાર્યકર્તા ભી પ્રદાન કરેગા. ન્યુકૅસિલ ઑનટાઇન મેં ભી ઇસ પ્રકાર કા એક નયા ભવન ખુલ રહા હૈ. ઉસકે ખોલનેવાલે કિંગ્સ્લે હૉલ કે ઉદાહરણ સે હી પ્રેરિત હો કર ઉસે ખોલ રહે હૈં, પરંતુ ઉસકા ઇસસે કોઇ સીધા સંબંધ ન હોગા. ઇસી પ્રકાર સે અન્ય કઇ નગરોં મેં ભી 'બો' કે ઉદાહરણ કા અનુકરણ કરને કી હાર્દિક ઇચ્છા પ્રકટ કી જા રહી હૈ. હમારી ભાવી આશાએં કિંગ્સલે હૉલ કે સંગઠન પર અવલંબિત નહીં હૈં. બલ્કિ ઉસકી ભાવના કે પ્રચાર પર નિર્ભર હૈં. હમ ઉસ દિન કી પ્રતીક્ષા કર રહે હૈં, જબ ઇંગ્લૈંડ કે અનેક ભાગોં મેં પુરુષ ઔર સ્ત્રિયોં કે અનેક દલ ઇસી પ્રકાર કે કાર્ય કરેંગે ઔર દરિદ્રતા કો દૂર કર કે સાંસારિક લિપ્સા કે સ્થાન મેં આધ્યાત્મિક ભાવના ઉત્પન્ન કરેંગે.

("વિશાલ ભારતના"ના એક અંકમાંથી)

# ૧૦૫–અધિકારીનો હૃદયપલટો

( લેખકઃ—શ્રી. નરીમાન સો. ગોળવાળા )

( કરાંચીના આ વિદ્વાન પારસી લેખક બંધુએ પોતાની મીઠી શૈલીમાં આ ટૂંકી વાર્તાદ્વારા દેશપ્રેમની રસભરી જમાવટ કરી છે.

તંત્રી " શારદા ")

## પ્રકરણ ૧ લું

### સત્તાનો કેફ

એ યાદગાર સરઘસ હતું. સેંકડો સ્ત્રીઓ, હજારો યુવાનો અને વૃદ્ધો તથા બાળકો ચાઇના ક્રિકની ખારીમાંથી મીઠું લઇને રાષ્ટ્રગીત ગાતાં ગાતાં બડા સાહેબો માટે તેઓનો અમૂલ્ય(!) વખત ન ખોવાય તે સારૂ ખાસ બાંધેલા ક્લીફ્ટન જવાના પૂલ ઉપરથી પસાર થતાં હતાં. એ જોવા જેવો દેખાવ હતો. એ અપૂર્વ દૃશ્ય હતું. પૂલ ઉપરથી પસાર થતી ગાડીઓ અને મોટરગાડીઓ થંભી ગઈ હતી. એ ગાડીઓને આગળ વધવા તસુ જેટલીયે જગ્યા પૂલ ઉપર નહોતી. મોટરગાડીમાં બેઠેલા સહેલાણી યુરોપીયનો, પારસીઓ અને 'ફેશનેબલ' સિંધીઓ કંઇ અજબ ભાવે આ સરઘસને નિહાળી રહ્યા હતા.

સરઘસ પૂલ વટાવીને આગળ અને આગળ વધ્યું. એ સદર વિભાગના મોટા વેપારી રસ્તા પરથી જવાનું છે એવી ખબર પડતાંજ એ આખે રસ્તે દુકાનદારો અને રાહદારીઓ ડાબી જમણી બાજુએ સંઘ સમારી ઉભા રહી ગયા હતા.

એક દુકાન આગળ કેટલાક પારસીઓ, આજ આ જંગી સરઘસ અહીંથી જવાનું છે એ જોવા ઉભા હતા અને ટીકા કરી રહ્યા હતા.

"કાંય બધા મરવા માગે છ ?" એકે શરૂઆત કરી.

"એ બધા ઘેલા થઇ ગયા છ " બીજાએ પોતાનો મત રજૂ કર્યોઃ "આ સરઘસને અહીંથી જવા દેવામાં આવશેજ નહિ."

"ગાંધી તો ગાંડો છે" કોઇ ત્રીજા પારસીએ જણાવ્યું "એમ જો સરઘસ કાઢવાથી સ્વરાજ મળે તો જોઇએ શું ? અને એવાં સરઘસમાં છેજ શું ?"

"ખરૂંજ છે" કોઇ ચોથાએ ટેકો આપ્યોઃ "હાલી મવાલીઓ એમાં છે. છે કોઇ મોટા માણુસો ?"

"મોટા માણુસો એટલે ?" ફિરોઝ નામના યુવાને સવાલ પૂછ્યો.

"મોટા માણુસો એટલે ખાન બહાદૂરો, ખાનસાહેબો, શ્રીમંતો,

પૈસાદારો." જવાબ મળ્યો.

"એ મોટા માણસો!" ફિરોઝ બોલ્યો: "એઓ શાના સરઘસમાં આવે? એઓને શેની દાઝ હોય? તેઓ તો વાડીવજીફે રહેનારા, મોટરમાં ફરનારા, યુરોપીયનોને 'પાર્ટી' આપનારા! તે લોકને ક્યાં કમી છે કે આવાં સરઘસમાં જોડાય?"

"વાજબી કહ્યું" કોઇ રૂસીએ ટેકો આપ્યો: "મરવાનું તો મધ્યમ વર્ગને અને ગરીબ વર્ગને. પૈસાદારો અને શ્રીમંતોને શું? ત્રણ પૈસાના મણ નીમકના અઢી રૂપિયા આપવા પડે તેમાં તે લોકનાં છોકરાં ક્યાં ભૂખે મરી જાય તેમ છે?"

"પણ આવા સરઘસમાં જો મોટાંઓ જોડાય તો તેની અસર થાય કે નહિ?"

"અને મોટાંઓ એટલે શું?" ફિરોઝે ફરી સવાલ કર્યો "મોટાંઓને બનાવનાર કોણ? આપણેજ કેની? જરા પાંચ પૈસા થયા અને મોટર દોડવા લાગી કે તે આપણા મનથી મોટો! અને એવા મોટાને બગાડીએ પણ આપણેજ. એ મોટાએ કંઇ સખાવત કરી કે તે વધારે મોટો થયો! જેનો કોઇ ભાવ નહિ પૂછતુંતું તે આજ મોટર દોડાવી આપણને નીચા ગણે છે."

"પણ એજ મોટાંઓએ ગરીબ અને મધ્યમ વર્ગ માટે જુદે જુદે ઠેકાણે સુંદર ઘરો નથી બંધાવ્યાં?" મોટાંઓનો પક્ષ ખેંચી એકે સવાલ કર્યો.

"હા!" ફિરોઝે ઉભરો ઠાલવ્યો "ખરૂં છે! ઘરો બંધાવ્યાં! કેવાં મોટાં! કેવાં સરસ! પતિપત્ની અને મોટાં છોકરાં હોય તો સગવડ અને ધણીધણીઆણીનો મલાજો પણ ન સચવાય એવાં મોટાં!! એમ તો એ મોટેરાંઓનો પક્ષ ખેંચી દલીલ કરનારા પણ છે. તેઓ સરસ દલીલ કરી જાણે છે કે ફરફર હવા અને રોશની તો મળે છે ની? બસ, પછી જોઇએ શું? જાણે ગરીબો હવા અને ઉજાસ પરજ જીવતાં હોય! ગરીબોને વળી સગવડ શાની જોઇએ? 'સાઇડ રૂમ' શાને જોઇએ? પાછળ વળી દરવાજો શાનો જોઇએ? ગરીબોને વળી મલાજો તે શું? આવી દલીલ કરનારા આપણાજ ઘરબારનાં વાડી વજીફાથી સુખી રહેનાર પારસીઓજ આપણાં કહેવાતાં મોટાંઓને બગાડે છે. એજ મોટાંઓ જાતે એવાં ઘરમાં રહે તો ખબર પડે ને? ભંગી-મહેતરોને, લાકડાં-કોલસાવાળાઓને આગલે દરવાજેથી ખાવા બેસવાના ઓરડામાંથી તેઓ જવા દેશે કે? તેઓને તરત પાછલા દરવાજાની જરૂર પડશે. ગરીબો માટે ઘર બંધાવ્યાં તે કંઇ જેવો તેવો પાડ! વધારે શું જોઈએ? ગરીબોને એવાં લાડ શાનાં જોઈએ! અને......"

"નાસોનાસો"ની બૂમો સાંભળતાંજ વાત અહીં અટકી, સર્વ પારસીઓ તે દિશાએ દોડ્યા.

*

વેપારી રસ્તે સરઘસ દાખલ થયું. સામેજ સવારો અને સિપાઇ-ઓની ટુકડી આવી ઉભી. ફોજદાર જાલ સરઘસની સામે આવી બોલ્યો "સરઘસને અહીંથી આગળ વધવા હુકમ નથી."

સરઘસને મોખરે તેનો વડો રમણ હતો. તેની બાજુએ મુબા-રક હતો; એક હિંદુ, બીજો મુસલમાન. બંને તેજ શહેરની 'કૉલેજ'ના પ્રોફેસર હતા. એક મેથેમેટિકસ ભણાવતો, બીજો ફારસીનો ઉસ્તાદ હતો. મહાત્મા ગાંધીજીની દેશ માટેની હાકલ સાંભળીને એ બંનેએ આ મોટા હોદ્દાનો ત્યાગ કરીને આ મહાન, પવિત્ર, અહિંસક લડતમાં ઝંપલાવ્યું હતું.

"ફોજદાર સાહેબ" રમણે કહ્યું " હું તમને ખાત્રી આપું છું કે, અમારા આ સરઘસથી કોઇ પણ જાતનો દંગોફિસાદ નહિ થાય. અમે તમારા પારસીઓની કે યુરોપીયનોની દુકાનો લૂંટવા નથી નીકળ્યા."

"પણ" જાલ બોલ્યો "આ સરઘસ આ રસ્તેથી નહિજ લઇ જવાય એવો મને હુકમ છે."

"ભાઇ, તમે ઉપરી અમલદારોને ફરી નહિ પૂછો?" મુબારકે વિનવ દાખવ્યો.

"મને એવી કોઇ જરૂર નથી." સત્તાનો નશો શરૂ થયો.

"તો અમે પણ અહીંજ બેસીએ છીએ. તમે અમલદારો જશો એટલે અમે આગળ વધીશું." રમણે સવિનય ભંગની શરૂઆત કરી.

"અહીં તમારાથી ઉભા રહેવાયજ નહિ. તમે બધાએ ખસવું-જ જોઇએ." ફોજદાર જાલે ફરી હુકમ કર્યો.

"તે તો નહિજ બને." મુબારક મક્કમ રહ્યો "ફોજદાર સાહેબ! તમને કે કોઇને પણ અમને રોકવાનો અધિકાર નથી. તમે તમારા સવારો, શસ્ત્રો અને બંદુકોના બળ પર અમને રોકવા માગતા હો તો ભલે; પણ પાછા તો નહિજ ફેરવી શકો."

ફોજદાર જાલ 'ગ્રેજ્યુએટ' હતો. અંગ્રેજી વગર ઉદ્ધાર નથી એવું માનનાર હતો. એના પિતા ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ હતા. એમનો દોર ભારે હતો. પિતા-પુત્ર સંચા જેવી સખ્ત 'ડિસીપ્લીન'માં માનનાર હતા. અંગ્રેજોથી તો એના બાપદાદાની કીર્તિ વધી એમ જાલ માનતો, અંગ્રેજોના પગની ખાકથી તો બધા પારસીઓ મોટા થયા હતા, અને પાંચ પૈસે સુખી બન્યા હતા, એમ એ માનતો. પગથી માથા સુધી અંગ્રેજી પોશાક સજી એ બહાર નીકળતો ત્યારે પોતે પોતાને ભૂલી જતો; પોતાની જાત ભૂલતો, પોતાની જાત ભૂલતો. પોતાની માતૃભાષા ગુજરાતીમાં કોઇ

સાથે તેને બોલવું પડતું તો પોતાને અભડાયલો માનતો.

મુબારકનું મક્કમ બોલવું સાંભળીને એ સહેજ ખંચાયો; પણ એને તો "ડીસીપ્લીન" જાળવવી હતી. વળી હમણાં એ ખાસ અમલદારના પોશાકમાં હતો. એ પોશાકનો કેફ તેને ચઢતો હતો. એ શું કરે? લોકોને અહીં ઉભા રહેવા દે? એમ બને? અને તે યે અમલદારની સામે? એણે એટલામાં ડી. એસ. પી. મોટરમાં આવતો જોયો. વધારે વિચાર કરવાનો વખત નહોતો. હવે તો નીમક-હલાલી બતાવવાની તક હતી. એ શા માટે જતી કરવી? કમરેથી "બૅતન" કાઢી એણે ઘોડાને એડી મારી. એ સરઘસ પર ધસ્યો, એની પાછળ સવારો પણ ધસ્યા.

'બૅતન' ફેરવતો જાલ આગળ વધ્યો. રમણ બરાબર સામેજ હતો. તેના માથા પર દંડાનો ફટકો પડયો. તેને ચક્કર આવ્યાં. તે પછડાયો. તે ફરી ઉભો થવા ગયો તેટલામાં તો જાલના ઘોડા-એ બંને પગ ઉછાળ્યા, રમણ તે પગો તળે આવી ગયો.

સરઘસ હજી શાંત હતું. રમણને પડયો જાણી કેટલાક તેને ઉપાડી લેવા આગળ આવ્યા; પણ સિપાઇઓ નિર્દયપણે દંડા ફેરવતા હતા. લોકો એ ઘા ઝીલતા ત્યાંજ ઉભા હતા. ફોજદાર હજી પોતાનું કામ કર્યે જતો, કેટલાક ભાઇઓ આ દેખાવ સહન ન કરી શકયા. તેઓએ પોતાના નેતા મુબારકને કહ્યું કે, રજા આપો તો આ સવારોને પૂરા કરીએ. મુબારકે બધાંને શાંત કરતાં કહ્યું "ભાઇઓ! તમારા આવા શબ્દોથી હું લજવાઉં છું. આપણે આપણાજ ભાઇઓને મારીએ? નહિ, ખબરદાર એવું પગલું ભર્યું તો. આપણો રમણ પડયો છે તેમાંજ આપણી કસોટી છે. ફોજદાર જાલ આપણોજ ભાઇને? એણે એની ફરજ બજાવી. આપણે આપણી ફરજ નહિ બજાવીએ?"

લોકો શાંત થયાં. આખું સરઘસ શાંત થઇને ઉભું. ફોજદારે પોતાની અમલદારી બરાબર દાખવી, પણ અંતે એ પણ મનુષ્ય હતો. એનામાં માણસાઇ હૃદય હતું, એ અંગ્રેજના 'બેતન' અને બળમાં માનતો; પણ આજ એની એ માન્યતા કાંઇક ઢીલી પડતી જતી હતી. એક બાજુ હજારો લોક હતું. મુબારક અને રમણના એકજ બોલે એનો અને એના ૨૫ સવારોનો ઘાણ નીકળી જાય એવું હતું. રમણ માર ખાઇ પડયો હતો. મુબારક સામેજ ખુલ્લી છાતીએ ઉભો હતો. લોકો સિપાઇઓના દંડા ઝીલતા હતા. કેટલાક પડતા, કેટલાક કચડાતા, છતાં કોઈ પણ 'પોલિસ' સામે હુંકારો કરતા નહિ. જાલે આ બધું જોયું જાણ્યું. એણે કંટોકટ મામલો જોઇ લીધો. સહેજ ઇશારતથી એણે પોતાનાં માણસોને વાર્યાં; પણ ટેક રાખવો જોઇએ ને? એટલે આખી ટુકડી બરાબર સરઘસ વચ્ચેથી

થઈને બીજે છેડે નીકળી ચાલી ગઈ–દેખાવ એવો કે જાણે સરઘસને વીખેરી નાખ્યું હોય!

અને સરઘસ આગળ વધ્યું.

## પ્રકરણ ૨ જું

### જાલ અને માણેક

ઉપલા બનાવને ત્રણ દિવસ થઇ ગયા છે, એ દરમિયાન 'પોલીસ'ના મારફાડના સમાચાર આખા શહેરમાં ફરી વળ્યા હતા. "રમણ કચડાઇ ગયો," "મુબારક ઘાયલ થયો," "લોકો પર જેમ ગમે તેમ લાઠીઓ ચાલી," ફોજદાર જાલના હુકમથી આ બધું થયું;" વગેરે વગેરેની ચર્ચા આખા શહેરમાં ખૂબ થઈ રહી હતી. પ્રજાકીય પત્રોએ ફોજદારના કૃત્યને ખૂબ વખોડયું હતું. નોકરશાહીનાં પત્રોએ ફોજદારનાં ખૂબ વખાણ કર્યાં હતાં અને પારસીઓની વફાદારીના ગુણ ગાઈ ધન્યવાદ આપ્યો હતો.

પોતાની વિરુદ્ધના અને પોતાની તરફેણના ખબરો વાંચતો જાલ પોતાના દિવાનખાનામાં બેઠો હતો. એની બાજુમાં એની પત્ની માણેક બેઠી હતી. નિર્દોષ અને શાંત ટોળાં ઉપર એના ધણીએ ચલાવેલા દંડાથી એને દુઃખ ઉપજ્યું હતું. એ ભલી ઘરરખુ સ્ત્રી હતી, શીખેલી હતી, દેશ–શહેરમાં ચાલી રહેલી હિલચાલથી બરાબર વાકેફ રહેતી. પતિ નોકરશાહી વિચાર ધરાવતો. પત્ની એની સાથે વાદવિવાદમાં ઉતરતી. નીમકના કર માટે પણ એ બે વચ્ચે સારો વાદ થતો હતો. માણેક કહેતી કે, ત્રણ પૈસાના અઢી રૂપિયા લેવા એમાં સરકાર વાજબી નથી. જાલ સરકારનોજ પક્ષ તાણતો. આજ પણ એવી તકરારમાં ધણીધણીઆણી ઉતર્યાં હતાં. અને વાત વાતમાં જાલના છેલ્લા કૃત્ય માટે માણેકે સવાલ ઉઠાવ્યો હતો.

જાલે બચાવ કર્યો: "પણ વહાલી! હું એ વેળા કરી પણ શું શકું? જો સરઘસને જવા દઉં તો મારે માથે મુસીબત આવી પડે."

માણેકે માથું ધુણાવ્યું: "પણ તમારે દંડા ચલાવવા નહિ દેવા'તા. શું તમારૂં કામ દંડાબાજી કરવાનું છે? આજ તમે દંડા ચલાવો, આવતી કાલે તમને 'હંટર' ચલાવવાનું કામ સોંપાય તો શું તમે ખુશી થશો?"

" ડીઅર! તું સમજતી નથી." જાલ ખીસીઆણો પડયો.

"હું બધું સમજું છું" માણેકે જીકર ચલાવી: " પાછળ ડી. એસ. પી. ઉભો હતો. તમે તેને તમારૂં પરાક્રમ દેખાડવા માગતા હતા. તમે તમારો ખ્યાલ કર્યો, લોકોનો નહિ. એ ટોળામાં શું બહાદૂર પુરુષો નહિ હતા? એમાં શું શીખેલા–ભણેલા નહિ હતા? હતાજ. વળી વિદ્યામાં પણ તમારાથી ચઢતા એવા રમણ

અને મુબારક માટે શું ધારો છો? તમે એજ 'પ્રૉફેસર'ના હાથ નીચે ભણી ગયા છો અને તમે તેઓના ઉપર દંડા ચલાવ્યા! ઘોડા ચલાવ્યા! એ શું બહાદૂરી કહેવાય!"

"પણ મક્કાં, આ મારા કામની નોંધ ડી. એસ. પી. એ કરી લીધી છે."

"એમ! અને તે ખાતર..." માણેક બોલતી અટકી. તેને દુઃખ થયું, તેનો ધણી આવા તુચ્છ હોદ્દા ખાતર કેવું કામ કરી રહ્યો હતો! તે ફરી બોલીઃ "તમને મોટો દરજ્જો મળશે. બે-ગુનાઓના ખૂનથી રંગાયેલા હાથે એ દરજ્જો તમે લેજો. એ તમારી ફરજનું ઇનામ અને દેશદ્રોહની કિંમત થશે. ફોજદારનું કામ તો..."

પટાવાળાએ આવી જાલના હાથમાં એક પત્ર મેલ્યો. તેણે તે ફોડયો. એ સરકારી પત્ર હતો.

"કેમ, નવા હોદ્દાનો પરવાનો આવી ગયો!" માણેક હસી.

"તું તો છેજ એવી" જાલ જરા ચીડાયોઃ "આજે વળી કોઇ પાછું સરઘસ નીકળવાનું છે અને મારે તેની સાથે જવું એવો હુકમ છે."

"હાં, જાઓ, જાઓ." માણેકે ચેષ્ટા કરીઃ "આજે પણ સારો શિકાર મળશે! લાઠી ચલાવજો! ડી. એસ પી. પણ જોશે અને પછી.."

"બસ કર, જે ગમે તે બક ના." જાલ વધારે ગુસ્સે થયો "મારે મારી ફરજ બજાવવાની છે."

"હા, બજાવો ફરજ" માણેક પણ સહેજ તપીઃ "તેની ના નહિ, પણ ફરજ માત્ર લાઠી ચલાવવામાં નથી સમાતી. ફરજ? ફરજનો અર્થ પણ સમજો છો?"

"સમજું છું, વહાલી મક્કાં! બરાબર સમજું છું." જાલ નરમ પડયોઃ "તું જાણે છ કે હું મૂંગો મૂંગો ઊભો રહું તો શો નતીજો આવે? હું નાલાયક ઠરૂં અને વળી અધિકારીઓની નજરમાં આવું કે હું પણ સ્વરાજવાદીઓ સાથે મળી ગયો છું. જે સંજોગોમાં હું મુકાયો છું તે સંજોગના રંગ જોઇનેજ મારે કામ લેવું પડે છે. વહાલી! હું સમજું છું કે, આ માણસો દેશ માટે કામ કરી રહ્યા છે. ગાંધી સાચો છે. વળી હું આ પણ સમજું છું કે, સરકાર ગાંધી અને તેની હિલચાલને છુંદી નાખવા માગે છે. ગુલામી હું સમજું છું, પણ સંજોગથી લાચાર."

માણેક હેરત રહીઃ "મારા જાલ, આ પહેલીજ વાર તારે મોઢે આ શબ્દો સાંભળું છું. જા, આજ તારી ફરજ બજાવ. લાઠી ના ચલાવતો. ખુદા તુંને એવી ગુલામી નોકરીમાંથી જલદીજ છોડવે."

આ પ્રમાણે વહાલસોઈ પત્નીએ ધણીને વિદાય આપી.

---

## પ્રકરણ ત્રીજું

### રમણની પાયદસ્ત-જાલની આત્મશુદ્ધિ

જાલ સરઘસની સામે જઈ પહોંચ્યો. ફોજદારને જોતાંજ લોકોએ "વંદે માતરમ્"ના પોકારોથી રસ્તો ગજાવી મેલ્યો. સરઘસ જંગી હતું. આગલા સરઘસથી આ સરઘસ શોકમય હતું. એ પાયદસ્તનું સરઘસ હતું. ફોજદારના પડેલા ફટકા પછી ત્રણ ત્રણ દિવસની સખ્ત વેદના ભોગવીને રમણ આજ મૃત્યુ પામ્યો હતો. એના મરણના સમાચાર સાંભળતાંજ લોકો ભયભીત બની ગયાં, બજાર આખું બંધ થઇ ગયું. કૉલેજના વિદ્યાર્થીઓએ પણ હડતાલ પાડી. સર્વ આ અવસાન-સરઘસમાં જોડાયા. એ સરઘસમાં હજારોએ ભાગ લીધો હતો-જાણે આખું શહેરજ ઉલટયું હોય !

સિપાઇઓને તથા સવારોને સરઘસની સાથેજ છૂટે છૂટે ઠેકાણે જાલે ગોઠવી દીધા હતા. સરઘસની વચમાં પાંચસો સ્ત્રીઓ હતી. એમાં મોખરે કૅાલેજમાં ભણેલી અને રમણના હાથ નીચે ભણી ગયેલી કેટલીક પારસી સ્ત્રીઓ પણ હતી. માણેક તેમાં સામેલ હતી.

જાલની નજર માણેક પર પડી; માણેકની આંખોમાં એણે કંઇક એવું જોયું, જેથી તેના આખા અંગે કંપારી છૂટી. પોતાની ધણીઆણીની દૃષ્ટિએ તે આજે હલકો અને નિર્બળ જણાયો.

ફોજદારને જોઇને એક હિંદુ સ્ત્રી બોલી: "ફોજદાર સાહેબ! આજે પણ અમારા પર દંડા ચલાવશો ને ?"

"અમારા રમણ ઉપર ઘા કરનારને અમારાં કોટિ વંદન" બીજી બોલી. જાલને પરસેવો છૂટયો.

"મારે પેટે એવો છોકરો જન્મ્યો હોત તો તેને પૂરો કરી દીધો હોત" એક ઘરડી ડોસીએ વરાળ કાઢી.

"પણ માજી" એક યુવતીએ કટાક્ષ કર્યો: "એમાં એ શું કરે ? કૂતરા પણ ખાધેલું નિમકહલાલ કરે છે અને આ તો મનુષ્ય !"

જાલથી આ બધું વધારે વખત સાંભળી શકાયું નહિ. એણે ઘોડો હંકાર્યો અને એ સરઘસની પાછળ ચાલ્યો ગયો. માણેકની તીવ્ર આંખ અને આ સ્ત્રીઓનાં આવાં બોલવાં સામે જાલ લજવાયો. તે ફરી સ્ત્રીઓ તરફ આવ્યો નહિ. વળી ઉપરી અમલદારો ઉપર એને ગુસ્સો આવ્યો કે, સરઘસ નીકળે ત્યારે હું શું લાગણી વગરનો છું ? મને હૃદય નથી ?

વિચારની પરંપરા ચાલી અને સરઘસ પણ આગળ અને આગળ વધતું ગયું. શહેરની મુખ્ય સડકો પર ફરતું ફરતું સરઘસ ચાલ્યું જતું હતું. બારીબારણે, અટારીએ, ઝાડો ઉપર લોકોની ઠઠ જામી હતી. આખા વાતાવરણમાં કંઈ અજબ ઉત્સાહ, અજબ

જોમ પ્રકટી નીકળ્યાં હતાં. એ જોમ ! એ ઉત્સાહ ! એ ગર્વ ! એ બધું જોઇને જાલને કંઈ ને કંઇ થઇ ગયું. એની નજર રમણુની લાશ પર પડી. મોં ખુલ્લું હતું. ચેહરા ઉપર હર્ષ હતો. એ મીઠો ચેહરો જોઇને એનું હૃદય ધવાયું. એના આત્માએ અંદરથી એનો તિરસ્કાર કર્યો. તે લાશ તરફ ઘણી વાર જોઇ નહિ શકયો. તેણે મોં ફેરવી લીધું. એને થયું કે, અરે ! જેને માટે લોકો મરી ફીટે છે અને જેનાં દર્શન માટે આટલી સંખ્યા ભેગી થઇ છે તે મારા એક વેળાના પ્રૉફેસરનું ભવિષ્ય મેં બગાડયું ? મેં શું કામ કર્યું ? કોને ખાતર ? સ્વાર્થ, હવસ, અધિકારીને ખુશ કરવાનો મોહ ! અને મને શું મળવાનું ? એક મોટો હોદ્દો ! અને કેવો–નિર્દોષોના ખૂનથી રંગાએલો ! ખરેજ મારી માણેક ! તું ખરી છે. એવા હોદ્દાને સો સલામ...”

રમણનો આત્મા મહાન દરબારમાં કૂચ કરી રહ્યો હતો અને અહીં જાલનો આત્મા શુદ્ધ થઇ રહ્યો હતો.

એક કૉન્સ્ટેબલે આવીને જાણે વધારે શુદ્ધિ કરીઃ “હજુર, આપનો હાથ બરાબર પડયો છે. જબરો બળવાખોર હતો.”

જાલે તેને અટકાવ્યોઃ “નહિ, એમાં હું મારી બહાદૂરી નથી સમજતો.”

વળી પેલાએ ખુશામત કરીઃ “એ રમણ બડો બદમાશ હતો સાહેબ.”

“ચૂપ રહો” અને એક તમાચો કૉન્સ્ટેબલના ગાલ પર પડયોઃ “શું સમજીને એને બદમાશ કહો છો ? ખબર છે બદમાશ કોણ કહેવાય ? જે ખૂન કરે એ બદમાશ, જે વ્યભિચાર કરે એ બદમાશ; જે ધાડ પાડે, લોકોને લૂંટે એ બદમાશ. દેશને માટે હથેળીમાં જીવ લઇને ફરે એ બદમાશ નહિ. સમજ્યા કે ? કમનસીબી આપણી કે એવાઓને મદદ કરવાને બદલે આપણે તેઓ પર ‘હંટર’ ચલાવીએ છીએ.”

અને ગુસ્સામાં ઘોડો દપટાવતો જાલ ત્યાંથી ચાલી ગયો. કૉન્સ્ટેબલ ગાલ પસવારતો જાલને ગાંડો થયેલો સમજી ત્યાંજ થંભ્યો ! સરઘસની પાછળ રહી ગયેલાં થોડાં માણસોએ આ લપડાક અને વાતચીત સાંભળી હતી. તેઓ પણ અજાયબીથી જાલને જતો જોઇ રહ્યા.

---

## પ્રકરણ ૪ થું

## બલિદાનની વેદી પર ત્રિપુટીનાં આંસુ

માણેક મુખ્ય રસ્તે પાયદસ્તને વળાવીને ઘેર પાછી ફરી હતી. એને આજે ઘર કરડવા ધાતું હતું. એના ધણીના દંડાથી એક બેમૂલ જીવ ગુમાયો હતો. અરે સરઘસમાં લોકો કેવાં કરડી નજરે એના

ધણી પ્રત્યે જોઈ રહ્યાં હતાં. સાંજ પડવા આવી. એને કામકાજમાં સૂજ પડતી નહોતી. એને એના ધણીનું પ્રાયશ્ચિત્ત કરવું હતું. શું કરવું ? હા, ખરે યાદ આવી. રમણની સ્ત્રી હવે વિધવા થઇ હતી. કોણે એની આવી દશા કરી ? એના ધણીએ. અરે લોકો કેવાં વેણ બોલશે ? હું એની પાસે જાઉં ? એ શું કહેશે ? હું કેમ મળું ? નહિ જાઉં ? હા જાઉં. મારા ધણી તરફથી માફી માગું ?

આવી ગડભાંજમાં અંતે માણેક રમણને ઘેર ગઇ એની પત્નીને મળવા. ત્યાં એના ઘર આગળ લોકો એકઠાં મળ્યાં હતાં અને આખું વાતાવરણ શોકમય બન્યું હતું. ફોજદારની બૈરીને અહીં આવતી જોઇ લોકો અજાયબીમાં હટી ગયાં અને તેને જવાની જગ્યા કરી આપી. એ અંદર ગઇ. ઓરડામાં એક ખાટલા ઉપર રમણની સ્ત્રી બેઠી હતી. એના ધણીએ દેશની સ્વતંત્રતા માટે પોતાનું બલિદાન આપ્યું હતું. મુબારક પણ ત્યાંજ બેઠો હતો.

“આવો માણેકબાઇ, આવો બહેન” મીઠો, જરાયે કડવાશ વગરનો આવકાર મળ્યો. માણેક આગળ વધી અને, અને શું જુએ છે ?”

સાદાં કપડાં પહેરી પારસી પોશાકમાં એક જુવાન રમણની વિધવા પાસે ઉભો છે. તેની આંખમાં આંસુ છે. એને જોતાંજ માણેકથી બૂમ પડાઇ ગઇ.

“કોણ ? તમે જાલ ! તમે અહીં ?”

“હા, મક્કાં ! હું જાલ, તું જેમ આવી તેમ હું પણ અહીં આવ્યો છું.”

“તમારાં કપડાં આ ?”

“હા, નશો ચઢાવનારાં તે કપડાંને મેં આજથી બાતલ કર્યાં છે. વહાલી ! મેં નોકરી આજથી છોડી છે.” “ કમળાબહેન ! તમારા રમણના મૃત્યુએ મારા આત્માનાં પડળ ખોલી દીધાં છે.”

માણેકના ગોરા મોં ઉપર ગર્વ છવાઇ રહ્યો. પ્રેમની ઝળક છાઇ રહી. ચાર આંખો ફરી મળી. જાલે એ આંખોમાં સર્વસ્વ વાંચી લીધું. એની આંખ ભીની થઇ. માણેકની પણ આંખમાંથી આંસુ સર્યાં. વિધવાથી આ દૃશ્ય છાનું રહ્યું નહિ. એણે પણ જાલનો હૃદયપલટો જોયો. એના ધણીનું મૃત્યુ ધન્ય થયું. એની આંખો પણ સજળ થઇ. મુબારક પણ ભીની આંખોએ જોઇ રહ્યો.

આમ એકના બલિદાન પર પારસી, હિંદુ અને મુસ્લીમ ત્રિપુટી રડી હતી; અને એ રૂદનમાં સ્વાધીનતા ડોકિયું કરી રહી હતી.

(“શારદા”ના એક અંકમાંથી)

# ૧૦૬–पुस्तकालय विषे विचारो

કેવળ પુસ્તકસંગ્રહજ પુસ્તકાલયની સાર્થકતા નથી. પુસ્તકો સામાન્ય લોક પાસે વંચાવવાનું જે પ્રયોજન તે આપણે ભૂલી જઈએ તો ચાલે નહિ. કારણ આ મૂળ હેતુ ઉપરજ પુસ્તકાલય-પ્રવૃત્તિની કાર્યપદ્ધતિનો આધાર છે.

પુસ્તકાલય-પ્રવૃત્તિનું પ્રયોજન શામાટે છે? મોટી સંખ્યામાં માણુસોને વંચાવવા માટે, સાધારણ માણુસોમાં પુસ્તકવાચનનો નશો ઉભો કરવા માટે અને વિવિધ વિષયનાં પુસ્તકોનો પુષ્કળ પ્રચાર કરવા માટે છે.

કોઇ વિષય સંબંધી જાણવાની ઇચ્છા થાય તો કયા કયા પુસ્તકમાંથી તે સંબંધી માહિતી મળશે એની ખબર પૂરી પાડી જ્ઞાનપિપાસુને તરતજ સહાય કરવી તે પુસ્તકાધ્યક્ષનું કર્તવ્ય છે.

વળી કોઈ કદી જાણવા ઇચ્છે કે, અમુક પુસ્તકની અંદર કયો વિષય કેવી રીતે ચર્ચ્યો છે તો તેને તરતજ તેની ખબર આપવી, એ પણ પુસ્તકાધ્યક્ષનું કર્તવ્ય છે.

(ઑકટોબર–૧૯૩૦ના "પુસ્તકાલય"માંથી)

# ૧૦૭–राधास्वामी मत के साधन की समालोचना

(લેખકઃ–શ્રી. રાજ્યરત્ન પં૦ આત્મારામજી અમૃતસરી, બડોદા.)

પહિલા સાધનઃ—હાથ કે અંગૂઠોંસે દોનોં કાનોં કે છિદ્રોં કો બંદ કર કે ઔર આંખોં કો પહિલી ઔર દૂસરી ઉંગલી સે હલકા બંદ કર કે ઔર કોહનિયોં કો દોનોં ઘોંટોં કી પારી પર રખ કર 'ઉકડૂ આસન' સે બૈઠ કર, કાન મેં જો એક બારિક ધ્વનિ હોતી હૈ ઉસ પર મન કી વૃત્તિ કો લગાના. રાધાસ્વામી મત કે અનુસાર યહ શબ્દ કી ધારા સત્યલોક સે નિકલ કર કાનોં કી તરફ આતી હૈ. મન કી વૃત્તિ કો ઇસ પર લગા કર ઔર ઉત્તરોત્તર અભ્યાસ કે દ્વારા ઇસ શબ્દ કી ડોરી બના કર સત્યલોક મેં પ્રવેશ કરના અર્થાત્ સ્વામી કે નિકટ પહુંચના હૈ.

ઇસ પ્રકાર ઇસ અભ્યાસ કો કુછ માસ તક કરને સે સાધક કી ભયંકર શારીરિક કયા હાનિ હોતી હૈ ઉસકો સર્વસાધારણ તથા વિદ્વાનોં કે લાભ કે લિયે યહ લેખ પ્રકાશિત કિયા જાતા

* અમરેલી પુસ્તકાલય વર્ગ સમક્ષ અપાયેલું ભાષણ.

હૈ. કુછ માસ વા અધિક સમય તક અભ્યાસ કરને સે મસ્તિષ્ક કે અંદર જો અમૂલ્ય જીવનાધાર રક્ત રહતા હૈ વહ શરીર કે નીચલે ભાગ કો ઉતરના આરંભ હો જાતા હૈ. દિમાગ ઉત્તરોત્તર રક્ત સે ખાલી હોતા જાતા હૈ. ઇસકા પ્રત્યક્ષ પ્રબલ પ્રમાણ યહ હૈ કિ સાધક કા મુખડા વા ચહરા ફીકા તથા પીલા હો જાતા હૈ. સ્મરણ-શક્તિ ભી ધીરે ધીરે જરૂર હી કમ હો જાતી હૈ. શ્રુતજ્ઞાન કી ભી ધીરે ધીરે કમી હો જાતી હૈ. સાધક એકાંત મેં બૈઠના પસંદ કરતા હૈ, ઉસકી વાણી વા મન મેં હર્ષ વા ખુશી કા અભાવ હો જાતા હૈ. સાધક કી અવસ્થા એક વિચિત્ર માનસિક અર્દ્ધપાગલકીસી હો જાતી હૈ. ધીરે ધીરે ભોજન ભી કમ ખાને લગતા હૈ, રક્ત-સંચાર કી ગતિ નૈસર્ગિક નિયમ વિરુદ્ધ હોને સે ઉક્ત સબ દોષ પૈદા હોતે હૈં. સાથ હી 'ઉકડૂ આસન' અર્થાત્ જિસ પ્રકાર પાખાને બૈઠતે હૈં ઇસ તરહ બૈઠને સે ગુદાચક્ર પર નિયમ વિરુદ્ધ દબાબ પડને સે બબાસીર આદિ કી બિમારી ઉત્પન્ન હો જાતી હૈ. ક્યોં કિ દિમાગ સે જો રક્ત અભ્યાસ કે કારણ નીચે કો વિવશ લૌટતા હૈ ઉસકા દબાબ ગુદાચક્ર અથવા આતોં પર અધિક પડતા હૈ. પૈરોં કી તરફ જાને કી ઉસકો ગુંજાઇશ (સુવિધા) નહીં.

ઇસ લિયે ગુદાચક્ર કે મસોં મેં રક્ત ઇકઠ્ઠા હો જાને સે બબાસીર ઔર આતોં મેં અધિક ખૂન કા જમાવ હોને સે મંદાગ્નિ રોગ હો જાતે હૈં. એક દો નહીં કિંતુ સૈકડોં સાધકોં કી અવસ્થાકો દેખ કર ઇસ પરિણામ પર હમ પહુંચે હૈં. જિનકો સંદેહ હો વહ કુછ કાલ અભ્યાસ કર કે સ્વયં અનુભવ કર લેં.

સ્વામી પરમાનંદજી આગ્રાનિવાસી દો વર્ષ ઉક્ત અભ્યાસ કર ચુકે હૈં. જબ ઉનકે દિમાગ પર ઉક્ત બુરે પ્રભાવોં કા અસર હુઆ તો ઉન્હોંને છોડ દિયા. યહ ભી વિદિત રહે કિ ઇસ મત કે સચ્ચે સાધકોં કે દિમાગ મેં વિવેચનશક્તિ કમ હો જાતી હૈ.

("પ્રચારક"ના વર્ષ ૬ ના અંક ૧ માંથી)



# १०८-आपणी आश्रम व्यवस्था

(લેખકઃ—સ્વામીશ્રી અભયાનંદજી મહારાજ, વડોદરા.)

( લેખક આ લેખમાં આપણા સાંસારિક જીવન ઉપર એક દષ્ટિપાત નાખી તેનાં કારણોમાં ઉંડા ઉતરી માર્ગ દર્શાવે છે )

પ્રાચીન કાળે મહાભારતના યુદ્ધ સુધી આશ્રમ અને વર્ણ-વ્યવસ્થા ભારતનો જનસમૂહ વેદશાસ્ત્રાનુસાર પાલન કરતો હતો. તેથી તે કાળે વેદધર્મની પતાકા સમસ્ત ભૂમંડલપર ફરકતી હતી; એટલુંજ નહિ પણ ભારતના આર્યોનું રાજ્ય પૃથ્વીભરમાં હતું. આખી દુનિયાનો તે ગુરુ ગણાતો હતો; પરંતુ જ્યારથી વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થાનો લોપ થયો ત્યારથી ભારતની અધોગતિ થઇ.

## બ્રહ્મચર્યાશ્રમ

પૂર્વે ભારતનાં પ્રત્યેક બાલક-બાલિકા બ્રહ્મચર્યનું પાલન કરતાં. યજ્ઞોપવીત સંસ્કાર થાય એટલે દરેક પોતપોતાનાં ગુરુકુલો-માં જઈ વેદાભ્યાસ અને વિવિધ વિષયો ભણતાં. સંસ્થાના ગુરુઓ રાજાથી રંકપર્યંતનાં બાળકો માટે ભોજન અને વસ્ત્રાદિનો એકસરખો પ્રબંધ રાખતા. આથી આજના સમયમાં બાલકોનાં સ્વભાવ અને પોષાક તેમજ ખાનપાનમાં જે વિચિત્રતા જણાય છે તે તે કાળે નહોતી. તેઓ પરસ્પર કૃષ્ણ-સુદામાના જેવા પૂરા પ્રેમથી રહેતા.

બ્રહ્મચર્યથી શારીરિક બળ, મગજશક્તિનો વિકાસ, આત્મિક બળની વૃદ્ધિ, પરસ્પર પ્રેમ, ધર્મપર પ્રેમ, દેશ અને જાતિ તરફનું અભિમાન અને પ્રાણીમાત્રની સેવાનો ભાવ ખીલતો. વળી તેઓ દીર્ઘાયુષી થતાં. ગૃહસ્થાદિ ત્રણે આશ્રમની જડ બ્રહ્મચર્યાશ્રમ પરજ હતી. જેનો બ્રહ્મચર્યાશ્રમ બગડે તેના બીજા આશ્રમો બગડે તેમાં શી નવાઈ ? બ્રહ્મચર્ય અને વેદોના સ્વાધ્યાયને લીધે ભારત તો શું પણ સમસ્ત ભૂમંડલમાં માંસાહારી નહોતા. અથર્વ વેદ—अ. ११. ५. (७)

વળી **बाल्हीका......यवना शकाः** પરથી જણાય છે કે, અત્રિ ઋષિએ બલુચિસ્તાન, ઈરાન, ચીન, અરબ, મીસરમાં ભ્રમણ કર્યું ત્યારે દ્રાક્ષ, અડદ અને ઘઉંના ખાનારા, અગ્નિહોત્ર કરનારા જોયા. તે પરથી પણ ત્યાં માંસાહારીઓનો અભાવ જોવામાં આવે છે.

બ્રહ્મચર્યાશ્રમમાં બધા પ્રકારનાં જ્ઞાનો, વિજ્ઞાનો, હુન્નરોને મેળવી ગૃહસ્થાશ્રમમાં જવાથી બીજા આશ્રમને સુખરૂપ નિભાવી શકે છે. આમ હોવાથી પ્રાચીનકાળના લોકો દીર્ઘાયુષી અને શારીરિક તેમજ આત્મિક બળમાં શ્રેષ્ઠ હતા.

ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत ।
इन्द्रो ह ब्रह्मचर्येण देवेभ्यः स्व रा भरत् ॥
ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति ।
आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥

આ મંત્રો અને

યજુર્વેદીય તૈત્તિરીય ઉપનિષદ્‌ના ચોથા અનુવાકના **आमायन्तु, विमायन्तु, प्रमायन्तु ब्रह्मचारिणः** આ પ્રેમાળ શબ્દો જુઓ. ત્યારે આજે ઋષિમુનિઓનાં સંતાન નાની ઉંમરનાં વર અને વધૂનાં સ્વાગત કરી રહી છે. તેથી દેશમાં કરોડો વિધવાઓ વિધર્મી અને ગોભક્ષક સંતતિ ઉત્પન્ન કરી રહી છે, ને કેટલાંયે અધર્મમાર્ગે જીવન ગુજારી ગર્ભપાત અને બાળહત્યાઓ કરે છે.

આજની દશા જોતાં બ્રહ્મચર્યના લોપથી પ્રજા નિર્બળ અને રોગી તેમજ બુદ્ધિહીન થઇ છે. એ ઘણે સ્થળે પ્રમાણો સહિત કહેવાયું છે. પરિણામે ભારતનું રાજ્ય ગુમાવ્યું છે અને વિદેશી તથા વિધર્મીઓના પાદાક્રાન્ત થઇ રહ્યા છીએ.

## ગૃહસ્થાશ્રમ

પૂર્વે ઓછામાં ઓછાં ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કરાતું. જ્ઞાનપ્રાપ્તિ પછી પોતાના ગુણકર્માનુસાર બ્રહ્મચારિણી સાથે પાણિગ્રહણ કરાતું. તેથી પતિપત્નીમાં પરસ્પર પ્રેમ રહેતો અને ગૃહસ્થાશ્રમ સુખી પસાર કરાતો. હાલમાં બ્રહ્મચર્યનું પાલન ન હોવાથી, ગુણકર્માનુસાર લગ્નો ન થવાથી, બાળલગ્નો થવાથી ગૃહસ્થાશ્રમ દુઃખમય બની રહ્યા છે. વેદોની ધાર્મિક શિક્ષા બ્રહ્મચર્ય-આશ્રમમાં મેળવવાથી ગૃહસ્થાશ્રમમાં જઇ પોતાનું જીવન નિરામિષ સાત્વિક કરતા. સચ્ચાઈ, નીતિ અને ધાર્મિકતાથી આજીવિકા મેળવી ધર્મ, અર્થ, કામ ને મોક્ષને પ્રાપ્ત કરતા. પ્રજનનવિજ્ઞાનના જ્ઞાનથી ફક્ત સંતાનઉત્પત્તિને માટે ઋતુગામી હોવાથી એ માતપિતાનાં શારીરિક સ્વાસ્થ્ય સુંદર રહેતાં, બળ ને બુદ્ધિ વધતાં. ત્યારે આજે બ્રહ્મચર્યના નાશથી, પ્રજનનવિજ્ઞાનના અજ્ઞાનથી, દિનરાત વિષયમાં રમણ કરવાથી આધુનિક માતાપિતા અને પ્રજાનાં આરોગ્ય કેટલાં બધાં બગડી ગયાં છે ? અને તેથી એ પરિણામ આવી રહ્યું છે કે, પાછલી પેઢી કરતાં ચાલુ પેઢી ઉત્તરોત્તર પોતાનું જીવન કલુષિત ને અનીતિમાં ગાળતી થઇ છે.

બ્રહ્મચર્યથી પૂર્વજોનાં જીવન કેટલાં શ્રેષ્ઠ હતાં !

यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वे जन्तवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥मनु-३-७८

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुत ब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ।।२।।

જેમ પ્રત્યેક પ્રાણી વાયુને આશ્રયે રહે છે, તેમ બીજા બધા આશ્રમો ગૃહસ્થને આધારે છે. ત્રણ, બે અથવા એક વેદનો અભ્યાસ કરી બ્રહ્મચર્યનું પાલન કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.

આજ આદર્શવાળા ઋષિમુનિઓનાં સંતાન આજે વૈદિક સંસ્કારહીન છે. વાંચવા-લખવાના જ્ઞાન વિનાનાં ઢિંગલા-ઢિંગલીની જેમ બાલ્યવયમાં લગ્ન કરે છે, અને તેથી ગરીબાઇમાં જીવન ગુજારે છે. પૂર્વજો ધી, શ્રી અને સ્ત્રીના ક્રમે બીજા આશ્રમમાં પ્રવેશતા ત્યારે આજે પહેલી સ્ત્રી મેળવી આપવામાં આવે છે. પરિણામે છોકરાં વિદ્યાભ્યાસ કરી શકતાં નથી, ધનહીન બની જાય છે, ને પોતાનો સંસાર ગરીબીમાં દુઃખરૂપ ગુજારે છે.

## વાનપ્રસ્થાશ્રમ

પ્રાચીન સમયમાં ૨૫ થી ૫૦ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં રહીને તે પછી પોતે એકલા અગર પત્ની સાથે વનમાં જઇ નિવાસ કરતા. ત્યાં સ્વયં સ્વાધ્યાય કરતા, અને પ્રજાનાં બાલક-બાલિકાને ભણાવતા, તપશ્ચર્યાનું જીવન ગુજારતા, આત્મા પર સંયમ રાખી મનોનિગ્રહ કરતા; પણ આજે વાનપ્રસ્થાશ્રમની પ્રણાલિકા ન રહેવાને કારણે સાઠ વર્ષના થવા છતાં સંસારના મોહમાં ફરી વિષયના કીડા બની રહે છે. સ્વપત્નીનો દેહાંત થઇ જાય તો સાઠ વર્ષે પણ પોતાની દીકરી જેવી દશ કે બાર વર્ષની કન્યા સાથે લગન કરે છે; પણ વાનપ્રસ્થાશ્રમમાં ન જતાં વેદોનો સ્વાધ્યાય અને તપોમય જીવન ગાળવાનું બાજુ પર મૂકી દઇને પોતાનું જીવન ભ્રષ્ટ કરે છે.

स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ।
दाता नित्यमनादाताः सर्वभूतानुकम्पकः ।। मनु.

સ્વાધ્યાયમાં રત, જિતાત્મા, સર્વના બંધુ, વિદ્યાનું દાન દે, પોતે કોઇની પાસે કાંઇ ન લે, એવી એવી રીતે વાનપ્રસ્થી જીવન ગાળે.

अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ।
शरणेष्व ममश्चैव वृक्षमूलनिकेतनः ।।

શરીરનાં સુખો માટે અતિ પ્રયત્ન ન કરે, બ્રહ્મચારી રહે, જમીનપર સૂએ. વૃક્ષ ને મૂલોપર જીવે, કોઇ વસ્તુ પર મમતા કરે નહિ.

આમ પ્રાચીનકાળમાં વાનપ્રસ્થાશ્રમીઓ જીવન ગાળતા, ગામથી દૂર નદીકિનારે વા એકાંતમાં આશ્રમ બનાવી રહેતા. ત્યાંજ અનેક સંસ્થાઓ ઉદ્‌ભવતી. લોકો એ જ્ઞાનમૂલના ઝરાઓમાં તીર્થ સમજી જતા. ત્યારે આધુનિક તીર્થ તો મનુષ્યને ડુબાડે છે. પંડા

ઘણાનું ધન હરણ કરે છે, લોકો ધક્કા ખાઇ પાછા આવે છે. આજે આશ્રમવ્યવસ્થાના નાશને લીધે મફત કેળવણી માટે સરકાર સામે પોકાર ઉઠાવવો પડે છે. શિક્ષણ ન મળવાથી મોટો ભાગ અજ્ઞાન છે. તેમાં નથી ધર્મ, પ્રેમ કે દેશભક્તિ છે.

દેશમાં ગુરુકુલો, કૉલેજો, પાઠશાળાઓ ચલાવવાને ધનસંગ્રહની ચિંતા હંમેશ રહે છે. ગુરુકુલોમાં પણ પૂરતા ધનના અભાવને લીધે ગરીબો જોઇએ તેટલો લાભ ઉઠાવી શકતા નથી.

પુરાણા કાળમાં વાનપ્રસ્થીઓ શિક્ષણનું કામ વિના પગારે કરતા. બ્રહ્મચારીઓ ભિક્ષા લાવતા. નિર્વાહ કરતાં વધુ થતો ખરચો રાજ્ય આપતું, ને કેટલોક ભાગ પ્રજા પણ પૂરતી. પરિણામે કોઇ અભણ નહોતું.

આનો ઉકેલ થયા વિના આરો નથી.

## સંન્યાસાશ્રમ

वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यक्त्वा संगान्परिव्रजेत् ॥ मनु०

આયુષ્યનો ત્રીજો ભાગ પૂરો કરી ચોથો ભાગ સંગોને છોડી વનમાં પસાર કરે. પ્રાચીન કાળમાં વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસ આશ્રમની પ્રણાલી ચાલુ હતી, અને સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય હતું. પછી બૌદ્ધ ભિક્ષુઓ સમસ્ત એશિયામાં ફરી વળ્યા હતા. આદિશંકરાચાર્યે જૈન, બૌદ્ધ, કાપાલિક, શાક્ત, વામ અને મૂર્તિપૂજા તેમજ ૪૬ મતપંથોનું ખંડન કર્યું હતું. સંન્યાસ લઇ તેમણે પ્રકટાવેલી જ્યોતિના પ્રતાપે તો જૈન, વૈષ્ણવ આદિ સંપ્રદાયની મૂર્તિઓ જમીનમાં દાટી દેવામાં આવી હતી, જે આજે પણ ખોદકામ કરતાં મળી આવે છે. મૂર્તિઓ વિનાનાં મંદિરમાં વેદ–પાઠશાળા સ્થાપવાનો તેમનો ઉદ્દેશ હતો. પણ બે જૈન શિષ્યોએ ઝેર દેવાથી એ કાર્ય અધુરૂં રહી ગયું. ભારતમાં વિધર્મીઓનાં આક્રમણો રોકવાને અને સદ્ધર્મનો પ્રચાર કરવાને તેમણે ચાર ગાદીઓ સ્થાપી; પણ એમના શિષ્યોએ વેદવિરુદ્ધ "अहं ब्रह्मास्मि" અને મૂર્તિપૂજાનો પ્રચાર કરી ગુરુના ઉદ્દેશને ઉથલાવી નાખ્યો. પછી તો વિધર્મીઓનાં આક્રમણોને રોકી શકયા નહિ, પરિણામે ૮ કરોડ વિધર્મી થયા.

અનેક નાતજાતો અને મતમતાન્તરોનું અંધેર છવાયા પછીના કાળમાં મહર્ષિ દયાનંદજી નજરે પડે છે. તેમણે મતમતાંરોનો સબલ વિરોધ સહન કરીને પણ સાચા વેદધર્મના ઉદ્ધાર માટે કમર કસી વેદવિરોધીઓને પરાસ્ત કર્યા. એમની પછી પણ થયેલા સંન્યાસીઓમાં દર્શનાનંદજી, નિત્યાનંદજી અને શ્રદ્ધાનંદજી તરી

આવે છે. શ્રદ્ધાનંદજીએ તો ગોળી ખાઇ સાચા સંન્યસ્તને ઉજાળ્યું છે, અને આજે પણ આર્યસમાજ સાચા સંન્યાસીઓની એક હારમાળા ધરાવે છે.

ધર્મપ્રચારનું કાર્ય સંન્યાસીઓ આજ લગી કરતા આવ્યા છે. ઉપદેશનું કામ કરનાર ઉપદેશકો નિર્લોભી, સંયમી ને પ્રમાણિક જોઇએ. સારા ઉપદેશક થોડાજ મળે છે, ભાડુતી ઉપદેશકો અર્થ સારતા નથી.

સાચા સંન્યાસીઓ મળે એટલે વૈદિક સિદ્ધાંતોનો પ્રચાર આપમેળે થાય. નાણાં માટે મરવાની ઇચ્છાનો સવાલ તેમને માટે ઉભો થાય નહિ.

સંન્યાસીએ તો જગતના સન્માનને વિષસમાન જોઈ ડરવું રહ્યું. અપમાનને અમૃત સમાન માને, નિંદા–પ્રશંસા, માન–અપમાન, જીવવું–મરવું, હાનિ–લાભ, પ્રીતિ–વૈર, અન્નપાન, વસ્ત્ર અને ઉત્તમ સ્થાન મળે કે ન મળે,–એ દ્વંદ્વોમાં પડવુંજ ન ઘટે.

("પ્રચારક"માંથી)

# ૧૦૯–પંડિત મોતીલાલજી નહેરૂ

(લેખકઃ–ડૉ. રમણીકરાય જે. વૈદ્ય)

પંડિત મોતીલાલ નહેરૂનો જન્મ સને ૧૮૬૧ ના મે મહિનામાં દિલ્હીમાં થયો હતો. તેમના પૂર્વજ પંડિત રાજકૌલ મોગલ બાદશાહના શાહી હુકમથી બાદશાહ ફરૂખશિયરના શિક્ષક તરીકે દિલ્હીમાં રહ્યા. રાજકૌલ પછી કેટલીએ પેઢીએ પંડિત ગંગાધરજી થયા. તેઓ ઘણા વખત સુધી દિલ્હીમાં કોટવાળ તરીકે રહ્યા હતા. પંજાબ અને ઉત્તર-હિંદુસ્તાનમાં ખેતીનો આધાર ઘણી નદીઓની નહેરો ઉપર રહે છે. પંડિત ગંગાધરજીના પૂર્વજોએ લોકહિતાર્થે અનેક નહેરો તૈયાર કરાવી હતી, તેથી તે કુટુંબ **નહેરૂ કુટુંબ** તરીકે ઓળખાય છે.

પંડિત ગંગાધરજી નાતજાતમાં તથા સરકારમાં પણ માનીતા હતા. તેઓ વ્યવહારદક્ષ, મુત્સદ્દી અને વીરનર હતા. તેમણે કોટવાળ તરીકે દિલ્હીમાં ચોર–બદમાશો અને ધાડપાડુઓનો ત્રાસ મટાડયો હતો. સને ૧૮૬૧ ના ફેબ્રુઆરી મહિનામાં તેમનું અવસાન નીપજ્યું હતું. પંડિત ગંગાધરના અવસાન પછી ચારે મહિને પંડિત મોતીલાલનો જન્મ થયો હતો.

પંડિત મોતીલાલના બે વડીલ બંધુઓ એક પંડિત નંદલાલ અને બીજા પંડિત બંસીધર નહેરૂ હતા. આ બંને ભાઇઓએ પોતાના પિતાની પાસેથી મેળવેલી ઉચ્ચ કેળવણીથી પોતાના નાના

ભાઈ મોતીલાલજીને ઘણા લાડ સાથે ઉછેરી વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. પંડિત નંદલાલ વકીલ હતા અને બીજા ભાઈ બંસીધર જડજ હતા. પંડિત મોતીલાલજીને સાત વર્ષની ઉંમરે પ્રારંભિક શિક્ષણ આપવાનું તેમના ભાઇએ ઘેર શરૂ કર્યું હતું. સાથે સાથે ફારસી અને એરેબીક ભાષાનું જ્ઞાન પણ આપતા હતા. ૧૮૭૩ માં માધ્યમિક શિક્ષણ માટે એમને કાનપુર લઈ ગયા. આ વખતે પંડિત નંદલાલ કાનપુરમાં વકીલાત કરતા હતા, અને સાથે મોતીલાલજીને વિદ્યાભ્યાસ કરાવતા તેમજ શારીરિક શિક્ષણ પણ આપતા હતા. પંડિત મોતીલાલ વિદ્યાભ્યાસમાં હોંશિયાર હતા તેમજ દરેક પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થયા હતા. જેવા ભણવામાં હોંશિયાર હતા તેવા ફૂટબોલ, ટેનીસ, હૉકી વગેરે રમતોમાં પણ હોંશિયાર હતા. સને ૧૮૮૦ માં તેઓ એન્ટ્રન્સની પરીક્ષા પાસ કરી અલ્હાબાદ કૉલેજમાં દાખલ થયા હતા. કૉલેજમાં પણ અનેક પ્રૉફેસરો પર પોતાના વિદ્યાભ્યાસથી સારી છાપ પાડી હતી. સને ૧૮૮૬ માં તેમણે હાઇકોર્ટ વકીલની પરીક્ષા પ્રથમ નંબરે પાસ કરી હતી. ૧૮૯૫માં એડવોકેટ થયા હતા.

કાનપુરમાં પંડિત નંદલાલ નહેરૂએ પણ પોતાની સાથે બોલાવ્યા. સાથે સાથે તેમણે પણ પ્રેક્ટિસ કરવા માંડી. પંડિતજી પગભર પણ થવા નહોતા આવ્યા તેવામાં એકાએક તેમના વડીલ બંધુ નંદલાલ સ્વર્ગવાસી થયા. આથી કુટુંબનો સઘળો ભાર મોતીલાલજી ઉપર આવી પડયો. પંડિત મોતીલાલજીએ આ અણધારી આફતથી જરા પણ ન ગભરાતાં પોતાનો વ્યવહાર ચલાવવા માંડયો. પોતાના વડીલબંધુના કેસો પણ તેમને મળવા માંડયા. પંડિતજીએ વકીલાતમાં ટુંક મુદતમાં ઘણી નામના મેળવી અને હાઇકોર્ટમાં એક આગળ પડતા એડવોકેટ તરીકે તેમનું નામ પ્રસિદ્ધ થયું હતું.

પંડિત મોતીલાલનું લગ્ન પ્રથમ નાનપણમાં થયું હતું. આ લગ્નથી એક પુત્ર થયો હતો, પણ ટુંક વખતમાં પંડિતજીનાં ધર્મપત્ની અને પુત્ર મરણ પામ્યાં હતાં. ત્રણ ચાર વર્ષ પછી પંડિતજીએ રાવળપિંડીના રહીશ પ્રેમનાથજીનાં બહેન શ્રીમતી સ્વરૂપરાણી સાથે લગ્ન કર્યાં હતાં. આ લગ્નથી પંડિતજીને ત્યાં એક પુત્રનો જન્મ થયો હતો, પણ તે ટૂંક વખતમાં મરણ પામ્યો હતો. આથી પંડિત મોતીલાલજીને ગ્લાનિ ઉત્પન્ન થઇ. પોતાની ધનસંપત્તિ વધતી ગઇ, પોતાની પ્રતિષ્ઠા દિવસે દિવસે વધતી હતી પણ પુત્રવિહોણું જીવન તેમને સાલવા લાગ્યું. પણ ઇશ્વરે તેમની અરજ સાંભળી હોય તેમ સને ૧૮૮૯ના નવેમ્બર માસની ૧૪ મી તારીખે સ્વરૂપરાણીને પેટે પંડિત જવાહરલાલે જન્મ લીધો. પંડિત જવાહરના જન્મ પછી પંડિત મોતીલાલજી ઘણાજ આનંદી રહેતા.

જવાહરલાલની પછી બે પુત્રીઓનો જન્મ થયો. તેમની મોટી પુત્રી સ્વરૂપકુમારી પ્રયાગના બેરીસ્ટર આર. એસ. પંડિતની સાથે સ્નેહલગ્નથી જોડાયાં છે અને બીજી શ્રીમતી કૃષ્ણકુમારી હજુ કુંવારાં છે.

પંડિત મોતીલાલજીની કમાણી વધતી ગઈ. આથી તેમણે અલ્લાહાબાદમાં કર્નલ ગંજ મોહોલ્લામાં સર સઈયદ અહમદનો બંગલો લેવાનો વિચાર કર્યો. આ બંગલો મુરાદાબાદના રાજા પરમાનંદની માલિકીનો હતો; પણ તેઓ તેનો ઉપયોગ કરતા ન હતા તેથી પંડિતજીને વેચાતો આપ્યો, જે અત્યારે આનંદભુવન નામથી પ્રસિદ્ધ છે. પંડિત મોતીલાલજી સૌંદર્યના પૂજક હતા તેથી બંગલાની આસપાસ મોટો બાગ બગીચો બનાવ્યો હતો. આ બંગલામાં પશ્ચિમની સભ્યતા પ્રમાણે તેઓ રહેવા લાગ્યા.

૧૯૧૯ માં પંડિતજીએ અમૃતસરમાં કૉંગ્રેસનું પ્રમુખસ્થાન લીધું હતું.

૧૯૨૪ માં પંડિતજી વડી ધારાસભામાં સ્વરાજ્યપક્ષના નેતા બન્યા, અને પ્રજાપક્ષે રહી ભારે લડત ચલાવી હતી. દેશબંધુ દાસના સ્વર્ગવાસથી દેશના રાજદ્વારી જીવનનો ભાર પંડિત મોતીલાલને શિરે પડયો હતો. કૉંગ્રેસની સૂચનાથી પંડિતજીએ સર્વપક્ષના પ્રતિનિધિઓ જોડે મળી નહેરૂ રિપોર્ટ ઘડી કાઢયો હતો.

સને ૧૯૨૭ માં મહાત્મા ગાંધીજીએ શરૂ કરેલા અસહકારના યુદ્ધમાં જોડાયા અને પોતે ચેમ્બર-પ્રેક્ટીસ કરવાનું શરૂ કર્યું; સાથે સાથે દેશની સેવા પણ કરતા. ઘણો વખત રાષ્ટ્રસેવામાં જતો હોવાથી વકીલાતમાં વખત થોડોજ મળતો. પણ આ થોડા વખતમાં પણ હજારો રૂપીઆ મેળવી લેતા. ૧૯૨૭ માં પંડિતજી લખનૌના એક કેસ બાબતમાં ઇંગ્લેન્ડ ગયા હતા તેમાં વિજયી બન્યા હતા. આ વખતે તેઓ "ઇન્ડીપેન્ડન્ટ" નામનું અંગ્રેજી રોજીંદુ પત્ર પણ પ્રસિદ્ધ કરતા હતા. પંડિતજીની ગીરફતારી પછી એ પત્ર બંધ પડયું હતું.

સને ૧૯૨૮ માં વડી ધારાસભામાં સાયમન કમીશનનો બહિષ્કાર કરવાનો ઠરાવ રજૂ કર્યો હતો, અને વધુમતે પસાર કરાવ્યો હતો. આ સાલમાં કલકત્તા કૉંગ્રેસનું પ્રમુખસ્થાન પંડિતજીએ લીધું હતું.

સને ૧૯૨૯માં પંડિતજીએ બાળલગ્નપર અંકુશ મૂકનારો શારદા એક્ટ પસાર કરાવવામાં પણ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. સરકારે "પબ્લીક સેફટી બીલ" વડી ધારાસભામાં રજૂ કરતાં તેની ઝાટકણી કાઢી હતી અને તેને પસાર થવા દીધું ન હતું.

સને ૧૯૩૦ માં મહાત્મા ગાંધીજી તા. ૧૨ મી માર્ચે કૂચ કરી દાંડી ગયા અને કાયદાભંગની લગત ઉપાડી. આ લડતમાં પંડિતજીએ

ભાગ લીધો હતો અને બે વાર જેલની સજા પણ થઇ હતી. જેલમાં માંદગી સખ્ત આવવાથી સરકારે તેમને છોડયા. સને ૧૯૩૧ ના ફેબ્રુઆરીની ૬ ઠ્ઠી તારીખે પંડિત મોતીલાલ નહેરૂનું ૭૦ વર્ષની વયે લખનૌ ખાતે શુક્રવારે સવારે ૬–૪૦ વાગે ખેદકારક અવસાન થયું.

પંડિતજી સામાજિક વ્યવહારમાં નાતજાતનાં બંધનોમાં માનતા ન હતા. લગ્ન અને સ્ત્રીકેળવણીમાં તેઓ આગળ પડતા વિચારો ધરાવતા. પંડિત મોતીલાલજીએ મોટામાં મોટી સખાવતો દેશને આપી છે—"આનંદભુવન" જે તેમને ઘણુંજ પ્રિય હતું તે તથા બીજું "જવાહીરલાલ" જે તેમનો એક વહાલો પુત્ર જેને દેશસેવા માટે દેશને અર્પણ કર્યા છે.

વૈભવશાળી પંડિતજીનું આખું કુટુંબ મોજશોખ માણે, સ્વર્ગનું સુખ દુનિયા ઉપર ભોગવે, એવી જાહોજલાલીને તિલાંજલિ આપી દેશસેવામાં જોડાયું અને અસહકારની ચળવળ પછી પોતે અને પોતાનું કુટુંબ ખાદીવાદી બન્યું, અને જોતજોતામાં પરદેશી વસ્ત્રોનો મોહ છોડયો હતો. ખાદીમાં ખાનદાની અને વરણાગી છે, એ નહેરૂ કુટુંબે ખાદીનાં વસ્ત્રો સજવાની સફાઈ અને સુઘડતાથી બતાવી આપ્યું છે.

પંડિતજીના સ્વર્ગવાસથી અત્યારે આખો દેશ કકળી ઉઠયો છે, અને તેમની દેશમાં મોટી ખામી પડી છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો. પંડિત જવાહીરલાલને આ આવી પડેલા વિયોગને સહન કરવા પ્રભુ શક્તિ આપો !!

("ભાગ્યોદય"ના એક અંકમાંથી)

---

# ૧૧૦–संशयात्मा विनश्यति

(લેખકઃ-શ્રીભૂપેંદ્રનાથ સંન્યાલ)

જાન પડતા હૈ કિ સંસાર કે વે દિન ચલે ગયે, જબ કિ લોગ ગુરુ, વૃદ્ધ, આચાર્ય ઔર શાસ્ત્રવચનોં કો બિના કિસી તર્ક કે માન લેતે થે, એવં સરલહૃદય સે સ્વાભાવિક હી એકદૂસરે પર વિશ્વાસ કરતે હુએ શાસ્ત્રોક્ત સદાચાર કે પ્રતિ શ્રદ્ધાયુક્ત હો કર બડે સુખ સે ઉદ્વેગહીન જીવન વ્યતીત કરતે થે. યહ બાત નહીં કિ, ઉસ સમય ઉન સબ સરલ ચિત્ત કે સજ્જનોં કો બીચ બીચ મેં અવસર પા કર દુષ્ટ લોગ કભી ન સતાતે હોં. પરંતુ અધિકાંશ મેં મનુષ્ય ઉસ સમય સુખી થે. યહ બાત સંસાર કે કાવ્ય, ઇતિહાસ ઔર પુરાણાદિ સે ભલીભાંતિ સિદ્ધ હૈ. દુષ્ટોં કે

બૂરે કર્મોં કી બાતેં કભી કભી સુનાઇ દેને પર ભી અધિકાંશ મનુષ્ય સરલ, સત્યવાદી ઔર ઇશ્વરપરાયણ થે. કામક્રોધાદિ પ્રબલ શત્રુઓં કી ઉત્તેજનાવશ કિસીસે કભી કોઇ દુષ્કર્મ બન જાતા થા, પરંતુ વે ઉસમેં નિમગ્ન નહીં હો જાતે થે. બલ, પુરુષાર્થ ઔર વિવેક સે સંચાલિત બુદ્ધિ કે દ્વારા વે તત્કાલ હી ફિર અપની સ્થિતિ પર કાયમ હો સકતે થે. રિપુઓં કે વશ મેં હો કર અપને સારે જીવન કો ઉન્હીંકી સેવા મેં નહીં લગા દેતે થે. સામયિક ઉત્તેજના કે કારણ કોઇ કુકાર્ય બન જાને પર વે ઉસે કાયર કી તરહ છિપા રખના નહીં જાનતે થે. દંડ મિલને કા નિશ્ચય હોને પર ભી નિર્ભય હો કર અપને દોષ સબકે સામને કહ દેને મેં ઉનકે મન મેં તનિક ભી કમજોરી નહીં આતી થી; ક્યોં કિ ઉનકા વિશ્વાસ થા કિ સત્ય કી જય હોતી હૈ, ઝૂઠ કી નહીં, 'सत्यमेव जयते नानृतम्'। યહી કારણ હૈ કિ આજકલ કી તરહ ઉસ જમાને મેં ઇતને કાનૂન ઔર અદાલતેં ન થીં ઔર ન ઝૂઠ કો સચ બનાને કા પેશા કરનેવાલે ઇતને વકીલ ઔર મુખ્તારોં કી હી આવશ્યકતા થી.

ઉસ સમય મનુષ્ય જૈસે સરલ ઔર સત્યવાદી થે વૈસે હી વે નિર્ભીક ઔર ઇશ્વરપરાયણ ભી થે. વે શરીર સે શુદ્ધ રહના જાનતે થે. બુદ્ધિ કી શુદ્ધિ કા ભી ખૂબ સાવધાની સે રક્ષણ કિયા જાતા થા. વે ન્યાયરહિત ઔર અનુચિત લોભ કા દમન કરના જાનતે થે. ઇસી લિયે ઉસ સમય ઝૂઠી ધોખેધડી કી ઇતની અધિકતા નહીં થી. લોગોં કે બલવાન શરીર ઔર મન ભગવાન કી આરાધના ઔર દૂસરોં કે દુઃખ દૂર કરને મેં સદા લગે રહતે થે; તબ દેશ પર દેવતાઓં કી કૃપા ભી ખૂબ રહતી થી. વિધિપૂર્વક પૂજા સે સંતુષ્ટ હો કર દેવતા ઠીક સમય પર વૃષ્ટિ કરતે થે, જિસસે લોગ અપને પરિશ્રમ સે કહીં અધિક અન્ન પ્રાપ્ત કર નિર્વિઘ્નતાપૂર્વક પરિવાર કા પાલન, દેવતાઓં કી આરાધના ઔર અતિથિઓં કી સેવા કિયા કરતે થે. અર્થાર્થી ઔર આશા કર કે આયા હુઆ કોઇ ભી પ્રાણી દ્વાર સે કભી વિમુખ નહીં લૌટતા થા. સભી અપની શક્તિ સે કહીં અધિક યાચક કી માંગ પૂરી કરને કી ચેષ્ટા કરતે થે. દેશ કા જલવાયુ નીરોગ થા, કિસી ભી સંક્રામક રોગ કા પ્રબલ પ્રકોપ નહીં હોતા થા. કભી હોને કી સંભાવના હોતી તો ઉસકો દૂર કરને કે લિયે લોગ ખૂબ સાવધાન રહતે થે. ભલીભાંતિ વિચાર ઔર પરીક્ષા કિયે હુએ નિયમોં કો નિર્ધારિત કરને મેં વે જરા ભી આલસ્ય નહીં કરતે થે. મંત્ર ઔર ઔષધિયોં કા પ્રભાવ ભી ઉસ સમય ખૂબ થા. લોગોં કે શરીર ઔર મન સ્વસ્થ થે, જીવન-નિર્વાહ કી પ્રણાલી સરલ ઔર સુંદર થી, ઇસી લિયે આધ્યાત્મિક,

આધિદૈવિક ઔર આધિભૌતિક કિસી પ્રકાર કે ભી ઉપદ્રવ આજ-કલ કી તરહ કભી બઢ હી નહીં સકતે થે. મનુષ્ય આપસ મેં એકદૂસરે કો પ્રેમ કી નજર સે દેખના જાનતે થે. અતઃ જીવમાત્ર કે પ્રતિ ઉનમેં હાર્દિક સહાનુભૂતિ ઔર કૃપા કે ભાવ થે. સમાજ કે બડે બડે નેતા વિવેકબુદ્ધિ સે સંપન્ન ઔર અસાધારણ પ્રતિભાશાલી થે. ઇસી લિયે સમાજ શરીર કા કોઇ ભી છિદ્ર ઉનકી નજર સે બચ કર ચુપચાપ સમાજ મેં બુરાઇ પૈદા નહીં કર પાતા થા. જનતા બડી હી શ્રદ્ધા કે સાથ ઇન સદાશય ઔર ઉદાર સમાજપતિયોં કી પંચોં કી આજ્ઞાપાલન કરને કે લિયે સદા તૈયાર રહતી થી. પંચોં સે કભી ધોખા હોગા, જનતા કે હૃદય મેં ઐસી આશંકા કે પૈદા હોને કા હી અવસર કભી નહીં આતા થા. રાજા ઔર ધની લોગ શાસ્ત્ર ઔર ગૌબ્રાહ્મણ આદિ કે પ્રતિ શ્રદ્ધા કરના જાનતે થે ઔર પ્રજા કા હિત કરના હી રાજાઓં કે રાજ્યસંચાલન કા મૂલ મંત્ર થા.

પતા નહીં, સંસાર કે કિસ અચિંતનીય કર્મફલ સે કાલચક્ર પલટ ગયા ઔર ઉસીકે સાથ સાથ ઐસે સમય ઔર ઐસે જીવોં કા આવિર્ભાવ હોગયા કિ જિનસે પહલે કી કિસી બાત કા મેલ નહીં ખાતા. સ્ત્રી, પુરુષ, બ્રાહ્મણ,શૂદ્ર, વિદ્વાન, મૂર્ખ ઔર વૃદ્ધ, બાલક સભીને માનોં આજકલ એક નયા હી પંથ પકડ લિયા હૈ. ઇનકી શિક્ષાદીક્ષા, ચાલચલન, ભાવભંગી ઔર બોલચાલ સભી કુછ માનોં દૂસરે પ્રકાર કે હૈં. કોઈ કિસીકે સામને સિર ઝુકાના નહીં ચાહતા, શ્રદ્ધા ઔર ભક્તિ કી બાતોં કા માનોં પુસ્તકોં સે બહિષ્કાર હી કર દિયા ગયા હૈ, બડે બૂઢોં કે પ્રતિ વહ આદર નહીં હૈ, ઉપકાર કરનેવાલોં કે પ્રતિ વહ કૃતજ્ઞતા નહીં હૈ. પૂજનીય વ્યક્તિયોં કે પ્રતિ અબ વૈસી અપૂર્વ શ્રદ્ધા કા ભાવ કહીં નહીં પાયા જાતા. સ્ત્રિયોં કે ચરિત્ર મેં જિસ આદર્શ 'હ્રી' ઔર 'શ્રી' કે દર્શન હોતે થે, આજકલ વહ માનોં સ્વપ્નવત્ હો ગયા હૈ. અશ્રદ્ધા, અવિશ્વાસ, અભિમાન ઔર ગર્વ હી માનોં બડે વેગ સે જગત્ કા શાસનદંડ ચલા રહે હૈં. તનિકસી બાહ્ય લૌકિક વિદ્યા સીખ કર લોગોં કે ચિત્ત ઇતને ઉદ્ધત હો ગયે હૈં કિ વે ઋષિયોં કે સાધન-લબ્ધ અલૌકિક જ્ઞાન કી દિલ્લગી ઉડાને મેં જરાસા ભી નહીં હીચકતે. તપઃપરાયણ ત્યાગી શ્રેષ્ઠ બ્રહ્મર્ષિયોં કે લિયે આજ હમ બિના કિસી સંકોચ કે યહ ઘોષણા કર રહે હૈં કિ વે બેઇમાન ઔર સ્વાર્થપરાયણ થે! શાસ્ત્રોં કે સિદ્ધાંતો કે પ્રતિ કટાક્ષ કરતે હૈં એવં ઘમંડ મેં ભર કર ઉનકી લૌકિકતા ઔર અસારતા સિદ્ધ કરને મેં તનિક ભી નહીં હિચકિચાતે. પ્રત્યક્ષ દેવતા પિતામાતા ઔર આચાર્યગણ આજ હમારી આજ્ઞા કે પાત્ર બન રહે હૈં.

ભાઈબંધુઓં કે પ્રતિ વહ અકૃત્રિમ સ્નેહ ઔર પ્રેમ લોપ હો ગયા હૈ ઔર ઈશ્વરપરાયણ વિરક્ત સાધુસંન્યાસિયોં કે પ્રતિ યહ ધારણા ઉત્પન્ન હો ગયી હૈ કિ યે આલસી, નિકમ્મે ઔર સમાજ કે લિયે ભારરૂપ હૈં. હમ લોગ આજ સરલ ઔર સત્યવાદી પુરુષ કો મૂર્ખ ઔર નિકમ્મા સમઝના સીખ ગયે હૈં!!

ઈસીસે યહ વિચાર ઉઠતા હૈ કિ ઈસ આર્યસેવિત પવિત્ર ભારતભૂમિ મેં ઇસ પ્રકાર કે અનાર્યોચિત સંસ્કારોં કા સૂત્રપાત કિસ પ્રકાર આરંભ હુઆ? દેખતે હી દેખતે દયાધર્મ, પૂજાભક્તિ, સાધનાજ્ઞાન, શ્રદ્ધાવિશ્વાસ, યજ્ઞતપ આદિ સારે આર્ય સદાચાર માનોં સ્વપ્ન કે સમાન કૈસે અદૃશ્ય હો ગયે? આજ સભી લોગ છલાંગ માર કર બડે હોને કે લિયે માનોં અત્યંત લાલાયિત હૈં. પૂર્વકાલ મેં યોગ્ય પુરુષ હી જનસાધારણ મેં પૂજા ઔર સમ્માન પ્રાપ્ત કરતે થે; કિંતુ આજકલ મનુષ્ય સબ પ્રકાર સે હેય હોને પર ભી અનધિકાર પૂજા પાને કે લિયે ભીખ કી ઝોલી કાંધે પર લટકાયે દ્વાર દ્વાર શ્રદ્ધાયાચના કરને મેં જરા ભી લજ્જિત નહીં હોતે! દેશવાસિયોં કી વહ હ્રી ઔર વહ શ્રી કહાં ચલી ગયી? આજ દેશ મેં ન તો કોઈ દુર્વચન બોલને મેં સકુચાતા હૈ ઔર ન દુષ્કાર્ય કરને મેં હી હિચકતા હૈ. સાધુતા કા ઢોંગ કરતે હુએ લોગ અસાધુ કાર્યોં મેં લગ રહે હૈં ઔર મિથ્યા કે દ્વારા સત્ય કો ઢંક દેને કે લિયે સદા પ્રસ્તુત રહતે હૈં. આજ ઝૂઠ બોલને મેં કોઈ બાધા નહીં રહી, પરદ્રવ્યહરણ મેં કોઈ હિચકિચાહટ નહીં રહી. વિશ્વાસઘાતકતા, ધોખેબાજી, પરદ્રોહ ઔર કપટ માનોં ચિત્ત કે સ્વાભાવિક ધર્મ હો ગયે હૈં. હમેં જિન વિષયોં કા રત્તીભર ભી જ્ઞાન નહીં ઉનકો માનો હમ પૂરાપૂરા જાનતે હૈં ઇસ પ્રકાર કે જ્ઞાન કા ઢોંગ આજકલ માનો સર્વવ્યાપી હો ગયા હૈ. સભી લોગ પ્રત્યેક વિષય કે પંડિત બને હુએ હૈં. લોગોં કી બુદ્ધિવૃત્તિ અંધકાર સે ઇતની ઢંક ગયી હૈ કિ જિસ કાર્ય સે ધર્મ કે ધ્વંસ હોને કી અધિક સંભાવના હૈ, આજ ઉસી કાર્ય કી ઓર લોગ માનોં ધ્વંસ કે મુખ મેં પ્રવેશ કરને કે લિયે વૈસે હી 'સમૃદ્ધ વેગ' સે દૌડ રહે હૈં, જૈસે આગ કે મુખ મેં પ્રવેશ કરને કો મોહાવૃત પતંગ! કહાં હૈ બ્રાહ્મણોં કી વહ મહતી તપસ્યા, અત્યુગ્ર બ્રહ્મચર્ય, શાસ્ત્રાચાર કે પાલન મેં એકાંતનિષ્ઠા, શમ, દમ, તિતિક્ષા ઔર નિર્લોભતા? કહાં ગયા વહ ક્ષત્રિયોં કા પ્રદીપ્ત વીર્ય, વિપદ્ત્રાણપરાયણતા, અદ્ભુત શૌર્યશક્તિ, વેદ ઔર બ્રાહ્મણોં કી સેવા? કહાં ગયી, વૈશ્યોં કી વહ સરલ જીવનનિર્વાહ કી પ્રણાલી, કૃષિ, વાણિજ્ય ઔર ગોસેવા? કહાં ગયા શૂદ્રોં કા વહ સ્વાભાવિક પરિચર્યા કા ભાવ? ઔર કહાં ચલી ગયી વહ સાધુતપસ્વિયોં કી અત્યુગ્ર સાધનનિષ્ઠા

એવં જ્ઞાન કી વિમલ દીપ્તિ?

વર્તમાન યુગ મેં ક્યોં લોગ ઇતને દુષ્ટ ઔર દંભી હો ગયે હૈં, ઇસકા એક કારણ યહી જાન પડતા હૈ કિ લોગોં કી ચિત્તવૃત્તિયાં બાહ્ય વિષયોં કી ઓર અતિમાત્રા મેં આકર્ષિત હો ગયી હૈં. બાહ્ય વિષય, વેષ-ભૂષા, ખાન-પાનાદિ ને માનો મનુષ્ય કો મૃગતૃષ્ણા મેં ડાલ કર અનેક બુરાઇયાં સિખા દી હૈં. લોગ અપને વેષ-ભૂષા, લૌકિકતા, સામાજિકતા, ખાન-પાન ઔર વિષય-સંભોગ મેં ઇતને મગ્ન હો ગયે હૈં ઔર ઇસી કારણ ધનાકાંક્ષા ભી ઇતને જોર સે બઢ ગયી હૈ કિ ઉનકો કિસી દૂસરે વિષય કે સોચને કે લિયે સમય હી નહીં મિલતા. વર્તમાન યુગ મેં ભોગવિલાસ કી સામગ્રિયાં જિતની બઢ ગયી હૈં, ભોગ કી આશા ઔર ભોગને કી ઇચ્છા ભી ઉતની હી ઉત્કટ હો ઉઠી હૈ; ઇસી લિયે અર્થ કી આવશ્યક્તા ભી અત્યધિક બઢ ગયી હૈ. લોગ આજ ઉસીકી પૂર્તિ કે લિયે વિશેષ વ્યાકુલ હૈં. ઇસી કારણ વે અંતઃકરણ કી વિવેક-વાણી નહીં સુન પાતે; શાસ્ત્ર ઔર ઋષિવાક્યોં કે મર્મ કો નહીં સમઝ સકતે, પરલોક કી આસ્થા કો ખો કર ઉન્હોંને અપની સારી શક્તિ કો અતિલોભ કે વશ મેં હોને કે કારણ વિષયોં કી પ્રાપ્તિ મેં હી લગા રખા હૈ. પૂરી શક્તિ લગાને પર ભી મનમાના અર્થસંચય નહીં હોને સે લોગ આજ અશુભ વૃત્તિ ઔર દુરાચાર કે અવલંબન કરને સે નહીં હટતે. ઇસીસે જાના જા સકતા હૈ કિ હમારે ભાવ કહાં તક તામસિક હો ગયે હૈં, ક્યોંકિ ધનોપાસના હી તામસિકતા કી અંતિમ અવસ્થા હૈ. જિન્હોંને ધન કો હી સર્વાર્થસિદ્ધિ કા મૂલ સમઝ લિયા હૈ, એવં જો દિન-રાત ઉસીકે સંગ્રહ મેં લગે રહતે હૈં, ઉનકે હૃદય મેં ઇશ્વરપરાયણતા ઔર પરમાત્મા કે શુદ્ધ ચિન્મય સ્વરૂપ કા વિકાસ નહીં હો સકતા. ઇસ પ્રકાર મહાસ્થૂલ જડ કી ઉપાસના કર કે મનુષ્ય અંત મેં કાઠ-પથ્થર આદિ કે રૂપ મેં પરિણત હો જાતે હૈં. ઇસ પ્રકાર કી જડોપાસના સીખ જાને કે કારણ હી આજ હમ અપને આપકો ભૂલ ગયે હૈં, હૃદયદેવતા કો ભુલા બૈઠે હૈં. ઇસીકે ફલસ્વરૂપ આજ હમને દેવતા કે સ્થાન મેં સ્વાર્થ ઔર ભોગ કે દેવતા કી મૂર્તિ બના કર ઉસીકી પૂજા મેં અપને તનમન ઔર પ્રાણોં કો સમર્પણ કર દિયા હૈ. હમ દૂસરે કે ભાગ્ય પર ડાહ કરના સીખ ગયે હૈં ઔર જગત્ કે સારે ધન-ધાન્ય ઔર ભોગ્ય વસ્તુઓં કો હડપ જાને કે લિયે અપને દુર્દમનીય લોલુપ હાથોં કો ચારોં ઓર ફૈલા રહે હૈં. કવિ ને ઠીક હી કહા હૈ—

કનક કનક મેં સૌગુની માદકતા અધિકાય,<br>
વહ ખાયે બૌરાત હૈં યહ પાયે બૌરાય.

ભોગોં મેં આસક્ત હુએ ઈસ ચિત્ત મેં ભોગોં કી બાતોં કો છોડ કર ઔર કોઈ બાત ઠહરતી હી નહીં હૈ. ક્યા આજ હમ બલપૂર્વક કહ સકતે હૈં કિ-'**येनाहं नामृता स्याम्, तेनाहं किं कुर्याम् ?**' 'હમેં ઔર કિસી વસ્તુ કી આવશ્યકતા નહીં, હમ કેવલ તુમ્હેં હી ચાહતે હૈં. હે ભગવન્! ઔર જો કુછ હૈ વહ સબ પડા રહે. પ્રભુ! તુમ્હીં હમારે હૃદય મેં વિરાજમાન હોઓ.' ઈસ મંત્ર કો હમ આજ કહાં ઉતને જોર સે ઉચ્ચારણ કર સકતે હૈં? હૃદય કે સત્ય ભાવ સે આજ કિતને મનુષ્ય ઉનકો (ભગવાન્ કો) ચાહતે હૈં? હમ જો કુછ કરતે હૈં, દેખાદેખી કરતે હૈં અથવા લોગોં કો દિખલાને કે લિયે કરતે હૈં. હમ ધન કી કામના કિતને આગ્રહ કે સાથ કરતે હૈં, અન્ય કિતની વસ્તુઓં કી અભિલાષા કરતે હૈં; પરંતુ પ્રભુ કે લિયે હમારે હૃદય કે એક કોને મેં ભી તો વૈસી પ્રબલ આકાંક્ષા જાગ્રત નહીં હુઈ. હાય, હાય! હમ ક્યા કર રહે હૈં, ઇસ પર હમને કભી વિચાર નહીં કિયા. જો હમારે પ્રાણ હૈં, જો સર્વસ્વ હૈં, જબ હમને ઉન્હીં કી અભિલાષા નહીં કી, તબ હમને ક્યા ચાહા? હમ કિસ વસ્તુ કી આકાંક્ષા કે પીછે ભટક રહે હૈં? અપને પ્રાણારામ, પ્રાણેશ્વર કી ઓર તો નજર ફિરા કર હમને કભી નહીં તાકા! રે મૂર્ખ ચિત્ત! તૂ અમૂલ્ય રત્ન કે બદલે મેં કાંચ લે કર ફૂલ રહા હૈ? પારસમણિ કા અનાદર કર આજ કિસ ધન કો પા કર ઉન્મત્ત હો રહા હૈ? કુછ ભી વિચાર નહીં કરતા? રૂપ કે નશે મેં ચૂર હો રહા હૈ, પરંતુ સબ રૂપોં મેં જિસ એક કા હી રૂપ પ્રસ્ફુટિત હો રહા હૈ, જો સબ પ્રકાર કી શોભા ઔર સુંદરતા કી ઉત્તમોત્તમ સીમા હૈ, હાય! ઇન નયનોં ને ઉસ રૂપ કો દેખને કે લિયે કભી આગ્રહ નહીં કિયા!

ધન ચાહતે હો? અસંખ્ય સામ્રાજ્યોં કે ધનભંડાર જિસકે ચરણનખોં કી મણિપ્રભા કે સાથ ભી સમતા નહીં કર સકતે, જિન ચરણકમલોં કો બ્રહ્માદિ દેવેંદ્રગણ અપને હૃદયોં મેં ધારણ કરતે હૈં ઉન્હેં છોડ કર ઔર કૌન-સે ધન કી આશા કરતે હો? જો વિનાશશીલ હૈ, ચંચલ હૈ, ઉસકે પ્રચુર પરિમાણ મેં મિલ જાને પર ભી ક્યા લાભ હોગા? વહ મહાવિનાશ સે તુમ્હારી રક્ષા કરને મેં કભી સમર્થ નહીં હોગા. શિક્ષા, દીક્ષા, વિદ્યા, અર્થ, આરોગ્યતા અથવા સ્ત્રી-પુત્ર, સ્વજન-બાંધવ આદિ કોઈ ભી ઉસસે બડા નહીં હૈ. યે સબ ઉસ એક હી પ્રેમમય પરમાત્મા કી પ્રાપ્તિ કે સાધનરૂપ હૈં. વહ નહીં મિલે, તો ઇન સબકા મૂલ્ય એક કૌડી કે બરાબર ભી નહીં હૈ. યહી નહીં, યે સબ યદિ ઉસકી પ્રાપ્તિ મેં બાધક હોતે હૈં, તો સર્પ કી કાટી હુઈ અંગુલી કે સમાન ઇનકે ત્યાગ કર દેને મેં જરા ભી હિચકિચાના ઉચિત નહીં.

જાકે પ્રિય ન રામ બૈદેહી,

તજિયે તાહિ કોટિ વૈરીસમ જદ્યપિ પરમ સનેહી.

અબ એક બાર વિચાર કર કે દેખિયે, કિ વર્તમાન શિક્ષા-પ્રણાલી હમારા કિસ પ્રકાર સર્વનાશ કર રહી હૈ! બિના હી કારણ બાહ્ય વસ્તુઓં કે લિયે હમારે લોભ કી માત્રા જિતની બઢી જા રહી હૈ, ઉતને હી પરિમાણ મેં હમ ભગવાન કો ભી ભૂલે જા રહે હૈં. બુદ્ધિમાન પુરુષ ઇસ બાત કો સહજ હી સમઝ સકેંગે કિ યહ દેશ ઔર દેશવાસિયોં કે લિયે કદાપિ સૌભાગ્ય કે લક્ષણ નહીં હૈં. અંગ્રેજી શિક્ષા કા હી યહ પરિણામ હૈ કિ હમ અપને ધર્મ-વિશ્વાસ કો ખો બૈઠે હૈં, એવં ઇસી લિયે અમૃત કે બદલે મેં જહર ખરીદ કર આજ હમ મહામૃત્યુ કો આલિંગન કરને જા રહે હૈં. આજ હમ શિક્ષિત કહલાનેવાલે વ્યક્તિ પરમાર્થતત્ત્વ કો ઔર ભગવાન કો, દેવતા કો ઔર મંત્રોં કો સંશય કી દૃષ્ટિ સે દેખના સીખ ગયે હૈં. ભગવાન પર અબ ઉતને જોર સે વિશ્વાસ નહીં કર પાતે, માનો ઉસકે ઔર હમારે બીચ મેં ન જાને એક કૈસા વ્યવધાન આ ગયા હૈ. આજ ભગવાન કો અનાયાસ હી સ્વીકાર કરને કા સાહસ હમારે હૃદય મેં નહીં હૈ. ઉનકે સાથ હમારા ખાનપાન કે સમાન હી જો એક સહજ ઔર સત્ય સંબંધ થા, વહ માનોં કહીં ટૂટ ગયા હૈ! ઉસે જોડને કી ઇચ્છા હોને પર ભી પહલે કી તરહ ઉસે હમ નહીં જોડ પાતે. યહી કારણ હૈ કિ આજ હમારી હૃદયવીણા સે કેવલ બેસૂરા સૂર હી બજ ઉઠતા હૈ! હા, આર્યઋષિયોં કિ સંતાન! તુમ્હારે પૂર્વપિતામહોં ને જિન પ્રભુ કો પ્રદીપ્ત સૂર્ય કે સમાન અપની અપની હૃદય ગુફા મેં દેખા થા, એવં ઇસ વિરાટ્ બ્રહ્માંડ કો ઉન્હીં કી મહિમા કા પ્રકાશ જાન જો હાથ ઉઠા કર સરલ શિશુ કી ભાંતિ યહ ગા ઉઠે થે કિ **'वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात्'** જો ગાન આજ ભી ભારત કે આકાશ મેં, વાયુમંડલ મેં, અંતરિક્ષ મેં પ્રતિધ્વનિત હો રહા હૈ, ઔર આજ હમ ઉન્હીંકે વંશજ હો કર અપને હૃદયાકાશ મેં ઉસ અમૃતવાણી કો નહીં સુન પાતે! યહ ક્યા કમ દુઃખ કા વિષય હૈ?

**'संशयात्मा विनश्यति !'** આજ હમ સબ વિષયોં મેં સંદેહ-યુક્ત હો કર તો વિનાશ કી ઓર અગ્રસર નહીં હો રહે હૈં? સંશયાત્મા કે લિયે ન ઇહલોક હૈ, ન પરલોક હૈ ઔર ન કોઇ સુખ હી હૈ. ઇસી લિયે ક્યા હમ ભી ચિરદુઃખી હો કર દિન કાટ રહે હૈં?

જો ભગવાન કો નહીં માનતા, વહ મૃત્યુ કે અનંતર લોક-લોકાંતરોં મેં ભી સ્થિર હો કર નહીં ઠહર સકતા. વહ બવંડર મેં

પડે હુયે તૃણુ કે સમાન એક નરક સે દૂસરે નરક કો જાતા હૈ ઔર કહીં ભી સુખ-શાંતિ ન પા કર અંત મેં કાઠ-પથ્થર કે રૂપ મેં આવિર્ભૂત હોતા હૈ ! જીવ કે ઇસ ભયંકર પરિણામ કો સ્મરણ કરતે હી ભય સે સારા શરીર કાંપ ઉઠતા હૈ !

હે હમારે પ્રભુ, હે દીનાનાથ ભક્તવત્સલ ! ઇસ સંશયરૂપી મહાવિનાશ સે જીવ કો બચાઓ ! હે કરુણાનિધે ! તુમ્હારી કૃપા-વારિ કી વૃષ્ટિ સે ત્રિતાપતપ્ત જીવ કા હૃદય-મરૂસ્થલ એક બાર ફિર સિક્ત ઔર કુસુમિત હો ઉઠે, દયામય ! જિસસે યહ દુઃખી જીવ ફિર તુમ્હેં કભી અસ્વીકાર ન કરે !

મૈં જિસ કિસી ભી અવસ્થા મેં રહૂં, તુમ્હારે હાથ કી કઠ-પૂતલી બન કર તુમ્હારે હી પ્રેમમય નામ કા સ્મરણ કરતા રહૂં ! પ્રભો ! તુમ્હારી કૃપા બિના, કોઈ તુમ્હારી ઇસ પ્રકાર સે કૈસે અભિ-લાષા કર સકતા હૈ ? નાથ ! ન જાને મેરે ઔર ભી કિતને જન્મ હોંગે, કિંતુ તુમ એક દિન મેરે હૃદયસિંહાસન કો પ્રકાશિત કર ઉસ પર વિરાજોગે હી, તુમ્હારે ઇસી સુદૂર મિલન કે સમય કા સ્મરણ કર કે આજ ઇન અનેક કર્મપાશોં કો ઔર તજ્જનિત અનેક જન્મ-જન્માંતરોં કો હાથ સે ઢકેલ કર શેપ કર ડાલને કી ઇચ્છા હોતી હૈ. ઇસ આર્ત-દીન કો અપની સેવા કે યોગ્ય બના લો ! તુમ્હેં પ્રાપ્ત કરને કી જો કુછ ભી કિંમત હો, ઉસે કડાઈ કે સાથ વસૂલ કર લો મેરે સ્વામી ! કેવલ એક યહી શક્તિ દો કિ જિસસે ઉન સબ પરીક્ષાઓં કે સંકટસમય મેં મૈં તુમ્હારે અભય ચરણ-યુગલોં કો કભી ન ભૂલૂં. તુમ હમારે પ્રભુ હો, હમારે સખા હો ઔર હમારે સર્વસ્વ હો—ઇસ બાત કી તો તુમ્હીંને ગીતા મેં અપને શ્રીમુખ સે ઘોષણા કર દી હૈ. મૈં તુમ્હારી ઇસ ઘોષણા કો કભી ન ભૂલૂં એવં તુમ ભી અપને ઉન વચનોં કો કભી ભૂલ ન જાઓ મેરે પ્રભુ !

("કલ્યાણ" માસિકમાંથી)



# ૧૧૧–ક્ષુધાર્તો જાગ્યા ત્યારે

(એક કલ્પના ચિત્ર. લેખકઃ–શ્રી. પી. જે. બી.)

## ઘરમાં

પાટનગર પર ઉષાનાં ઓજસ પથરાતાં હતાં. હવા તદ્દન શાંત હતી. વાતાવરણમાં નીરવ શાંતિ છવાઈ ગઇ હતી. મારા ઘર પાસેથી લોકલ ગાડીનો માર્ગ છે, પણ અત્યાર સુધી આગગાડીનો જરાય ધ્વનિ મને સંભળાયો ન હતો. એકદમ આવી શાંતિ જોઇ મને પહેલાં જરા નવાઇ લાગી. હું કદાચ બહેરો તો નથી બની ગયો તેની મને શંકા ગઇ. તરતજ મેં બારણું ખખડાવી જોયું.

એટલામાં મારી પત્ની આવી. તેણે મને કહ્યું કે 'આજ દૂધજ આવ્યું નથી.'

'કેમ' પૂછતાં પહેલાં કેટલીએ કલ્પનાઓ મારા મગજમાંથી પસાર થઇ ગઇ, તરતજ મને એકદમ ભાન આવ્યું કે, પાટનગરમાં અસાધારણ હડતાળ શરૂ થઈ ચૂકી હતી.

અસાધારણ હડતાળ વિષે વર્તમાનપત્રોમાં મેં ઠીક ઠીક વાંચ્યું હતું. કેટલાય મહિનાઓથી કામદારો એવી હડતાલની બીક બતાવતા હતા. આખરે તેઓએ કંઇક પડકાર જેવું આપ્યું હતું. ગઇ કાલેજ મારો ભાઇબંધ મને કહેતો હતો કે, અસાધારણ હડતાલ પડે એવો સંભવ છે. પણ ત્યારે મને કલ્પનાયે ન હતી કે, આવી હડતાલ આજથીજ શરૂ થશે.

છેવટે દૂધ વગરની ચાહ સાથે સવારનો નાસ્તો પૂરો કર્યો.

નોકરો પણ હડતાલમાં જોડાયા હતા, એટલે મારી પત્નીને બધી વસ્તુઓ જાતેજ કરવી પડી. જરા કંટાળો તો આવ્યો, પણ આ નવો અનુભવ હોવાથી મને તો અતિશય આનંદ થયો.

સાથે સાથે પાટનગરમાં કેમ ચાલે છે તે જાણવા માટે હું મારાં કપડાં પહેરીને બહાર નીકળ્યો. મોટર હતી પણ શૉફર તો હડતાલ પર ગયો હતો.

## રસ્તામાં

'હવે શું થશે ?'
'હવે શું થશે ?'
'હવે શું થશે ?'
'હવે શું થશે ?'

આ શબ્દોથી વાતાવરણ ગાજતું હતું. જ્યાં ત્યાં એકઠાં થયેલાં લોકો આજ પ્રશ્ન પૂછતાં હતાં. અમારો તો શ્રીમંત વિભાગ, એટલે કોઇ મિલનો માલેક, તો કોઈ મેનેજર, તો કોઇ કારખાનાનો

વ્યવસ્થાપક વગેરેજ હતા. મારી માફક માત્ર બેંકના વ્યાજ પર જીવન ગુજારનારા પણ કેટલાક હતા, પણ તેમની સંખ્યા ઓછી.

એકે કહ્યું: "કામદારો તો હડતાલ પાડી બેઠા. હવે શું થશે?"

બીજાએ જણાવ્યું "સેફ ડીપોઝીટો અને બેંકો પર સરકારે લશ્કરી પહેરો મૂકી દીધો છે!"

ત્રીજાએ ઉમેર્યું: "લશ્કરી બેએક ટુકડીને તૈયાર રાખવામાં આવી છે એવા સમાચાર મળ્યા છે."

"કમાન્ડર કહેતો હતો કે, દરેક શહેરમાં લશ્કર ગોઠવવાની સરકારે યોજના કરેલી હોવાથી આપણા શહેરમાં માત્ર બેજ ટુકડી તેઓ રાખી શક્યા છે." ચોથાએ પાદપૂર્તિ કરી.

"પાંચ લાખ કામદારો સામે આ પાંચસો શું કરવાના હતા?" હતાશ થઇને છઠ્ઠાએ કહ્યું.

હું આ જૂથ છોડીને આગળ ચાલ્યો......રસ્તામાં કેટલાક લોકો હજુ પણ ટોળે વળી ઉભા હતા. સામાન્ય રીતે તેમનાથી પણ હું આગળ ગયો. આખરે એક જણ મારા જેવો મળ્યો. તે સાયકલપર આવતો હતો. મને જોઇને સાયકલપરથી તે નીચે ઉતર્યો.

તેણે કહ્યું: "કામદાર લત્તાઓમાં તો એ લોકોએ ઉત્સવ માંડયો છે. ત્યાં તો જરાએ ગભરાટ કે અંધાધુંધી નથી. ત્યાં તો બધુંજ મળે છે. ન્હાની હૉટેલો પણ બરાબર છે."

એટલું કહી મારા તે મિત્રે સાયકલ પર બેસી ચાલતી પકડી.

હું તો આટલું ચાલતાંજ થાકી ગયેલો હોવાથી ધીમે પગલે ઘેર આવ્યો અને પત્નીને કહ્યું: 'મામલો ઘણો ગંભીર છે.'

મારી પત્નીના રોષદર્શક અવાજે જવાબ વાળ્યો: 'તમારાંજ પાપ.'

## કામદાર લત્તામાં

સાંજના એક મિત્રની સાયકલ પર હું કામદાર વિભાગમાં ગયો. ત્યાં કંઇ જુદોજ રંગ જામ્યો હતો. અસાધારણ હડતાલના અનુભવે તેમને ખૂબ આનંદ આપ્યો હતો. શ્રીમંતવર્ગને પડતી હાડમારીઓની કથા અહીં દરેક પળે આવતી જતી હતી, અને આવી વાતોને મોટું રૂપ આપીને દરેક કામદાર બીજાને કહેતો. કોઇ કહેતો "આજે અમુકને ચાહજ મળી નથી," તો બીજો કહેતો: "અમારા શેઠ તો આજ સવારનાજ ભૂખ્યા છે." આવી વાતોથી વાતાવરણ ગાજતું હતું.

તે લોકોએ અસાધારણ હડતાલની સારી તૈયારી કરી રાખી હતી. અનેક કામદારોએ અનાજ સંઘરી રાખેલું હતું, તેમજ જીવનને જરૂરીઆતની વસ્તુઓ પણ સારા પ્રમાણમાં સંઘરી રાખવામાં આવી હતી.

આ હડતાલથી તેમને તો કંઇજ હાડમારી ભોગવવાની ન

હતી. તેઓ તો ઉલટા આનંદમાં આવી ભાષણો ગોઠવતા હતા, અને કામદાર નેતાઓ તેમને ઉત્સાહ આપી રહ્યા હતા.

કામદાર લત્તાની એક હૉટેલમાં મેં ચ્હા લીધી, થોડુંક ખાધું. પણ પકડાઇ જવાની બીકે ગુપચુપ ખાઇને મેં કલબનો રસ્તો લીધો.

## કલબમાં

કલબમાં અત્યારે તો બધાજ એકઠા મળ્યા હતા. પરસ્પર આળ ચઢાવવામાં મશગુલ બની ગયેલા એ માલેતુજારોની ભેગો હું પણ ભળી ગયો. અમારામાં કેટલાક માત્ર મારી માફક બેંકના વ્યાજ પર જીવતા હતા, તો કેટલાક મીલના વ્યવસ્થાપક હતા અને કેટલાક શરાફો હતા.

અમારામાંથી એક જરા સમાજવાદી જેવો શેઠ પણ હતો. તેણે તો બધાને ખીજવવાનો ધંધો શરૂ કર્યો હતો. દરેકને તે ખૂબ ચીડવતો. એણે મારી મશ્કરી કરતાં કહ્યું:

" કેમ આજ ચ્હા મળી કે ?"

" દૂધ વગર " મેં જવાબ આપ્યો.

" બે દહાડા પછી તમોને તે પણ મળશે નહિ. યાદ રાખો, જાણો છો કે, કામદારોનાં બાળકોને કદી દૂધ પણ મળતું નથી, અને ઉલટા તમો રોજી ઘટાડવા માગો છો !"

" પણ તેમાં હું શું કરૂં ?" એક શ્રીમંતે વિરોધ કર્યો.

" કેમ, તમારી જવાબદારી શું ઓછી સમજો છો ? તમારી બેંક ઉદ્યોગ ઉપર પૈસા ધીરે છે. આ પૈસાના વ્યાજ માટે કામદાર લોકોનું લોહી ચુસાય છે. તમારૂં વ્યાજ એ કામદારોના લોહીથી ખરડાયેલું છે." તેણે તો આગળ ચલાવ્યેજ રાખ્યું.

" અને એમ ન સમજતા કે, તમારી કેળવણી, તમારો ધર્મ, તમારી નીતિભાવના હવે બહુ લાંબો કાળ કામદાર જનતાને છેતરી શકે. હવે એમ ન માનતા કે, તમારા ભાડુતી કેળવણીકારો તેમજ તમારા પગ ચાટતા અધ્યાપકો હવે જેમ શીખવાડે તેમ જનતા શીખશે. હવે તો શ્રમજીવી જનતા સમજી ગઇ છે કે, તમો તેમના પરિશ્રમ ઉપર વિલાસ કરો છો. તમો તેમની મહેનત પર મોજ-વિલાસ માણો છો અને તેથી કામદાર જનતા, તમને અને તમારી આ સમાજરચનાને તોડી નાખવા તત્પર બની છે...."

આ સમાજવાદી ભાઇનું ભાષણ ચાલુજ હતું, પણ મને તે સાંભળતાં કંટાળો આવ્યો; એટલે હું પછી ધીમે પગલે ઘેર ગયો.

## ભૂખમરો

અસાધારણ હડતાલ તો ધાર્યા કરતાં ઘણી લાંબી ચાલી. એક અઠવાડિયું પસાર થઈ ગયું, અને અમારા ઘરમાં અનાજ હવે

ખૂટવા લાગ્યું. મારી પત્નીએ તદ્દન કર્કશતાથી જણાવી દીધું કે "હવે માત્ર ચારજ દિવસ ચાલે તેટલું અનાજ છે." એટલે મેં નિર્ણય કર્યો કે, અરધું ભૂખ્યું રહી આઠ દિવસ એ અનાજ ચલાવવું.

મેં મારી પત્નીને કહ્યું: "હવે આપણે ખાઇએ છીએ તેના કરતાં અરધું ખાઇને એ અનાજ આઠ દિવસ ચલાવીશું."

અન્ય કંઇ ઉપાયજ નહિ હોવાથી મારી પત્ની પણ એકજ ટંકે આહાર કરવા સંમત થઇ.

અમારા પાડોશીના બંગલામાં પણ એજ સ્થિતિ હતી.

હવે વળી અનાજ માટે ચોરીનો ઉપદ્રવ વધી પડેલો હોવાથી અમોએ અનાજના દાબડાને તીજોરીમાં મૂકવાનું શરૂ કર્યું.

રાત્રે રસોડા આગળ જરા ખખડાટ થતાં મારી આંખ ઉઘડી જતી. 'ખાવાનું ચોરાઇ જશે' તેની બીકે અમો રાત્રે લગભગ અરધાં જાગતાંજ સૂઇ રહેતાં.

ગામમાં અનાજનો એક કણ પણ મળતો ન હતો. દાણા-બજારમાંનું અનાજ સરકારે તેમના લશ્કર માટે જપ્ત કર્યું હતું. એ અનાજમાંથી સૈનિકો માટે ખાવાનું પૂરૂં પાડવામાં આવતું.

આમ શહેરમાંથી તો અનાજ જરાયે મળે તેમ ન હતું અને ભૂખમરો અમારા સામે ડોળા ઘુરકાવતો વેગથી આવતો હતો.

### પરાકાષ્ઠા

માત્ર એકજ દિવસ ચાલે તેટલું અનાજ ઘરમાં રહ્યું હતું. મારી પત્નીના શરીર પર ભૂખમરાની નિશાનીઓ ચોખ્ખી જણાતી હતી. મારા શરીરમાં અશક્તિ આવવા લાગી હતી. સવારમાં ઉઠાતું પણ નહિ. જરા જરામાં પરસેવો વળતો. મારી પત્નીની પણ એજ દશા હતી. તે પણ ઉઠી શકતી ન હતી. ઘરમાં કચરો તો પારાવાર પડયો હતો. અમારા બેસવાના ખંડમાં ધૂળ પણ પુષ્કળ ચઢી ગઈ હતી.

આખરે અનાજનો છેલ્લો કણ પણ પૂરો થયો અને ખરેખર અમારે માટે ભૂખમરો શરૂ થયો. અનાજ એક ટંક પણ મળતું હતું તે આખરે બંધ થયું અને માત્ર પાણીભેર દિવસ ગુજારવાનો સમય આવી પહોંચ્યો.

જે દિવસને માટે કામદારો ધમકી આપી રહ્યા હતા, જે ક્ષણને માટે તેઓ રાહ જોઇ રહ્યા હતા, તે ક્ષણ આખરે આવી.

બપોરના બારેક વાગતાં ભૂખ તો એટલી કકડીને લાગી કે મન વિહ્વળ થઇ ગયું, પત્નીથી તો ઉઠાયુંજ નહિ, તેના શરીરમાં જરાયે શક્તિ રહી ન હતી.

એટલામાં ધીમે અવાજે બારણું ઉઘડયું. મારો એક મિત્ર

બહુજ ધીમે ધીમે આવ્યો. મારામાં 'આવો' કહેવાની હોંશ જરાયે ન હતી. માત્ર તે ધીમે પગલે પલંગ સુધી આવ્યો.

પલંગની પાસેજ પડેલી ખુરશી ઉપર તે જરા નિઃશ્વાસ નાખી બેઠો: "કેમ કંઇ અનાજ મળ્યું ?"

મેં હતાશ વદને ના પાડી.

મારી પત્નીએ કહ્યું: " આજ તો અપવાસ છે. ગઈ કાલ બપોર પછી અમો જરાયે અન્ન પામ્યાં નથી."

તેના ધીરા-કરુણ અવાજે વાતાવરણને વધુ કરુણ કરી મૂક્યું.

## આખર

ભૂખમરાના નિર્દય અનુભવ પછી " કામદારોની માગણી સંતોષાવી જોઇએ" એવો કાગળ લખવાનો મેં વિચાર કર્યો.

પણ જેવો હું લખતો હતો કે મારી પત્નીએ ટકોર કરી કે 'તમારો કાગળ લઇ કોણ જશે ?'

અને ખરે તેમજ હતું !

આંખને તમ્મર આવવા લાગ્યાં. ભૂખમરાએ અમારા શરીરને ભાગી નાખ્યું હતું. ઉઠવાની તો જરાયે તાકાત ન હતી.

એક ક્ષણવારમાં તો મને આખું ઘર ફરતું લાગ્યું-ફર્નિચર ચકાવાના આકારમાં ફરતું લાગ્યું. 'પેલું મકાન આમ કેમ દેખાય છે ?' મેં પત્નીને પૂછ્યું તેનો શું જવાબ મળ્યો તે કંઇ સમજાયો નહિ.

પછી કેટલો કાળ પસાર થયો તે હું કહી શકું તેમ નથી. કારણ કે જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે હું જોઇ શક્યો કે, મારી પાસે મારી પત્ની તેમજ મારા નોકરો ઉભા હતા.

મારી પત્ની મને દૂધ પાઇ રહી હતી. મારી આંખ ઉઘડતાંજ તેણે આવકારદાયક અવાજે કહ્યું '**હડતાલ પૂરી થઇ છે**' અને અમારા નોકરે ઉમેર્યું કે '**કામદારો તેમાં વિજય પામ્યા છે.**'

(તા. ૧-૨-૧૯૩૧ના "પ્રજામિત્ર કેસરી"માંથી)



# ૧૧૨–संस्कारहीन संततिना उत्पादनन अटकाववानी जरूर

## પાળેલાં પ્રાણીઓની ઓલાદ સુધારવા મથતા માનવસમૂહની પોતાની સંતતિ તરફ બેદરકારી

### પ્રાણી માટે માનવ કાળજી

જ્યારે ખેડુતની ગાય મરણ પામે છે ત્યારે તેના ઘરમાં કેટલી નિરાશા અને કેટલો શોક પ્રસરે છે! પણ જ્યારે આ મરી ગયેલી ગાયની જગ્યાએ ખેડુત નવી ગાય લાવવા નીકળે છે ત્યારે તે કેટલી બધી કાળજી લે છે? તે જુએ છે કે, ગાયની ઓલાદ સારી હોવી જોઇએ. તે વિચાર કરે છે કે, તેની ઉંમર જરા નાની હોવી જોઇએ. તે તેના દાંતની, દૂધ અને શારીરિક શક્તિની પરીક્ષા કરે છે. અને આટલું બધું કર્યા પછી પણ ગાય લેતા પહેલાં આ ગાય સારી ઓલાદની છે કે કેમ તે જુએ છે. પેલા ભરવાડો જ્યારે ગાયોનાં ટોળાં ચારે બાજુએ ચારતા હોય છે ત્યારે પણ તેમની ગાયો સારી ઓલાદ ઉત્પન્ન કરે તેને માટે કેટલી કાળજી રાખે છે! તેમજ આપણે પણ આપણો કૂતરો કદાચ મરી જાય તો સારી ઓલાદનો કૂતરો મેળવવા માટે પહેલાં વિચાર નથી કરતા?

વિચિત્રતા તો એ છે કે, સારાં કૂતરાં, સારા ઘોડાઓ, સારા બળદો વગેરે કેમ ઉત્પન્ન કરી શકાય તેને માટે પુષ્કળ સાહિત્ય લખાયું છે. યુરોપમાં તો આ પ્રાણીમાત્રની જાતિને સુધારવા માટે ખાસ કૉલેજો છે, અને તેના ખાસ અભ્યાસક્રમ ગોઠવાયા છે, તેને માટે ખાસ શાળાઓ સ્થપાઇ છે; એટલુંજ નહિ, પણ નિર્જીવ જણાતાં ફળદાયી ઝાડોની જાતને પણ કેમ સુધારવી તે ઉપર તો અત્યારે પુસ્તકોનાં પુસ્તકો લખાયાં છે. પણ એ વિચિત્રતા છે કે, માનવજાતિ આ પ્રશ્ન પર બહુજ બેદરકાર છે. જો કે આપણા કંપાઉંડમાં આવેલા આંબાની જાતને કેમ સુધારવી તેના વિચાર થાય છે અને તેને માટે આપણે ખાસ સાહિત્ય વાંચીને યત્ન પણ કરીએ છીએ. જો કે આપણી ગાય વધારે દૂધ આપે એવી કેવી રીતે બનાવી શકાય તેને માટે વિચાર કરીએ છીએ, છતાં જ્યારે આપણે આપણા પુત્ર કે પુત્રીઓનાં લગ્ન ગોઠવીએ છીએ ત્યારે જાતિ સુધારણાનો પ્રશ્ન આપણી વિચારસૃષ્ટિથી બહુ વેગળો હોય છે.

### બેકારીની પરિસીમા

આપણે સામાન્ય રીતે છોકરાંનું ભણતર, અને તેને મળનાર

વારસા વિષે જરા વિચાર કરીએ છીએ. આપણે સામાન્ય રીતે છોકરીનું શિક્ષણ અને ઘરકામમાં આવડત માટે પળભર વિચાર કરીએ છીએ, પણ આ લગ્ન માનવજાતિની દૃષ્ટિએ હિતકર છે કે કેમ તે વિષેનો વિચાર તો જરા પણ નથી કરતાં. આથી જાતિ-સુધારણાનું વિજ્ઞાન એમ શીખવવાની આશા રાખે છે કે, દેશની દૃષ્ટિએ તેમજ માનવજાતિના હિતની દૃષ્ટિએ આપણા શહેરીઓનું જાતીયત્વ એ બહુજ અગત્યની વસ્તુ છે. શહેરીઓની ભાવી સંતતિ સારી હોય, એટલુંજ નહિ પણ ઉચ્ચ સંસ્કારવાળી હોય તે વિષે સંભાળ રાખવી એ બહુજ અગત્યનું છે.

વનસ્પતિના જગતમાં સારી જાતનાં બીજ ઉગાડવા માટે માણુસ કેટલો યત્ન કરે છે! દાખલા તરીકે આંબો લઇએ. નાના ગોટલાવાળું તેમજ વિશાળ કદનું ફળ ઉપજાવવા માટે કરેલા વર્ષોના અખતરા પછી આજે આપણે એવા આંબાને ઉપજાવી શકવા સમર્થ થયાં છીએ કે જે આંબાને આવા નાના ગોટલાવાળી તેમજ વિશાળ કદવાળી કેરી આવે. આ પરિણામ લાવવા માટે આપણે શું શું કર્યું હતું? પ્રથમ તો મોટા ગોટલાવાળી કેરીઓ આપતા આંબાનો સંહાર કરવો પડયો, તેમજ બીજ સારૂં બને તેટલા માટે વર્ષોવર્ષ સંભાળ લીધી હતી; તેમજ સારા આંબાનું બીજ જળવાઇ રહે તે દૃષ્ટિએ ખાસ સંભાળ લીધી હતી. અને આ ખાસ કાળજીપૂર્વક કરેલા યત્નને પરિણામે આજે આપણે વધારે રસવાળી કેરી મેળવવા શક્તિમાન બન્યા છીએ.

## કૂતરાઓની જાતનો ઈતિહાસ

તેમજ પ્રાણીજગતમાં પણ માનવે સારી ઓલાદ ઉત્પન્ન કરવા તરફ પુષ્કળ લક્ષ આપ્યું છે. એ તો બધાજ જાણે છે કે, કૂતરાંઓ એક વખત જંગલમાં ભટકતાં શિયાળવા જેવાં હતાં. અત્યારે તેમનામાં સંસ્કારો દીસે છે તેવો એક પણ સંસ્કાર આ પહેલાંનાં કૂતરાંઓમાં ન હતો. તેઓ તો જંગલમાં ભટકતાં. તેઓ કદી પણ અનાજ નહોતાં ખાતાં; પણ આપણા પૂર્વકાલીન પૂર્વજોએ કેટલાંક જંગલી કૂતરાંઓને પકડયાં, તેમને પાળ્યાં અને તેમને માનવ-હિતમાં કામમાં આવે એવાં બનાવ્યાં. આમાંથી જે કેટલાંક નાસી ગયાં તે તો પાછાં જંગલી બની ગયાં; પણ જે પળાયાં તે સારાં બન્યાં. પણ અહીં પણ આપણા અભણ અને નિરક્ષર ગણાતા પૂર્વજો, જાતિસુધારણાના વિજ્ઞાન પ્રમાણે આ પ્રાણીઓની ઓલાદ પર લક્ષ આપતા. જે કૂતરાંઓ કોઈ બાળકને કરડતાં કે બરાબર ન કેળવાતાં તેમને તરતજ મારી નાખતા. આમ પસંદગીની રીત પ્રમાણે કામ લેવાતું, અને કેળવાઇ શકે તેવાંજ કૂતરાંઓને ઉછેરવામાં આવતાં.

કૂતરાંઓના આખા ઈતિહાસને તપાસીએ તો માલમ પડશે કે,

સૈકાઓના સતત યત્નના પરિણામે જુદી જુદી કુતરાંની જાતો ઉત્પન્ન થવા પામી છે. શિકારી કૂતરાઓ, ચોકીદાર કૂતરાઓ, પપ્પ્સ અને બીજી જાતો ખાસ પ્રયત્નનુંજ પરિણામ છે. પૂર્વકાલીન પૂર્વજોએ કેટલીય મહેનત અને કાળજીથી આ બધી જાતોને ઉત્પન્ન કરી છે. અને શિકારી કૂતરાઓની ઉત્પત્તિના ઇતિહાસનાં પાનાં પાછાં ઉકેલીએ તો માલમ પડશે કે, અત્યારનો શિકારી કૂતરો ગ્રેહાઉન્ડ તે લગભગ પાંચ સૈકાની સતત મહેનતનું પરિણામ છે. પૂર્વકાલીન પુરુષોએ પોતાની જરૂરીઆત પ્રમાણે કૂતરાંઓને કેળવ્યાં, પણ બિલાડીનો તેવો ઉપયોગ નહિ હોવાથી તેઓએ બિલાડીની જાત સુધારવા ખાસ યત્ન ન કર્યો અને પરિણામે બિલાડી હજુ પણ તેજ દશામાં રહેવા પામી છે. હજુ પણ રાત્રે ઘરના ઉંદરડાને સંહારવા પૂરતોજ બિલાડીનો ખપ મનુષ્યજાતને હોવાથી, માનવ બિલાડીની ઓલાદ સુધારવા તરફ હજુ નથી ઢળ્યો.

## ગાયોની કેળવણી

ખેડુતો પણ સારૂં દૂધ આપતી ગાયોનેજ ટકવા દે છે. નબળું દૂધ આપતી, અને ઓછું દૂધ આપતી ગાયોને જંગલમાં છૂટી મૂકી દેવામાં આવે છે; એટલુંજ નહિ પણ ગાયો વધુ દૂધ આપતી કેમ બને તેને માટે ખાસ સાવચેતી અને કાળજી લેવાય છે. અત્યારે પણ આપણે જોઇ શકીએ છીએ કે, વધુ દૂધ આપતી ગાયોની વાછડીઓ જ્યારે મોટી થઇને દૂધ આપે છે ત્યારે વધુ દૂધ આપે છે અને આમ વધુ દૂધ આપવાની શક્તિ વંશમાં ઉતરે છે. આ દૃષ્ટિએ વધુ દૂધ આપનાર ગાયોનો વંશ વધારવાને માટે ખાસ કાળજી લેવાય છે. અને અત્યારે અનેક ડેરી ફાર્મ જોઇએ તો પછી આ જાતિસુધારણાના વિજ્ઞાને આપેલા અમૂલ્ય લાભ આપણને સીધા દેખાઇ આવે છે.

## સારી ઓલાદ માટે અખતરા

માનવે મૂળથીજ પ્રાણી અને વનસ્પતિમાં સારી ઓલાદ ઉત્પન્ન કરવાનો યત્ન કર્યો છે. સંભવ છે કે, આમાં માનવહિતના દૃષ્ટિબિંદુએજ વિચાર થયો હોય. સંભવ છે કે, આ વંશવિજ્ઞાનનું આખું શાસ્ત્ર માનવહિતની દૃષ્ટિએજ ઘડાયું હોય; પણ પૂર્વકાલમાં તેમજ આજે પણ વનસ્પતિ અને પ્રાણીઓને કેળવવા માટે આપણે જેટલી કાળજી લઈએ છીએ, તેટલીજ બેદરકારી આપણે સારા સંસ્કારવાળી જાતિને ઉત્પન્ન કરવા તરફ દર્શાવીએ છીએ. ખાસ કરીને હિંદમાં તો અત્યારે એવી પરિસ્થિતિ ઉભી થઇ છે કે આ જ્ઞાન અને સંસ્કાર એ તો વિદ્વાનોને માટે માત્ર વાતચીતનો વિષય માનવામાં આવે છે. અહીં તો લગ્ન અને સંતતિ એ બે વસ્તુઓ વચ્ચે કંઈ પણ યોજના હોઇ શકે એવો સિદ્ધાંત

સ્વીકારવાની આ નિરક્ષર સમૂહ ચોખ્ખી ના પાડે છે.

### માનવજાતિ માટે ઉપયોગ કરો.

પ્રાણીજગતમાં આ સારી ઓલાદ ઉપજાવવાનાં સારાં પરિણામ જોયા પછી, તેમજ વનસ્પતિજગતમાં પણ સારાં ફળવાળાં વૃક્ષો ઉપજાવવાની કલા હસ્તગત કર્યા પછી પણ એમ નથી લાગતું કે, માનવજાતિમાં પણ સારી સંતતિ ઉત્પન્ન કરવા માટે ખાસ કાળજી અને ચીવટની જરૂર છે? જાતીય પતન આપણાં બારણાં ખખડાવી રહ્યું છે. દરેક વર્ષે નબળી અને નબળી સંતતિનો પાક ઉતરતો જાય છે. મક્કમ વિચારવાળાં અને સબળ દેહવાળાં શરીરો દૃષ્ટિ-મર્યાદામાંથી દૂર થતાં જાય છે; છતાં આપણા સમાજમાં આ વિષે અતિ કરુણાજનક બેદરકારી દર્શાવવામાં આવે છે.

જ્યારે આપણે જોઇ શકીએ છીએ કે, અમુક યોજના પર પાળેલાં ઢોર જો ઉછેરીએ, જો અમુક ઢબ પર આપણે જાનવરો ઉછેરીએ તો તેઓમાંથી સારા અને હિતકર સંસ્કારોવાળી સંતતિ ઉત્પન્ન કરવી શક્ય છે; તો પછી આપણે જે ઢબે પ્રાણીજાતને કેળવીએ છીએ, જે યોજનાથી પાળેલાં જાનવરોમાં સારી સંતતિ ઉત્પન્ન થઇ શકતી હોય તો તે યોજના શા માટે આપણે આપણી જાત માટે પણ અમલમાં ન મૂકવી? જે યોજનાઓ દ્વારા આવાં સફળ પરિણામો સાધી શકાયાં છે, તે યોજના માનવજાતિની સારી સંતતિ ઉત્પન્ન કરવામાં શા માટે ન વાપરવી?

### માનવજાતિનો ઇતિહાસ

પણ તમે કહેશો કે 'માણસ એ કંઈ જાનવર નથી. વ્યક્તિ એ કંઈ વૃક્ષ નથી કે તેનાં સારાં પરિણામ નીપજાવવા માટે ખાસ યોજનાઓ કરવી પડે.' પણ ખરેખર માણસ જાનવર નથી, પણ જાનવરનો પિત્રાઇ છે. પ્રખર વિચારક ડાર્વીને હવે સાબીત કરી આપ્યું છે કે, આપણે બધા એકજ વંશ(સ્ટૉક)માંથી ઉતરી આવેલાં પ્રાણીઓ છીએ. સંભવ છે કે, તળાવમાં એક નાનો સરખો દેડકો પણ માનવવંશમાં એક પૂર્વજનું સ્થાન પામી શકે એમ છે. પણ પુરાતત્ત્વની હાલની શોધખોળોએ સાબીત કર્યું છે કે, જગત ઉપર દીસતી સર્વ જીવંત વસ્તુનું મૂળ પૂર્વજ એક અમર અમીબા (એમ્સેબા) છે. આ પૂર્વજ નાશ પામતુંજ નથી. કારણ કે તે વિકાસ પામતાં આપોઆપ બે બની જાય છે.

તો પછી જગત ઉપર દીસતી ભિન્નભિન્ન જાતો માટે તેમજ ભિન્નભિન્ન પ્રાણીઓ માટે આ સાયન્ટિસ્ટોનો સમૂહ શું કારણ આપે છે? તેઓ કહે છે કે, કુદરતે એક લોખંડી કાયદો ઘડ્યો છે. આ કાયદાનો અમલ પણ એટલોજ લોખંડી ઢબે કરવામાં આવે છે. તેઓ કહે છે કે, જીવવાને માટે દરેકને ખાસ જેહમત ઉઠાવવી

પડે છે (સ્ટ્રગલ ફૉર એક્ઝીસ્ટન્સ). આ જીવવા માટેની જહેમત અનેક નબળાં અને જીવવાને માટે અયોગ્ય એવાં પ્રાણીઓનો સંહાર કરે છે. તેઓ પૃથ્વીના પટ પરથી ભુંસાઇ જાય છે, તેઓ નાશ પામે છે અને આજે માત્ર તેમનાં શરીરપિંજરો કોઇ કોઇ વખત ખાણુ ખોદતાં મળી આવે છે.

## જીવનસંગ્રામ અને જાતિસુધારણા

કુદરતમાં અત્યારે આ જીવનસંગ્રામ એટલો તો વેગવંત અને બળવાન છે કે જીવનસંગ્રામની લડતમાં પ્રાણીઓ તેમના શરીરના જુદા જુદા અવયવો ખીલવે છે. સિંહની યાળ, અને વાઘના નખ, હરણના નાના પગ, તેમજ માનવનું તીરકામઠું એ બધી શોધો જીવનસંગ્રામનને લીધેજ થઈ છે.

કુદરત આમ પોતાનો કારમો કોરડો વિંઝતીજ જાય છે, અને કુદરતના આ સંહારમાંથી બચવા માટે માનવજાતિએ એક રીતે કહીએ તો સરકારતંત્ર સ્થાપ્યું છે. આમ માનવજાતિના વિકાસનાં મૂળ, તેમજ મનુષ્યે ખીલવેલી અનેક શક્તિઓનાં મૂળ જીવનસંગ્રામમાં રહેલાં છે.

જીવનસંગ્રામે તો માનવજાતિને ખીલવી છે; પણ હવે સમય આવી પહોંચ્યો છે, કે જ્યારે કુદરત કંઇ પણ પગલાં લે ત્યાર પહેલાં માનવે હવે આગળ પગલાં મૂકવાની જરૂર છે. કારણ કે કુદરતના કારમા કાયદાઓથી બચવા માટે આપણે સંસ્કૃતિ સ્થાપી છે. સંસ્કૃતિએ ઉભાં કરેલાં કૃત્રિમ સાધનોએ માનવજાતિને કંઇક અંશે રક્ષણ આપ્યું છે અને જીવનસંગ્રામનું સ્થાન હવે વર્ગસંગ્રામે લીધું છે.

## વિજ્ઞાનની જરૂર

તેથીજ અત્યારના યુગમાં જાતિ-સુધારણાના જ્ઞાનનો પ્રચાર અને અનુકરણ અતિ અગત્યનાં છે. સંસ્કૃતિની સ્થાપના સાથે કુદરતી અંકુશો ઓછા થતાં સારી પ્રજા ઉત્પન્ન કરવા માટે જરૂરની વસ્તુઓ વિસરાઇ ગઇ છે. પૂર્વકાલીન કાળમાં દરેક બાળકને બળવાન બનવાની ફરજ પડતી. અત્યારનું માયકાંગલું બાળક બી. એ. બની જાય છે. આમ જીવનપલટા સાથે શારીરિક શક્તિ તેમજ માનસિક શક્તિવાળાં સંતાનો ઉત્પન્ન કરવા તરફ ઓછું લક્ષ અપાય છે. તેથીજ અત્યારે જાતિસુધારણાએ શીખવેલાં સાધનો પર વિશેષ લક્ષ અપાવું જોઇએ.

(તા. ૧-૨-૧૯૩૧ ના "પ્રજામિત્ર કેસરી"માંથી)

# ૧૧૩–રત્નમાળા

(સંગ્રહ કરનાર એક બહેન)

૧–મનુષ્ય જેટલો ઉપદેશથી સુધરતો નથી, તેટલો એ વાંચનથી સુધરે છે.

૨–હિંસા કરનારને પોતાની કે પોતાનાં પ્રિય સ્નેહીઓની હિંસા કરવી રુચતી નથી, અસત્ય બોલનારને પણ પોતાની પાસે અસત્ય બોલનાર પર રીસ ચડે છે. ચોરને પણ પોતાની વસ્તુઓ ચોરનાર પર ક્રોધ ચડે છે. મલિન રહેનારને પણ બીજાથી પોતાને થતું મલિનપણું ગમતું નથી. પરોપકાર ન કરનારને પણ પોતા પર બીજાના ઉપકારની ઇચ્છા રહે છે. નિર્દયને પણ પોતા પર બીજાની દયાની આકાંક્ષા રહે છે. મન વશ નહિ રાખનારને પણ બીજાનું શાંત મન રૂચે છે, અને ક્ષમા નહિ કરનારને પણ પોતા પર બીજાની ક્ષમા ગમે છે. આમ દુર્ગુણીનેય ગુણની કિંમત છે.

૩–જેમ ખેડેલી જમીનમાં વૃક્ષને ઉછરવા માટે પૂરતું પોષણ મળે છે, તેમ અભ્યાસથી કેળવાયેલી બુદ્ધિ મોટાં કાર્ય કરવા પ્રેરાય છે. જે બુદ્ધિ કેળવાયેલી નથી તે, વણખેડેલી જમીન જેમ છોડને મુંઝવે છે, તેમ પ્રાપ્ત થયેલા કાર્યને ગુંચવે છે.

૪–જ્યાં સુધી પોતાનો માણસ વિરુદ્ધ પક્ષમાં ભળી જતો નથી, ત્યાંસુધી પારકાથી પોતાને નુકસાન થતું નથી. દોરડામાં પરોવેલી હજારો કુહાડાના પાનાની માળા જોઇ વૃક્ષો કંપવા લાગ્યાં ત્યારે એક વૃદ્ધ વૃક્ષ બોલ્યું કે "ભય પામશો નહિ. હજી કોઇ આપણો જાતદ્રોહી એમનામાં ભળ્યો નથી."

૫–અતિ પરિચયથી તિરસ્કાર ને નિરંતર સહવાસથી અનાદર થાય છે. મલય પર્વતમાં રહેતી ભીલડી અતિ પરિચયને લીધે ચંદન-વૃક્ષના કાષ્ટને બાળવાનાં ઇંધન કરે છે.

૬–સજ્જનો નાળિયેરની પેઠે માંહેથી કોમળ છતાં ઉપરથી કઠોર દેખાય છે. દુર્જનો બોરની જેમ અંદરથી કઠોર છતાં ઉપરથી કોમળ દીસે છે.

૭–સ્થૂલ શરીરવાળો હાથી નાનાશા અંકુશને વશ છે. જરાસરખો દીપક પ્રગટતાં સર્વ અંધારૂં નાશ પામે છે. વજ્ર પડતાંને વાર પર્વત ફાડી નાખે છે. સ્થિતિ, વય કે આકાર કરતાં તેજ (બળ) વિશેષ બળવાન છે.

૮–હરણ, હાથી, પતંગિયો, મત્સ્ય ને ભ્રમર, એ પાંચ પ્રાણીઓ ક્રમવાર શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધમાં અતિ આસક્ત થવાથી પોતાનો નાશ કરાવે છે. જો એકજ ગાફલ મનુષ્ય એ પાંચ ઇંદ્રિય વડે પાંચ વિષયને આસક્તિથી સેવે, તો તે જરૂર હણાય એમાં શંકા નથી. ("નવચેતન"ના એક અંકમાંથી)

# ११४-सात्त्विक बळ केवी रीते मेळवी शकाय?

(લેખકઃ-શ્રી. રવિશંકર જટાશંકર વૈદ્ય)

શરીરબળ અને મનોબળ પ્રાપ્ત થવા માટે સૌ કોઈ ઇચ્છા કરે છે. આ બળ પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ આ જમાનામાં ઘણીજ થઈ રહી છે. ખરૂં શરીરબળ અને મનોબળ કેવા પ્રકારનું હોવું જોઇએ અને તે કેવી રીતે મેળવવું જોઇએ, તે તરફ ઓછું લક્ષ અપાય છે. આ શરીરબળ અને મનોબળ વિષે આપણા ઋષિમુનિઓ પુસ્તકોમાં સારી રીતે વર્ણન કરી ગયા છે. તે મેળવવાના રસ્તા બતાવી ગયા છે. આપણા બાપદાદાઓ એ આજ્ઞાઓ સમજીને સારી રીતે પાળતા હતા. તેમાં તેમને પૂર્ણશ્રદ્ધા હતી. તેનો અનુભવ લીધો હતો. કાળે કરીને આ વાત ઘણાં કારણોને લઇને ભૂલાઇ ગઈ છે. આ ભૂલાઇ ગયેલી વાત અને તેનો લાભ, હાલના જમાનામાં આડકતરી રીતે સમજાયા પછી આ વાતાવરણમાં ફેરફાર થતો જાય છે. આપણી ખરી સ્થિતિનું ભાન થતું જાય છે અને તેમાં યોગ્ય ફેરફાર કરીને લાભ લેવા માંડયો છે.

શરીરબળ એટલે બ્રહ્મચર્ય અને મનોબળ એટલે વિચારપૂર્વક બુદ્ધિથી ઉપયોગ. ગમે તે સ્થિતિમાં અને ગમે તે રીતે આ બળ વાપરવું તે ખરૂં બળ નથી. તેનો યથાર્થ ઉપયોગ કરવામાં આવે અને તે જનસમાજની સાથે સાથે આપણને લાભકર્તા થઈ પડે, એ જાતનું શરીરબળ અને મનોબળ હોવું જોઇએ આવાં બળને **સાત્ત્વિક શરીરબળ અને મનોબળ** કહેવું જોઇએ. શરીરબળ અને મનોબળ તો જંગલી પશુ અને પ્રાણીમાં પણ હોય છે. આવાં પશુ અને પ્રાણી જેવાં બળની મનુષ્યોને જરૂર હોતી નથી. શરીરમાં બળ હોય પણ જ્યાં જે પ્રકારના બળની જરૂર હોય ત્યાં તે બળ વાપરવું જોઇએ. હાલના વખતમાં અહિંસાવાદી સૈનિકોએ સાત્ત્વિક શરીરબળ અને મનોબળ વાપરવા માંડ્યું છે અને તે રસ્તો મહાત્મા ગાંધીજીએ બતાવી આપ્યો છે. આવું બળ મેળવવા માટે અમુક પ્રકારના નિગ્રહની જરૂર છે. આવા નિગ્રહમાં મહાત્મા ગાંધીજીએ હાથની કાંતેલી અને વણેલી ખાદી પહેરવાની સૂચના કરી છે. આ ખાદી જૂના જમાનામાં પહેરવામાં આવતી હતી. બીજી મોજશોખની ચીજો તજી દેવાને માટે મ. ગાંધીજી તરફથી સૂચન કરવામાં આવ્યું છે. ઘણા વખતથી પાશ્ચમાત્ય ચીજોના મોહમાં આપણે તણાયા કરતા હતા. આ મોહમાંથી બચાવવા માટે મ૰ ગાંધીજીએ સારી રીતે પ્રયત્ન કર્યો છે અને તે પ્રયત્નને આપણે ઘણે અંશે વધાવી લીધો છે, જે આપણા શુભ ભાવીની નિશાની છે.

ખાદી પહેરવાથી શું લાભ થાય છે, તે હવે સમજાવવાની જરૂર રહી નથી. ખાદી પહેરવાથી આર્થિક લાભ તો છેજ. જેણે ખાદી પહેરી તેઓ બીજી પણ ખર્ચાળ ચીજો જરૂર છોડી શકશે. આ લાભ જનતાને ઓછો ન ગણાય. વળી સફેદ વસ્ત્ર સાત્ત્વિકતાનું ચિહ્ન છે. સફેદ વસ્ત્ર ધારણ કરવાથી ઉગ્રતા મટી સાત્ત્વિકપણું પ્રાપ્ત થાય છે. સફેદ ચીજોમાં ઘણે અંશે સાત્ત્વિકતા હોય છે. આ સાત્ત્વિકતાથી શરીર સાત્ત્વિક બને છે અને મનના વિચારો પણ સાત્ત્વિક બને છે. આવું સાત્ત્વિક શરીર અને મન મેળવવા માટે જેમ ખાદી પહેરવાની જરૂર છે, તેમ તેની સાથે સાથે આપણા વહેવારમાં અને ખાનપાનમાં નુકસાન કરનારી ઘણી ચીજો છે, જેને આપણે છોડી દેવાની જરૂર છે. આવી ચીજો આપણા શરીરને ઘણીક રીતે નુકસાન કરી રહી છે અને આર્થિક રીતે તો ઘણુંજ નુકસાન કરી રહી છે. આવી નુકસાન કરનારી ચીજોનો હવે અટકાવ કર્યા વગર છૂટકો નથી.

પ્રથમ પંક્તિએ આપણા ખાનપાનમાં ફેરફાર કરવાની ખાસ જરૂર છે. આપણા ખાનપાનમાંથીજ ઘણા પ્રકારના દોષો થઇને આપણી પાયમાલી થઈ રહી છે. ખાનપાન વિષે આ માસિક દ્વારા અને પુસ્તકો દ્વારા ઘણા વખત લખાઇ ગયું છે; પણ આપણી ઘણા વખતની ટેવોને લઇને જોઇએ તેવો ફેરફાર થઈ શકતો નથી. આપણે એટલું તો જરૂર સમજીએ છીએ કે, જેવું બી વાવશું તેવાંજ ફળો પાકશે. સંગ તેવો રંગ લાગશે. તે અનુસાર જે પ્રકારનું ખાનપાન લઇશું, તેવાજ પ્રકારનું તેમાંથી લોહી, માંસ, ચરબી, વીર્ય, બનશે અને મનોબળ બંધાશે. આ વાત સમજાયા છતાં પણ ખોરાકનો ફેરફાર થઈ શકતો નથી, એ પણ આપણા દૂષિત ખોરાકનું કારણ છે.

જૂના કાળમાં આપણા ઋષિમુનિઓ કેવળ હવા ખાઇને, પાણી પીને અને છેવટ પાન, ફળ, ફૂલ અને કંદનો આહાર કરીને શરીર નિભાવતા હતા. અને પોતાનું માનસિક બળ વધારી શક્યા હતા. તેઓ જે કાંઇ લેતા તે શરીરના નિર્વાહ માટે લેતા હતા, સ્વાદના શોખની ખાતર લેતા નહોતા. આથીજ તેઓ લાંબુ આયુષ્ય ભોગવી શક્યા હતા. જમાનો ફરતો ગયો, તેમ તેમ આપણા ખોરાકમાં ફેરફાર થવા માંડયો. મોજશોખમાં અને મોંના સ્વાદે તીવ્ર રાજસ અને તામસ ચીજોનો ઉપયોગ થવા માંડયો. સાથેસાથે સ્વાદમાં વ્યસની ચીજોનો પણ સમાવેશ થયો અને રોજના દિનચર્યાના વર્તનમાં ફેરફાર થયો. આથી આપણા દૈવતરૂપ બ્રહ્મચર્યનો પણ સારી રીતે નાશ થયો. આ બધાના કારણે આપણી અવનતિ થઈ. આ વાત ઘણા ભાઇઓ જાણતા હશે, છતાં તેમાં સુધારો કરી શકતા નથી, એ આપણા દુર્ભાગ્યની વાત છે.

આપણા રોજના ખોરાકમાં ઘઉં, બાજરો, જુવાર, તુવેર,

મગ, અડદ વગેરેની દાળ, શાકવગ, દૂધ, દહીં, ઘી, સાકર વગેરે સાત્વિક ચીજોની જરૂર છે; પણ તેની સાથે અતિ ગરમ મસાલાની જરૂર નથી. સાદા મસાલા વપરાવા જોઇએ. હળદર, મીઠું, ધાણા-જીરૂં વગેરે સાદા મસાલાનો ઉપયોગ કરવામાં આવે ત્યાં સુધી ઠીક છે; પણ અતિ મરચાં, ખટાશ, તેલ અને બીજા ગરમ મસાલા લેવા તે નુકસાન કરનાર છે. વળી વ્યસનો જેવાં કે ચા, અતિપાન, સોપારી, તમાકુ, બીડી, દારૂ વગેરે નુકસાન કરનારાં છે. આવી નુકસાન કરનારી વસ્તુઓને તદ્દન છોડી દેવી જોઇએ. આગળના જમાનામાં આવી વસ્તુઓનો ઉપયોગ બહુ જૂજ થતો હતો. એ જમાનામાં શરીર સારાં રહેતાં હતાં. હાલ પણ જ્યાં ખાનપાનની સંભાળ લેવાય છે ત્યાં તેમનાં શરીરબળ સારાં હોય છે. અતિ તીવ્ર અને ગરમ ખાનપાન લેવાથી તેમાંથી બનેલું લોહી, માંસ, વીર્ય પણ ગરમજ બને છે. આ પ્રકારની થયેલી ગરમીથી લોહી સુકાય છે, પાતળું પડી જાય છે અને નવું બનતું નથી. ધાતુ-વીર્ય પણ પાતળું બને છે અને નષ્ટ થાય છે. જેમ ઘીને તાપમાં મૂકવાથી પાતળું બને છે, તેમ શરીરમાં રહેલી ધાતુ ગરમીથી તપી-ને પાતળી થઇ ધાતુસ્રાવ-ધાતુક્ષય થાય છે. આ બધું અનિષ્ટ ખોરાકને આભારી છે. આવા તામસી ખોરાકો લઇને લોહી, માંસ, ધાતુ ઉશ્કેરાય છે અને તેનો નાશ થાય છે. આથી ઘણા પ્રકારનાં દરદો પેદા થાય છે ત્યારે ખાનપાનનો સુધારો કરવામાં આવતો નથી, પણ તેના દવાઓરૂપી ઉપાયો કરવામાં આવે છે. હાલના જમાનામાં ઉપાયો દરદને મટાડવા કરતાં વધારવાના થઇ પડે છે; માટે આવા ઉપાયો કરવા કરતાં ખોરાકમાં ફેરફાર કરીને દરદો સુધારવાની જરૂર છે. ખોરાકના ફેરફારથી શરીર સુધરે છે, પૈસાની બરબાદી થતી અટકે છે અને હેરાનગતિમાંથી બચી જવાય છે. તામસી ખોરાકોની જરૂર શરીરને હોતી નથી, પણ આપણી હંમેશ-ની ટેવોને લઇને આપણી ઇંદ્રિયો ટેવાઇ જવાથી વારંવાર તે જ્ઞાનતંતુદ્વારા માગણી કરે છે. જ્ઞાનતંતુદ્વારા માગણી થાય છે, એજ આપણા મગજની નબળાઇનું કારણ છે.

મહાત્મા ગાંધીજીનો દાખલો લેવાની જરૂર છે. તેઓશ્રી તદ્દન સાદાજ પદાર્થ લે છે. આ સાદા પદાર્થથી અને સંયમથી તેઓશ્રીએ પોતાનું માનસિક બળ વધાર્યું છે. તેમને કોઇ પણ તામસી પદાર્થની જરૂર હોતી નથી. જ્યાંસુધી આપણે આવા સાદા ખોરાક ઉપર ન જઈ શકીએ, ત્યાંસુધી ખરૂં સાત્ત્વિક શરીરબળ અને મનોબળ મેળવી શક્યા, એમ ગણાય નહિ; ત્યાં સુધી યોગ્ય લાભ મળી શકે પણ નહિ. સાત્ત્વિક ખોરાકથી સાત્ત્વિક લોહી, માંસ, ધાતુ બંધાઇ સાત્ત્વિક શરીર અને મન બંધાશે. આવી રીતે સાત્ત્વિક શરીરબળ અને મનોબળ બંધાવાથી

આપણાં દેશહિતનાં અને અન્ય કામો સારી રીતે સાધી શકીશું. આ ફેરફાર ન થાય ત્યાંસુધી આપણે બ્રહ્મચર્ય પાળી શકીશું નહિ. બ્રહ્મચર્ય પાળી ન શકાય ત્યાં સુધી આપણે કોઈ ઉત્તમ કાર્ય કરી શકીશું નહિ. માટે આપણા પોતાના અને દેશહિતની ખાતર હવે તો આપણા વહેવારમાં અને ખાનપાનમાં ફેરફાર કર્યા વગર છૂટકો નથી.

સાત્ત્વિક ખોરાકનો સ્વીકાર કરાય અને તામસી પદાર્થનો ત્યાગ કરાય ત્યારેજ ખરૂં મનોબળ મેળવ્યું ગણાય. ખરા મનોબળવાળાઓ રસાસ્વાદમાં નહિ લલચાતાં તેનો ત્યાગ કરી શકશે. જેઓને સ્વાદ વગર ચાલતું નથી અગર નુકસાન કરે તેવા સ્વાદો છોડી શકતા નથી, તેમનું મનોબળ ખરેખર નબળું અને નિર્માલ્ય ગણાય! નજીવા રસાસ્વાદને જેઓ છોડી શકતા નથી, તેઓ સ્વાદની વારંવાર ઇચ્છા કર્યા કરે છે અને તેનેજ સ્વાધીન રહે છે. તેઓનાથી દેશનું કે પોતાનું હિત કયા પ્રકારે થઇ શકશે? સૈનિકોમાંથી ઘણાઓને પોતાનાં વ્યસનો-સ્વાદો છોડવા પડ્યા છે. જેલમાં ગયા પછી તેમને સ્વાદો છોડી બેસ્વાદોવાળા ખોરાકો લેવા પડ્યા છે. આ બધું મહાત્મા ગાંધીજીએ બતાવેલા મનોબળથી તેઓ આ બળ પ્રાપ્ત કરી શકયા છે. આ બધું એજ સૂચવે છે કે, તમારા આગલી પ્રણાલીવાળા સાત્ત્વિક આહાર, વિહાર અને બ્રહ્મચર્યને પાળીને સાત્ત્વિક શરીરબળ અને મનોબળ મેળવો.

("વૈદ્યકલ્પતરુ"ના એક અંકમાંથી)

## ૧૧૪–યુજેનીક સોસાયટી

આ સંસ્થાના ઉદ્દેશો નીચે પ્રમાણે છે—

૧–માનવજાતિના હિતને માટે દરેક શકય સાધાનો દ્વારા કામ કરવું.

૨–આ સાધનોમાં મુખ્ય નીચે પ્રમાણે છે:–જાતિસુધારણાના વિજ્ઞાનમાં શોધખોળ કરવી, સભાઓ ભરવી. કૉન્ફરન્સ ગોઠવવી નિબંધ વંચાવવા, સભાઓમાં ચર્ચા કરવી અને પેમ્ફ્લેટો બહાર પાડવાં.

૩–બાળકોના જન્મપ્રમાણને સુવ્યવસ્થિત કરવા યત્ન કરવા.

૪–વીનેરિયલ કલીનીક સ્થાપવા.

મંત્રી, યુજેનીક સોસાયટી.
૫૫, ગીરગામ રોડ–મુંબઈ નં. ૪

# ૧૧૫-ચા દેવીના ચેલાઓ! ચેતશો કે?

(લેખકઃ-શ્રી. રવિશંકર જટાશંકર વૈદ્ય)

ચા વિષે આ માસિકમાં તેમજ બીજાં પત્રોમાં અને ભાષણ દ્વારા ઘણું કહેવામાં આવ્યું છે; છતાં પણ તેને છોડવાનું બની શક્યું નથી. આ આપણા મનોબળનીજ ખામી છે. હવે તો આપણા ભલાની ખાતર છોડવામાં આવે તો સારૂં. ચા કેવા પ્રકારે નુકસાન કરી રહી છે તે ફરી એક વાર અત્રે જણાવવામાં આવે છે.

જે દેશમાં ચાના છોડ કાપવામાં કામે લાગતા આપણા હિંદી ભાઇઓને શોષવું પડતું દુઃખ અને તેથી થતો રક્તપાત જાણીને દુઃખ થાય તે ખાતર એવી ચાને છોડવાની જરૂર છે.

આપણા દેશમાં કેટલીક ચા હલકી જાતની આવે છે અને તે આપણા ભાઇઓ વાપરે છે. આ ચાને સદંતર છોડી દેવાની જરૂર છે.

મરેલા શબને સડતું અટકાવવા માટે ચાની ઝીણી ભૂકીમાં દાબવામાં આવતું હતું. શબમાંથી નીકળતો ગેસ ચામાં દાખલ થતો. વેપારના લોભની ખાતર આ ભૂકી આપણા હિંદમાં મોકલી હતી. આ ચા આપણાં ભાઇઓને સારી કડક લાગવા માંડી અને માગણી વધી. હાલ આ જાતની ચા આવે છે કે નહિ તે જાણવામાં નથી.

ચામાં ટેનીન અને થીના નામનાં કેફી તત્ત્વો ભેળવવામાં આવે છે. ચાની કડકતા વધુ વધારવાને માટે કેટલીક હૉટેલોમાં અફીણના પોસ્તના ડોડવા ચાના પાણીમાં ઉકાળવામા આવે છે, અને તેથીજ એવી હૉટેલોની ચા સારી ઉત્તમ ગણાય છે. ઉત્તમ સારી ચા આવતી હશે, પણ ઘણે ભાગે તો ઉપરના મિશ્રણવાળી આવે છે.

ચાથી ફાયદો છે એમ માનવાવાળા ભલે માને, પણ ચાથી આરોગ્યનાની દૃષ્ટિએ તો ઘણુંજ નુકસાન છે અને એજ વાત અત્રે સમજાવવાની જરૂર છે. ચા પીનારાઓ જણાવે છે કે, અમોને ચા પીવાથી દસ્ત સાફ આવે છે, માથું દુઃખતું મટી જાય છે, શરીરની બેચેની દૂર થઇ સ્ફૂર્તિ આવે છે, ભૂખની શાંતિ કરે છે વગેરે ફાયદા બતાવે છે. આના ખુલાસામાં જણાવવાનું એ છે કે, ચા પીવાથી એટલે ગરમ પાણી પીવાથી આંતરડાં ઉના પાણીના કારણને લીધે ઢીલાં પડે છે. ચાના થોડા વજનથી આંતરડા ઉપર દબાણ થઇ દસ્તનો ખુલાસો થાય છે. આથી એમ સમજવામાં આવે છે કે, ચાથી ઝાડાનો ખુલાસો રહે છે. ચા ઝાડાનો ખુલાસો કરતી નથી, પણ ચાનું ઉનું પાણી આંતરડાંને ઢીલાં કરી દસ્ત લાવે છે. તેની સાથે ચામાં રહેલ માદક તત્ત્વથી તેનો કબજીઆત કરવાનો સ્વભાવ હોઇ દસ્તની કબજીઆત કરે છે. દસ્તની

કબજીઆત થાય એટલે માથાનો દુઃખાવો થાય, વળી ચા લેવાય એટલે દસ્ત સાફ આવે અને માથું ઉતરે છે. વળી માદક તત્ત્વ ચામાં મળવાથી દસ્તની કબજીઆત થઈ જાય છે. આમ વારંવારની ટેવને લીધે આંતરડાં નબળાં પડી જાય છે. આવી ટેવ તમાકુ, ચા અને બીડીથી પણ પડી જાય છે. આ વસ્તુઓ લેવાથી ઈરીટેશન થવાથી દસ્ત થાય છે. તેથી કેટલાક ભાઇઓ દિશાએ જતાં પહેલાં બીડી તમાકુનો ઉપયોગ કરે છે. ચા, બીડી કે તમાકુના સેવન વગર ઝાડો આવે નહિ એ વ્યસનજ કહેવાય. આ વસ્તુઓનો અમલ ઉતરી જાય છે એટલે એજ ચા, બીડી કે તમાકુ લેવીજ પડે છે. ચા, તમાકુ, અફીણ અને દારૂ વ્યસની ચીજો છે. જે ચીજ વગર આપણે ચલાવી શકતા નથી અને મગજના જ્ઞાનતંતુ દ્વારા તેની વારંવાર માગણી થાય છે, એ તેનામાં કેફી તત્ત્વની નિશાની છે. આ કેફી તત્ત્વ પોતેજ ઝેર છે. આ ઝેર શરીરને નુકસાન કરે છે. અફીણ લેવાથી શરીરમાં હોંશ આવે છે અને અમલ ઉતરી જાય છે એટલે શરીર, મન શિથિલ બને છે અને જ્યારે ફરીથી અફીણ લેવાય છે ત્યારે શરીરમાં કાંટો આવે છે. તેમ ચા, બીડી, તમાકુ અને દારૂ નુકસાન કરનારાં તત્ત્વો છે. ચાથી ભૂખની શાંતિ થાય છે એમ જણાવવામાં આવે છે પણ જ્યારે ખરેખર ભૂખ લાગી હોય ત્યારે તેના ઉપર પોષણ કરનારા પદાર્થોની જરૂર હોય છે; તેને બદલે ગરમ પાણી પીવાથી પૂરતું પોષણ મળતું નથી અને ઉલટી ભૂખ મંદ પડી જાય છે. ગરમ પાણી હોજરીને–ભૂખને મંદ કરી નાખે છે. વારંવાર ચા લેવાથી આ જાતનું નુકસાન જરૂર થાય છે. ગરમ પાણી, તેમાં આવતું માદક તત્ત્વ, અને વધુ ખાંડના ઉપયોગથી હોજરી બગડી લોહી તથા ધાતુનો બગાડો કરે છે. ચા પીવાની ટેવ આપણા દેશની નથી. જ્યાં ચા પીવાય છે ત્યાં ટાઢ ઘણી હોય છે, ત્યાં આ તેમને અનુકૂળ પડતી હશે. કઠણ ખોરાક એટલે બીસ્કીટ કે ભાખરી ઉપર ચા પીવાય છે ત્યાં તે નુકસાન નહિ કરતી હોય. આપણને તો ચા એકલી પીવાની હોય છે અને તેથી ચા જરૂર નુકસાન કરે છે. આગલા જમાનામાં સવારમાં દૂધ કે છાશ સાથે રોટલો કે ભાખરી ખાવામાં આવતાં હતાં, ત્યારે આપણી શારીરિક સ્થિતિ સારી હતી. આ ક્રિયા અત્યારે ભૂલાઇ ગઈ છે અને ચાનો ઉપયોગ થયો છે. મોટા માણસો ચા પીએ એટલે તેની સાથે નાનામાં નાનાં કુમળાં બાળકોને દૂધ છોડીને ચા પાતાં શીખવે છે. બાળકો ઉપર આપણા સમાજનો આધાર છે. તેમને શરૂઆતથી દૂધને બદલે ચાના પ્યાલા પીતાં શીખવી દેવામાં આવે છે અને રાજી થઇએ છીએ કે જુઓ, મારો બચુડો ચા પીએ છે. માતાપિતાએ આથી રાજી થવાનું નથી. આ

ચા બાળકોને ઝેરસમાન છે. ચાથી શરીરનાં ગાત્રો શિથિલ થઈ બાળકો હાડપિંજર જેવાં લોહી વગરનાં કસ વગરનાં થાય છે.

શરીરને ઠીક ન હોય, પેટમાં બાદી, શરદી હોય કે માથું દુઃખતું હોય તો ચા ન પીતાં સુંઠ, મરી, ફુદીનો કે એવીજ બીજી ચીજોને ઉકાળીને દૂધ નાખીને પીવું ઉત્તમ છે. ચા તરીકે કોઈ જાતના પીણાની જરૂર નથી; પણ હાલના જમાનામાં મંદ પાચનશક્તિવાળા, કબજીઆતવાળા અને મંદ શક્તિવાળાને જરા ટેકાની જરૂર હોય ત્યારે તુલસી, મરી, એલચી કે એવીજ બીજી વસ્તુને ઉકાળી દૂધ વધુ નાખીને આ જાતનો ઉકાળો પીવો સારો છે. દૂધ પચતું ન હોય તો આવી રીતની ચા ઉકાળી પી શકાય. કોઈ પણ ચીજને ઉકાળીને, તેમાં ખાંડ અને દૂધ નાખી પીવામાં આવે તેને ચા તરીકે ઓળખવામાં આવે છે. ચાની અંદર વ્યસનવાળું તત્ત્વ તો નજ હોવું જોઇએ. અમોને ચા વગર નહિજ ચાલે, વખત થાય એટલે ચાનું ગરમ પાણી જોઇએજ એવી ટેવ નજ હોવી જોઇએ.

ઘણા વખત ઉપર ચાનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. અસહકારના જમાનામાં ચા ઘણાઓએ છોડી દીધી હતી, પણ ફરી વાતાવરણ ફરતાં ચાનો પવન વધી ગયો. ચાથી આર્થિક રીતે નુકસાન છે. હાલતાં ચાલતાં, મોં સ્વાદે, મહેમાનોની મીજબાનીમાં અને દરેક રીતે ચાનો ઉપયોગ કરીને ખર્ચમાં ઉતરવું પડે છે. ચામાં ખાંડ, દૂધ, ચા, બળતણ અને સાથે પાન, બીડી, સોપારીના ખર્ચો થાય છે. એકત્ર રીતે ચાનું ખરચાળ વાતાવરણ છે અને તે હવે બંધ કરવાની જરૂર છે. હાલમાં ચાના બહિષ્કારની ક્રિયા થવા માંડી છે. ગામડાંઓમાં તદ્દન છોડાવા માંડયો છે. નાનાં મોટાં શહેરોમાં ચાના બહિષ્કાર થતા જાય છે. કાઠીઆવાડમાં કુંડલા ગામમાં તો ન્યાતિ સમસ્ત તરફથી ચા મુકાયો છે. ચા પીવો નહિ અને પાવો નહિ અને ચા વેચવી નહિ. આવાં બંધનો થયાં છે. બંધન તોડે તેને માટે ન્યાત દંડ કરે. આથી ઘરમાંથી, હૉટેલોમાંથી ચાનો નાશ કરવામાં આવ્યો છે. આમ કર્યા વગર આ ચેપી ચા નીકળશે નહિ, માટે આ જાતનું અનુકરણ કરવાની જરૂર છે.

ચા હૉટેલોમાં, સ્ટેશને સ્ટેશને મળે છે અને પીવાય છે. ગમે તેવા પ્યાલામાં અપાય અને તે પ્યાલાને બરોબર ધોવામાં ન આવે અને ફરી તેજ પ્યાલામાં બીજાને અપાય છે. આવી રીતે ચા-પીણાં પીવામાં ધાર્મિક રીતે નુકસાન કરનાર છે, એ બાજુ મૂકીએ તો પણ આરોગ્યતાની દૃષ્ટિએ તો જરૂર નુકસાન કરનાર છે. ગમે તેવા ચેપી રોગવાળા ભાઇએ ચા પીધી હોય તેના ચેપની અસર બીજાને જરૂર આવે છે. આ હિસાબે પણ આ બહારનાં પીણાંઓ છોડી દેવાની જરૂર છે. આ પીણાંઓ કૃત્રિમ જુસ્સો લાવનારાં છે અને

પરિણામે નુકસાન કરનારાં છે, માટે ચા પીનાર ભાઇઓને અમારી સૂચના છે કે, ચાને તજી દઇને તમારાં શરીરને સુધારો. અમુક ભાઈઓ ચા છોડશે, તેઓ બીજાઓને છોડવવાને વિનવશે તો આમ કરતાં ચા સર્વત્ર છૂટી જશે. સાથે સાથે જણાવી દેવાની જરૂર છે કે, જેમ ચા નુકસાન કરનાર છે તેમ કૉફીથી પણ નુકસાન થાય છે. તે ધાતુને ખાસ નુકસાન કરનાર છે. હાલમાં કૉફીમાં બીજી ચીજોની મેળવણી કરીને વેચવામાં આવે છે. ચા-કૉફી બન્ને માદક વસ્તુઓ છે, માટે તે બંનેને છોડવાની જરૂર છે. ("વૈદ્યકલ્પતરુ"માંથી)

# ૧૧૬–રેડિયોના ચમત્કાર

આપણે ત્યાં રેડિયોનો પ્રચાર ઘણા થોડા વખતથી થયો છે. તે છતાં તેણે થોડા વખતમાં ઘણો આશ્ચર્યજનક ફેરફાર કરી નાખ્યો છે. રેડિયો વડે આપણે હજારો માઇલ દૂર બેઠા છતાં ભાષણો સાંભળીએ છીએ, સંગીતનો આનંદ મેળવીએ છીએ અને આવશ્યક વસ્તુઓનાં ચિત્રો પ્રાપ્ત કરીએ છીએ. પરંતુ જાપાનના એક સેનાનાયકે રેડિયોને એક ભયંકર કાર્ય સાથે જોડયું છે. રણક્ષેત્રમાં માણસોનો સંહાર કરનારાં જે યંત્રો હોય છે તે યંત્રોને રેડિયો મારફતે ચલાવવાની તેણે નવી યુક્તિ શોધી કાઢી છે. રેડિયો વડે આ નાશકારક યંત્રો લગભગ પાંચ માઇલની ગતિથી દોડે છે. એક વિશાળ અને ભયંકર યંત્રને પોતાની મેળે આવી ગતિથી દોડતું જોઇને જોનારાના મનમાં ભય ઉત્પન્ન કરે એ સ્વાભાવિક છે. યંત્રનો સંચાલક પાંચ પચીસ માઇલ છેટે બેઠેલો હોય છે અને યંત્ર આવી રીતે સંચાલક વિના ધારેલે સ્થળે દોડયું જાય છે, એ વાત ખરેખર એ સદીની છેલ્લામાં છેલ્લી અજાયબીજ કહી શકાય. જો કે રેડિયો, યંત્રને કોઈ નવું બળ આપતું નથી, બધી સામગ્રી તો તેની અંદર ભરી દેવામાં આવે છે; તે છતાં રેડિયોની લહેરો યંત્રના ચક્કર પર પડે છે, જેથી યંત્ર દોડે છે અને અજાયબ રીતે તે પોતાનું કામ સફળ કરે છે. એક તરફ જ્યારે રેડિયો આવું ભયંકર કામ કરે છે, ત્યારે તે બીજી તરફ માણસની જીંદગી બચાવે છે. હમણાં રોગને દૂર કરવાને માટે યુરોપના ડૉકટરો તેનો ઉપયોગ કરે છે. ભયંકર રોગોના જંતુઓથી સપડાયેલા દરદીને એક પેટીમાં સુવાડીને રેડિયોની નાની લહેરો તેના પર ફેંકવામાં આવે છે, જેથી થોડા વખતમાં તેની અસર થાય છે અને દરદીના શરીરમાં રહેલ હાનિકારક જંતુઓ નાશ પામે છે. ઇંજેકશન, બાષ્પસ્નાન વગેરે ક્રિયા જેવુંજ રેડિયો કામ કરે છે. પરંતુ હજુ સુધી એનો પ્રભાવ સર્વંગામી થયો નથી. (તા. ૮-૨-૩૧ ના "હિંદુ"માંથી)

# ११७-अंग्रेजी शिक्षा का भारतीय सभ्यता पर कुप्रभाव

(લેખકઃ-દેશભક્ત લાલા હરદયાળુજી એમ૦ એ૦)

## અંગરેજી શિક્ષા કે પરિણામ

૧—રાષ્ટ્રભાષા એક જાતિ કો અન્ય જાતિયોં સે પૃથક્ કરને કા સબસે બડા કારણ હૈ. જિસ દેશ કી અપની ભાષા નહીં વહાં જાતીયતા કા વિચાર કભી નહીં રહ સકતા. ભારતવર્ષ કે પ્રત્યેક મનુષ્ય કે લિયે દો ભાષાયેં સીખના અત્યાવશ્યક હૈં. એક રાજ-ભાષા અર્થાત્ સંસ્કૃત ઔર એક પ્રાંતીય ભાષા અર્થાત્ મરાઠી, બંગલા, હિંદી આદિ. પરંતુ સંસ્કૃત કે સ્થાન મેં જિસમેં સારી વિદ્યાયેં છિપી હૈં-અબ રાજભાષા અંગરેજી હો ગઇ હૈ. કૈસી આશ્ચર્યજનક ઔર શોકપ્રદ અવસ્થા હૈ કિ એક હિંદૂ જબ સારે ભારતવર્ષ કો સંબોધન કરના ચાહતા હૈ તો ઉસે એક વિદેશી ભાષા કા આશ્રય લેના પડતા હૈ. ઉસકે બિના વહ અપના અભિ-પ્રાય નહીં જતા સકતા. યહ પહલે હી બતાયા ગયા હૈ ઔર સિદ્ધ ભી હો ચુકા હૈ કિ અંગરેજી હમેં અંગરેજ તો ન બના સકેગી, પર ભારતીય ભી ન રહને દેગી.

૨-ઇતિહાસ, જાતીય સંગઠન તથા ઉન્નતિ કે લિયે પરમા-વશ્યક હૈ. અંગરેજી શિક્ષા હમારે ઇતિહાસ કો તોડ મોડ કર ઇસ પ્રકાર હમેં સિખાતી હૈ કિ ઇસસે લાભ કી અપેક્ષા હાનિ હોતી હૈ. ઘટનાઓં સે હમ ઠીક પરિણામ નહીં નિકાલ સકતે. લેથબ્રિજ ઔર હંટર જૈસે ઈતિહાસલેખક હમેં અપની પ્રાચીન સભ્યતા, ગૌરવ ઔર પ્રતિષ્ઠા ક્યોં બતાયેંગે ?

૩—ભાષા ઔર સાહિત્ય સદા સાથ રહતે હૈં. જબ ભાષા ન રહી તો સાહિત્ય ભી સાથ હી નષ્ટ હો જાતા હૈ. ભારત કે સાહિત્ય કા કોષ ભી બંદ હો ગયા, અંગરેજી શિક્ષા ને હિંદી સાહિત્ય કો નષ્ટ કર દિયા.

૪—હમારે સામાજિક જીવન પર ઇસકા ઐસા પ્રભાવ પડા હૈ કિ હમ સદાચાર કો ભી ખો બૈઠે ઔર પાશ્ચાત્ય સભ્યતા કી દિખ-લાવે કી વસ્તુઓં કો હમને ગ્રહણ કર લિયા. આધા તીતર આધા બટેર. હમ ન ઘર કે રહે ન ઘાટ કે, ન ઇધર કે ન ઉધર કે. અંગરેજી શિક્ષા ને હમારે આચારવિચાર કો નષ્ટ કર દિયા. સચ્ચી ચેતનતા ઔર વિચારશક્તિ હી, જાતીય ગૌરવ કી રક્ષા કર સકતી હૈ.

અંગરેજી શિક્ષા ને હમારી ભાષા, સાહિત્ય, ધર્મ, આચાર,

જાતીય ભાવ, રાજ ઔર સ્વાધીનતા સબ પર અપના પ્રભાવ ડાલા. હમને અપને ઘર કી વસ્તુઓં કા પરિત્યાગ કર અંગરેજોં પર આશ્રિત હોના સીખા. ઇન ખોઇ હુઇ વસ્તુઓં કો પુનઃ પ્રાપ્ત કરને કે લિયે બહુત સમય ચાહિયે ઔર બહુત પરિશ્રમ કરને કી આવશ્યકતા હૈ. ઇસકે લિયે હમેં તન, મન, ધન સબ કુછ બલિદાન કરના પડેગા.

ઇસ શિક્ષા કા એક યહ પરિણામ ભી હુઆ હૈ કિ ઐસે લોગોં કી એક સંખ્યા (જો પ્રતિદિન ચઢ રહી હૈ) હો ગઇ હૈ—જો કોઇ કલાકૌશલ તથા વ્યાપાર નહીં જાનતી. રોટી કમાને કે લિયે ઇનકે પાસ નૌકરી કે અતિરિક્ત કોઇ ઉપાય નહીં. હમારી આર્થિક દશા અત્યંત હી શોચનીય હો ગઇ હૈ. વહ દશ્ય કૈસા હૃદયવિદારક હૈ જબ હમ એક દુકાનદાર યા ધનાઢ્ય કે લડકે કો દેખતે હૈં કિ વહ સામાજિક ઉન્નતિ કે લિયે વકીલ બનના આવશ્યક સમઝતા હૈ, અંગરેજી શિક્ષા ને હમારી નિર્ણયશક્તિ પર ઐસા અદ્‌ભુત પ્રભાવ ડાલા હૈં કિ જિસસે હમારા યથાર્થ જ્ઞાન જાતા રહા હૈ! કૈસે શોક કા વિષય હૈ કિ લોકમત ઇતના દૂષિત હો ગયા હૈ કિ એક કિસાન યા વ્યાપારી કે વ્યવસાય કો સરકારી નૌકરી સે તુચ્છ સમઝા જાતા હૈ. ઇસ શિક્ષાપ્રણાલિ ને હમારે યુવકોં કો કલાકૌશલ ઔર વ્યાપાર સે પૂર્ણતયા અયોગ્ય બના દિયા હૈ.

## સંસ્કૃત ભાષા ઔર અંગરેજી ભાષા

યહ ઉન લોગોં કી બડી ભારી ભૂલ હૈ, જો યહ કહતે હૈં કિ ભાષા કે પ્રચાર સે જાતીય સંગઠન તથા ભિન્ન ભિન્ન પ્રાંતોં કે લોગોં મેં સમાગમ હોગા ઔર વે મિલ જાયંગે. ક્યોંકિ વહ સમાગમ, વહ સમાનતા ઔર વહ સહાનુભૂતિ જો કિસી બાહ્ય પ્રભાવ અથવા શક્તિ સે ઉત્પન્ન હો, સચ્ચી ઔર યથાર્થ નહીં હો સકતી. જાતીયતા કા ભાવ અંતરાત્મા સે ઉત્પન્ન હોતા હૈ, બાહર સે નહીં. એક હિંદૂ કે લિયે સંસ્કૃત સીખના અંગરેજી સીખને સે અધિક સુગમ હૈ. વહ હિંદૂ જો સંસ્કૃત સે અનભિજ્ઞ હૈ, સભ્ય ઔર પ્રતિષ્ઠિત હિંદૂ નહીં કહલા સકતા. જો લોગ સંસ્કૃત કા સ્થાન અંગરેજી કો દેના ચાહતે હૈં, વહ ઇતિહાસ કો નહીં જાનતે. કઇ લોગ કહતે હૈં કિ સંસ્કૃત એક મૃતભાષા હૈ. સચ તો યહ હૈ કિ હમ હી મરે હુયે હૈં, કિંતુ સંસ્કૃત ભાષા નહીં મરી.

અંગ્રેજી શિક્ષા કે કારણ હમારા યહ સ્વભાવ હો ગયા હૈ કિ હમ દેશ સંબંધી સબ વિષયોં પર અંગરેજી ભાષા મેં હી વિચાર પ્રકટ કરતે હૈં.

વસ્તુતઃ ઐસા કરને કી કોઇ આવશ્યકતા નહીં જાન પડતી. ઉસ ગ્રેજ્યુએટ કા જો અંગરેજી ઔર સંસ્કૃત દોનોં જાનતા હૈ, કર્તવ્ય હૈ, કિ દોનોં મેં સે સંસ્કૃત કો અપનાવે. પરંતુ યહ પરા-

ધીન જાતિ કે હતભાગ્ય હૈ કિ વહ અપને વિજેતાઓં કી ભાષા કો અપની ભાષા સે કહીં અધિક પ્રેમ કરતી હૈં ઔર અચ્છા સમઝતી હૈં. પરંતુ ઐસા કરના ઉસકે લિયે અપની મૃત્યુ કા આવાહન કરના હૈ.

જબ મુગલ સામ્રાજ્ય કી સ્થાપના હુઈ, તો ઉત્તરી ભારત કે હિંદુઓં ને સ્વયં હી અપની ભાષા સંસ્કૃત કો ત્યાગ ફારસી કો અપનાયા. આજ ઉસસે ભી ગિરી હુઇ યહ દશા હૈ કિ હમ પહલે સે ભી સ્થૂલ પરિમાણુ સે ઇસ ઘાતક નીતિ કા આચરણુ કર રહે હૈં.

## મિથ્યા જાગૃતિ

કઇ ભારતીય ભૂલ કર સમઝતે હૈં કિ અંગરેજી શિક્ષા ભારત કી ઉન્નતિ કો જન્મ દેનેવાલી હૈ ઔર ઇસને દુર્દશા મેં પડે હુએ હમ એશિયાવાલોં કો સ્વતંત્રતા, સ્વાધીનતા, રાજનૈતિક અધિકાર ઔર સામાજિક ઉન્નતિ કે શુભ વિચારોં તથા અભિલાષાઓં સે સુસજ્જિત કિયા હૈ. હમારી મરતી હુઇ સભ્યતા મેં નયા જીવન ડાલા હૈ. હમેં નિરાશા કે સમુદ્ર સે નિકાલ લિયા હૈ. ભારત કો નવજીવન પ્રદાન કરનેવાલી યહી શિક્ષા હૈ. તો કયા યહ હમારે લિયે ઉચિત હૈ કિ હમ ઇસ સોને કે અંડે દેનેવાલી મુરગી કો માર ડાલેં?

વાસ્તવ મેં ઇસ શિક્ષા ને નૌકરશાહી કે લિયે સહાયકોં, નૌકરોં ઔર સરકારી સ્કૂલોં કે લિયે અધ્યાપકોં, અદાલતોં કે લિયે વકીલ ઔર બૅરિસ્ટરોં કી એક ભારી સંખ્યા ઉત્પન્ન કર દી હૈ; જિસને અંગરેજી રાજ કો સ્થાયી બનાને ઔર સરકાર કી પ્રતિષ્ઠા બઢાને મેં બડી સહાયતા દી હૈ; તથા દૂસરી ઓર અંગરેજી શિક્ષિતોં ને દેશ કે લિયે યહ કાર્ય કિયા હૈ કિ વહ જાતીયતા કા સર્વનાશ કર રહે હૈં. જાતિ ઔર ધર્મ કે લિયે બલિદાન કી શક્તિ એવં સાહસ ઔર દેશભક્તિ કા ઇનમેં લેશ માત્ર ભી નહીં.

સ્મરણ રહે કિ ૧૯ વીં શતાબ્દી મેં યદિ રણુજિતસિંહ, સ્વામી દયાનંદ, રામકૃષ્ણુ, સાલારજંગ, વિવેકાનંદ ઔર અન્ય મહાપુરુષ ઉત્પન્ન હુએ, તો ઇસકા કારણુ અંગરેજી શિક્ષા નથી, પ્રત્યુત યહ કહના ચાહિયે કિ પ્રાચીન ભારત કી સભ્યતા મરી ન થી. આશ્ચર્ય હૈ કિ સરકારી સ્કૂલોં કે હોતે હુએ જિનમેં દાસતા ઔર જાતીયતા કે હનન કે અતિરિક્ત ઔર કુછ સાધન નહીં, સ્વતંત્રતા ઔર જાતીયતા કે વિચાર કૈસે ઉત્પન્ન હો સકતે હૈં.

અફગાનિસ્તાન ઇસ શિક્ષા કે બિના ભી કયોં સ્વતંત્ર હૈ? કારણુ યહ હૈ કિ ઉસમેં સ્વતંત્રતા કે બિચાર ઇસ સમય સ્વયં ઉત્પન્ન હો રહે હૈં ઔર વે સારે સંસાર મેં પાયે જાતે હૈં. યદિ અંગરેજી શિક્ષા ભારત મેં ન હોતી-તો ભી સમયાનુરોધ ઔર આધુનિક ઉન્નતિ સે યે વિચાર અધિક જોર સે ઉત્પન્ન હોતે.

હમારે શિક્ષિત લોગોં ને મિલ ઔર બર્ક કે લેખોં સે કઈ ઉંચ રટ લિયે હૈં, પરંતુ દેશભક્તિ સે વહ વૈસે હી કોરે હૈં, જૈસા કિ ચાંદ કા વાસી.

( જાન્યુઆરી-૧૯૩૧ ના "શુદ્ધિ સમાચાર"માંથી )

# ૧૧૮–ખુનીઓને ઉત્તમ નાગરિકો બનાવવાની રીત

(લેખકઃ–શ્રી. ચુનીલાલ ધ. પટેલ)

[મનુષ્ય એવો શક્તિમાન છે કે તે જે ધારે તે કરી શકે છે, એટલુંજ નહિ પણ બીજાઓ પાસે પણ તેમ કરાવી શકે છે. આ દિશામાં અમેરિકામાં એક સામાન્ય મનુષ્યે પ્રયત્નપૂર્વક કેવું કામ કરવા માંડયું છે, તે વાંચીને વાચક પોતાના જીવનમાં પણ અનેક પરિવર્તને કરી શકે છે.]

થોડા વખત પહેલાં અમેરિકાના અગ્રગણ્ય કેળવણીકારો એક પ્રશ્નને છણવા ભેગા થયા હતા. "ચારિત્ર્ય કેમ ઘડવું ?" એ મહાન પ્રશ્ન તેમની આગળ મુકાયો હતો. ઘણી વિચારશ્રેણીઓ ઉપર વિચાર ચલાવવામાં આવ્યો, પણ કોઇએ દઢતાપૂર્વક તેમ ન કહ્યું કે તેની રીત રામબાણ ઈલાજ છે.

છતાં એ દેશમાં એક માણુસ એવો છે, કે જેની ચારિત્ર્ય ઘડવાની રીત દરેક ઘર, નિશાળ કે કેદખાનામાં અજમાવવી જોઇએ છે. તેનું નામ જે. ફ્રેંક રાઈટ, ડી. સી. એસ. છે. ડી. સી. એસ. નો અર્થ થાય છે "ડૅાકટર ઑફ કૅામન સેન્સ" (સામાન્ય બુદ્ધિનો વૈદ્ય). આ ઉપાધિ તેણે એક કેદખાનાના કેદીઓ પાસેથી મેળવી છે, કારણ કે તેણે તેમને ખરા રસ્તે ચઢાવ્યા હતા.

આજથી ૨૦ વર્ષ પહેલાં ફ્રેંક રાઇટ રેલ્વેમાં એક સામાન્ય ઈજનેર હતો. રાઇટ કહે છે કે, તે વખતના રેલ્વે કામદારો બે વાતમાં મશહૂર હતા. એક જૂઠા સમ ખાવા અને બીજી દારૂ પીવાની ના ન કહેવી. રાઈટ પોતે આ બે બાબતમાં મશહૂર હતો અને વધારામાં દિવસની ૨૦ સીગાર પણ ફુંકી જતો. ડૅાકટરો-એ તેને સલાહ આપી કે જો તે બીડી પીવાનું નહિ છોડી દે તો મરી જશે અને જો એકદમ છોડી દેશે તો પણ તે મરી જાય એવો સંભવ છે. ધર્મગુરુઓએ તેને કહ્યું કે, જો તે જૂઠા સમ ખાવાના નહિ છોડી દે તો નરકમાં જશે. તેણે ઘણાં વર્ષ સુધી આ બંને કુટેવો છોડવાના ધીમે ધીમે પ્રયાસો કરવા માંડયા, પણ નિષ્ફળ નીવડયો. કોઇ પણ માણુસ એમ સફળ થયોજ નથી અને થશે પણ નહિ. તમારે જો કોઈ નવી ટેવ પાડવી હોય તો ખરો રસ્તો

એ છે કે તેની આજેજ શરૂઆત કરો.

એક દિવસ રાઇટને વિચાર થઇ આવ્યો કે, જે જીંદગીનો તે સરમુખત્યાર માલીક છે તે પોતે ચલાવતા એક એન્જીન જેવી છે. તેણે ખૂબ વિચાર કર્યો તો માલૂમ પડયું કે, એન્જીન એ મનોબળ છે. સ્ટીમ (વરાળ) એ ઇચ્છાશક્તિ છે, અને ઇજનેર પોતે એ સારૂં નરસું સમજવાવાળું હૃદય છે. આ વિચાર પછી તેણે કુટેવોના ઠેકાણે તંદુરસ્તી, જ્ઞાનતંતુઓની સશક્તિ, પૈસાનો બચાવ અને છેવટે કુટેવો છોડી દેવાથી કેટલો મોભો જળવાશે વગેરે વિચારોથી પોતાનું મગજ ભરી દઇ સૂઇ ગયો. આ વિચારો તેણે પોતાના મગજમાં એટલી સજ્જડ રીતે ઘુસાડી દીધા કે સવારમાં ઉઠતાં તેણે અજાયબી સાથે જોયું તો તેની બીડી પીવાની આદત એની મેળે નાબુદ થઇ ગઇ હતી. સત્ય એ છે કે, તમારા મગજમાં ખરા વિચારો ભરો તો ખોટા વિચારો એની મેળે ભાગી જાય છે અથવા અંદર પેસી શકતા નથી.

બીજા શબ્દોમાં કહીએ તો રાઇટને પ્રકૃતિનું અનાદિકાળનું એક મહાન તત્ત્વ હાથ લાગ્યું હતું. મનોબળ એ બીજું કશુંજ નથી, પણ સારી અથવા નરસી ટેવો છે; અને ટેવો એ આપણે કેવા વિચારો કરીએ છીએ એ ઉપર બંધાય છે. અને વિચારો ! વિચારો સારા યા નરસા લાવવા એ આપણા હાથની વાત છે. આમ જો કોઇ સંપૂર્ણપણે જોઇ શકે તો તે પોતાની જીંદગીને કાબુમાં રાખવાનું બળ મેળવેજ.

રાઇટે આ પ્રયોગ કેટલાક મિત્રો ઉપર અજમાવ્યો, અને તે વિજયી નીવડયો. પાછળથી તેણે કેદખાનાના કેદીઓ ઉપર આ રીત અજમાવી, અને એથી હજારો કેદીઓ સુધરવા માંડયા. એવા સુધરેલા કેદીઓમાંથી ભાગ્યે પાંચ ટકા જેટલા બીજી વાર ગુન્હો કરી કેદખાનામાં ગયા હશે. ઘણાઓ કામધંધે વળગી જઇ ખરા શહેરીઓ બની ગયા.

સાત વર્ષ સુધી રાઇટે આ પ્રમાણે કેદીઓમાં કામ કર્યા પછી કોઇએ તેને કહ્યું કે, જો આ પ્રયોગ કેદખાનામાં સફળ નીવડયો છે તો શા માટે નિશાળના છોકરાઓ ઉપર ન અજમાવવો જોઇએ ? અને એ રીતે ગુન્હાના મૂળનેજ શામાટે ન છેદવું ?

પરિણામે રાઇટને નિશાળના વિદ્યાર્થીઓ ઉપર આ અખતરો અજમાવવાની તક મળી. છેલ્લાં ૧૦ વર્ષમાં રાઇટના આ ( પાથ ફાઇન્ડર્સ ) માર્ગશોધકોએ ૭૫૦૦૦ વિદ્યાર્થીઓને પોતાની રીતથી વાકેફ કર્યા છે. રાઇટની ડેટ્રોઇટમાં મોટી ઑફિસ છે, અને તેની રીતનું શિક્ષણ પામેલાં શિક્ષકો તેમાં કામ કરે છે. દર અઠવાડિયે વિદ્યાર્થીઓ અને કેદીઓમાંથી તેને ૫૦,૦૦૦ કાગળ મળે છે. સોળ

વર્ષ થયાં એ એવું સ્થળ ખોળી રહ્યો છે કે જ્યાં તે પોતાની રીત સફળ કરી શક્યો ન હોય. તેની રીત શિક્ષિત કે અશિક્ષિત, ગરીબ કે તવંગર, યુવાન કે બુઢ્ઢાને એકસરખી રીતે લાગુ પડે છે.

ત્યારે તમે આતુરતાથી પૂછશો કે "રાઇટ આ લોકોને શું કરે છે ?" અમે પણ અમારાં બાળકોને શિખામણ તેમજ વારંવાર ચેતવણી આપીએ છીએ, પણ આવું સારું પરિણામ આવતું નથી.

પણ તમોએ કોઇ વખત તમારા બાળક સાથે બાળક બની તેની ભેગા બેસી વાતો કરી છે ? આની અસર કેવી થાય છે તેનો તમને ભાગ્યેજ ખ્યાલ આવી શકે. "માર્ગશોધકો"ની રીત એજ છે કે, તેઓ બાળક સાથે બાળક બની તેમની ચાલતી જીંદગીના પ્રશ્નો વિષેજ વાટાઘાટ ચલાવે. જ્યારે વર્ગમાં આ "માર્ગશોધક" આવે છે, ત્યારે બાળકો રાજી રાજી થઈ જાય છે શા માટે ? કારણ કે એનાં આગળ બાળકને પરીક્ષાઓ પસાર કરવાની હોતી નથી, તેમજ નથી હોતું તેને કોઈ લડનાર કે તેની કોઇ ટીકા કરનાર; કોઇ જાતના માર્ક કે નંબર પણ હોતા નથી. બાળક સ્વતંત્ર—ભયથી મુક્ત–ખરૂં બાળક બને છે અને જ્યારે તે ખરેખરૂં સ્વતંત્ર બાળક હોય છે, ત્યારે તે જે કંઈ કરતું હોય તેમાં તે પોતાનું સર્વસ્વ રેડે છે.

મા—બાપોમાં આમ બનતું નથી. તેઓ બાળકો માટે ભયંકર તોપ જેવાં હોય છે. ત્યારે સામી બાજુએ બાળક સ્વતઃ અંદરથી બળવાખોર હોય છે. 'માર્ગશોધક'નું કહેવું એ છે કે, બાળક પોતે પોતાની ટેવો બાંધતાં શીખે. મા-બાપ કે બીજા કોઇના ઉપર તેને આધાર રાખવાનો ન હોય. ખરેખર રાઈટ આનાથી પણ વધુ ગહન વિચારો બાળક આગળ પાચન થાય તેવા રૂપમાં મૂકે છે. દાખલા-તરીકે હિંમત, ફરજ, સહકાર, પ્રેમ, જવાબદારી વગેરેના વિચારો બાળકના મગજમાં એવી સચોટ રીતે ઠસાવવામાં આવે છે કે, જ્યારે તે આડે રસ્તે ચડી જવાની તૈયારીમાં હોય તે વખતે તેની મદદમાં આવી ઉભા રહે છે. કારણ કે જેવા તમો વિચારો રાખો તેવાંજ કાર્યો કરવા તમે પ્રેરાઓ છો. દાખલાતરીકે તમારે ખાસ ઉતાવળનો પ્રસંગ ન હોય તેમજ મુસાફરીનો ખાસ કંટાળો ન હોય અને તમારે મુંબાઇથી અમદાવાદ જવાનું બની આવ્યું. તમો વિચાર કરશો કે, મેલમાં જવું કે લોકલમાં જવું ? તમો જાણો છો કે, લોકલ કરતાં મેલ વધારે ઉતાવળે જાય છે. હવે આ દુનિયામાં એવી કોઇ શક્તિ નથી કે જો તમો ઉતાવળે જવાનો વિચાર રાખતા હો તો તે સમયે તમને મેલમાં જતા ખાળી શકાય. જ્યાં સુધી દારૂડીઓ દારૂ પીવાનો વિચાર ધરાવતો હોય, અને બીજા કશાનો વિચાર કરતો ન હોય તો તે જરૂર દારૂ પીવાનોજ. પણ જેવા તમો મેલમાં મુસાફરી કરવાનો વિચાર રાખતા હો, તે સમયે લોકલમાં જવાથી

પૈસાનો બચાવ થાય છે એનું ભાન થાય કે તુરતજ તમો મેલમાં જવાનું પડતું મૂકશો. હવે તમો પૈસાનો બચાવ થાય છે એ વિચારના સકંચામાં પકડાઇ ગયા, અને તમો લોકલમાંજ મુસાફરી કરવાના. આજ પ્રમાણે તમે, હું અને બીજા પોતાની જીંદગીમાં વર્તી રહ્યા છે. જે વિચારો ખાસ મહત્ત્વના હોય છે તે અનુસારજ આપણે દોરાઇએ છીએ.

ત્યારે અહીં રાઇટ ખરૂં કામ કરી રહ્યો છે. તે તમારા મગજમાં જીંદગીનું સંરક્ષણ અને બચાવના વિચારો બરાબર ઠસાવે છે. આવા વિચારોની મદદથી કોઇ પણ માણસ દુષ્ટ કર્તવ્ય કરતો અટકી જાય એ સ્વાભાવિક છે. એક એવો ભયંકર માણસ હતો કે તેની પાસે જવું હોય તો ભરેલી રિવોલ્વર જોઇએ. પણ તે "માર્ગશોધક"ના શિક્ષણમાં રસ લેતો થયો અને પરિણામે હાલ તે ૬૦૦ માણસના કારખાનાનો ઉપરી બન્યો છે. રાઇટે આવા જીંદગીના ઉંધા પાટલે બેસી ગયેલા ખુનીઓને ખરા રસ્તે વાળી ઉત્તમ શહેરીઓ બનાવ્યા છે.

રાઇટ શીખવાડે છે કે, દરેક મનુષ્યને અમુક વખત અને શક્તિ વાપરવાનાં હોય છેજ. અને જીંદગી એક એવો ભંડાર છે કે તેમાં સઘળી ચીજો સમાયેલી છે. જેઓ એમ પૂછે છે કે, જીવવાનું સાફલ્ય શું ? તેઓએ જાણવું જોઇએ કે, મનોબળ કેળવો, સારી ટેવોના વિચાર કરો-ટુંકામાં ચારિત્ર્ય કેળવો. જો તમારા જ્ઞાનતંતુઓમાં સારા વિચારો ઘર કરી રહ્યા હશે તો તમો લોકોપયોગી કામ કરવા જરૂર પ્રેરાશો.* ("નવયુગ"માંથી)

## ૧૧૯–अमेरिका में दूध देनेवाले वृक्ष

લીજિયે, પ્રકૃતિ કે ભંડાર મેં દૂધ દેનેવાલે વૃક્ષ ભી મૌજૂદ હૈં. અમેરિકા કી યેલ-યુનિવર્સિટી કે પ્રૉફેસર સૈમ્યુઅલ જે૦ રેકર્ડ હાલ મેં મધ્ય અમેરિકા કે ગ્વૈટીમાલા નામક દેશ મેં ગયે થે. વહાં ઉન્હોંને દેખા કિ એક પ્રકાર કે પેડ કા રસ દેખને મેં ઔર સ્વાદ મેં બિલકુલ ગાય કે દૂધ કે સમાન હોતા હૈ. વહાં કે નિવાસી ઇસ દૂધ કો કાફી મેં ડાલ કર ઔર ઇસી પ્રકાર મામૂલી તૌર સે ભોજનોપરાંત પિયા કરતે હૈં. યહ વનસ્પતિ-દૂધ સાધારણ દૂધ કી ભાંતિ ફટ ભી બહુત જલ્દી જાતા હૈ.

("વિશાલ ભારત"ના એક અંકમાંથી)

* અંગ્રેજી ઉપરથી.

# ૧૨૦- વિવેક-વાટિકા

"જિનકે રાગ, ભય ઔર ક્રોધ કા નાશ હો ગયા હૈ ઔર જો વેદ કે તત્ત્વ કો સમઝ ગયે હૈં ઐસે હી મનનશીલ મુનિગણ કલ્પના સે ઔર સમસ્ત પ્રપંચોં સે રહિત અદ્વય આત્મા કા દર્શન પાતે હૈં."
ઉપનિષદ્

× × × ×

"દુ:ખોં કી પ્રાપ્તિ સે જિસકે મન મેં ઉદ્વેગ નહીં હોતા, સુખોં કી સ્પૃહા જિસકે મન સે ચલી ગયી હૈ, તથા જિસકે રાગ, ભય ઔર ક્રોધ નષ્ટ હો ગયે હૈં વહી મુનિ સ્થિરબુદ્ધિ કહલાતા હૈ."
શ્રીમદ્‌ભગવદ્‌ગીતા

× × × ×

"જૂઠ બોલને સે યજ્ઞ કા ફલ નષ્ટ હો જાતા હૈ, ગર્વ કરને સે તપ કા નાશ હોતા હૈ, નિંદા કરને સે આયુ ઘટતી હૈ ઔર કિસીકો દિયા હુઆ દાન બતલા દેને સે વહ નિષ્ફલ હો જાતા હૈ."
મનુ મહારાજ

× × × ×

"જબ શાંત ઔર સતોગુણી હો કર ચિત્ત પરમાત્મા મેં લગ જાતા હૈ તબ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ઔર ઐશ્વર્ય કી પ્રાપ્તિ આપ હી હો જાતી હૈ; ઔર જબ વહી શરીર તથા ઘર આદિ મિથ્યા પદાર્થોં મેં લગ કર પ્રબલ રજોગુણી ઔર વિષયોં કા અનુરાગી બન જાતા હૈ તબ અધર્મ, અજ્ઞાન, વિષય-લોલુપતા ઔર અનૈશ્વર્યતા છા જાતી હૈ."
શ્રીમદ્‌ભાગવત

× × × ×

"ચાહે દ્વિજ હો યા શૂદ્ર, જો દયાહીન મનુષ્ય જીવોં કી હિંસા કરતા હૈ, વહી વૃષલ હૈ; ચાહે ગૃહસ્થ હો યા સંન્યાસી, જો પરાયા ધન હરતા યા ચોરી કરતા હૈ અથવા બિના દિયે હુએ પદાર્થ કો લે જાતા હૈ વહ વૃષલ હૈ; જો માતા-પિતા આદિ પૂજ્ય વૃદ્ધજનોં કા ભરણ પોષણ નહીં કરતા ઔર પાપ કર કે ઉસે છિપાતા હૈ વહી વૃષલ હૈ."
ભગવાન બુદ્ધદેવ

× × × ×

"જો પરસ્ત્રી કો બુરી દૃષ્ટિ સે દેખતા હૈ, વહ અપને સિર માનસિક વ્યભિચાર કા પાપ ચઢાતા હૈ." ઇસા મસીહ

× × × ×

"સત્સંગ કે બિના ભગવાન કા રહસ્ય સુનને કો નહીં મિલતા, ઉસકે સુને બિના સંસાર-મોહ નહીં જાતા ઔર મોહ છૂટે

બિના ભગવાન કે ચરણોં મેં દૃઢ અનુરાગ ( પ્રેમ ) નહીં હોતા."

ગુસાંઈ તુલસીદાસજી

× × × ×

"જો પરમાત્મા જગત કી ઉત્પત્તિ, સ્થિતિ ઔર લય કરતે હૈં, જો વિશ્વ કે ઇશ્વિર હૈં, સાતોં સમુદ્ર જિનકી આજ્ઞા મેં રહતે હુયે પૃથ્વી કો ડૂબો નહીં દેતે, ઉન વેદ ઔર ઉપનિષદોં દ્વારા પ્રતિપાદિત સબ જગત કે સાક્ષી ઔર સર્વજ્ઞ પ્રભુ કો ધન ઔર જવાની મેં મતવાલે હુયે મૂર્ખ લોગ નહીં માનતે." ભર્તૃહરિ

× × × ×

"સ્વામીપન મેં નમ્રતા, ગુણોં મેં પ્રેમ, હર્ષ મેં સાવધાનતા, મંત્ર મેં ગુપ્તતા, શાસ્ત્રોં મેં સુબુદ્ધિ, ધન હોને પર ઉદારતા, સાધુઓં કા સંમાન, દુષ્ટોં સે વિમુખતા, પાપોં સે ભય, દુઃખ મેં કષ્ટ-સહિષ્ણુતા-યે સબ કલ્યાણેચ્છુક મહાત્માઓં કે ગુણ હૈં." ક્ષેમેન્દ્ર

× × × ×

"ઉપવાસ, અલ્પભોજન, આજીવિકા કા નિયમ, રસત્યાગ, સર્દી-ગર્મી સમભાવ સે સહન કરના ઔર સ્થિર આસન સે રહના-યહ છઃ પ્રકાર કા બાહ્યતપ હૈ; ઔર પ્રાયશ્ચિત્ત, ધ્યાન, સેવા, વિનય, શરીરોત્સર્ગ ઔર સ્વાધ્યાય યહ છઃ પ્રકાર કા આભ્યંતર તપ હૈ." મહાવીર તીર્થંકર

× × × ×

"અગર કોઈ બોલના જાને તો બોલી બડી હી અનમોલ ચીજ હૈ. પહલે હૃદય કે તરાજૂ પર તૌલ કર હી બોલને કે લિયે મુંહ ખોલના ચાહિયે." કબીર

× × × ×

"મનુષ્ય જિતના હી મન કી વાસનાઓં કા આદેશ પાલન કરતા હૈ, ઉતના હી અધિક રોગી, દુઃખી ઔર અસંતોષી બનતા હૈ."

રાલ્ફ વાલ્ડો ટ્રાઇન

× × × ×

"જબ તુમ્હારી ઇશ્વર કી ઓર અનન્ય દૃષ્ટિ હો જાયગી તબ તુરંત હી પ્રભુ કે સાથ તુમ્હારા મિલન હોગા ઔર જબ તુમ અપને તુચ્છ સ્વાર્થોં તથા સાંસારિક પદાર્થોં કી ઓર દેખોગે તબ તુરંત હી ભગવાન સે તુમ્હારા વિયોગ હો જાયગા." અબૂબકર વાસતી

× × × ×

"સચ્ચા મિત્ર વહ હૈ જો દર્પણ કે સમાન તુમ્હારે દોષોં કો યથાર્થ રૂપ સે તુમ્હેં દિખા દેતા હૈ. જો તુમ્હારે અવગુણોં કો ગુણ બતલાતા હૈ વહ તો ખુશામદી હૈ, મિત્ર નહીં !" ગજાલી

("કલ્યાણ"ના એક અંકમાંથી)

# ૧૨૧-ઠંડે છીંટે

( લેખકઃ-શ્રી. વિયોગી હરિજી )

૧-હમારે ઇસ મંગલ પ્રભાત કા નવ્ય નમસ્કાર સ્વીકાર કરો, પ્રભો! તુમ્હારી પવિત્ર પ્રેરણા કિ સુનહરી કિરણેં હમારે વિશ્વધર્મ કે શુભ સંકલ્પ પર પડેં-યહી આશીર્વાદ દો. અખિલ વિશ્વેશ! પુનઃ એક બાર નમસ્કાર સ્વીકાર કરો, વિશ્વાત્મન્!

૨-પરમપિતા તો તુમ્હેં મુક્ત સંતાન કે રૂપ મેં દેખના ચાહતા હૈ. ફિર તુમ ઉતાર ક્યોં નહીં દેતે અપની યે પ્યારી સુનહરી બેડિયાંકો? 'તુમ ઉસ વિશ્વેશ કી વાત્સલ્યમયી ગોદ મેં ખેલને જા રહે હો' યહી બંધન ક્યા કમ હૈ?

૩-ઇસસે કૌન ઇનકાર કર સકતા હૈ કિ યહ ભી ઉસ સિરજનહાર કા એક રૂપ હૈ? પર યહ કૈસે માન લેં, કિ બસ યહી ઉસ વિશ્વવિહારી કા પૂર્ણ રૂપ હૈ?

૪-ભોલે ભાઇયો! ભલા બતાઓ તો, તુમ્હારા દયાલુ પરમ પિતા હિંદૂ હૈ યા મુસલમાન? બૌદ્ધ હૈ યા પારસી? યહૂદી હૈ યા ઇસાઈ? ફિર તુમ 'કુછ બન કર' અપને પવિત્ર પિતૃકુલ મેં ક્યોં કલંક લગાતે હો?

૫-ધર્મધારો! જરા આંખ ખોલો; પહચાનો, યે તુમ્હારે પ્યારે ભાઇ હી તો હૈં. હાં, ઉસી જગત્પિતા કે પ્યારે પુત્ર, જિસકા દુલાર-પ્યાર પાને કો તુમ આજ ગલી-ગલી કી ખાક છાનતે ફિરતે હો?

૬-તુમ્હારી યહ કૈસી પિતા કી પૂજા હૈ? ભાઈ કા હૃદય-રક્ત પી કર અપને શ્રદ્ધેય પિતા કે પૈર પખારને જા રહે હો ન?

૭-દયાલુ પિતા તુમ્હારી યહ દુશાલે કી મહંગી ભેંટ પસંદ ન કરેગા. યહ જાનતે હો ન ભાઇ! કિ ઇસ કિંમતી દુશાલે કા એક એક રેશા ઉસકે સૈકડોં દુર્બલ બચ્ચોં કી રક્તહીન નસોં સે ખિંચ-ખિંચ કર તૈયાર હુઆ હૈ?

૮-અરે, યહ કિસ સહોદર ભાઇ કે રુધિર સે રંગ લાયે હો અપની તેજ તલવાર! તુમ્હારી ધાર્મિક દૃષ્ટિ મેં પરમ પિતા કે આંસુઓં કા ક્યા કુછ ભી મૂલ્ય નહીં હૈ?

૯-તુમ્હારા પરમપિતા ઉસ અધજલી ઝોંપડી કી ટૂટી ખટિયા કે પાસ ખડા કબ સે તુમ્હારી રાહ દેખ રહા હૈ, તુમ યે રેશમી ગદ્દે ક્યા ઉસીકે લિયે બિછા રહે હો ઇસ મૌજમહલ મેં? મિત્ર! યે મુલાયમ ગદ્દે તુમને અપને હી ભાઇયોં કે કફન કે ટુકડોં સે તૈયાર કિયે હૈં ન?

૧૦-કંચન કી કટોરી મેં યહ કેસરિયા દૂધ કિસે પિલાને જા

રહે હો ? સાવધાન ! ઇસમેં તુમ્હારી સગી બહનોં કે કલેજે કા ખૂન મિલા હુઆ હૈ. તુમ્હારા પ્રેમી પિતા ઇસે કૈસે પિયેગા ?

૧૧-ઔર ક્યા સુબૂત ચાહતે હો ? હમારી આસ્તિકતા કા યહી સબસે બડા સુબૂત માના જા સકતા હૈ, કિ આજ હમ પશ્ચાત્તાપ કી પુનિત વેદી પર અપને હૃદય કે કુછ વેદના ભરે ગરમ ગરમ આંસૂ ચઢા રહે હૈં. હમ અપને રૂઠે રામ કો રો-રો કર હી રિઝા સકેંગે. ભાઇ હમારા તો કુછ ઐસા હી વિશ્વાસ હૈ. હમ અબ ઔર ક્યા પ્રમાણ પેશ કરેં તુમ્હારે ઇજલાસ મેં અપને આત્મવિશ્વાસ કા ?

૧૨-ભાઇ ! તુમ બડે ભોલે હો ! ન જાને, કિસ અજ્ઞાત આલીશાન મકાન કી ખોજ મેં પરેશાન હો રહે હો ! દયાલુ સ્વામી કા સ્વાગત ક્યા ઇસ મૌજૂદા ઝોંપડી મેં ન હો સકેગા ? અરે, ઇસીકો બનાઓ, ઈસીકો સજાઓ.

૧૩-ભાઇ ! યહ સબ ઉસ વિશ્વેશ કે દયા-દરબાર મેં હાજિર હોને કી હી તૈયારી કર રહે હો ન ? તો ફિર અપના યહ રંગીન મજહબી લિબાસ ઉતાર ડાલો. વહાં તો, બસ, 'મનુષ્યતા' કી એક સાદી સફેદ ચાદર ઓઢ કર જાઓ.

૧૪-મત ઘિનાઓ છૂને સે; ધો દો ન પ્રેમપૂર્વક ઉજલે હાથોં સે અપને ઇસ પ્યારે બંધુ કા ઘિનૌના ઘાવ. તનિક દેખો તો, ઈસ સડે ઘાવ કે મવાદ મેં હો કર તુમ્હારે પરમ પિતા કી પ્યારભરી નજર તુમ્હારે ઊપર ક્યા છન-છન કર નહીં પડ રહી હૈ ?

૧૫-ધ્વંસ કરના આસાન હૈ. સૃજન કરો, તો હમ તુમ્હેં પુરુષાર્થી માનેં. હાં ભાઇ ! એક બાર તો દુનિયા કો વિનાશ મેં સે વિકાસ કી એક પ્યારી ઝલક દિખા દો. પર યાદ હૈ ન-યહ પુરુષાર્થપ્રદર્શન કેવલ પ્રભુકૃપાસાધ્ય હૈ.

૧૬-મિત્ર ! ક્યોં કિસી ગરીબ કા જી જલાતે હો ? વહ તેજ આંચ ક્યા કભી તુમ્હારે અંતસ્તલ તક નહીં પહુંચતી ? યદિ નહીં, તો ક્યોં 'એકાત્મવાદ' કા થોથા પ્રચાર કર રહે હો ?

૧૭-એક બાર સ્વાર્થત્યાગ કર તો દેખો. પડતા હૈ દૂસરોં પર ઈસકા કુછ પ્રભાવ યા નહીં ? નિશ્ચય હૈ, કિ વે લોગ ભી તુમ્હારે આત્મત્યાગ કા અનુકરણ કરેંગે ઔર ઈસ પ્રકાર તુમ ઉસ પ્રશસ્ત પથ પર પહુંચ જાઓગે, જહાં પરાર્થ હી સ્વાર્થ માના જાતા હૈ.

૧૮-મિત્ર ! અપની અંતરાત્મા કા અનાદર ન કરો; ક્યોંકિ ઇસકા સ્પષ્ટ અર્થ હૈ જગત્ કા તિરસ્કાર ઔર ઈશ્વર કા વિદ્રોહ ! તુમને ઈસકા ક્યા કોઇ ઔર અર્થ લગાયા હ ?

( "કલ્યાણ"ના એક અંકમાંથી )

# ૧૨૨-गरीबी बूटी

(લેખક:—સ્વામી શ્રીમાધવાનંદજી)

એક સમય ગુરુજી કે પાસ જા કર શિષ્ય ને પ્રણામ કિયા ઔર કહા 'હે દીનદયાલો! મૈં બડા ગરીબ હૂં, મુઝે અમીર બના દો.' ગુરુજી બોલે 'પુત્ર! તૂ ધન્ય હૈ, જો તુઝે ગરીબીરૂપી બૂટી પ્રાપ્ત હુઇ હૈ. ઇસે જતન સે રખ ઔર અમીરી કી હવસ કો છોડ કર ઇસ ગરીબીરૂપી બૂટી કા સેવન કરતા રહ. દેખ, સ્વયં સબસે છોટા બનના ઔર સબકો અપને સે બડા બનાના હી ઇસ બૂટી કા પથ્ય હૈ. પથ્ય ન બિગાડના. પથ્ય બિગડને સે સન્નિપાત હો જાતા હૈ. તૂ ઇસ સંસાર મેં ઉંચે ઉંચે મહલ ઔર હાથી ઘોડે આદિ સવારિયાં દેખ કર લલચાતા હૈ; પરંતુ યાદ રખ, યે સબ ચીજેં તેરા પથ્ય બિગાડનેવાલી હૈં. સાવધાની સે પથ્ય કરતે હુયે ગરીબીરૂપી બૂટી કા સેવન કર. યહ બૂટી અમૃતતુલ્ય હૈ. ઇસકે પાન કરને સે તૂ અમર હોગા, સર્વ દુઃખોં સે છૂટ જાયગા. યહ ગરીબી બૂટી અવશ્ય હી દેખને મેં ખરખરી ઔર સ્વાદ મેં કડવી હૈ, પરંતુ ઇસકા ગુણ અમૃત કે સમાન હૈ, યહ અમરતા દેતી હૈ, ઇસસે મોક્ષ મિલતા હૈ. ભારત કે ઋષિમુનિ ઇસી બૂટી કા સેવન કરને સે સર્વશક્તિમાન હુયે ઔર જગત મેં પૂજ્ય માને ગયે. અમીરોં કો યહ બૂટી નહીં મિલ સકતી, અમીર બનને કી ઇચ્છા સે પ્રકૃતિ કે બિગડને સે સન્નિપાત હો જાને કા ડર હૈ. અતએવ ઇસ ઇચ્છા કો હી છોડ દે!

("કલ્યાણ"ના એક અંકમાંથી)



# ૧૨૩-સ્ત્રીજીવન વિષે સ્વામી વિવેકાનંદનાં વીસ સૂત્રો

(સંગ્રાહકઃ- જયન્તીલાલ મંગળજી ઓઝા, બી. એ. બી. ટી.)

[આ યુગના એક સમર્થ પુરુષનાં વચનોમાંથી સ્ત્રીજીવનને લગતાં વીસ સૂત્રો સંગ્રાહકે 'શારદા'ના દિવાળી અંકમાં રજૂ કરી સ્ત્રીશક્તિનો સરસ ખ્યાલ આપ્યો છે. તંત્રી 'શારદા']

૧-વિધવાવિવાહ અને નારીજાતિને લગતા પ્રશ્નો સંબંધી મને ફરી ફરીને પૂછવામાં આવે છે. હું છેવટનો જવાબ આપું છું કેઃ- શું હું વિધવા છું કે મને એ અર્થહીન પ્રશ્ન પૂછવામાં આવે છે? શું હું એક સ્ત્રી છું કે તેને લગતા પ્રશ્નનો ઉકેલ મારી પાસેથી માગવામાં આવે છે?

૨-એ ખરૂં છે કે, તેમને (સ્ત્રીજાતિને) લગતી ઘણી ગંભીર ગુંચો ઉકેલવાની છે; પણ એ દરેકનું નિરાકરણ 'કેળવણી' એ જાદુઈ શબ્દથી થઈ શકે એમ છે.

૩-સ્ત્રીજીવનને લગતા પ્રશ્નોનું નિરાકરણ કરવાનો તમને (પુરુષજાતિને) શો અધિકાર છે? શું તમે પરમેશ્વર છો કે દરેક વિધવા અને દરેક સ્ત્રી ઉપર હુકમ ચલાવવાની ધૃષ્ટતા કરો છો? ....સ્ત્રીજાતિનેજ એ પ્રશ્નોની મીમાંસા કરવાની સત્તા છે. બસ કરો! તેઓજ સ્ત્રીજીવનને લગતા પ્રશ્નોનો નિકાલ લાવશે.

૪-પહેલાં સ્ત્રીઓને કેળવણી આપો અને બધી દખલગીરીથી દૂર રહો; પછી પોતાને માટે કયા કયા સુધારા કરવા આવશ્યક છે એ તેઓ તમને કહેશે. તેમને લગતા વિષયમાં માથું મારવાનો પરવાનો તમને આપ્યો છે કોણે?

૫-ભારતવર્ષના અધિકાંશ સ્ત્રીસમાજના ખ્યાલમાં આવી શકે તેથી પણ વધારે સારી કેળવણી દરેક અમેરિકન સ્ત્રીને મળે છે. એજ જાતની પ્રથા આપણે ત્યાં પણ કેમ ચાલુ ન થઈ શકે? આપણે જરૂર એ દાખલ કરવી જોઈએ.

૬-અમેરિકનો નારીજાતિ સાથે ધાર્યા કરતાં પણ વધારે સારૂં વર્તન ચલાવે છે; અને તેથીજ તેઓ આટલા બધા સમૃદ્ધ, વિદ્વાન, સ્વતંત્ર અને પ્રભાવશાળી છે. આપણે આવા નમાલા, દુઃખી અને નિસ્તેજ છીએ તેનું કારણ પણ ખુલ્લુંજ છે.

૭-સ્ત્રી કેળવણીનું પ્રથમ પગથીઉં:-

આપણો હિંદુ સ્ત્રીવર્ગ વિશુદ્ધિ, પવિત્રતા એટલે શું એ સહેલાઇથી સમજી શકે છે; કારણ કે એ તો તેમનો મહામૂલો વારસો છે. પ્રથમ તો એ આદર્શનેજ તેમનામાં સર્વથી વિશેષ દૃઢ બનાવો, જેથી તેમનું ચારિત્ર્ય દૃઢ બને. આ ચારિત્રને બળે જીવનની દરેક અવસ્થામાં–પરિણિત જીવનમાં અથવા તો આજીવન કુમારી રહેવા માગે તો તે અવસ્થામાં–પોતાની વિશુદ્ધિથી જરા પણ ડગવા કરતાં તેઓ મૃત્યુને વધાવી લેશે.

૮–પોતાના જીવનમાં ઉભી થતી દરેક ગુંચ ઉકેલી શકે એવી સ્થિતિમાં આપણે સ્ત્રીજાતિને મૂકવી જોઇએ.

૯–આપણી માતૃભૂમિના કલ્યાણને માટે તેનાં કેટલાંક બાલકોએ આવું નિર્મળ બ્રહ્મચારી વ્રત સ્વીકારવું જોઇએ.

૧૦–આ યુગની જરૂરીઆતનો વિચાર કરતાં એ ખાસ આવશ્યક લાગે છે કે, તે બાલકોમાંથી કેટલાંકને વૈરાગ્ય–ત્યાગના પુણ્ય પ્રભાવી આદર્શમાં પલોટવા જોઇએ, જેથી તેઓ અતિપ્રાચીન કાળથી તેમનામાં સુદૃઢ જડાઇ ગયેલી વિશુદ્ધિથી બલાન્વિત થઇ આજીવન કૌમારવ્રતની દીક્ષા ગ્રહણ કરે.

૧૧–સાથે સાથે બીજાં શાસ્ત્રો અને પરોપકારક અન્ય ઉપયોગી બાબતો પણ તેમને શીખવવી જોઇએ.

૧૨–ઇતિહાસ અને પુરાણ, ગૃહવ્યવસ્થા અને કલા, ગૃહસ્થજીવનની ફરજો અને આદર્શ ચારિત્ર્ય ઘડનાર નીતિસૂત્રો–એ બધું અર્વાચીન વિજ્ઞાનની મદદથી તેમને શીખવવાનું છે; અને તેમને નૈતિક તથા આધ્યાત્મિક જીવનની કેળવણી પણ જરૂર આપવી જોઇએ. યથાયોગ્ય ગૃહિણી તરીકે દીપી નીકળે એ આપણું લક્ષ્યબિંદુ હોવું જોઇએ.

૧૩–કન્યાશાળાઓમાં સર્વ પ્રકારના શિક્ષણનું કામ સુશિક્ષિત વિધવાઓ તથા બ્રહ્મચારિણીઓ દ્વારા ચાલવું જોઇએ. આ દેશમાં સ્ત્રીકેળવણીની સંસ્થાઓ સાથે પુરુષવર્ગનો સંસર્ગ ન હોય એ ઇચ્છવા યોગ્ય છે.

૧૪–ધર્મ, કલા, વિજ્ઞાન, ગૃહવ્યવસ્થા, રસોઇ, સીવણ અને આરોગ્યશાસ્ત્ર–આ બધાંના પ્રધાન મુદ્દાઓ આપણા સ્ત્રીવર્ગને શીખવવા જોઇએ. તેઓ નવલકથાઓ, કલ્પિત વાર્તાઓ વાંચે એ ઇષ્ટ નથી. તે સાથે એ પણ ખરું કે, માત્ર દેવદેવીઓની પૂજનવિધિ શીખવવી એ પણ કેળવણી નથી. દરેક વિષયમાં તેમની કેળવણી

અજ્ઞાનાંધકાર દૂર કરનાર હોવી જોઇએ. સ્વાર્થત્યાગનાં ઉચ્ચ સૂત્રો પ્રત્યે તેમનામાં ભક્તિભાવ જાગે એટલા વાસ્તે આપણી કન્યાઓની દૃષ્ટિ સન્મુખ આપણે આદર્શ ચરિત્રો ધરવાં જોઇએ. સીતા, સાવિત્રી, દમયંતી, લીલાવતી, ખન્ના અને મીરાંબાઇનાં ઉન્નત દૃષ્ટાંતો આપણે તેમનાં મન પર ઠસાવવાં જોઇએ; અને આ આદર્શ અનુસાર ચારિત્ર્યનું સંગઠન કરવાને આપણે તેમને પ્રોત્સાહન આપવું જોઇએ.

૧૫–આ દેશના પુરુષવર્ગને કહેતો આવ્યો છું, તેજ આ દેશના સ્રીસમાજને પણ હું કહીશ. ભારતવર્ષમાં અને સનાતન ધર્મમાં ઉંડી શ્રદ્ધા રાખો, આશાવાદી અને સશક્ત બનો. સ્મરણમાં રાખો કે, હિંદુઓને બીજા પાસેથી ગ્રહણ કરવાનું ઘણું થોડું છે, અને બીજી પ્રજાઓને મુકાબલે આપવાનું ઘણુંજ છે.

૧૬–ત્રીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યા પછીજ પુત્રીનાં લગ્ન કરવાં જોઇએ; તે પ્રમાણે કન્યાઓએ પણ અમુક વય સુધી બ્રહ્મચર્ય પાળવું જ જોઇએ, અને માતપિતાએ તેમની કેળવણી માટે વ્યવસ્થા કરવી જોઇએ.

૧૭–આર્યાવર્તની સ્રીઓએ સીતાજીને પગલે આગળ વધી વિકાસ સાધવો જોઇએ; અને તેજ માત્ર એક રસ્તો છે.

૧૮–બીજી બાબતો સાથે તેઓએ શૌર્ય અને તેજસ્વિતા મેળવવાં જોઇએ. આ યુગમાં સ્વસંરક્ષણ કરવાનું શીખવું એ પણ તેમને માટે જરૂરનું છે.

૧૯–આપણા જોવામાં આવે છે કે, સીતાજીના આદર્શથી વિરુદ્ધ દિશામાં જો આપણી સ્રીજાતિને પાશ્ચિમાત્ય રહેણીકરણીની શિક્ષા આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે તો તે તરતજ નિષ્ફળ જાય છે.

૨૦–તમે સ્રીજાતિની સ્થિતિ સુધારી શકો એમ છો ? તો તમારા કલ્યાણની આશા છે; નહિ તો પછી જે હાલતમાં સબડયા કરો છો તેમાંજ પડયા રહેશો.

("શારદા"ના દિવાળી અંકમાંથી)

# १२४–मातृवेदना

( લેખકઃ–શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ )

રે ! ઉઠો ઉઠો નરનારીઓ તન ભારતનાં !
તજી આળસ ઉંઘ પ્રમાદ હો તન ભારતનાં !
તવ જનની દુઃખમાં ઝૂરતી તન ભારતનાં !
એ પોકારે દઈ સાદ હો તન ભારતનાં !
એ ભાસે ભૂખથી બ્હાવરી તન ભારતનાં !
સહુ અંગ દીસે છે ક્ષીણ હો તન ભારતનાં !
ત્રીશ કોટિ સંતાનો છતાં તન ભારતનાં !
ક્યમ માત બને બલહીન હો તન ભારતનાં !
એ કેશ છૂટે વિલપી રહી તન ભારતનાં !
શિર ઉગ્યાં દુઃખનાં ઝાડ હો તન ભારતનાં !
એ લુંટાણી વીર–માવડી તન ભારતનાં !
પડી પરદેશીની ધાડ હો તન ભારતનાં !
એની લૂંટી લીલી વાડીઓ તન ભારતનાં !
વળી લૂંટયા ધનભંડાર હો તન ભારતનાં !
રસ કસે ભર્યાં ઘર લૂંટિયાં તન ભારતનાં !
વળી લૂંટયા શુભ શણગાર તન ભારતનાં !
અરે ! વસ્ત્ર ઉતાર્યાં અંગથી તન ભારતનાં !
કરી અર્ધ ઉઘાડી કાય હો તન ભારતનાં !
એનાં મહી માખણ ઘી ચોરિયાં તન ભારતનાં !
વળી ગૌધન ગુડયું હાય ! હો તન ભારતનાં !
ભીડભંજન ભાંગ્યો રેંટિયો તન ભારતનાં !
કરી જગમાં સૌથી રાંક હો તન ભારતનાં !
એને જકડી જંજીર નાખીને તન ભારતનાં !
વાળ્યો છે આડો આંક હો તન ભારતનાં !
એના જીવનની જડીબુટ્ટીઓ તન ભારતનાં !
ત્રણ–ધેનુ, ધરા ને ત્રાક હો તન ભારતનાં !

મૂળ ખોદી એનાં સ્થાનમાં તન ભારતનાં !
રોપ્યાં દુર્વૃક્ષ ઘણાંક હો તન ભારતનાં !
એને ઉંડા ઘાવ ઘણા કર્યા તન ભારતનાં !
વહે અંગ રુધિરનાં પૂર હો તન ભારતનાં !
એનાં હાડ હવે ગળતાં દીસે તન ભારતનાં !
નથી મુખડે પ્રાચીન નૂર હો તન ભારતનાં !
રે ! ઉઠો ઉઠો નરનારીઓ તન ભારતનાં !
ક્યમ આમ બન્યાં બેભાન હો તન ભારતનાં !
અરે ! ઉંઘશો ક્યાં લગી તન ભારતનાં !
થયું જીવતર આ વેરાન હો તન ભારતનાં !
તવ પ્રમાદ પર વીજળી પડો તન ભારતનાં !
આળસને ડસજો નાગ હો તન ભારતનાં !
પરદેશી ભભકના મોહને તન ભારતનાં !
મૂળમાંથી લાગો આગ હો તન ભારતનાં !

\+ \+ \+

તવ પુનિત ચરણમાં વંદના હો ભારત મા !
તુજ તનુજ છીએ તૈયાર દેવી ભારત મા !
ત્રણ જીવનની જડીબુટ્ટીઓ હો ભારત મા !
સૌ સિંચીશું ધરી પ્યાર દેવી ભારત મા !
ખૂબ ધરા ધીંગી આ ખેડશું હો ભારત મા !
સંઘરશું ધાન્ય કપાસ દેવી ભારત મા !
ગોધન સહુ ઘર ઘર રાખશું હો ભારત મા !
તને પાશું તાજી છાશ દેવી ભારત મા !
લઇ ચક્ર સુદર્શન રેંટિયો હો ભારત મા !
કાંતીને કરશું દંગ દેવી ભારત મા !
એની ખાદી પહેરી ખંતથી હો ભારત મા !
બહુ ધરશું અંગ ઉમંગ દેવી ભારત મા !
બહુ લખ્યાં વાંચ્યાં ને ચીતર્યાં હો ભારત મા !
પણ ખોઇ બધી તાકાત દેવી ભારત મા !
થયાં એથી હાડ હરામનાં હો ભારત મા !

ગમે વણુ મહેનતની વાત દેવી ભારત મા !
હવે આજ અમે સૌ જાગીઆં હો ભારત મા !
સમજ્યાં સહુ સઘળો મર્મ દેવી ભારત મા !
પટ પરદેશી ઝટ ત્યાગવા હો ભારત મા !
જો કાંતે સમજી ધર્મ દેવી ભારત મા !
નહિ કોઇ રહે નવરાં હવે હો ભારત મા !
શરૂ થશે સુદર્શન યજ્ઞ દેવી ભારત મા !
સહુ મળી આહુતિ આપશું હો ભારત મા !
જોઇ દેવ થશે મન મગ્ન દેવી ભારત મા !
દિગ્વિજય થશે દશ દિશમાં હો ભારત મા !
વિસ્તરશે પ્રૌઢ પ્રતાપ દેવી ભારત મા !
થઈ હૃદય સચેતન માવડી હો ભારત મા !
તજી અંતરથી સંતાપ દેવી ભારત મા !
નીર આવ્યાં નેણે હર્ષનાં હો ભારત મા !
તજી મૂર્છા જાગ્યા પ્રાણ દેવી ભારત મા !
મુખ આશામાં મલકી રહ્યું હો ભારત મા !
વદતી મુખ ગંભીર વાણ દેવી ભારત મા !

+ + +

પ્રિય પ્રાચીન ગૌરવને સ્મરો મુજ સંતાનો !
છો શક્તિના ભંડાર પ્યારાં સંતાનો !
બહુ જગમાંહે જશવંત છો મુજ સંતાનો !
છો ધર્મ હૃદય ધરનાર પ્યારાં સંતાનો !
નૃપ માંધાતા સરખા થયા મુજ સંતાનો !
પૃથુ સગર સમા બલસીમ પ્યારા સંતાનો !
હતી રામ ને લક્ષ્મણ જોડલી મુજ સંતાનો !
વળી ભડ અર્જુન ને ભીમ પ્યારાં સંતાનો !
અતિ સમર્થ ઋષિમુનિઓ હતા મુજ સંતાનો !
વળી કૃષ્ણ સમા ભગવાન પ્યારાં સંતાનો !
તવ શૌર્ય જગતભર ગાજતું મુજ સંતાનો !
હતું સંયમ શાંત સુકાન પ્યારાં સંતાનો !

એ સ્મરી સકલ ફરી ઊઠજો મુજ સંતાનો !
કરવા શુભ જીવન પ્રયાણ પ્યારાં સંતાનો !
તવ સુજશ દિગંતે ગાજશે મુજ સંતાનો !
પ્રેરાશે જગમાં પ્રાણ પ્યારાં સંતાનો !
કસી કમર ધસો કર્તવ્યમાં મુજ સંતાનો !
છો વીરભૂમિના છોડ પ્યારાં સંતાનો !
મુજ હાડ નથી હલકું અરે ! મુજ સંતાનો !
નથી જગમાં મારી જોડ પ્યારાં સંતાનો !
મન ધારો ઉન્નત ધારણા મુજ સંતાનો !
ઊલટશે ચેતન અંગ પ્યારાં સંતાનો !
તવ આત્મા પ્રબલ પ્રકાશશે મુજ સંતાનો !
કંઈ ચડશે નવલો રંગ પ્યારાં સંતાનો !
આ જંજીર પલમાં તૂટશે મુજ સંતાનો !
દુઃખ દળદર થાશે નષ્ટ પ્યારાં સંતાનો !
તવ પુનિત સબળ પુરુષાર્થની મુજ સંતાનો !
જુએ રાહ જુએ અદૃષ્ટ પ્યારાં સંતાનો !
ભૂખી પરદેશી પટની જળો મુજ સંતાનો !
મારૂં ચૂસે સકલ રુધિર પ્યારાં સંતાનો !
દૂર ફેંકો એને અંગથી મુજ સંતાનો !
તો બનશે સ્વસ્થ શરીર પ્યારાં સંતાનો !
એનો ઝેરી દંશ રૂઝાવવા મુજ સંતાનો !
છે ખાદી વિણ સહુ ન્યૂન પ્યારાં સંતાનો !
લઈ હાથ રૂપાળો રેંટિયો મુજ સંતાનો !
જગવો સહુ અવિરત ધૂન પ્યારાં સંતાનો !

\+ \+ \+

એ જગદીશ્વર કરુણાનિધિ પ્રભુ ભારતમાં,
દૃઢ શ્રદ્ધા ને વિશ્વાસ દેજે ભારતમાં.
તારી પ્રિય પનોતી એક એ પ્રભુ ભારતમાં,
ભરી હૈડે દિવ્ય હુલાસ દેજે ભારતમાં.
અતિ આત્મવિશુદ્ધિ સ્થાપજે પ્રભુ ભારતમાં,

અંતરમાં નિર્મળ પ્રેમ દેજે ભારતમાં.
હરી કુસંપ ને કડવાશ સૌ પ્રભુ ભારતમાં,
પ્રસરાવી કુશળતા ક્ષેમ દેજે ભારતમાં.
બધી ધરા લીલીછમ રાખજે પ્રભુ ભારતમાં,
મોં માગ્યા મીઠા મેહુ દેજે ભારતમાં.
સુખી જીવતર સાદું આપજે પ્રભુ ભારતમાં,
વળી ધીંગા ધડબા દેહ દેજે ભારતમાં.
દે ભુંગર મગ શી બાજરી પ્રભુ ભારતમાં,
વળી મોતી સરખી જુવાર દેજે ભારતમાં.
દે પરસેવાના પાક સહુ પ્રભુ ભારતમાં,
જે જોતાં ઉપજે પ્યાર દેજે ભારતમાં.
મતવાલી ભેંશો આપજે પ્રભુ ભારતમાં,
ગોરી ગાવલડીનાં દૂધ દેજે ભારતમાં.
શુભ ઉધમ એવા આપજે પ્રભુ ભારતમાં,
તન મન ધન થાયે શુદ્ધ દેજે ભારતમાં.
દે ભૂપાત પ્રેમભક્તા પ્રભુ ભારતમાં,
વળી પંચ ધરમનાં ધામ દેજે ભારતમાં.
દે મહાજન સૌ સતવાદીઓ પ્રભુ ભારતમાં,
વળી ગોકુળિયાં'શાં ગામ દેજે ભારતમાં.
દેજે રણજણતો રેંટિયો પ્રભુ ભારતમાં,
વળી ઉજળો દેવ કપાસ દેજે ભારતમાં.
તારી કૃપા એના પર ઉતરો પ્રભુ ભારતમાં,
ત્યાં સૌનો સરસ સમાસ દેજે ભારતમાં.

("શારદા"ના એક અંકમાંથી)



# ૧૨૫-સ્વતંત્રતાના સૂર

( લેખકઃ-શ્રી. કેશવ હ. શેઠ )

ધ્વનિ ૨

મેઘાચ્છાદિત ગગનપ્રદેશ ગોરંભાયો હતો અને અસ્વસ્થ જનતાને આંતરપ્રદેશે અણદીઠ જ્વાળામુખી ધૂંધવાયો હતો. મ્હેરામણ ગાજતો નહોતોઃ પંખેરુ ટહુકતાં નહોતાંઃ ઘંટારવ સિવાયનાં દેવળ આજ સાવ શાંત લાગતાંઃ દિશાઓ શાંત ભાસતીઃ પ્રકૃતિલીલા શાન્ત ભાસતીઃ પ્રચંડ ઘનગર્જન સાથે, એકાએક તૂટી પડતી વીજળીના વજ્ર-કાટકે શ્વાસ જેમ થંભી જાય, તેમ નીરવ શાંતિ સાથે સમસ્ત જનતા, આજે તેના નાયકની હાકલ કાજે થંભી ગઇ'તીઃ કોઈ જાલીમ સલ્તનતના સીનમોથી નાપાક થતી ધરતીને ધોવા સારૂ જાણે હમણાંજ પ્રલયની ઝડીઓ મૂસળધારે વરસવાની હોય એમ મેઘાચ્છાદિત ગગનપ્રદેશ ગોરંભાયો હતો અને પરાધીનતાના અવશેષમાત્રને પ્રજાળી નાખનારો પ્રચંડ જ્વાળામુખી, સમસ્ત જનતાના દિલેદિલમાં ધખી રહ્યો'તો.

અને આભ ચીરતો હૃદયભેદક પડછંદ પડયોઃ—" મૃત્યુ કે મુક્તિ !" તરતજ દશે દિશાઓમાં પડઘો ઝીલાયોઃ " મુક્તિ! "

મુક્તિના એ મર્દાની ખેલ ખેલાયે દોઢ સૈકું વીતી ગયું, છતાં જ્યારે જ્યારે, મદઝરતા માતંગ પર માયાનું આવરણ ઝિંટનાર પેલા સફરી સોદાગરનાં તાંડવનૃત્ય મંડાય છે, ત્યારે ત્યારે તે મુક્તિગાથા તરબતર તાજી થાય છે.

તે નાયકનું નામ **પેટ્રિક હેન્રીઃ** વર્જિનિયાની પ્રાંતિક સભા, અમેરિકનોથી ગાજી રહી'તી. તેની સમક્ષ તેણે અંગારઝરતાં શબ્દ-તીર છોડયાં, તેણે પરાધીન અમેરિકનોને પડકાર્યાઃ—" બોલો, 'બિચારા' બનવું છે કે બહાદૂર ? કલંક વાંચ્છો છો કે કીર્તિ ? ગુલામીમાં ગુંગળાઈ મરવું છે કે સ્વતંત્રતાની સ્વર્ગીય હવામાં વિહરવું છે ?" અને તેની કાતિલ કીકી, વીજળીવેગે ભરી સભામાં ફરી વળી. ક્ષણભર થોભીને પુનઃ તેણે પડકાર કર્યોઃ— " સાવધાન ! કાન હોય તો સાંભળો અને સાન હોય તો સમજી લ્યો, કે જે ધરતીએ જન્મ દીધો, જેના રસકસ વડે પ્રાણનું પોષણ થયું, જે જનેતાએ જીવનને ચેતન પાયાં, એની લાજ લૂંટવા દેવી કે જનની દેવીની ઈજ્જત જાળવવી, એ આજ તમારા હાથની વાત છે." અને માનવમેદનીના મહાસાગરમાં હવે સ્વાર્પણની ભરતીના ભાવ સળકવા માંડયા. નાયકે છેલ્લા બોલ છોડયાઃ—"તરંગીને કાજે જંગ નથી; નફાતોટાનો વિચાર કરનાર બિલકુલ બેવકુફ છે, એને

કાજે અહીં સ્થાન નથી; મર્દો હોય તો મયદાન પડે; પડોસીના ધરધણી થઇ બેઠેલા આપખુદ સત્તાધારીઓ સામે લડે; ન્હાય જીતે કે અમર નામના કરીને શહીદ થાય—કહી દ્યો, સ્વદેશ માટે શિરને સાટે—કોણ છે તૈયાર ?" અને 'જયકાર'ના જંગે-નિર્ઘોષથી દિગંત ગાજી રહી: દિલેદિલની દિલરૂબાના તાર ઝણઝણી ઉઠયા:—"મૃત્યુ કે મુક્તિ !"

અને એ મુક્તિની તમન્ના કોણે જગાડી ? આપણે ત્યાંની દરિયારાણીની થતી સબરસ લહાણી પેઠે અમેરિકાનાં "ચહા-પાણીએ !" અંગ્રેજોની તે કલંકકહાણી કાંઇક આવી છે:

ફ્રાન્સ ફ્રેન્ચોનું, જર્મની જર્મનોનું, અરબસ્થાન આરબોનું, તુર્કસ્થાન તુર્કોનું, હિંદુસ્થાન હિંદીવાનોનું, ઇંગ્લિસ્થાન અંગ્રેજોનું, તેમ અમેરિકા અમેરિકનોનું હોઇ શકે; તથાપિ અંગ્રેજ ભાવના તો 'માઇટ ઇઝ રાઇટ' ની ! 'સત્તા એજ સત્ય'ના એ પૂજારીઓએ અમેરિકામાં જોર જમાવ્યું, ત્યાં અંગ્રેજોની આણ વર્તી ! ત્યાંની પાર્લામેન્ટમાં એકલા અંગ્રેજજ ચુંટાય ! તેમનાજ ભેજાને સૂઝે ને રૂચે એવા કાયદાકાનુન રચાય અને અમેરિકન પ્રજાપર તેનો અમલ થાય !

કોઇ મંગલ મુહૂર્તે અમેરિકનોના દિલમાં ઉગ્યું, કે "આવી ગુલામી કેમ વેઠાય !" તેમણે અંગ્રેજો પ્રત્યે માગણી કરી, કે અમને કરવેરાથી ચૂસી લ્યો છો, તો તમારી પાર્લામેન્ટમાં અમારા પ્રતિનિધિની ખુરશી હરગિજ હોવી જોઇએ:" પરંતુ અંગ્રેજોનો 'હઠયોગ' કોનાથી અજાણ્યો છે ! માગણી તરછટ તરછોડાઈ-બલ્કે બળજોરીની લાગણી એવી દર્શાવાઈ કે અમેરિકનો પર ન્હાનો કોરો-કડકડતો નવો કર નંખાયો !

અને એવો સ્વાર્થાન્ધ શાસનમદ અમેરિકનોથી ન સંખાયો, એમની ધોરી નસોમાં ધસમસતું સ્વતંત્રશોણિત ઉછળી આવ્યું. એમના હૈયાના પ્રત્યેક ધડકારે-એમના શ્વાસોચ્છ્વાસે એકજ ગાન ગુંજી રહ્યું:—"ક્રાન્તિ સિવાય શાન્તિ નથી."

ઉત્ક્રાન્તિનો અગ્નિ ભભૂકી ઉઠયો. સન ૧૭૭૪ થી ૧૭૮૩ સુધી અંગ્રેજો વિરુદ્ધ અમેરિકનોએ તુમુલ યુદ્ધના મોરચા ઠોકયા. યુદ્ધને મોરચે અંગ્રેજોનું પેલું જીવનસૂત્ર—'સત્તા એજ સત્ય'—છુંદાઇ ગયું અને સત્ય યુદ્ધને અંતે, અમેરિકનોનીજ અમેરિકામાં સત્તા પ્રવર્તી. ઇતિહાસ બોલે છે, કે પેલો નાયક—પેટ્રિક હેન્રી—અમેરિકાને સ્વતંત્ર જોવા જેટલું જીવ્યો હતો. અમેરિકા કરતાં જુદાજ પ્રકારના અને આત્મબળથી પ્રેરાયલા ધર્મયુદ્ધ વડે હિંદને સ્વતંત્ર જોવા જેટલો હિંદનાયક દીર્ઘાયુ હો એમ આપણે અહોનિરંતર ઇચ્છીએ અને એનીજ ભાવના જીવનમાં વણી લઇએ:—

**અન્યાયોથી થવા મુક્ત, જો આત્મા-બળ વાપરે;**
**પ્રજાનાં તો ઘણાં કષ્ટો, નષ્ટ થાય જ આખરે.—ગાંધીજી**

---

**ધ્વનિ ૫**

"કહી દો, કે અમે નામર્દ છીએ; સિંહનું નહિ, પણ શિયાળનું ધાવણ ધાવીને ધરતીને ભારે મારનાર છીએ; મનુષ્યને ચામડે મઢાયલાં ક્ષુદ્ર જીવજંતુ છીએ: શો છે તમારો અંતિમ નિર્ધાર ? મરતે—જીવતે આજ છેલ્લી વાર તમારો નિર્ઘોષ મારે શ્રવણે પડવા દો. તમારા અંતિમ નિશ્ચયમાં દેશનો જય છે અથવા જીવલેણ ક્ષય છે. દેશવાસિયો ! નામર્દ હો, તો કહી દો કે યમદેવ આવીને તેના નરકાગારમાં નાખવા અમને ન લઇ જાય ત્યાંસુધી પરાધીનતાની જંજીરોમાં જકડાઈ રહીશું..."

"હરગિજ નહિ; ફરજ બજાવતાં ફના થઈશું !"

ગગન ભેદતા ભીષણ પડછંદ વાએ દિગંતને ગજાવી મૂકી અને સ્વીડન સરદાર ગેસ્ટાવાસની ગજ ગજ છાતી ફૂલી. તેણે ઘોર ગર્જારવ કીધો: "શાહબાશ, બિરાદરો ! ત્યારે સજ્જ થાઓ. મુહૂર્તને પાંખો થાય તે પહેલાં જંગે ઝુકાવો અને સ્વીડનને સ્વતંત્ર બનાવો."

એ પંદરમી સદીની તેજોજ્જ્વલ તવારીખ છે; જ્યારે ડેન્માર્ક અને નોર્વેના નરેશે–બીજા ક્રિસ્ટિયને—સ્વીડનને સ્વાધીન કીધું’ તું. રાજાને જીતનો જલદ કેફ ચઢયો: સત્તાનો મદ ચઢયો: અભિમાની રાજા માની બેઠો, કે સ્વીડન હવે ‘યાવત્ચંદ્ર દિવાકરૌ’ પરાધીનતાની શૃંખલામાંજ બદ્ધ થઇ રહેવાનું ! સ્વતંત્રતાની સુગંધ સરખી તે ન લઇ શકે, વાસ્તે રાજાએ અમાનુષી અત્યાચારો ગુજારીને પોતાનો કારમો કરપ બેસાડયો. રાજા નિશ્ચિંત થયો, નિર્ભય થયો અને નિરાંત મને કોપનહેગનમાં વિહરવા લાગ્યો.

પરાધીન સ્વીડનવાસીઓ પરસત્તાની ઝુંસરી તળે મનોમન ગુંગળાઈ મરતા હતા. એમના હૈયામાંથી સ્વતંત્રતાની જ્વલંત જ્યોત હોલવાઈ ગયેલી નહોતી: માત્ર એના પર આવરણ છવાયલું હતું. આવરણને વીખેરી નાખવા સારૂ તેમનાં અંતરસાધન, સંજોગોને અનુકૂળ તક શોધી રહ્યાં’તાં. એમાંનો એક મુખ્ય, નાયક, તે ગેસ્ટાવાસ.

ગેસ્ટાવાસ એટલે નોર્વેનરેશને મન જાણે કરાળ કાળ ! તેનો સર્વનાશ કરવામાં પેલા સત્તાધીશે માણસાઈ માત્રને ગુમાવી હતી; ગેસ્ટાવાસની જનેતાને, તેના જનકને, તેના ભ્રાતા અને ભગિનીને દૈત્ય દિલના શાસકે રીબાવી રીબાવીને મારી નાખ્યાં હતાં—ગેસ્ટાવાસની સમરસંમુખ !

—અને ગેસ્ટાવાસ? તેને કોપનહેગનના કાળમુખા કારાગૃહમાં વર્ષોપર્યંત રૂંધી રાખ્યો હતો.

તે કારાગૃહ નહોતું: કસાઈવાડો હતો. ગેસ્ટાવાસના અંગેઅંગ લોહીનાં ચાઠાં ઉપડયાં'તાં. તેના શરીરે હંટરનાં સોળ પડયાં'તાં. એની આંખોમાં ઉંડા ખાડા પડયા. ભૂખે અને અસહ્ય વૈતરૂં વહોરવાને દુઃખે તેનાં હાડકાંનું હાડપિંજર બની ગયું'તું; તથાપિ, તે બધા કરતાં એને અસહ્ય દુઃખ દમતું હતું સ્વદેશની પરાધીનતાનું.

કોઈ મંગલ મુહૂર્તે, તેના હાડપિંજરની ભીતર છુપાયલા આત્માના અનર્ગળ બળે કારાગૃહની પોલાદી દિવાલોને ભેદી નાખી અને સ્વતંત્ર સૂર્યનારાયણનાં ક્રાંતિકિરણોમાં તેણે 'હા...શ' કરીને સ્વતંત્રતાનો શ્વાસ લાંધો.

કારાગૃહના પાર્થિવ પિંજરેથી છૂટીને તે નરકેસરી ગયો ગિરિકંદરામાં. કલ્લોલતી કુદરતમાં તેણે સ્વતંત્રતાનું સંગીત સાંભળ્યું, ઝરતાં નિર્મળ ઝરણાં સ્વતંત્ર તંત્રે વહેતાં દીઠાં, પંખેરૂને સ્વતંત્રપણે વનવિહાર કરતાં જોયાં. ગેસ્ટાવાસે વનવેરાન વિંધી વિંધીને સ્વતંત્રતાની સાચી ધગશ ધરાવનાર હમદર્દીઓનું જબ્બર જૂથ જમાવ્યું, ગેસ્ટાવાસ તેમનો નવેસર પાછો સરદાર બન્યો.

સરદારની હાકલથી અને પરાધીનતાને પરિણામે બનેલા એના હાડપિંજારિયા દેહથી સ્વતંત્રતાની સિદ્ધિ ખાતર તેઓ મૃત્યુને શોભાવવા માટે સજ્જ થયા. દૃઢ નિશ્ચયના બુલંદ સૂરથી દિગંતને તેમણે ગજાવી મૂકી: "ફરજ બજાવતાં ફના થઈશું."

—અને તેઓ ફના ન થયા-ફરજ બજાવતા સ્વતંત્રતાને વર્યા.

એ સ્મરણીય સાલ પંદરસો તેવીસમી; જ્યારે નોર્વેનરેશને ગેસ્ટાવાસ સાથે સંધિ કરવાની ફરજ પડી અને ગેસ્ટાવાસ—સ્વીડિશ પ્રજાનો એ હૃદયરાજવી-સ્વીડનનો શાસક થયો.

એના જીવનની જવાલા હતી આવા ભાવની:—

"સ્વદેશની સેવા કરવી એ તેના લોકનો પોતાનો હક છે."

ધ્વનિ ૧૦

"હવે લખી રહ્યા હો તો લાવો 'વીલ', સહી કરી આપું."

તેણે વકીલ પાસેથી 'વીલ' લેવા હાથ લંબાવ્યો. વકીલ વિચારમગ્ન હતો, 'વીલ' હજુ તેના હાથમાંજ હતું. તેના મુખારવિંદ પર ગંભીરતા છવાયલી લાગતી, તે ઉદાર નજરે 'વીલ'વાળી વૃદ્ધા સામે જોઈ રહ્યો.

"'વીલ'માં કાંઈ ભૂલ છે?" વકીલને વિચારમાં પડેલો જોઈને વૃદ્ધાએ પૂછ્યું.

"કાયદેસર કશીજ ભૂલ નથી" વકીલે બોલવાની હવે હિંમત કરી.

"ત્યારે છે શું ? કહી નાખો ને." વૃદ્ધાનો આવેશ જોવા જેવો હતો.

"'વીલ'માં ભૂલ નથી; પણ 'ભૂલી જતાં શીખવા'ની નમ્ર સલાહ સ્વીકારો તો...છોરૂ કછોરૂ થાય, માબાપથી ન થવાય."

"સમજી; એટલે તમે એવી સલાહ આપો છો કે, મને અને મારા દેશભાઇઓને બેવફા નિવડેલા એ કુલાંગાર દીકરાનેય વારસો મળે એવું મારે 'વીલમાં લખવું ! !"

"હા; આપે એટલાં ઉદાર થવું. પુત્રવાત્સલ્ય..."

"જહન્નમાં પડે એવી ઉદારતા અને પુત્રવાત્સલ્ય ! વકીલ સાહેબ ! માફ કરો, મને ન છેડતા. એ નામબોળુએ મારૂં કુળ લજાવ્યું, મારી કૂખ લજાવી, સ્વમાન ગુમાવ્યું, સ્વતંત્રતા ગુમાવી અને માત્ર એક પેટને ખાતર સ્પેનસત્તાની ઘંટીનું પડ ગળે લટકાવ્યું: એણે માણસાઇ ગુમાવી, તે સ્વધર્મભ્રષ્ટ થયો અને હું મારો વારસો સોંપીને એવા કાયર કલંદરને ઉત્તેજન દેનારી બનું ? ન બને—મરણાંતે ન બને."

—અને વકીલના હાથમાંથી તેણે 'વીલ' ખેંચી લઈ, તળે પોતાની સહી કરી. વકીલ વિદાય થયો.

તે દક્ષિણ અમેરિકામાં આવેલા વેનેઝૂલા પ્રદેશની એક વયોવૃદ્ધ બાઇ હતી–ત્રણ ત્રણ પુત્રોની માતા હતી. તે વખતે પ્રસ્તુત પ્રદેશનો કેટલોક ભાગ સ્પેનને સ્વાધીન હતો. સત્તાને જોરે માણસાઇ ગુમાવી બેઠેલા સ્પેનવાસીઓ, પોતાને આધીન પ્રદેશના લોક પર મનમાન્યો જુલમ ગુજારતા. પરિણામે પરાધીન પ્રજાના અંતરનો આતશ એકાએક ધાર્યો ઉઠ્યો. તેમણે નિરધાર કીધો, કે સ્પેનસત્તાધારીઓને અહીંથી તેમનાં ગાંસડાં પોટલાં સાથે ભગાડી મૂક્યેજ છૂટકો !

માટીલા—પેલી વૃદ્ધ વીરાંગના—ના ત્રણે પુત્રો સ્પેનસત્તાના હોદ્દાધારી હતા. પ્રજાજાગર્ણથી પ્રેરાઇને ત્રણ પૈકી મોટા પુત્ર હોદ્દાને હડસેલી મૂક્યો: છેક છોટા પુત્રે સ્પેનસત્તા સામે પ્રજાની પડખે રહી ક્રાન્તિ સળગાવી; વચટ પુત્રને સ્પેનના સુબાની સુબેદારી વહાલી લાગી અને તેણે સ્વદેશની, સ્વધર્મની, સ્વમાન અને સ્વતંત્રતાદેવીની ખફગી વહોરી.

વૃદ્ધાએ અવસ્થાને લઇ નિસ્તેજ થતી આંખોએ જોયું, કે પોતાનો છેક છોટો કનૈયો, સ્પેનસત્તાના ચક્ર તળે પીસાઈ રહ્યો છે—તે નરકાગાર જેવા કારાગૃહની ઘોર અંધારી કોટડી સેવી રહ્યો હતો: એના હાથે પગે બેડીઓનાં બંધન હતાં.

આ જોઇને ધનિક માટીલાનાં રૂવેરૂવાંએ અકથ્ય આવેશની જ્વાળા

ભભૂકી ઉઠી. તેણે વકીલને તેડાવ્યો અને પોતાનું 'વીલ' બનાવ્યું. વીલમાંથી પેલા દેશદ્રોહી અને માતૃદ્રોહી વચટ પુત્રને વારસાઇ હક્કથી વંચિત રાખવામાં આવ્યો. વૃદ્ધાએ વકીલની સલાહને ધુતકારી કાઢી...

સ્પેનના સુબાએ વૃદ્ધાનું આવું વલણ જોઇને પૂછાવ્યું; કહેવરાવ્યું પણ ખરૂં કે "'વીલ' જો વચટ પુત્રને પણ વારસાઇ ફાળો અપાવનારૂં બને, તો તારો જે નાનો પુત્ર અત્યારે તુરંગવાસ સેવી રહ્યો છે તે તરતજ બંધનમુક્ત થાય."

ત્યારે વૃદ્ધાએ જે પ્રત્યુત્તર સંભળાવ્યો, તે આપણે વાંચીએ. તેણે કહ્યું: "મેં જે કાંઈ કર્યું છે તે પુરો વિચાર કરીનેજ કર્યું છે. મારો એ દેશદ્રોહી (વચટ) પુત્ર તેની જનેતાના શાપે અને તેના પેટના પાપે નરકમાં પડવાનો છે; મારો કનિષ્ઠ પુત્ર ભલે અહીં તુરંગવાસમાં સડી સડીને દેહ પાડે; પરંતુ તેનો દેહ પડયે સ્વર્ગના પાર્ષદો પુષ્પવિમાન લઇનેજ તેને તેડવા આવવાના છે–મને એ વિષે લવ પણ અંદેશો નથી. સ્વતંત્રતા અને સ્વમાન ગુમાવીને લજ્જાસ્પદ જીવન જીવનાર મારા વચટ પુત્ર કરતાં એ કનિષ્ઠ કનૈયો જેલમાં રહીને પણ સ્વદેશને આદર્શ પાઠ પઢાવતો જ્વલંત જીવન જીવી રહ્યો છે."

—અને માટીલાના આ મર્દાની બોલ આગળ સ્પેનનો સુબો મ્હાત થયો–ઝંખવાયો. માટીલા માટે અંતરના ઉંડા ગર્ભાગારે માનનો ઉમળકો આવ્યો. તે બબડયો: "ધન્ય જનની!"

("ચિત્રમય જગત"માંથી)

---

# १२६–खादी की पवित्रता

( લેખિકા:—કુમારી રમા )

કલ્યાણ કે તીસરે વર્ષ કે બારહવેં અંક મેં પ્રકાશિત શ્રીજ્વાલા-પ્રસાદજી કાનોડિયા કે 'કલ્યાણકામી કે લિયે ખાદી કી આવશ્યકતા' શીર્ષક લેખ મેં યહ બાત ભલી ભાંતિ સિદ્ધ કર દી ગયી હૈ કિ ખાદી કે સમાન પવિત્ર, સસ્તા, મજબૂત ઔર દેશહિતકર વસ્ત્ર દૂસરા નહીં હૈ. સાથ હી અનુભવ સે ભી યહી સિદ્ધ હૈ. અતઃ ઇસકી પવિત્રતા ઔર સસ્તેપન પર તો તર્ક કરના વૃથા હૈ. કલ્યાણ કે ઇસ વર્ષ કે છઠે અંક કે 'ખાદી ઔર પરમાર્થ' શીર્ષક સંપાદકીય લેખ

સે યહ બાત ભી સ્પષ્ટ હો ગયી કિ ખાદી કા સ્થાન રાજનીતિ કી અપેક્ષા ધર્મ ઔર પરમાર્થ મેં કહીં ઉંચા હૈ. પરંતુ કુછ લોગોં કી યહ ધારણા હૈ કિ કુછ મિલેં ઐસી હૈં જિનમેં કપડોં કી પાલિસ મેં ચરબી નહીં લગતી ઔર મોટે સૂત કે કપડે બનતે હૈં, જો પવિત્ર, મજબૂત ઔર સસ્તે ભી હૈં. ઇસ લિયે ઉન મિલોં કા કપડા પહનને મેં આપત્તિ નહીં હોની ચાહિયે. યદ્યપિ ઐસી ધારણા દેખને મેં ઠીક માલૂમ હોતી હૈ, પરંતુ વિચાર કરને પર જાન પડતા હૈ કિ વાસ્તવ મેં બાત ઐસી નહીં હૈ. મિલોં કા કપડા સસ્તા એવં મજબૂત તો હો સકતા હૈ પરંતુ વહ, કેવલ પાલિસ મેં ચરબી ન લગને કે કારણ હી પવિત્ર નહીં કહા જા સકતા. અપવિત્રતા કે અન્ય ભી કઇ કારણ હૈં.

પ્રથમ, મિલોં કી મશીનેં ચલાને મેં ચિકનાઇ કે લિયે પશુઓં કી ચર્બી કામ મેં લાયી જાતી હૈ, જિસસે જીવહિંસા હોના અનિવાર્ય હૈ. દૂસરે, મિલોં મેં કામ કરનેવાલે ગરીબ મજદૂરોં કો અપને ગાંવોં કો છોડ કર શહર મેં આના પડતા હૈ ઔર દિનભર મિલોં કે ધૂયેં સે બિગડી હુઇ વાયુ મેં કામ કરના પડતા હૈ. શહર કી જલ-વાયુ યોં હી ખરાબ હુઆ કરતી હૈ. ઇસસે ઉનકે સ્વાસ્થ્ય પર બુરા પ્રભાવ પડતા હૈ. નાગરિક જીવન કે વિલાસિતા આદિ અનેક દોષ ઉનકે સાદે જીવન કો બરબાદ કર દેતે હૈં.

ઇસકે અતિરિક્ત કઇ મનુષ્યોં સે હોનેવાલે કામ કો મશીન દ્વારા એક હી આદમી કર ડાલતા હૈ જિસસે બચે હુએ મનુષ્ય બેકાર રહ જાતે હૈં. યદ્યપિ શહરોં મેં મજદૂરોં કી આમદની કુછ બઢ જાતી હૈ, પરંતુ સાથ હી વિલાસિતા ઔર અનેક વ્યસનોં કી આદત પડ જાને સે ખર્ચ ભી અત્યધિક બઢ જાના હૈ, જિસસે ઉન્હેં ઉસ જ્યાદા આમદની સે સુખ ઔર આનંદ કી અપેક્ષા ઉલટા દુઃખ હી ભોગના પડતા હૈ. આવશ્યકતાઓં કે બઢ જાને સે લાલચવશ અધિક કમાને કે લિયે વે સામર્થ્ય સે બાહર પરિશ્રમ કરને લગ જાતે હૈં ઔર ફિર ઉસ થકાવટ કો મિટાને કે લિયે શરાબ-તાડી આદિ પીને લગતે હૈં. ઇધર કામ ન રહને સે બેકાર આદમી ભૂખોં મરને લગતે હૈં, જિસસે ઉન્હેં વિવશ હો કર ચોરી, ડકૈતી, ખૂન ઇત્યાદિ નાના પ્રકાર કે કુકાર્ય ઇચ્છા ન હોને પર ભી કરને પડતે હૈં, જો કરતે-કરતે આદત ઔર પેશે કે રૂપ મેં બદલ જાતે હૈં. ક્ષુધા સે પીડિત મનુષ્ય ક્યા નહીં કર ડાલતા-

**बुभुक्षितः किं न करोति पापं क्षीणा नराः निष्करुणा भवंति।**

ઉન સબ મનુષ્યોં કે દ્વારા હોનેવાલે પાપોં કે જિમ્મેવાર વે **સભી હોતે હૈં જો ઉપર્યુક્ત કારખાનોં કે સંચાલક, માલિક ઔર**

પોષક આદિ હૈં.

આજ સંસાર મેં જો ભયાનક બેકારી ફૈલી હુઇ હૈ ઉસકે કારણ યે બડે બડે કારખાને (મીલ ઇન્ડસ્ટ્રીઝ) હી હૈં. જિતની અધિક મિલેં બઢતી જાયંગી, ઉતની હી બેકારી હી બઢતી જાયગી. કુછ મનુષ્યોં કા મત હૈ કિ ભારત ભી સંસાર મેં હૈ, ઇસકો ભી યુગધર્મ કે અનુસાર સારે સંસાર કે સાથ ચલના પડેગા. જબ સારા જગત્ મિલોં સે કામ ચલાવેગા તો ભારત કા કામ બિના મિલોં સે નહીં ચલ સકતા. પરંતુ યહ દલીલ અદૂરદર્શિતા સે ખાલી નહીં હૈ. અધિક લોગોં કા ગરીબ ઔર દુઃખી હોના એવં કુછ લોગોં કા ધની હો જાના યહ મિલ ઇંડસ્ટ્રી કા અનિવાર્ય પરિણામ હૈ. સબ સે બડે ધની દેશ અમરિકા કી આજ કયા દશા હૈ? જહાં રોડે કૂટ-કૂટ કર મનુષ્ય સૈકડોં રૂપયે માહવાર આસાની સે કમા સકતા થા, વહાં આજ અચ્છે અચ્છે કલા-કૌશલ મેં પ્રવીણ મનુષ્ય દસ બારહ રૂપયે માસિક તક કી નૌકરી કરને કે લિયે તૈયાર હૈં, પરંતુ ઉન્હેં કામ નહીં મિલતા. ગત તા. ૨૦-૧૨-૧૯૩૦ કે 'સ્ટેટસમૈન' મેં છપા હૈ કિ અમેરિકા કી રાજધાની ન્યૂયાર્ક શહર મેં સડકોં પર ઝુંડ કે ઝુંડ લોગ અપને સીને પર કાર્ડ લટકાયે ઘુમતે હૈં, જિન પર લિખા હોતા હૈ કિ વે કલર્ક, દરજી, બઢઇ આદિ કા કામ ચાહતે હૈં. યે લોગ એક ડાલર પ્રતિ સપ્તાહપર કામ કરને કો તૈયાર હૈં. એક ડાલર આજકલ લગભગ ૨।।।) કા હૈ ઇસ હિસાબ સે માસિક ૧૧) હોતે હૈં.

મિલ ઇંડસ્ટ્રી કે હિમાયતિયોં કા કહના હૈ કિ મિલોં દ્વારા થોડે સમય મેં અપની આવશ્યકતાયેં પૂરી કર કે શેષ સમય કો મનુષ્ય આત્મોન્નતિ મેં લગા સકતા હૈ; પરંતુ યહ બાત સંભવ હી કૈસે હો સકતી હૈ જબ કિ હમ અપની આવશ્યકતાઓં કો પૂર્ણ કરને મેં તો હિંસાપૂર્ણ તામસી કાર્ય કરેં ઔર બાકી સમય મેં મન કો સાત્ત્વિક કામોં મેં લગાયે રકખેં. કયા ગોહત્યા કર કે ઉસકે ચમડે કે જૂતે દાન કરને સે ઉસ પાપ સે છૂટકારા મિલ જાયગા? ઇસકે સિવા નિકમ્મે રહને કે સમય મેં મન કો અચ્છે કામ મેં લગાયે રખના બડા હી કઠિન હૈ. પ્રાયઃ દેખા જાતા હૈ કિ જો મનુષ્ય જયાદા નિઠલ્લે રહતે હૈં વે હી બુરે માર્ગોં મેં અધિક લગતે હૈં. મન કો તો કોઇ ન કોઈ કામ ચાહિયે હી; વહ નિકમ્મા કભી નહીં રહ સકતા. ઉસકો જબ કોઇ કામ ન મિલેગા તો વહ ઇધર ઉધર કે બુરે વિચારોં યા વિષયોં કા ચિંતન કરેગા. વિષયોં કે ચિંતન કા અંતિમ ફલ, ભગવાન્ ગીતા મેં કહતે હૈં:—

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

( ગીતા ૨-૬૨, ૬૩ )

મિલ કા પૈસા અધિકાંશ ઉન્હીં મનુષ્યોં કો પ્રાપ્ત હોતા હૈ જિનકે પાસ બહુત ધન હૈ. પરિશ્રમ તો કરતે હૈં ગરીબ, પરંતુ સુખ ભોગતે હૈં મિલમાલિક. ઇન સબ વિષયોં પર વિચાર કરને સે મિલ કે બને વસ્ત્રોં કી અપવિત્રતા સિદ્ધ હો જાતી હૈ. ખદ્દર મેં યહ દોષ બિલકુલ નહીં હૈ. ઇસકા એક-એક પૈસા પરિશ્રમી ઔર ભૂખે ગરીબ ભાઇયોં કો મિલતા હૈ. યદિ હમ એક રૂપયે કા ખદ્દર પહનતે હૈં તો ઉસકે પૈસે રૂઇ ઉપજાનેવાલે, બિનૌલા સાફ કરનેવાલે, ધુનનેવાલે, સૂત કાતનેવાલે, કપડા બુનનેવાલે તથા ધોનેવાલે ઔર ફેરી કરનેવાલે—આદિ સાત ગરીબ ભાઇયોં મેં બંટ જાતે હૈં. ઇસ પ્રકાર ખાદી મેં ખર્ચ કિયા હુઆ પૈસા દેશ કે દરિદ્ર ભાઇયોં કી ઝોપડિયોં મેં પહુંચતા હૈ. યદિ હમને કિસી મનુષ્ય કો એક દિન ભોજન કરવા દિયા તો ઉસસે કેવલ ઉસી દિન ઉસકા પેટ ભરેગા. પરંતુ યદિ હમ ખદ્દર પહનતે હૈં તો ગરીબોં કો એક કલા સિખા કર ઉન્હેં એક આજીવિકા કા કામ દે દેતે હૈં. વે જન્મભર ઉસસે સ્વતંત્રતાપૂર્વક અપના કામ ચલા સકતે હૈં. ઇસ તરહ ખાદી કે અંદર ગુપ્ત દાન ભી સમાયા હુઆ હૈ.

અતએવ પ્રત્યેક ભાઇ-બહિન કો ખાદી પહનને કા નિયમ લે લેના ચાહિયે.

( "કલ્યાણ"ના એક અંકમાંથી )



# ૧૨૭–ઊર્ધ્વ પ્રયાણનો અભિલાષ

(લખનારઃ–"કુંજ" ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, નડીઆદ.)

(હરિગીત)

(૧)

નિજ પ્રાણથી પણ **ન્યાયવૃત્તિ** અધિક પ્રિય છે જે ઉરે,
મન વાણીનો સંયમ કરી વ્યવહારમાં જે વિચરે;
પ્રત્યેક **પરઉપકારની** પ્રવૃત્તિમાં પગલું ભરે—
એવા મહજ્જનના પથે ક્યારે પ્રભો! ગતિ લાધશે?

(૨)

ઐહિક સુખની વાંચ્છના નવ સ્વપ્નમાં પણ જે ધરે,
સાફલ્ય જીવનનું ગણી જન હિતમાં **સ્વાર્પણ** કરે;
વિઘ્નો વિપત્તિઓ દમે, પણ લક્ષ્ય જેનું ના ચળે—
ક્યારે **મહજ્જનવૃત્તિ** એ વસશે, વિભુ! મુજ અન્તરે?

(૩)

'બાલો બધાં પ્રભુનાં' ગણી હિત પ્રાણી માત્રનું આચરે,
અત્યંત અનુકમ્પા થકી દુઃખો દુઃખીનાં સંહરે;
અજ્ઞાની કે પાપી પ્રતિ પણ **પ્રેમધર્મ** ન વિસરે—
ક્યારે મહજ્જીવનપ્રભા મુજ ઉર એ અજવાળશે?

(૪)

**શ્રદ્ધા** અને **સ્વાશ્રય** થકી કર્તવ્યસ્નેહે આદરે,
અન્તર્ધ્વનિને અનુસરી પ્રગતિ કરે ભવસાગરે;
વ્રત સત્યનું સ્વીકારીને કષ્ટો સહે પણ ના ડરે,
ક્યારે **મહજ્જન ધૈર્ય** એ હરશે તિમિર હૃદયામ્બરે?

(૫)

મૃદુ વાક્ય સુખકર ઉચ્ચરે, સુરભિ સુમન મુખથી સરે,
**અદ્વૈત**–અનુપમ અસ્ત્રથી આત્મા અહં–મમતા ચીરે;
કરી વિશ્વયાત્રા પૂર્ણ જે વિભુ–વૈજયન્તીને વરે—
યાચું, મહચ્ચારિત્ર્ય એ સ્મરતાં ગતિ કરૂં આ ભવે!

("બુદ્ધિપ્રકાશ"ના એક અંકમાંથી)

# ૧૨૮—આગ્રાનો દયાલબાગ

[લખનારઃ શ્રીમતી સ્નેહલતા પંડિત.]

આગ્રાની પાસે રાધાસ્વામી સંપ્રદાયના અનુયાયીઓએ દયાલબાગ નામનું એક ઉપનગર વસાવેલું છે. ઇ. સ. ૧૯૨૮ સુધીનો વૃત્તાંત જોયા પછી વાચકને સહેજે ત્યાંના કાર્યકર્તાઓ પ્રત્યે માન ઉત્પન્ન થઇ શકે તેમ છે.

ઇ. સ. ૧૯૧૫ના જાન્યુઆરી માસમાંજ રાધાસ્વામી સંપ્રદાયના સંસ્થાપકની સમાધિ પાસે ૪ એકર જમીન ખરીદી કામ શરૂ કરવામાં આવેલું. આજે છેલ્લાં ૧૫ વરસમાં ત્યાં અદ્ભુત કાર્ય થયેલું જોઇ શકાય છે. ૪ એકર જમીન વધીને ૫૦૦ એકર થઇ છે. ત્યાં ત્રણ નાનાં નાનાં નગરો વસાવવામાં આવેલાં છે. ત્રણે નગરમાં વસતાં સ્ત્રીપુરુષોની સંખ્યા ૨૦૦૦ ની છે. શરૂઆતમાં એ સંપ્રદાયના અનુયાયીઓએ રૂ. ૫૦૦૦ આપેલા. પંદર વરસની ટુંક મુદતમાં સંચાલકોએ આ નગરોની ખીલવણીમાં રૂ. ૨૦ લાખ ખર્ચ્યા છે.

વીસ લાખની રકમ ક્યાં અને કેવી રીતે ખર્ચાઇ છે તેનો ઇતિહાસ પણ મનોરંજક છે. શરૂઆતમાં ત્રણ નાનાં નગરો વસાવવામાં આવ્યાં. એ નગરોનાં નામો સ્વામીનગર, શ્વેતનગર અને પ્રેમનગર છે. નગરો માટે વીજળી અને પાણીનાં કારખાનાં છે. લોટ દળવાની અને તેલ કાઢવાની સ્વતંત્ર મીલો પણ છે. નગરોની આસપાસ ઝાડપાન ફળફૂલ પણ મોટા જથામાં ઉછેરવામાં આવે છે. બીજી સગવડોમાં અહીં એક બેંક પણ છે. તાજાં દૂધ, દહીં, માખણ મળી શકે તે માટે વૈજ્ઞાનિક પદ્ધતિ પર ઉઘાડેલી ગૌશાળાઓ છે. અહીંના ડેરી ફાર્મનાં વખાણ વિદેશી ડેરી ફાર્મના કાર્યકર્તાઓ કરી ગયા છે. અહીંથી નીપજતાં દૂધ, માખણ અને ઘી બજારોમાં વેચાય છે. તેની પવિત્રતા માટે લોકોમાં ભારે વિશ્વાસ છે. ખેતરોમાં શાકભાજી વગેરે બધું ઉત્પન્ન થાય છે, અને રહેનારાનાં જીવનને પોષનારી ઉપયોગી બધી વસ્તુઓ અહીંજ નીપજે છે અને મળે છે.

ઉપરાંત એક ઉત્તમ ઔષધાલય છે; અને સુવાવડ માટે એક ઉત્તમ પ્રસુતિગૃહ પણ છે, જેનો લાભ ત્યાં વસનારી બહેનોને સુવાવડ વેળા ફરજિયાત લેવો પડે છે.

દયાલબાગમાં એક ઉચ્ચ પ્રતિની કૉલેજ છે. કન્યાઓ માટે જુદી કૉલેજ બંધાઇ રહી છે. અહીં અનાથાશ્રમ પણ છે. ભણનાર છોકરા અને છોકરીઓને કવાયત અને વ્યાયામ ફરજિયાત કરવાં પડે છે.

આટલેથીજ દયાલબાગની વાત અટકતી નથી. ઔદ્યોગિક શિક્ષણ અહીં બહુજ સારી રીતે વિકાસ પામ્યું છે. અહીંના કલાભવનમાં

બૂટ, થેલા, ચંપલ બને છે; કપડાં બનાવવાનાં કારખાનાં પણ છે. વૈજ્ઞાનિક પ્રયોગો માટેનાં સાધનો બનાવવાનું કારખાનું છે. ફાઉન્ટન પેનો અહીં બને છે. ધાતુઓ પર ઢોળ ચઢાવવાનું કામ વીજળીથી થાય છે. વીજળીના પંખા અહીંઆં બને છે, એટલુંજ નહિ પણ ગ્રામોફોનનાં સાઉન્ડ બૉક્સ પણ અહીંજ હવે પછી બનનાર છે.

આમ પોતાના ગુરુની છત્રછાયા નીચે સંપ્રદાયના અનુયાયીઓ સંગીન કાર્ય કરી રહ્યા છે.

આ અહેવાલ વાંચ્યા પછી હૃદયમાં અનેક ભાવનાઓ જાગ્રત થાય છે. દયાલબાગનાં નગરોનાં મકાનો, કલાભવન, ગૌશાળા અને ખેતરો તેમજ બાગમાંથી નીપજતી વસ્તુઓની ભારે પ્રશંસા થઇ છે, અને દયાલબાગના પ્રેક્ષકોએ તેમનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. આ સુંદર કાર્ય દયાલબાગમાં થઇ શક્યું તેનું એક માત્ર કારણ તે તેમનું સંગઠન છે. ગુરુઓ પોતાને મળતી ભેટ–પૂજાઓ પણ દયાલબાગના કોઈ નવીન કાર્ય પાછળજ ખર્ચી દે છે. રાધાસ્વામી સંપ્રદાયના સિદ્ધાંતોની સાથે મતભેદ હોય તેને પણ તેમના કાર્ય અને સંગઠનથી ખૂબ શીખવાનું છે.

બીજું શું, "મનુષ્ય પ્રયત્ન ઇશ્વર કૃપા!"

("પ્રચારક"ના એક અંકમાંથી)

---

# ૧૨૯–कोमी एकता पाछळ गणेश शंकरनुं आत्मसमर्पण

કાનપુર, તા૦ ૨–'પ્રતાપ'ના પંડિત દેવવ્રત શાસ્ત્રી લખે છે કે, મને મળેલી હકીકત પ્રમાણે શ્રી. ગણેશ શંકર વિદ્યાર્થીને ૨૫ મી તારીખે મુસ્લીમ લત્તામાં સૂર્યાસ્ત પહેલાં અર્ધા કલાકે મારી નાખવામાં આવ્યા હતા. તેઓ ત્યાં કોઇ પણ પ્રકારના રક્ષણ સિવાય, તથા કોઈ પણ પ્રકારની સાવચેતીઓ લીધા સિવાય, ઉશ્કેરાયલાં લોકોનાં ટોળાંને શાંત પાડવા માટે ત્યાં ગયા હતા અને પહેલીજ વાર તેઓ પ્રેમ, કુનેહ અને આત્મભોગથી લોકોના રોષને દૂર કરવામાં નિષ્ફળ થયા.

વિગતો નીચે પ્રમાણે છેઃ–૨૪ મી તારીખે તેમને મળેલા દુઃખદ અનુભવ પછી તેમને લાગ્યું કે, પોલીસ તો બહુજ ઓછી મદદ કરે છે અને ત્રણ વર્ષ પહેલાં થયેલા કોમી કલહ કરતાં આજે તેઓ વધુ ઉદાસીન છે. સત્તાવાળાઓની આ વખતની બદલાયેલી વર્તણૂંક જોતાં આ પ્રસંગે કેમ કામ કરવું તે વિષે તેમની મુંઝ-

વણુ વધી; પણુ આ પરિસ્થિતિમાં તેઓએ પોતાનો માર્ગ હિંમતથી લેવાનો વિચાર કર્યો અને તેથી પરમાત્મામાં વિશ્વાસ રાખીને તેઓ અશાંતિવાળા વિસ્તારમાં જવા માટે બહાર પડયા.

સવારના પહોરમાં નવ વાગે તેઓ ખુલ્લે માથે નીકળ્યા. તેઓ બંગાળી મહોલ્લામાં ગયા, અને ૧૪૦ મુસ્લીમોને બચાવ્યા. કેટલીક તો સ્ત્રીઓ પણુ હતી અને બાલકો પણુ હતાં. બળતા ઘરમાંથી પણુ કેટલાક મુસ્લીમોને બચાવ્યા હતા.

શ્રી૦ વિદ્યાર્થી જેવા મહાસભાના આગેવાન નેતા પણુ હિંદુ લોકમાંના ગુસ્સાને શાંત પાડી શકયા નહિ.

પણુ શ્રી૦ વિદ્યાર્થીની અપીલની કંઇક અસર થઈ. તેમણે ઘાયલ થયેલા મુસ્લીમોને સારવાર આપવી શરૂ કરી. કેટલાકને તો જાતે ઉપાડીને સલામતીવાળી જગ્યાએ મૂકી આવ્યા. સૂર્ય માથે તપતો હતો, છતાં તેમણે પોતાની જાતની જરા પણુ પરવાહ કર્યા વગર પોતાનું કામ ચાલુ રાખ્યું. પટકપુરામાં પણુ તેમણે તેજ પ્રમાણે કર્યું. આખરે તેઓ ઇટવાહ બજારમાં આવ્યા.

અહીં તેમને એક લૅારી આપવામાં આવી હતી, જ્યાં એક મુસ્લીમ ડેપ્યુટી કલેકટર અને બે કૉન્સ્ટેબલો તેમના કામમાં સહાય આપવાને સાથે હતા.

રસ્તામાં તેઓ જે કોઈ ઘાયલ મળે તેની સારવાર કરતા અને જો દવાખાનામાં મોકલવાની જરૂર જણુાય તો દવાખાને મોકલતા. આમ કરતાં કરતાં ત્રણુ વાગે તે મેસ્ટન રોડની મધ્યમાં પહોંચ્યા. ત્યાંથી તે માછલી બજાર અને ચઉએગોલા લત્તામાં જવા માટે ઇચ્છતા હતા. અહીં પેલા પોલીસ અમલદારો વિદાય થઇ ગયા હતા, અને ત્રણુ મુસ્લીમ સ્વયંસેવકોજ તેમની સાથે હતા.

તેમ છતાં કોઇ પ્રકારની પરવાહ કર્યા વગર તેઓ બહાર પડયા અને કોઈ પણુ જાતના રક્ષણુ વગર નાનીસરાક તરફ જવા નીકળ્યા. નાઇચોઇ, ચઉએગોલા વગેરે સ્થળોએ ફરીને શ્રી. વિદ્યાર્થી નાનીસરાક તરફ આવ્યા. અત્રે મુસ્લીમોનાં ત્રણુ ટોળાંઓ બૂમો પાડતાં હતાં-પોતાનો શિકાર દેખતાં આ સમૂહે પોકાર કરવા માંડયો.

બે મુસ્લીમ સ્વયંસેવકો જે તેમની સાથે હતા તે પણુ હવે દોડી ગયા હતા, માત્ર એકજ સ્વયંસેવક સાથે હતો. આ સ્વયંસેવકે પોતાના ભાઇઓને ખૂબ વિનવ્યા, ખૂબ પોકાર કર્યો; પણુ તેની કંઈ અસર થઇ નહિ. લોહીતરસ્યા સમૂહે તેમના રક્ત માટે પોકાર કર્યો અને કેટલાકોની વિનવણી છતાં તેમને મારી નાખવામાં આવ્યા.

## મુસ્લીમ સ્વયંસેવક પણુ મરાયો.

અહિંસાના સિદ્ધાંતભક્તની વેદી ઉપર આ અનુપમ બલિદાન હતું. જે સ્વયંસેવક તેમને બચાવવા માટે યત્ન કરતો હતો, તેના

પર પણ હુમલો કરવામાં આવ્યો અને તે પણ એક કલાકમાં તેને થયેલી ઇજાના પરિણામે મરણ પામ્યો.

શ્રી. વિદ્યાર્થીના શબને એક સળગતા ઘરમાં નાખવામાં આવ્યું હતું.

## છેલ્લા શબ્દો

તેમનો છેલ્લો સાથી જણાવે છે કે, તેમણે ટોળાને નમન કર્યું અને જણાવ્યું કે, "જો મારા લોહીથી એકતા સ્થપાતી હોય, તો તમે મને ખુશીથી મારી નાખી શકો છો." આ પ્રમાણે જે સિદ્ધાંતો શ્રી. વિદ્યાર્થીએ જાહેર રીતે પ્રજાને શીખવ્યા હતા, જે તેમણે પેપર અને વ્યાસપીઠ પરથી જનતાને શીખવ્યા હતા, તેજ સિદ્ધાંતો તેમણે અમલમાં ઉતારી બતાવ્યા હતા.

તે દિવસે તેમણે કેટલીય વાર હિંદુઓને કહ્યું હતું કે, જો તમારે જોઇએ તો મારી જીંદગી લો, પણ એકતા સ્થાપો. તેજ શબ્દો તેમણે મુસ્લીમ બિરાદરોને કહ્યા હતા. તેમનો એ આદર્શ હતો, અને એ આદર્શ માટે તેમણે આત્મબલિદાન આપ્યું હતું.

શ્રી. વિદ્યાર્થી તેમની પછવાડે તેમનાં પત્ની, માતા, વડીલ ભાઇ અને ૬ બાળકો મૂકી ગયા છે. બાળકો બધાં નાનાં છે.

(તા. ૫-૪-૧૯૩૧ ના "પ્રજામિત્ર કેસરી"માંથી)



# ग्रंथसेवननो महिमा

## (ઉત્તમ પુરુષોના ઉદ્‌ગાર)

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેનું ભાગ્ય સારા ગ્રંથ વાંચવાવિચારવા જેટલું ઉત્તમ હોય, તેના આગળ ચંચળ લક્ષ્મીના આ શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે."

**"સ્વામી વિવેકાનંદ"**

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો."

**"મહાત્મા ગાંધીજી"**

"જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ચલાવી ઠંડક આપનારા પંખા છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો એ આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો એ તેમાંથી તૈયાર થયેલા રોટલા છે; જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન એ સર્વશક્તિમાન પરમાત્મા છે તથા પુસ્તકો એ તે પરમાત્માનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે."

**"સ્વર્ગનાં રત્નો"**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામથી નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ જાગી શકતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્ન-

તિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છ લાગે છે." "બંકિમચંદ્ર"

"ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." "મારડન"

"સહવાસથી જેમ માણસના ગુણ અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો જેને શોખ હોય તે ઉપરથી પણ તેને ઓળખી શકાય."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે પોતાના વાજીંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે; તેમ વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરતો; તો આપણા જેવાઓએ તો વૃથા જતી કિંમતી ક્ષણોને વાપરવા માટે શું ન કરવું જોઇએ?"

એક વિદ્વાન ઠીકજ કહે છે કે "વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને છોડું નહિ."

"પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન નકામું લાગવા દેતાં નથી. વળી તે ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશા પણ ટાળે છે."

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે 'માણસને લૂગડાં-લત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે.' તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો. × × × તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું."

"ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિ વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"

"સદ્‌ગ્રંથવિનાનું ઘર મડદાની ઘોર જેવું છે."

"ગ્રંથસંગ્રહરૂપી કલ્પવૃક્ષ પાસે જે માગશો તે મળશે."

"ઉત્તમ પુસ્તકો, એ વિચારરત્નોનો અમૂલ્ય ભંડાર છે."

"આ જગતમાં બીજી વસ્તુઓ જે કાંઇ લાભ આપી શકે, તેના કરતાં સદ્ગ્રંથો ઘણો ઉત્તમ અને વધારે લાભ આપે છે."

"માણસને લુગડાંલત્તાં કરતાં પુસ્તકોની વધારે જરૂર છે."

"મહાન સ્ત્રીપુરુષોનાં ચરિત્રો સાફ સમજાવે છે કે, **મહત્તાનો દરવાજો સર્વ માટે સદાકાળ ઉઘાડો છે."**

"પુસ્તકોપ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનારા મનુષ્યમાં શું તફાવત ?"

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો."

---

# સદ્ગ્રંથસામર્થ્ય

સોરઠા

**માનવ મોટું ભાગ્ય, જો તું ઇચ્છે તાહરૂં;**
**તો તો ઝટપટ જાગ્ય, સદ્ગ્રંથો હાકલ કરે.**
**મહાપુરુષનો સંગ, માનવ મળવો દોહ્યલો;**
**આપે એનો રંગ, આદેશોના ગ્રંથ શુભ.**
**અંધકાર-અજ્ઞાન, તે દૂર કરવા ઉગીયો,**
**જ્ઞાન-સૂર્ય એ જાણ, તુજ પૂર્વજનો વારસો.**
**લોહ સમું જે મંન, માટીમાં માટી બને;**
**કર એનું કાંચન, પારસગ્રંથ સમાગમે.**
**માનવ મોંઘો દેહ, ખેહ થવા નવ ખો વૃથા;**
**અમરપણું લે એહ, જ્ઞાન ભજન ચારિત્રથી.**
**વેહેવા ચાહો વીર, મ્હોટા જનને મારગે;**
**ધારો જ્ઞાનચારિત્ર, ચરિત્ર વાંચી તેમનાં.**
**જીવન ઉત્તમ થાય, ચરિત્ર ઉત્તમ વાંચતાં;**
**એ અર્થે વંચાય, ચરિત્રગ્રંથો ચાહથી.**

દોહરા

**પરમ શ્રેયને પામવા, રાજી કરવા રામ;**
**ઉત્તમ ગ્રંથો વાંચવા, કરવાં રૂડાં કામ.**
**ભગવત ભેટે ભાવથી, કંપે કાળ કરાળ;**
**ભાવ થકી ભાઈ ભજો, ભલી ગ્રંથની માળ.**
**વૃથા વહેતા સમયની, લેવા શુભ સંભાળ;**
**વાંચો વીર વિવેકથી, વિવિધ ગ્રંથની માળ.**

# ઉત્તમ ચરિત્રોના ફાયદા

## (અનુભવીઓના ઉદ્દગાર)

"જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસીવડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે–અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઉંડી છાપ પડે છે, અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

* * *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ; અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

* * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

* * *

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વ કોઇ માટે ઉઘાડો છે."

* * *

આવું છે તેથીજ આ સંસ્થા તરફથી ઉત્તમ ચરિત્રો નીકળેલાં છે, જેની વિગત અન્યત્ર આપી છે.

# ગીતા વિષે જાણવા જેવા વિચારો

(સારાંશરૂપે)

" 'ગીતા' એ ઉપનિષદો અને શાસ્ત્રોનું સત્ત્વ છે. × × ધર્મ-પ્રચારનું ઉત્તમ સાધન છે. × × શક્તિનો ખજાનો છે. × × માત્ર એક મહાભારતમાંજ ગીતાને વિસ્તારથી સમજાવનારાં દૃષ્ટાંત મળી શકે છે."
**ભાઈ પરમાનંદજી**

"એ ગ્રંથ એટલો અમૂલ્ય અને આધ્યાત્મિક ભાવોથી ભરેલો છે કે, હું વખતોવખત પરમાત્માને એજ પ્રાર્થના કર્યા કરૂં છું કે, તે મારા ઉપર એવી દયા કરે અને શક્તિ આપે કે જેથી હું મૃત્યુ-પર્યંત ગીતાનો સંદેશ એક સ્થાનથી બીજા સ્થાનમાં પહોંચાડી શકું."
**સાધુ ટી. એલ. વસવાણી**

"શ્રીકૃષ્ણના ઉપદેશોમાં શાસ્ત્રકથિત લગભગ બધા ધાર્મિક વિષયોનું તત્ત્વ આવી ગયું છે. તેની ભાષા એટલી ગંભીર અને ઉત્કૃષ્ટ છે કે જેથી તેનું 'ભગવદ્ગીતા' અથવા 'ઈશ્વરીય સંગીત'ના નામથી પ્રસિદ્ધ થવું યોગ્યજ છે."
**કે. ટી. તેલંગ**

"આપણે આપણાં બાળકોને પ્રથમથીજ ગીતાનો પાઠ કરવાની ટેવ પાડવી જોઈએ. આપણી નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે ગીતા સિવાય બીજા કોઈ શિક્ષક કે માર્ગદર્શકની જરૂર નથી."
**ટી. સી. કેશવાલુ પિલ્લે**

"વ્યાસમુનિએ ગીતાશાસ્ત્ર આ રૂપે રચીને હિંદુઓને એક તંતુથી બાંધી દીધા છે. ગીતા તરફ આપણે પૂરતું ધ્યાન આપીએ તો આજથીજ સંસારમાંથી બધાં વેરઝેર નાશ પામે."
**ભકતરામ શર્મા**

"ધર્મનાં ગૂઢ રહસ્યોને થોડાક સરળ અને સુરસ શબ્દોમાં પ્રકટ કરવાની અપૂર્વ શક્તિ શ્રીગીતાજીમાંજ છે."
**લક્ષ્મણજી શાસ્ત્રી**

"તે ગૃહસ્થનાં કર્તવ્યોનું એક પૂર્ણ ધર્મશાસ્ત્ર છે." **ટી.વી.અય્યર**

"સંસારભરમાં ગીતા જેવો કોઇ પણ ગ્રંથ નથી." **લો૦ તિલક**

"ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવાનું કારણ કે, તેમાં જ્ઞાન, કર્મ અને ભકિત, ત્રણેને એવો યોગ્ય ન્યાય અપાયો છે કે જેવું સામંજસ્ય બીજા કોઈ ગ્રંથમાં નથી! × × આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐકય, કેવળ ગીતામાંજ દેખાય છે. આવી અદ્ભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં કોઇ પણ કાળે કોઇએ કરી નથી."
**સાહિત્યસમ્રાટ્ બંકિમ બાબુ**

" 'શ્રીમદ્ભગવદ્ગીતા' એ ઉપનિષદ્રૂપી બગીચાઓમાંથી વીણી કાઢેલાં આધ્યાત્મિક સત્યોરૂપી પુષ્પોથી ગુંથેલી એક અતિ સુંદર છડી કિંવા કલગી છે."
**સ્વામી વિવેકાનંદ**

"જે કોઇ ગીતાગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષ-સુખનું સદાવ્રત ખોલેલું જાણવું. × × ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો છૂટાં પડેલાં ભટકે છે, તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે." **શ્રી જ્ઞાનેશ્વર**

"કોઇ પણ જાતિને ઉન્નતિને શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે." **વૉરન હેસ્ટિંગ્સ**

"ગીતાગ્રંથ બુદ્ધિની પ્રખરતા, આચારની ઉત્કૃષ્ટતા અને ધાર્મિક ઉત્સાહનું અપૂર્વ મિશ્રણ રજુ કરે છે." **ડૉ૦ મેકનિકલ**

"રાષ્ટ્રીય ધર્મગ્રંથ ગણાવામાં જે જે નિયમો જરૂરી છે તે બધા ભગવદ્‌ગીતામાં મળે છે; એટલુંજ નહિ પણ ભાવી વિશ્વધર્મનો એ એક સર્વોત્કૃષ્ટ ધર્મગ્રંથ છે." **એફ. ટી. બ્રુક્સ**

"બાઇબલનો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે. × × એમાં જે લખ્યું છે તે માત્ર ગીતાના સારરૂપે છે. × × જે જ્ઞાન ગીતામાં છે તે ઇસાઇ કે યહુદી બાઇબલોમાં નથી. × × મને આશ્ચર્ય થાય છે કે, ભારતીય નવયુવકો શામાટે અહીં યુરોપ સુધી વિજ્ઞાન શીખવા આવે છે? નિઃસંદેહ એનું કારણ તેમનો પાશ્ચાત્ય દેશો પ્રત્યેનો મોહ છે. તેમનાં ભોળાં હૃદયોએ હજુ નિર્દય અને અવિનયી પશ્ચિમવાસીઓનાં હૃદય ઓળખ્યાં નથી. વિદેશી શિક્ષણથી મળતી ભપકાદાર પદવીઓની લાલચે તેઓ એ સ્વાર્થીઓની ઇંદ્રજાળમાં ફસાય છે; પણ જે દેશ યા સમાજને ગુલામીમાંથી છૂટવું હોય તેને માટે તો એ માર્ગ અધોગતિનો-જ છે. × × × ગીતા દુનિયાની અઢળક સંપત્તિ વડે પણ ખરીદી શકાય નહિ, એવો ભારતવર્ષનો અમૂલ્ય–અલૌકિક ખજાનો છે." **લંડનવાસી યાહુદી એફ. એચ. મોલેમ**

"ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષો થઇ જવા છતાં એવો બીજો એકે ગ્રંથ હજીસુધી લખાયો નથી. × × ગીતાની સાથે સરખાવતાં આખા જગતનું હાલનું બીજું બધું જ્ઞાન મને તુચ્છ લાગે છે. × × હું રોજ પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું." **મહાત્મા થૉરો**

"સંસારના બધા ગ્રંથોમાંથી ક્યાંય પણ ભગવદ્‌ગીતા જેવા સૂક્ષ્મ અને ઉન્નત વિચારો મળતા નથી." **વિ૦ હુમ્બોલ્ટ**

"આ ગ્રંથ માત્ર હિંદુઓનોજ નહિ પરંતુ સમસ્ત માનવજાતિનો છે." **મહેરબાબાજી**

"તે પુરુષ અને સ્ત્રી મહાભાગ્યશાળી છે કે જેમને આ સંસારના અંધકારથી ભરેલા સાંકડા માર્ગોમાં પ્રકાશ આપનાર આ નાનકડો પરંતુ અખૂટ તેલથી ભરેલો ધર્મપ્રદીપ પ્રાપ્ત થયો છે." **મદનમોહન માલવીયા**

"એક વાર મારો અંતકાળ પાસે જણાયો ત્યારે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી." **મહાત્મા ગાંધીજી**

"गीता मे हृदयं पार्थ गीता मे सारमुत्तमम् ।
गीता मे ज्ञानमत्युग्रं गीता मे ज्ञानमव्ययम् ॥
गीता मे चोत्तमं स्थानं गीता मे परमं पदम् ।
गीता मे परमं गुह्यं गीता मे परमो गुरुः ॥

"ગીતા એ મારૂં હૃદય છે; ગીતા મારો ઉત્તમ સાર છે; ગીતા મારૂં અતિ ઉગ્ર જ્ઞાન છે; ગીતા મારૂં અવિનાશી જ્ઞાન છે; ગીતા મારૂં ઉત્તમ સ્થાન છે; ગીતા મારૂં પરમપદ છે; ગીતા મારૂં પરમરહસ્ય છે અને ગીતા મારો પરમ ગુરુ છે." **ભ૦ શ્રીકૃષ્ણ**

"गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥

"સ્વયં વિષ્ણુના મુખારવિંદમાંથી નીકળેલા ગીતાશાસ્ત્રને ગાવા અને પાળવા જેવું મહાફળદાયક કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાની શી જરૂર ?" **મહર્ષિ વ્યાસ**

"गेयं गीता नामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥

"દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ અને સચ્ચિદાનંદપદની નિત્યપ્રાપ્તિ માટે ગાન તો એક માત્ર ગીતાનું અને વિષ્ણુસહસ્રનામનું ગાવા યોગ્ય છે; ધ્યાન તો વારંવાર શ્રીપતિના સ્વરૂપનું ધરવા યોગ્ય છે; ચિત્ત તો સાધુસંગમાં પરોવવા યોગ્ય છે અને વિત્ત તો દીન-દુઃખીઓને દેવા યોગ્ય છે." **ભ૦ શંકરાચાર્ય**

"कृष्णो जानाति वै सम्यक् किञ्चित् कुन्तीसुतः फलम् ।
व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥

"એક ભગવાન શ્રીકૃષ્ણજ ગીતાને યથાવત્ જાણે છે; અર્જુન, વ્યાસ, વ્યાસપુત્ર શુકદેવ, યોગી યાજ્ઞવલ્કય, રાજા જનક એઓ તો તેમાંનું કંઈકજ જાણે છે." **ગીતામાહાત્મ્ય**

मोह को मिटाती प्रकटाती आत्मबोध शुद्ध ।
भीरुता भगाती युद्धवीरता जगाती है ॥
क्षणमें छुडाती अकर्मण्यता से निष्क्रयी को ।
कौन तू है, विश्व क्या है तथ्य समझाती है ॥
प्यारी योगियोंकी औ वियोगियोंकी भोगियोंकी ।
मरणोपरान्त मोक्षद्वार दिखलाती है ॥
जीवनमें विश्वविजयी का है पढाती पाठ ।
शान्ति सुखदात्री एक गीता कहलाती है ॥

( વિદ્યાભાસ્કર શુક્લ )

# भारतवर्ष के साधु

( શ્રી. આનંદીપ્રસાદ શ્રીવાસ્તવ કે લેખમેંસે )

ઔર દેશોં કી અપેક્ષા ભારતવર્ષ મેં સાધુ બહુત અધિક હૈં, ઉનમેં કુછ ઐસે ભી હોંગે જિનકી માનસિક ઉન્નતિ કુછ હુઇ હૈ. પરંતુ ઇતને સાધુઓં કે રહતે હુએ ભી–અર્થાત્ ઇતને ઐસે મનુષ્યોં કે રહતે હુએ ભી–જિનકે ન સ્ત્રી હૈં; ન બચ્ચે હૈં; ન ઘર કી ફિક્ર હૈ; ન ઋણ કા સોચ હૈ; જો સર્વથા નિશ્ચિંત હૈ ઔર મૃત્યુ કે લિયે સર્વદા પ્રસ્તુત હૈ—ભારતવર્ષ કી યહ દશા હૈ. વહ પરતંત્રતા કી બેડિયોં સે જકડા હુઆ હૈ, સામાજિક બુરાઇયોં કા કેંદ્ર હૈ; દરિદ્રતા કા ઘર હૈ; અજ્ઞાન કા અડ્ડા હૈ. ઇસકા ક્યા કારણ હૈ?

ક્યા ભારતવર્ષ કે સાધુ જૈસા અપનેકો સમઝતે હૈં, નિતાન્ત નિઃસ્પૃહ જીવ હૈ? ક્યા ઉન્હેં સચમુચ કોઇ મોહમમતા નહીં હૈ? ક્યા વે કામ-ક્રોધ આદિ કો જીતે હુએ હૈં? ક્યા વે સચમુચ સાંસારિક વૈભવ કો અસાર સમઝતે હૈં? ક્યા વે સચમુચ ઇતને ઊંચે ઉઠ ગએ હૈં કિ ઉન્હેં સારે સંસાર કી રાજનૈતિક સમસ્યાએં લડકોં કે ખેલ કે સમાન ઉપેક્ષણીય સમઝ પડતી હૈં? ક્યા વે સચમુચ ઐસે હૈં કિ યદિ ઉન્હેં સારે સંસાર કી સંપત્તિ મિલ જાય તો ઉસકા વે તૃણ કે સમાન ત્યાગ કર દેં? ઇન પ્રશ્નોં કા ઉત્તર ઇતના સ્પષ્ટ હૈ કિ ઉસકે લિખને કી આવશ્યકતા નહીં. યદિ ઐસા હોતા તો ભારતવર્ષ મેં ગૃહસ્થોં સે બઢ કર હજારો અખાડે ન હોતે. × × × યદિ ઐસા હોતા તો હજારો કી સંખ્યા મેં સાધુ યા મહંત વ્યભિચારદોષ સે દૂષિત ન પાએ જાતે—મહંતો કી રખેલિયાં, ઉનકી તરુણ ચેલિયાં, ન હોતીં, ઔર ન હોતીં ઉનકે યહાં ભ્રૂણ-હત્યાએં આદિ, જિનકા નામ લેને મેં ભી લજ્જા આતી હૈ. યદિ યહી બાત હોતી તો ભારતવર્ષ મેં હજારોં–

(સાંધણ માટે જુઓ મુખપૃષ્ઠની વાળેલી બાજુ)

# [illegible] ग्री [illegible] का [illegible]

(દેશભક્ત બાબા હરદયાલજી એમ. એ. કે લેખ સે)

સિદ્ધ ભી હો ચુકા હૈ કિ અંગ્રેજી હમેં અંગ્રેજ તો ન બના સકેગી, પર ભારતીય ભી ન રહને દેગી.

અંગ્રેજી શિક્ષા હમારે ઇતિહાસ કો તોડ મોડ કર ઇસ પ્રકાર હમેં સિખાતી હૈ કિ ઇસસે લાભ કી અપેક્ષા હાનિ હોતી હૈ. ઘટનાઓં સે હમ ઠીક પરિણામ નહીં નિકાલ સકતે. લેથબ્રિજ ઔર હંટર જૈસે ઇતિહાસલેખક હમેં અપની પ્રાચીન સભ્યતા, ગૌરવ ઔર પ્રતિષ્ઠા ક્યોં બતાયેંગે ?

જબ ભાષા ન રહી તો સાહિત્ય ભી સાથ હી નષ્ટ હો જાતા હૈ. × × × × અંગ્રેજી શિક્ષા ને હિંદી સાહિત્ય કો નષ્ટ કર દિયા.

હમારે સામાજિક જીવન પર ઇસકા ઐસા પ્રભાવ પડા હૈ કિ હમ સદાચાર કો ભી ખો બૈઠે ઔર પાશ્ચાત્ય સભ્યતા કી દિખલાવે કી વસ્તુઓં કો હમને ગ્રહણ કર લિયા. હમ ન ઘર કે રહે ન ઘ[illegible]ે, ન ઇધર કે ન ઉધર કે. અંગ્રેજી શિક્ષા ને હમારે આ[illegible] કો નષ્ટ કર દિયા. સચ્ચી ચેતના ઔર વિચારશ[illegible] ગૌરવ કી રક્ષા કર સકતી હૈ.

[illegible]ી ભાષા, સાહિત્ય, ધર્મ, આચાર,
[illegible]ના સબ પર અપના પ્રભાવ
[illegible]ે પરિત્યાગ કર અંગરેજી
[illegible]ઓં કો પુનઃ પ્રાપ્ત
[illegible]હુત પરિશ્રમ કરને
[illegible]ન સબ કુછ

[illegible] કિ ઐસે
[illegible] ગય
[illegible]ી